


# પ્રસ્તાવના.

ધમ્મિલ કુમારનું ચરિત્ર એ આજના જનસમાજમાં અતિ ઉપયોગી વસ્તુ . વાંચક એમાંથી-એના એકાગ્ર ચિત્તે પઠનથી-એની ચડતી પડતીના ક્રમથી ક બોધ પ્રાપ્ત કરે છે, તેથીજ કથાનુયોગમાં ધમ્મિલકુમારની કથા સ્વપ્રભાવવડે ોતાનું સ્થાન ઠીક જાળવી રહેલ છે.

ધમ્મિલ કથા, ધમ્મિલ ચરિત્ર, ધમ્મિલ રાસ આદિ અનેક પુસ્તકરૂપે આ કથાનક જૈન સમાજના કથાનુયોગમાં પડેલું છે. પ્રસ્તુત કથા જયશેખરસૂરિની કૃતિ તરીકે પ્રસિદ્ધ ધમ્મિલ ચરિત્રની પ્રસાદી રૂપ છે.

આજથી ૨૪૫૨-૭૨ (૨૫૨૪) વર્ષ પૂર્વે સિદ્ધાર્થ રાજાના કુળમાં તિલક સમાન શ્રી મહાવીર સ્વામી થયા. ચરમ તીર્થંકર મહાવીર સ્વામીની પાટે પંચમ ગણધર શ્રી સુધર્માસ્વામી થયા. વર્ત્તમાન સમયમાં અથવા તો તે પછી રંપરાએ ચાલ્યો આવતો સર્વ સાધુ સાધ્વીનો સમુદાય એ બધો એમનો રિવાર ગણાય. કેમકે વર્ધમાન સ્વામીના અગીયાર ગણધરોમાંથી મહાવીર વામીના નિર્વાણ સમયે ગૌતમસ્વામી ને સુધર્માસ્વામી એજ વિદ્યમાન હતા. મહાવીરસ્વામીએ ગૌતમસ્વામીને પોતાના નિર્વાણ પછી તરતજ કેવળજ્ઞાન થશે એમ જાણીને સુધર્માસ્વામીને પોતાના પટ્ટપર સ્થાપી, સમગ્ર સાધુ સાધ્વીઓને માટે એમને ભલામણ કરી, પોતે નિર્વાણ પામી ગયા-મોક્ષે ગયા.

એ રીતે સુધર્માસ્વામી મહાવીર પ્રભુના પ્રથમ પટ્ટધર થયા. તેમની પાટે બીજા જંબૂસ્વામી થયા. તેપણ મુક્તિએ ગયા, ત્યારથી મુક્તિમાર્ગ આ ભરતક્ષેત્રમાંથી બંધ થયો. તેમની પાટે પ્રભવસ્વામી, સય્યંભવસ્વામી, યશોભદ્રસૂરિ, સંભૂતિવિજય ને ભદ્રબાહુસ્વામી એ પાંચ શ્રુતકેવલી ( ચૌદપૂર્વી ) થયા છે. છઠ્ઠા શ્રુતકેવલી સ્થૂલભદ્રજી કહેવાયા. પણ તેમને પાછલા ચાર પૂર્વ સૂત્રથીજ મળેલા હતા.

એમની પાટપરંપરાએ કાળાંતરે અનેક ગચ્છો થયા, તેમાં અંચળગચ્છ વિશ્વમાં પ્રખ્યાતિને પામ્યો. એના મુખ્ય પટ્ટધર શ્રી આર્યરક્ષિતસૂરિ થયા. ત્યાર પછી પણ ઘણા આચાર્યો તેમની પાટે થયા. બાદ શ્રી મહેંદ્રપ્રભસૂરિ થયા. શ્રી

મહેંદ્રપ્રભસૂરિના હસ્તદીક્ષિત શિષ્યોમાં ત્રણ શિષ્યો મુખ્ય હતા. શ્રીમુનિશેખરસૂરિ, શ્રી જયશેખરસૂરિ અને શ્રી મેરૂતુંગસૂરિ, એમાંના શ્રી જયશેખરસૂરિએ આ ગ્રંથની સંસ્કૃતમાં વિક્રમ સંવત ૧૪૬૨ માં ગુજરાત દેશની અંદર રહીને રચના કરી છે. એમના બીજા પણ ગ્રંથો જેવા કે પ્રબોધચિંતામણિ, ઉપદેશ ચિંતામણિ, જૈનકુમારસંભવ આદિ નજરે પડે છે.

એ સંસ્કૃત ચરિત્ર ઉપરથી આજના જમાનાને અનુસરીને આ ચરિત્ર નવલકથાના રૂપમાં ગુજરાતી ભાષામાં આલેખવામાં આવ્યું છે. એમાંથી શૃંગાર રસ, વૈરાગ્યરસ, વીરરસ, શાંતરસ આદિ અનેક રસોનો પ્રવાહ ઝરી રહ્યો છે, જેનું જેવું મન હોય તેવી રીતે તેએમાં ભલે સ્નાન કરે. પણ જો વાંચક વાંચીને એમાંથી કાંઇ પણ લાભ પ્રાપ્ત કરે તોજ લેખક અને પ્રકાશકનો પરિશ્રમ સફલ થાય, કેમકે આ કથાનક ઘણું રસવાળું અને ભાવ ભરેલું હોવાથી ખાસ લક્ષ્ય રાખીને એનું ભાષાંતર કરવામાં આવ્યું છે. તેને સુધારવાનો પ્રયાસ પણ ઘણો કરવામાં આવ્યો છે, તો સુજ્ઞ વાંચકો જરૂર એનો લાભ મેળવશે. કેમકે—

**काव्यशास्त्रविनोदेन, कालो गच्छति धीमताम् ।**
**व्यसनेन च मूर्खाणां, निद्रया कलहेन वा ॥ १ ॥**

ભાવાર્થ—" બુદ્ધિમાન પુરૂષોનો કાળ તો કાવ્યશાસ્ત્રના વિનોદમાંજ જાય છે; બાકી વ્યસનમાં, કલહ કરવામાં ને પ્રમાદમાં તો મૂર્ખ પુરૂષોનોજ સમય જાય છે. "

ધમ્મિલ ચરિત્રની જયશેખરસૂરિની આ કૃતિ જામનગરવાળા પંડિત હીરાલાલ હંસરાજ તરફથી સંસ્કૃત ભાષામાં છપાઇને બહાર પડેલી છે. બીજું ધમ્મિલ કથા—એ નામનુ પાનાના આકારમાં ને સંસ્કૃત વાણીમાં નાનું સરખું પુસ્તક શ્રી આત્માનંદ સભા તરફથી છપાઇને બહાર પડેલુ છે. ધમ્મિલનો રાસ પંડિત શ્રી વીરવિજયજીએ આ સૈકાની શરૂઆતમાંજ ( ૧૯૦૨ માં ) રચેલો છે; તે પણ છપાયો છે. એ રાસ શ્રીજયશેખરસૂરિજીની કૃતિને આધારેજ રચાયો જણાય છે, છતાં દૃષ્ટાંતો એમાં જુદાં આવે છે. મુખ્ય કથાનક લગભગ મળતું જ છે, કેટલીક ઉપકથાઓ ભિન્ન છે..

રાસના કર્તા પંડિત વીરવિજયજી શ્રીવિજયસિંહસૂરિજીના શિષ્ય પ્રસિદ્ધ ક્રિયોદ્ધારક સત્યવિજયજી પંન્યાસની પરંપરામાં થયેલા શ્રીશુભવિજયજીના શિષ્ય હતા. એ વીરવિજયજીની બીજી પણ કૃતિઓ ઘણી છે. બારવ્રતની, પંચકલ્યાણકની, નવાણુપ્રકારી, ચોસઠપ્રકારી, પીસ્તાળીશ આગમની આદિ પૂજાઓનો ઇજારો તો પ્રથમ તેમનોજ હતો. કેમકે સાદી સરલ ભાષા અને આકર્ષક રાગરાગણી એ પૂજાઓમાં પ્રત્યક્ષ નજરે પડે છે.

આ ચરિત્રની અંદર આવેલ હકીકતનો સાર આ સાથે ટુંકામાં આપેલો છે તે વાંચવાથી આ ચરિત્રમાં રહેલી ખુબી સમજી શકાશે. એમાં પ્રાસંગીક કથાઓ પણ ઘણી આવેલી છે, તેનું લીસ્ટ પણ પાછળ આપેલું છે, તેમાં અગડદત્ત મુનિએ કહેલ પોતાનું વૃત્તાંત અને ગુણવર્માની કથા ઘણા વિસ્તારમાં આપેલ છે. તે ખાસ વાંચવા લાયક છે, ઉપદેશક છે, અસરકારક છે. બીજી કથાઓ પણ રસીક છે. આ ચરિત્રમાં આવેલા મુખ્ય પાત્રોની ઓળખાણ આપવા માટે તેનું લીસ્ટ પણ આ સાથે આપેલ છે. તેથી તે તે પાત્રને ઓળખવામાં સરળતા થાય છે. આ ચરિત્રને ભાષામાં લખતાં તેના ૭૨ પ્રકરણો પાડવામાં આવ્યા છે, તેની અનુક્રમણિકા આ સાથે આપેલી છે. તે પ્રકરણોનું મથાળું વાંચતાં તે પ્રકરણમાં શું હકીકત છે તે ટુંકામાં સમજી શકાય છે.

કમલમાં સુગંધ તો ઘણી હોય છતાં એ ખુશબોને ચોતરફ ફેલાવનાર તો પવનજ હોય છે, તેમ લેખકોની અણમોલ કૃતિઓને પ્રસિદ્ધિમાં લાવવી એ તો સજ્જનોનુંજ કર્ત્તવ્ય છે. લેખકો અનેક પરિશ્રમે લખી શકે, કિંતુ લેખકોના આવી અમુલ્ય કૃતિનો સ્વાદ તો વાંચકોજ લઇ શકે અને લેવરાવી શકે.

લેખકના છદ્મસ્થપણાને લીધે વાંચક મહાશયને આ પુસ્તકમાં કોઇ પણ સ્થળે કાંઇ પણ દોષ કે ભૂલ માલુમ પડે તો તેને માટે લેખક ક્ષમા ચાહે છે. બાકી તો લેખકે એ મૂળ વાતને ફક્ત નવલકથાના સ્વરૂપમાં મૂકી યોગ્ય સ્થળે રંગ પૂરવાનુંજ કાર્ય કર્યું છે, તે સિવાય કલ્પના ચલાવીને પોતાનું ડહાપણ પ્રાયે તાવ્યું નથી. ઇત્યલં.

અશાડ શુદિ ૧
સં. ૧૯૮૨

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.
ભાવનગર.



## આ ચરિત્રમાં આવતા મુખ્ય મુખ્ય પાત્રોની ઓળખાણ

| | |
|---|---|
| જિતશત્રુ. | કુશાગ્રપુરનો રાજા. |
| ધારિણી | જિતશત્રુ રાજાની સ્ત્રી |
| અમિત્રદમન | તેનો પુત્ર |
| સમુદ્રદત્ત શેઠ | કુશાગ્રપુરનો શેઠ |
| સુભદ્રા | તેની સ્ત્રી |
| સુરેંદ્રદત્ત | તેનો પુત્ર |
| સાગર શેઠ | તેજ નગરનો બીજો શેઠ |
| સત્યભામા • | તેની સ્ત્રી |
| સુભદ્રા | તેની પુત્રી–સુરેંદ્રદત્તની સ્ત્રી |
| ધમ્મિલકુમાર | સુરેંદ્ર ને સુભદ્રાનો પુત્ર |
| મહાબળ | વણારસીપુરીનો રાજા |
| યશોધર | તે નગરનો શેઠ |
| મનોરમા | તેની સ્ત્રી |
| ધર્મદત્ત | તેનો પુત્ર |
| શ્રીદીપ શ્રેષ્ઠી | તે જ નગરનો વેપારી |
| સુરૂપા | - તેની પુત્રી–ધર્મદત્તની સ્ત્રી |
| ધનવસુ | યશોમતિના પિતા |
| યશોમતિ | ધમ્મિલની પ્રથમ સ્ત્રી (૧) |
| વસંતતિલકા | ધમ્મિલની રખાયત સ્ત્રી (૨) |
| વસંતસેના | વસંતતિલકાની મા (અક્કા) |
| સુમતિ | યશોમતિની સખી |
| અરિદમન | માગધપુરનો રાજા |
| વિમળા | તે રાજાની પુત્રી–ધમ્મિલની સ્ત્રી (૩) |
| કમળા | તેની ધાવ્ય માતા |
| નાગવસુ | ચંપાનગરીનો સાર્થવાદ |
| નાગદત્તા | તેની પુત્રી–ધમ્મિલની સ્ત્રી (૪) |
| કપિલ | ચંપાપુરીનો રાજા |
| કપિલા | તેની પુત્રી–ધમ્મિલની સ્ત્રી ( ૫ ) |
| પુરૂષાનંદ | વૈતાઢ્ય ઉપરના શંખપુરનો રાજા |
| વિદ્યુન્મતિ-વિદ્યુદ્લતા | તેની પુત્રી ધમ્મિલનીસ્ત્રી (૬–૭) બ્રાહ. |
| વસુદત્ત | ચંપા પાસેના કરબટનો ગામ. ચંપાપતિનો |
| વસુમતી (પદ્માવતી) | તેની પુત્રી ધમ્મિલની સ્ત્રી ( ૮ ) |
| મેઘજય | કામા-મત વિદ્યાધર. |
| મેઘમાળા | તેની બહેન–ધમ્મિલની સ્ત્રી. ( ૯ ) |

# શ્રી ધમ્મિલ ચરિત્રનો ટુંક સાર.

કુશાગ્રપુરમાં સમુદ્રદત્ત શેઠને સુરેંદ્રદત્ત નામે પુત્ર હતો. તે પુત્રને માટે તેજ ગામના રહીશ સાગરશેઠે પોતાની પુત્રી સુભદ્રા આપવા કહેણ મોકલ્યું, સમુદ્રદત્તની તે સ્વીકારવાની ઇચ્છા થઇ, તે વખતે સુરેંદ્રે 'પરીક્ષા કર્યા વિના સ્ત્રી ગ્રહણ કરવી યોગ્ય નથી' એમ જણાવી તે ઉપર ધર્મદત્તની કથા કહી બતાવી છતાં પિતાનો આગ્રહ થવાથી સુરેંદ્રે કન્યાની પરીક્ષા માટે ચાર પ્રશ્નવાળો એક શ્લોક લખી આપ્યો, અને એનો યોગ્ય ઉત્તર કન્યા ાપે તો તેનો સ્વીકાર કરવા કહ્યું. સાગરશેઠની પુત્રી સુભદ્રાએ તે શ્લોકનો ાનમાન્યો ઉત્તર લખી આપ્યો, તેથી તેનો ને સુરેંદ્રનો વિવાહ થયો. સુરેંદ્રદત્ત ાગ્ય વયનો થવાથી તેના પિતાએ ઘરનો ભાર તેને ભળાવી ચારિત્ર લીધું, અને તેનું આરાધન કરી સ્વર્ગે ગયા.

સુભદ્રાને પુત્રની વાંચ્છા થઇ. અને ધર્મના આરાધનવડે તે સફળ થઇ. તેને પુત્ર થયો. તેનું નામ ધમ્મિલકુમાર પાડ્યું. તેણે સર્વ કળાનો અભ્યાસ કર્યો. તે યોગ્યવયનો થતાં તેના પિતાએ તેના લગ્ન કરવાની તજવીજ કરવા માંડી, ધમ્મિલે તરતમાં પરણવાના વિચારનો અનાદર કરી તે ઉપર એક ગોવાળની કથા કહી બતાવી. તરતમાં તે વિચાર મુલતવી રહ્યો. તેજ નગરમાં ધનવસુ શેઠ રહેતો હતો તેને યશોમતિ નામે પુત્રી હતી. તે કળાકુશળ થઇ હતી. તેને યોગ્ય વય થતાં પોતાને યોગ્ય વર માટે ચિંતા થઇ. તેની સખી સુમતિએ તે વાત તેની માતાને કરી, તેણે ધનવસુ શેઠને કરી. તેણે સુરેંદ્રદત્તના પુત્ર ધમ્મિલ કુમારને યોગ્ય વર જાણી કહેણ મોકલ્યું. સુરેંદ્રદત્તે સ્વીકાર્યું અને ધમ્મિલ સાથે યશોમતિનો વિવાહ થયો.

કેટલોક સમય વીત્યા બાદ ધમ્મિલનું ચિત્ત ધર્મવાસિત વિશેષ પ્રકારે થયું. તેથી તે સંસારસુખ તરફ ઉદાસી થયો. તેણે યશોમતિને પોતાનો વૈરાગ્ય ભાવ જણાવ્યો. તેથી સંસારસુખની ઇચ્છક યશોમતિ બહુ ખેદ પામી. આ વાત સખીદ્વારા તેણે પોતાની સાસુને જણાવી. તેણે ધનવસુ શેઠને કહ્યું કે—'આપણો ધમ્મિલ તો સંસારસુખમાં સમજતોજ નથી, તેથી તેને માટે કંઇક કરવું જોઇએ. આપણે તેને જુગટીયાની સોબતમાં મૂકીએ, તેથી તે સંસાર સુખનો રસીયો થશે.' શેઠે તે વાત ભૂલભરેલી જણાવી તે ઉપર હંસ ને કાગનું દ્રષ્ટાંત કહ્યું, પણ શેઠાણી સમજ્યા નહીં, અને શેઠની ઇચ્છા નહીં છતાં ધમ્મિલને જુગારીની સોબતમાં મૂક્યો. તે જુગારી થયો અને એક દિવસ તે જુગારી મિત્રો સાથે વસંતસેના વેશ્યાને ત્યાં ગયો.

તેની પુત્રી વસતતિલકા સાથે તેની પ્રીતિ બધાણી, તે તેને ત્યાજ રહ્યા તેના ભોગવિલાસ માટે તેના પિતા પુષ્કળ દ્રવ્ય દરરોજ મોકલવા લાગ્યા અન્યદા તેના પિતાએ તેને ઘરે તેડી લાવવા પોતાના મહેતાને મોકલ્યો ધમ્મિલે ઘેર આવવાની ચોખી ના પાડી મેતાએ તેની સ્ત્રી તેના વિયોગે મરવા પડી છે એમ કહ્યુ ત્યારે 'તે ભલે મરતી' એમ કહી ધમ્મિલે તેને રજા આપી

મહેતાએ આવીને ધમ્મિલના માતાપિતાને તે વાત કહી તેઓ બહુ ખેદ પામ્યા ધમ્મિલની માતા પણ પોતાના કૃત્ય માટે પસ્તાવા લાગી અને ઘણી દિલગીરી કરવા લાગી શેઠે તેને અનેક પ્રકારે આશ્વાસન આપ્યુ અને સાસુ વહુને ધર્મકાર્યમા વિશેષ જોડાવા કહ્યુ સાસુ વહુ [યશોમતિ] પાસે આવ્યા વહુને શિખામણ આપી ધર્મમાર્ગમાં જોડાવા કહ્યુ તેણે તે સ્વીકાર્યું શેઠાણીએ શેઠ પાસે આવી તે વાત કરી અને હવે પછી ધમ્મિલને દ્રવ્ય ન મોકલવા કહ્યુ શેઠને તો તે વાત રૂચતીજ હતી શેઠે કહ્યુ કે 'સ્ત્રીના પાસમા પડયા પછી પ્રાણીઓ છુટી શકતા નથી' તે ઉપર તેમણે **સોમિલ દ્વિજની** કથા કહી અને શિખામણ આપી પણ શેઠાણીને શાતિ ન વળી તેણે કહ્યુ કે—'મે એને હલકી સોબતમા મૂક્યો તે ભૂલ કરી, પણ એમ થવાનુ હોય છે ત્યારે સમજુ પણ ભૂલે છે' તે ઉપર તેણે **શિવવિપ્રની** કથા કહી એ પ્રમાણે પરસ્પર વાતો કરીને કાળ વ્યતિત કરવા લાગ્યા

કાળનુ કામ કાળ કરે છે ધમ્મિલને વેશ્યાને ત્યા રહેતા વર્ષો વીતી ગયા માતાપિતા મરવા પડયા તેમણે યશોમતિ જે ધર્મારાધનમા તત્પર રહેલી હતી તેને સઘી ભલામણ કરી ધમ્મિલ એ હકીકત જાણતા પણ ઘરે ન આવ્યો દ્રવ્ય મોકલવુ તો બધ થયુ હતુ, પરતુ વસતતિલકા તેના પર આસક્ત થયેલી હોવાથી તેની માતાની ઈચ્છા નહીં છતા ઘરમા રાખ્યા હતા

યશોમતિએ સાસુ સસરાને અતસમયની આરાધના કરાવી તેઓ મરણ પામ્યા યશોમતિ તેમની અતક્રિયા યોગ્ય રીતે કરીને પિયર ન જતા સાસરાના ઘરમાજ રહી. અત્યારે તેના દુખની સીમા નહોતી તેણે ધમ્મિલના મગાવવા પ્રમાણે દ્રવ્ય મોકલવા માડયુ પ્રાતે દ્રવ્ય ખુટવાથી તેણે પોતાના આભૂષણો મોકલ્યા વસતસેના (અક્કા)એ તે પાછા મોકલ્યા યશોમતિ ઘરબાર તમામ વેચી નાખી પિયરમા આવીને રહી તેની આ સ્થિતિ થવાથી તેના માતાપિતા પણ બહુ દુખી થયા

અહીં વસતસેનાએ ધમ્મિલને તજી દેવા માટે વસતતિલકાને ઘણુ સમજાવી પણ તે ન સમજી પછી કેટલોક વખત જવા બાદ એક દિવસ

અક્કાએ પોતાને ઘરે મહોત્સવ માંડ્યો અને તે પ્રસંગમાં વસંતતિલકા ને ધમ્મિલ બંનેને ચંદ્રહાસ મદિરા પાઈ દીધી. તે બંને બેશુદ્ધ થઇ ગયા. એટલે દાસી મારફત ગાડીનો બંદોબસ્ત કરાવી મધ્ય રાત્રી પછી ત્રીજા પહોરે ધમ્મિલને બેશુદ્ધ અવસ્થામાં ઉપાડી ગાડીમાં નાખી નગર બહાર વગડામાં મકી આવ્યા.

પહોર દિવસ ચડયા પછી મદિરાનું ઘેન ઉતર્યું. એટલે ધમ્મિલ જાગ્યો. આસપાસ જોઇને ઉદાસ થયો. વેસ્યાની સોબત માટે હવે તીરસ્કાર છુટ્યો, પણ તે રાંડ્યા પછીનું ડહાપણ હતું. પછી તે ત્યાંથી ઉઠીને પોતાને ઘરે ગયો. ત્યાં માતાપિતા મરણ પામ્યાના, ઘરબાર વેચાઇ ગયાના ને સ્ત્રી પિયર ગયાના ખબર જાણી બહુજ ખેદ પામ્યો. તેણે નગર બહાર નીકળી આપઘાત કરવાના બે ત્રણ પ્રયત્નો કર્યા. પણ ક્ષેત્રદેવતાએ તે નિષ્ફળ કર્યા. છેવટ તેણે સલાહ આપી કે ' તું સ્નિગ્ધ વન તરફ જા, ત્યાં એક મુનિ બિરાજે છે, તે તારા ઉદયનો માર્ગ બતાવશે. હજુ તારે ભોગાવળી કર્મ ઘણું છે.'

ક્ષેત્રદેવતાના સલાહથી ધમ્મિલ સ્નિગ્ધ વન તરફ ચાલ્યો. ત્યાં પહોંચી મુનિવંદન કર્યું. ધર્મદેશના સાંભળી. તેમાં તે અગડદત્ત મુનિએ વિજયપાળ રાજાની કથા અતિ રાગ ન કરવા ઉપર કહી. પછી ધમ્મિલને તેના દુઃખનું કારણ પૂછ્યું, ધમ્મિલે કહ્યું, તેમાં હજુ પણ તેનો વેસ્યા ઉપર રાગ છે એમ સૂચવ્યું, મુનિએ વેસ્યાગમનથી પ્રાપ્ત થતા ઘણા દુઃખો બતાવ્યા અને પરસ્પર ઘણી વાતો કરી. છેવટ 'પોતાના દુઃખ કરતાં ધમ્મિલનું દુઃખ વધારે નથી' એમ કહી પોતાનું ચરિત્ર ધમ્મિલના કહેવાથી કહેવું શરૂ કર્યું. તેના પ્રારંભમાં ગુણવર્માની કથા ધર્મકાર્યમાં તત્પર રહેવા ઉપર કહી ( એ કથા ઘણી વિસ્તારથી સુમારે પૃષ્ટ ૫૦ માં છે ) ત્યારપછી ધમ્મિલનો વિચાર હજુ પણ સંસાર છોડવાનો થતો ન હોવાથી—સાંસારિક સુખની અભિલાષા હોવાથી વધારે અસર થવા માટે પોતાનું ચરિત્ર કહેવા માંડ્યું. ( અગડદત્ત મુનિની કથા પૃષ્ટ ૧૭૩ થી ૨૬૮ સુધી છે.) પ્રાંતે તેમણે કહ્યું કે 'સ્ત્રી જાતિ કોઇપણ રીતે વિશ્વાસ કરવા લાયક નથી, તેના પર આસક્તિ ધરાવનારા અનેક ભવ્ય જીવોએ ઘણી હાની મેળવી છે. મારા અનુભવમાં એ વિશેષે આવી ગયેલ છે.' ધમ્મિલે કહ્યું કે—' હે મહારાજ ! આપે કહ્યું તે ખરું, પણ કાંઈ બધી સ્ત્રીઓ સરખી હોતી નથી. કેટલીક ઉત્તમ અને સારી પણ હોય છે. આપે ધનશ્રીનું ચરિત્ર સાંભળ્યું નહીં હોય ?' આ પ્રમાણે સ્ત્રીજાતિના પક્ષપાતથી ધમ્મિલે કહ્યું. મુનિએ પૂછ્યું કે-' તે ધનશ્રી કોણ હતી ?' એટલે ધમ્મિલે તેની કથા કહી બતાવી. પ્રાંતે કહ્યું કે-' ધનશ્રીની

જેમ અન્ય પણ અનેક ઉત્તમ સ્ત્રીઓ હોય છે. વળી મારી ભોગેચ્છા હજુ સમાપ્ત થઇ નથી; તો મને ફરીને સંસારના સુખોપભોગ પ્રાપ્ત થાય તેવો માર્ગ બતાવો.'

અગડદત્ત મુનિએ કહ્યું કે-'ધર્મનું આરાધન આ ભવમાં ને પરભવમાં સુખ આપનાર થાય છે, તેથી તું ૭ માસ પર્યંત આયંબિલનો તપ કર અને તે સાથે બીજું પણ ધર્મારાધન કર.' ધમ્મિલે તે વાત સ્વીકારી, અને દ્રવ્યમુનિનો વેશ ધારણ કરી, આયંબિલ કરવા શરૂ કર્યાં. નમસ્કાર મહામંત્રના નવલાખ જાપ કરવાનું શરૂ કર્યું. મુનિ પ્રમાણે જ સર્વ આચાર પાળવા લાગ્યો. ખાસ કારણ શિવાય મૌન રહેવાનું જ સ્વીકાર્યું. આ પ્રમાણે ધર્મનું આરાધન કરતાં ૭ માસ વ્યતિત થયા. ૭ માસને અંતે દેવવાણી થઇ કે-'હે ધમ્મિલ ! તું મનુષ્યપણામાં દેવ જેવા ભોગ ભોગવીશ. અને વિદ્યાધર વિગેરેની ૩૨ સ્ત્રીઓ તારે થશે.' આ પ્રમાણે સાંભળ્યા પછી તેણે મુનિવેશ પાછો અગડદત્ત મુનિને અર્પણ કરી તેમને નમી આયબિલ તપનું પારણું કર્યું. અને આખો દિવસ વ્યતીત કરી રાત્રે માગધપુરની બહાર એક જીર્ણમંદિરમાં જઇને સુતો.

હવે તેના ભાગ્યનો ઉદય થયો. કર્મની વિચિત્રતા પ્રગટ થઈ. મધ્ય રાત્રે તે જીર્ણમંદિરની બહાર એક રથ આવ્યો. તેમાં બેઠેલી એક સ્ત્રીની સાથે આવેલી વૃદ્ધાએ શબ્દ કર્યો કે-'અહીં ધમ્મિલકુમાર છે ?' ધમ્મિલે તે શબ્દ સાંભળ્યો. તેને આશ્ચર્ય તો થયુ, પરંતુ અવસર ઓળખી જઇને તેણે કહ્યું કે-'હા, છે.' એટલે તે બાઇ બોલી કે-'ચાલો, આ રથમાં બેસીજાઓ, આપણે ચંપાપુરી તરફ રવાને થઇએ.' ધમ્મિલ કેટલીક વિચાર કરીને તરત જ બહાર આવ્યો અને રથ ઉપર આરૂઢ થઇ ચંપાપુરી તરફ રથ ચલાવ્યો. માર્ગમાં રથમા બેઠેલી સ્ત્રી કેટલીક વાત કરવા લાગી. તેનો ધમ્મિલ ટુંકામાં જ જવાબ આપી પતાવવા લાગ્યો. પેલી સ્ત્રીને આશ્ચર્ય થયું કે-'આજે બપોરે તો મારી સાથે બહુ વાતો કરતા હતા અને અત્યારે વધારે બોલતા નથી તેથી શું મારાપર ગુસ્સે થયા હશે ? પણ ફીકર નહી, સવાર પર્હતા તેનો ગુસ્સો ઉતરાવીને શાંત કરી દઇશ.' હવે રાત્રી વહેવા લાગી અને રથ પણ ચાલવા લાગ્યો.

પ્રાતઃકાળ થતાં એક નદીને કીનારે એ રથ અટક્યો–બેસનારીએ ઉભો રખાવ્યો, એટલે ધમ્મિલ તેના ઘોડાને છોડીને પાણી પાવા લઇ ગયો. તેને જતો જોતાં પેલી સ્ત્રી તો વિસ્મય પામી કે-'આ કોણ ? આ તો કોઇ દરિદ્રી જેવો દુર્બળ અને સ્યામવર્ણી જણાય છે.' આ પ્રમાણેના તેના ખેદના ઉદ્ગાર સાંભળતાં જતાં ધમ્મિલે તો ઘોડાને પાણી પાઇ લાવીને રથને જોડ્યા તે

વખતે રથમાં બેઠેલી સ્ત્રી વિમળાએ તેની નિર્ભર્ત્સના કરી. પણ તેની ધાવ્યમાતા કમળાએ વારીને શાંત કરી. ત્યાંથી આગળ ચાલતાં તેઓ એક ગામ પાસે આવ્યા. વિમળા કમળાને બહાર બેસાડીને ધમ્મિલ્લ ભોજન-સામગ્રી મેળવવા માટે ગામમાં ગયો. અને ત્યાંના ગામધણીના ઘોડાને બુદ્ધિથી શલ્ય રહિત કર્યો. ગામધણીએ ખુશી થઇને તેને રહેવા મકાન આપ્યું. તેમાં વિમળા કમળાને બોલાવી લાવીને ધમ્મિલ્લ રહ્યો.

રાત્રે ધમ્મિલે કમળાને વિમળાનું વૃત્તાંત પૂછ્યું. તેણે કહ્યું કે–' વિમળા માગધપુરના રાજા અરિદમનની પુત્રી છે. તે પુરૂષદ્વેષિણી છતાં એક દિવસ એક પુરૂષપર આસક્ત થઇ. તેનું નામ પણ ધમ્મિલ્લ હતું. તેની સાથે રાત્રે જીર્ણમંદિરમાં આવવાનો સંકેત કર્યો. તે ન આવ્યો ને તેને બદલે તમે આવ્યા. વિમળા તમારી ઉપર બીલકુલ રાગ ધરાવતી નથી; પણ દ્વેષ ધરાવે છે. ' ધમ્મિલે વિમળાને પોતાની ઉપર રાગવતી કરવા માટે તેની પ્રાર્થના કરી. કમળાએ અનુકૂળતાએ પ્રયત્ન કરવાનું કબુલ કર્યું.

બીજે દિવસે ત્યાંથી ચંપા તરફ ચાલ્યા. માર્ગમાં ધમ્મિલે અનેક પ્રકારનું પોતાનું પરાક્રમ બતાવ્યું. તે ઉપરથી કમળાએ વિમળાને ધમ્મિલ્લને સ્વીકારવા કહ્યું, પણ તે માની નહીં. કમળાએ સતી સ્ત્રીને એકલા ન રહેવા સૂચવ્યું. વિમળાએ સતી એકલી હોય તો પણ તેને કશો ડર હોતો નથી. એમ કહી તે ઉપર **શીળવતી**ની કથા કહી. રથ તો પંથ કાપ્યા કરે છે, તે ચંપાની નજીકમાં આવ્યો. તેવામાં સામેથી ઘણા માણસોને આવતા જોઇ ધમ્મિલ્લ ' એ કોણ હશે ? ' એમ વિચારમાં પડ્યો. તેટલામાં તેમાંથી એક માણસે ધમ્મિલ્લ પાસે આવીને કહ્યું કે–' આપે મારેલ અર્જુન ચોર અમારા પલ્લીપતિ અજિતસેનનો શત્રુ હતો, તેથી અમારા સ્વામી તમારી ઉપર પ્રસન્ન થયા છે. તે આપને મળવા માગે છે. ' ધમ્મિલે મળવાની હા પાડી, બંને મળ્યા અને તેના આગ્રહથી તેની પલ્લીમાં જવું પડયું. પલ્લીપતિએ ઘણો સત્કાર કર્યો. કેટલાક દિવસ ત્યાં રહી રજા મેળવી ચંપા તરફ ચાલ્યા. ચંપાની બહાર રથ રાખીને રહેવાનું સ્થાન જોવા ધમ્મિલ્લ શહેર તરફ ચાલ્યો. માર્ગમાં કેટલીક જળક્રીડા કરતાં કમળો ઉપર ચાલાકી વાપરી, તે કમળો ત્યાં જ જળક્રીડા કરવા આવેલા રાજકુમારે દીઠા. તેણે માણસ મોકલી ધમ્મિલ્લને બોલાવ્યો. સહજ વાતમાં પરસ્પર મિત્રાઇ થતાં તેણે પોતાના મેમાન થવા કહ્યું. ધમ્મિલે સ્વીકાર્યું. પછી હાથીપર બેસી વિમળા પાસે બંને જણ આવ્યા અને શહેરમાં જવા માટે તેમને રથમાં બેસાડ્યા. શહેરમાં દરબારી ઉતારે ઉતર્યા. રાજકુમારે બધી સગવડ કરી આપી. ધમ્મિલ્લ સાથે મિત્રાઇ જામી. એકદા ' વિમળા ધમ્મિલ્લને આધીન

નથી ' એવી વાત કુમારને માને આવતા તેણે પરીક્ષા કરવા માટે બધ મિત્રોને બીજે દિવસે પોતપોતાની સ્ત્રી સહિત ઉદ્યાનમા આવવા કહ્યુ

આ હકીકતથી ધમ્મિલ ચિંતામા પડ્યો તેણે પોતાને ઉતારે આવી કમળા પાસે ઉભરો કાઢ્યો અને પોતે ચાલ્યા જવાનો વિચાર જણાવ્યો કમળાએ વિમળાને સમજાવવાનુ કહ્યુ તેણે વિમળા પાસે આવી બહુ રીતે સમજાવી સ્વચ્છદતાથી દુખી થવા ઉપર વસુદત્તાની કથા કહી બતાવી તે સાથે રાજાએ પણ હિતવચન નથી માનતા તો દુખી થાય છે તે ઉપર અરિદમન રાજાની કથા કહી સમજાવી આ બે કથા કહ્યા પછી અમર-કારક શબ્દોમા કહેવાથી વિમળાએ કમળાની વાત કબુલ કરી અને ધમ્મિલને પરણવાનુ સ્વીકાર્યુ કમળાએ એ વધામણી ધમ્મિલને આપી. તે રાત્રીએ જ ધમ્મિલ ગાધર્વ વિવાહથી વિમળા સાથે પરણ્યો અને બીજે દિવસે સવારે તેને લઇને રાજકુમારે કહેલ સ્થાનકે ગયો ત્યા અનેક પ્રકારની ક્રીડાઓ કર્યા પછી બધા પુરૂષો જમ્યા બાદ પોતપોતાના પતિના આસન ઉપર બેસી સ્ત્રીઓ જમી પછી અનેક પ્રકારનો આનદ મેળવી સાયકાળે સૌ પોતપોતાને સ્થાને આવ્યા ધમ્મિલ બહુ જ હર્ષિત થયા અને પોતાનો પુણ્યોદય થયાની તેને ખાત્રી થઇ

અન્યદા વિમળા સાથે ધમ્મિલને પ્રણય કલહ થયો વિમળા રીસાણી ધમ્મિલે તેને મનાવતા વસતતિલકાના વખાણ કર્યા તે સહન ન થવાથી વિમળાએ કઠણ વચન સાથે ધમ્મિલને પાદપ્રહાર કર્યો ધમ્મિલ ઘરેથી નીકળી રાજકુવર પાસે ગયો ને તેની સાથે ક્રીડા કરવા ઉદ્યાનમા ગયો ક્રીડા કરીને પાછા વળતા ધમ્મિલ એક નાગદેવના મદિરમા ગયો ત્યા એક યૌવના નાગદેવને પૂજવા આવી પૂજન કરીને તેણે પોતાને યોગ્ય વર મળવા પ્રાર્થના કરી એટલે તારી ઇચ્છા આજે જ પૂર્ણ થશે એમ મૂર્તિની પાછળ રહીને ધમ્મિલે કહ્યુ કુમારિકા રાજી થઇ મદિર બહાર નીકળતા જ ધમ્મિલ તેની દૃષ્ટિએ પડ્યો પરસ્પર વાર્તાલાપ થતા પ્રીતિ થઇ પરસ્પર ઓળખાણ આપી. ધમ્મિલને જ દેવનો આપેલો વર માની તેને ત્યા રોકાવા કહી તે કુમારિકા નાગદત્તા પોતાને ઘરે આવી માતાપિતાને વાત કરતા તેમણે ધમ્મિલને તેડાવ્યો અને તે રાત્રે જ નાગદત્તાને તેની સાથે પરણાવી દાયજામા ઘણુ દ્રવ્યાદિક આપ્યુ રહેવા મકાન આપ્યુ ધમ્મિલ ત્યા જ રહીને નાગદત્તા સાથે આનદ કરવા લાગ્યો

તે ચપાપુરીના રાજા કપિલને કપિલા નામે પુત્રી હતી નાગદત્તાના સખીપણાથી બનેએ એક પતિને વરવાનો સકેત કર્યો હતો તેથી તેણે તે વાત પોતાના પિતાશ્રીને જણાવી રાજાએ તો પોતાની પુત્રીને

યોગ્ય વર પ્રાપ્ત થવા સ્વયંવર મંડપ રચ્યો. તેમાં ધમ્મિલ્લને પણ આમંત્રણ કર્યું. કપિલાએ ધમ્મિલ્લના કંઠમાં વરમાળ આરોપી. રાજાએ મહોત્સવ સાથે તેને ધમ્મિલ્લ સાથે પરણાવી. પછી રાજાએ આપેલા મહેલમાં કપિલા ને નાગદત્તા સાથે તે રહેવા લાગ્યો.

વિમળાને ધમ્મિલ્લનો તીરસ્કાર કર્યા પછી પારાવાર ખેદ થયો. તે બહુ પશ્ચાત્તાપ કરવા લાગી. ધમ્મિલ્લને પણ તેનું સ્મરણ થયા કરતું હતું. એક દિવસ ધમ્મિલ્લ હાથી ઉપર બેસીને શહેરમાં ફરવા નીકળ્યો. વિમળા-વાળા મકાન પાસે આવતાં હાથી થોભાણો. વિમળાએ નીચે આવીને પતિને વધાવ્યા. ધમ્મિલ્લે તેને હાથી ઉપર ખેંચી લીધી અને રાજાએ આપેલા મહેલમાં લાવીને નાગદત્તા ને કપિલાની સાથે રાખી. ત્રણે આનંદથી સાથે રહેવા લાગી.

એક દિવસ રાજાને કોઇએ ભેટ કરેલા વક્રગતિવાળા અશ્વ ઉપર બેસી ધમ્મિલ્લ ફરવા નીકળ્યો. નગર બહાર જઇને અશ્વને દોડાવ્યા પછી ઉભો રાખવા લગામ ખેંચી, તેમ તો તે બહુ જ દોડ્યો, અને એક અટવીમાં ધમ્મિલ્લને લઇ ગયો. ધમ્મિલ્લે રાશ ઢીલી મૂકી એટલે તે ઉભો રહ્યો. ધમ્મિલ્લ નીચે ઉતરી આજુબાજુ ફરવા લાગ્યો. ત્યાં તેણે એક ખડ્ગ દીઠું, પણ તે તેજસ્વી વધારે હોવાથી કોઇ ખેચર ભૂલી ગયેલ હશે એમ તેણે સંભાવના કરી. પછી ખડ્ગ હાથમાં લઇને પાસેની વંશજાળ ઉપર ચલાવ્યું. તેટલામાં તો એક વિદ્યાસાધકનું મસ્તક શરીરથી છુટું પડેલું તેની નજરે પડયું. તે જોઇ ધમ્મિલ્લને પારાવાર પાશ્ચાત્તાપ થયો. પછી તેના સંબંધવાળું કોઇ આટલામાં હશે એમ ધારી તે ફરવા લાગ્યો. એટલામાં એક વાવમાંથી એક વિદ્યાધરી નીકળી. તેને ધમ્મિલ્લે 'તું કોણ છે?' એમ પૂછ્યું, તેના ઉત્તરમાં તેણે કહ્યું કે–' વૈતાઢ્ય ઉપર શંખપુરમાં રાજ્ય કરનારા પુરૂષાનંદ રાજાને બે પુત્રીઓ છે ને એક પુત્ર છે. તે પુત્ર જેના હાથથી મરાશે તે બે પુત્રી-ઓનો વર થશે એમ જ્ઞાનીએ કહ્યું છે. તે કામોન્મત્ત રાજપુત્ર ૧૬ વિદ્યાધર પુત્રીઓને હરી લાવ્યો છે અને તેની બે બહેનો તથા ૧૬ કન્યાઓને એક મહેલ બાંધીને અહીં રાખી છે. તે વિદ્યા સાધવા ગયેલ છે, ને હવે તરતમાં જ તેને *ચંદ્રહાસ ખડ્ગ સિદ્ધ થવાનું છે.* ' આ હકીકત સાંભળ્યા પછી ધમ્મિલ્લ કુમારે કામોન્મત્ત પોતાથી હણાયાનું કહ્યું. એટલે તે **મિત્રસેનાએ** કહ્યું કે–' તમે અહીં થોભાઓ. હું અમારા સ્થાનમાં જઇ તેની બહેનો વિગેરે સૌને વાત કરી સૌ રાજી થાય તો તમને આવવા માટે લાલ ધ્વજા ઉંચી કરીશ અને જો સૌ નારાજ થશે તો શ્વેત ધ્વજા ચલાવીશ. તો આપ ચાલ્યા જજો. ' તેના ગયા બાદ ધમ્મિલ્લ ત્યાં થોભાણો. થોડા વખત પછી શ્વેત ધ્વજા દેખાતાં તે ત્યાંથી ચાલી નીકળ્યો.

ચાલતા ચાલતા એક કરમટ નામના ગામ પાસે આવ્યો વસુદત્ત જે ચપાપતિનો ભાઇ થતો હતો તેની પુત્રી વસુમતિને તેનો વ્યાધિ મટાડીને પરણ્યો. પછી ચપાપતિ સાથે વસુદત્તને મલાહ કરાવવા તે ચપાપુરી ગયો ત્યા નગરમા પેસતા લોકોને દરબારનો હાથી છુટી જવાથી હાલકલોલ સ્થિતિમા જોયા અને સાગરદત્ત શ્રેષ્ઠીપુત્રને આઠ કન્યા સાથે પરણવા જતો દીઠો એટલામા ઉન્મત્ત થઇને છુટેલો હાથી ત્યા આવી પહોચ્યો, એટલે ભાગનાશ થઇ રહી. સાગરદત્ત કન્યાઓને ત્યા જ છોડીને નાશી ગયો ધમ્મિલકુમારે હાથીને વશ કર્યો અને તેના સપાટામા આવેલી આઠ કન્યાઓને બચાવી લીધી હાથી માવતને સોપી દઈ તે રાજ સભામા આવ્યો રાજા પોતાના જમાતાને આવેલ જાણીને તેમજ હાથીને તેણે વશ કરેલ જાણીને બહુ ખુશી થયો તેણે ધમ્મિલનો પૂર્ણ સત્કાર કર્યો. ધમ્મિલ ત્રણે સ્ત્રીઓને મળ્યો અશ્વહરણ પછીની હકીકત કહી બતાવી પછી પેલી આઠ કન્યા પણ સાગરદત્તને ન પરણતા ધમ્મિલ સાથે પરણી ધમ્મિલે ચપાપતિને તેના ભાઇ સાથે મલાહ કરાવી દીધી તેણે તેની પુત્રીને ચંપાપુરીએ મોકલી

એક દિવસ ધમ્મિલ પોતાના મહેલમા હીંચકતો હતો ત્યા આકાશ માથી એક વિદ્યાધરી વિદ્યુલ્લતા ત્યા ઉતરી અને પોતાની ઓળખાણ આપ્યા બાદ 'ખડ્ગસાધકને હણ્યા બાદ કેમ ભાગી ગયા?' એમ ધમ્મિલને પૂછ્યુ. ધમ્મિલે ધોળી ધ્વજા જોવાનુ કારણ કહ્યુ તેણે મિત્ર સેનાની તે ભૂલ થયેલી હતી એમ જણાવ્યુ પછી ધમ્મિલની આજ્ઞાથી તે અઢારે વિદ્યાધરીઓ માતાપિતા સાથે ત્યા આવી અને ધમ્મિલે તેની સાથે પાણી ગ્રહણ કર્યું પછી સર્વ નીજ સ્ત્રીઓ સાથે ધમ્મિલ ત્યા આનદથી રહેવા લાગ્યો

અન્યદા વિદ્યુન્મતિએ વિમળાને પતિપર પાદપ્રહારનુ કારણ પૂછ્યુ તેણે 'આવા પતિને પ્રાપ્ત કરી આપનાર તે પગની તમે બધા પૂજા કરો' એમ કહી આનદ કરાવ્યો પછી વિમળાએ ધમ્મિલને વસતતિલકાનુ વૃત્તાત પૂછ્યુ ધમ્મિલે કહી બતાવ્યુ એટલે પતિની આજ્ઞા મેળવીને વિદ્યુન્મતિ વસતતિલકાને ખબર આપવા આકાશમાર્ગે કુશાગ્રપુર ગઇ ત્યા વસતસેના ને વસતતિલકા વચ્ચે થતી વાત તેણે પ્રચ્છન્નપણે સાભળી પછી પ્રગટ થઇને વસતતિલકાને ધમ્મિલના બધા ખબર આપ્યા ત્યા વાત કરતા યશોમતિની વાત નીકળી તેની દુ ખદાયક અવસ્થા વિદ્યુન્મતિએ જાણી પછી તે બન્નેને પતિનો સત્વર મેળાપ કરાવી આપવાનુ કહી તે ચપાપુરી પાછી આવી. અને બધી સ્ત્રીઓ સહિત ધમ્મિલને તે વાત કહી બતાવી. ધમ્મિલે કુશાગ્રપુર જવાની તજવીજ તૈયારી કરી.

ધમ્મિલ ત્રીશે સ્ત્રીઓને લઇને કુશાગ્રપુર આવ્યો. ત્યાંના રાજા અમિત્રદમને તેનો સારી રીતે સત્કાર કર્યો. તેના આપેલા ઉતારે ધમ્મિલ-કુમાર ઉતર્યા. પછી ધમ્મિલ વસંતતિલકાને ત્યાં ગયા. ત્યાં માતાને પુત્રી વચ્ચે થતી વાત તેણે સાંભળી. વસંતતિલકાનો પોતાપર અપ્રતિમ રાગ જોઇ તે પ્રસન્ન થયો ને પ્રગટ થયો. વસંતતિલકા બહુ ખુશી થઇ. રાજાએ તેને ધમ્મિલને અર્પણ કરી, તેમજ પોતાના રાજ્યનો ત્રીજો ભાગ આપી રાજા બનાવ્યો. પછી તે યશોમતિના પિયરવાળે ઘરે ગયો. ત્યાં તેની અને તેની ભાભીઓ વચ્ચે થતી વાતો સાંભળી. પછી પ્રગટ થયો. યશોમતિ બહુ હર્ષિત થઇ. બંને વચ્ચે ઘણી વાતો થઇ. પછી યશોમતિના પિતાએ પુત્રીને કેટલાક દાયજા સાથે સાસરે વળાવી. ધમ્મિલની બધી સ્ત્રીઓ તેને મોટી માનીને તેને પગે પડી. ધમ્મિલ સાંસારિક અપ્રતિમ આનંદ ભોગવવા લાગ્યો. પછી ધમ્મિલનો રાજ્યાભિષેક થયો. ધમ્મિલે ચાર સ્ત્રીઓને મુખ્ય પટરાણી બનાવી. વિમળાના માતાપિતા પણ ત્યાં આવી પુત્રીને કેટલોક દાયજો આપી ગયા.

અન્યદા ધમ્મિલ પોતાના મહેલના દીવાનખાનામાં બેઠો છે. તેવામાં વસંતતિલકાએ તેની પડખે બેસીને પૂછ્યું કે–' સ્વામી ! ગઇકાલે તમે વેશ બદલીને મારી પાસે કેમ આવ્યા હતા ? ' ધમ્મિલ તે સાંભળીને ચોંકયો. પણ તેને ખબર પડવા ન દેવા માટે કહ્યું કે–' તને ગમ્મત આપવા માટે એમ કર્યું હતું. ' આમ જવાબ દીધા પછી તેવી રીતે આવનાર દુષ્ટ વિદ્યાધરને પકડી પાડવા પોતાના મહેલ ફરતો સિંદુર પથરાવ્યો ને પોતે છુપાઇને રહ્યો. પછી પેલો કામી વિદ્યાધર અદશ્યપણે આવતાં તેના પગ સિંદુરમાં પડ્યા એટલે તેને તલવારના પ્રહારથી મારી નાખીને ત્યાં જ દાટી દીધો.

એ દિવસ પછી ધમ્મિલ પોતાના ઉદ્યાનમાં એક શિલાપર બેઠો હતો. ત્યાં એક વિદ્યાધરી આકાશમાંથી ઉતરી આવી. તેણે પોતાની હકીકત કહેતાં પ્રથમ મેઘજય નામના પોતાના કામોન્મત્ત ભાઇની હકીકત કહી. પછી મેઘમાળાએ કહ્યું કે–' તે ત્રણ દિવસ અગાઉ ગયો તે પાછો આવ્યો નહીં, તેથી હું તેની તપાસ કરવા નીકળી અને અહીં આવતાં તે આપથી મરાયો છે એમ જાણી ક્રોધથી આપની પાસે આવી, પણ આપને જોતાં જ મારો ક્રોધ શમી ગયો. પ્રજ્ઞપ્તિ વિદ્યાએ પણ કહ્યું હતું કે–' મારા ભાઇને જે હણશે તે મારો પતિ થશે ' માટે આપ મારો સ્વીકાર કરો. ' ધમ્મિલે તેની અરજ સ્વીકારી તેની સાથે ગાંધર્વવિધિથી પાણીગ્રહણ કર્યું. એટલે કુલ ૩૨ પ્રિયાઓ થઈ.

અનુક્રમે વિમળાને પુત્ર થયો. તેનું **પદ્મનાભ** નામ પાડ્યું. તેને

ભણાવ્યો, પરણાવ્યો અને તેની યોગ્ય ઉમ્મર થતાં બધો ભાર તેના પર મૂકી ધર્મારાધન કરવા માટે ' ગુરૂમહારાજ પધારે તો ઠીક ' એમ ઇચ્છવા લાગ્યા. ગુરૂમહારાજ ધર્મરૂચી અણગાર ત્યાં પધાર્યા. ધમ્મિલ વિગેરે વાંદવા ગયા. ગુરૂમહારાજે ધર્મદેશના આપી. ધમ્મિલે પૂર્વભવ પૂછ્યો. ગુરૂએ કહી બતાવ્યો. તે સાંભળી ધમ્મિલને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેથી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી ધમ્મિલે ગૃહભાર પદ્મનાભને ભળાવી યશોમતિ ને વિમળા સાથે ચારિત્ર ગ્રહણ કર્યું. . . ।

ચારિત્રનું સારી રીતે આરાધન કરી, પ્રાંતે અણસણ આદરી, આયુષ્યની સમાપ્તિએ કાળ કરીને ધમ્મિલ અચ્યુતેન્દ્રના સામાનિક દેવ થયા. બે સ્ત્રીઓ પણ ત્યાંજ દેવપણે ઉત્પન્ન થઇ. આયુ પૂર્ણ થયે ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં મનુષ્યપણે જન્મ ધારણ કરી અવસરે ચારિત્ર લઇને પ્રાંતે મોક્ષ સુખને પામશે. આ પ્રમાણે આ ચરિત્રનો સાર છે. વિશેષ તો આ ચરિત્ર સાદ્યંત વાંચવાથી જાણી શકાશે. તેથી અહીં આ રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે. બુકમાં પ્રાંતે પૃષ્ટ ૪૧૫–૧૬ ઉપર આપેલ રહસ્ય પણ વાંચીને મનન કરવા યોગ્ય છે. ઇત્યલમ.

## ઇતિ ધમ્મિલ ચરિત્ર રહસ્ય સમાપ્ત.



# અનુક્રમણિકા.

---

## શ્રી ધમ્મિલ ચરિત્રમાં આવેલી પ્રાસંગિક કથાઓ.








# ધમ્મિલ કુમાર.

યાને

# જાગતો પુણ્ય પ્રભાવ.



## પ્રકરણ ૧ લું.



### સુરેન્દ્રની બાલ્યાવસ્થા.

આ જંબૂદ્વિપ લાખ જોજનના પ્રમાણવાળો, બે લાખ જોજન પ્રમાણ લવણસમુદ્રથી વીંટાયલો, પ્રેમદાની વદન આકૃતિ પ્રમાણે સુવૃત્ત ( ગોળ ) સ્થાળીને આકારે શાસ્ત્રમાં કહ્યો છે. વદનાકૃતિમાં જેમ ભાલપ્રદેશ શોભાનું સ્થાન ગણાય છે તેમ જંબૂદ્વિપમાં ભાલ પ્રદેશને સ્થાને ભરતક્ષેત્ર શોભી રહ્યું છે. જેમ નગરની ફરતો કીલ્લો આવેલો હોય તેમ આ જંબૂદ્વિપની આજુબાજુ ફરતી સુવર્ણમય જગતી–કીલ્લો આવેલો છે. લવણસમુદ્રનાં પ્રલયસમાં ઉચ્છળતાં મોજાં એ જગતીને અથડાઇને પાછાં સમુદ્રના અથાગ જળમાં ભળી જાય છે. જગતી શાશ્વતી હોવાથી કોઇ કાળે તેનો નાશ થતો નથી. તે સપાટ પ્રદેશથી આઠ જોજન ઉંચી અને બાર જોજન મૂળમાં પહોળી તેમજ ઉપર ઠેઠ ટોચે ચાર જોજન પહોળી છે. તે જગતીની ઉપર

મધ્યમાં બે ગાઉ ઉંચી અને પાંચસો ધનુષ્ય પહોળી વેદિકા છે અને તે વેદિકાની બન્ને બાજુએ અઢીસો અઢીસો ધનુષ્ય ન્યૂન બે જોજનના વિસ્તારવાળાં વન આવેલાં છે. જગતીની ચારે બાજુએ મોટા ચાર દરવાજા આવેલા છે, જે દરવાજા આઠ જોજન ઉંચા અને ચાર જોજન પહોળા છે. દરેક દરવાજાના અધિષ્ઠિત દેવો છે. પૂર્વ દિશાના દરવાજાનું નામ વિજય, પશ્ચિમ દિશાના દરવાજાનું નામ વિજયંત, ઉત્તર દિશાના દરવાજાનું નામ જયંત અને દક્ષિણ દિશાના દરવાજાનું નામ અપરાજિત છે. તે દરવાજાના સ્વામી તેજ નામના દેવો છે. તેનો પરિવાર ઘણો છે. સર્વ દ્વીપસમુદ્રની જગતી વજ્રમય ને મણિરત્નોની ભિન્ન ભિન્ન જાતિવડે કરીને બનેલા દરવાજાથી શોભી રહી છે. એવી જગતીથી મનોહર આ જંબૂદ્વીપ સર્વે દ્વીપોમાં શિરોમણિ સમાન છે. તેમાં પણ ભરતક્ષેત્ર તો વેણીમાં પડેલા રત્ન સમાન છે. લાખ જોજનના જંબૂદ્વિપમાં ઠેઠ દક્ષિણ દિશાને છેડે ભરતક્ષેત્ર આવેલું છે. ભરતક્ષેત્રનું પ્રમાણ ૫૨૬ જોજન ને ૬ કળાનું શાસ્ત્રમાં કહ્યું છે. તેની ઉત્તર દિશાએ ચુલ્લ હિમવંત પર્વત પીળા સોનાનો છે અને દક્ષિણ, પૂર્વ ને પશ્ચિમે લવણસમુદ્ર રહેલો છે. ભરતક્ષેત્રની મધ્યમાં પૂર્વ પશ્ચિમ આડો વૈતાઢ્ય પર્વત પડેલો છે. ચુલ્લ હિમવંત પર્વત ઉપરના પદ્મદ્રહમાંથી નીકળેલી ગંગા અને સિંધુ નદી ઉત્તર ભરતમાં થઈ વૈતાઢ્યને ભેદીને દક્ષિણ ભરતમાં આવેલ છે, અને જગતીને ભેદીને લવણસમુદ્રને મળેલ છે. એવી રીતે ઉત્તર ભરતના ત્રણ ખંડ અને દક્ષિણ ભરતના ત્રણ ખંડ મળીને આ ભરતક્ષેત્ર છ ખંડમાં વહેંચાયેલો છે. ચક્રવર્તી એ છએ ખંડ તાબે કરીને સમસ્ત ભરતનો અધિપતિ થઈ શકે છે. ત્યારે વાસુદેવ–પ્રતિવાસુદેવ દક્ષિણ ભરતના ત્રણ ખંડ તાબે કરે છે પણ વૈતાઢ્યને ભેદીને ઉત્તર ભરતમાં જઈ શકતા નથી. વૈતાઢ્ય પર્વતની પહેલી મેખલાએ વિદ્યાધરોના રમણીય ઉત્તર દક્ષિણે પચ્ચાસ ને સાઠ નગરો આવેલાં છે. બીજી મેખલાએ તિર્યગ્જૃંભક વ્યંતર દેવતાઓનો નિવાસ છે.

વૈતાઢ્ય પર્વતની દક્ષિણ બાજુના ભરતાર્ધની મધ્યમાં મગધ દેશમાં કુશાગ્રપુર નામે નગર આવેલું છે. જ્યાં વિમાનને વિષે દેવતાઓની માફક સુવાનો અનેક પ્રકારે ક્રીડા કરી રહ્યા છે. તેમના મેષોન્મેષપણાથીજ તેઓ મનુષ્ય છે એવું જાણી શકાતું હતું.

ધનાઢ્યતા, પ્રભુતા, સૌખ્યતા અને સૌંદર્યતા તેમજ પાટવતાએ કરીને નગરની જાહોજલાલીનો મધ્ય સૂર્ય તપતો હતો. તે નગરમાં ગગનમંડળમાં જેની ધ્વજાઓ નૃત્ય કરી રહી છે એવા અનેક મહામનોહર જૈનમંદિરો જૈનોની સમૃદ્ધિનું તથા ધર્મની વૃદ્ધિનું સૂચન કરી રહ્યાં હતાં. ત્યાં જીતશત્રુ નામે મહા પરાક્રમી રાજા રાજ્ય કરતો હતો, જેના પ્રતાપની છાયા તળે પ્રજા સુખી, સંતોષી અને નિર્ભય હતી. ત્યાં વ્યાપારની અનેક પ્રકારે વૃદ્ધિ હતી. શત્રુરૂપ અંધકારના સમૂહને જીતીને નભોમંડળમાં જેમ ગ્રહરાજનો ઉદય થયો હોય તેમ તે રાજા આ ભૂલોકમાં સર્વત્ર પ્રકાશિત-પ્રસિદ્ધ હતો. વિધિએ દરેક વસ્તુને વિષે જો કે કંઇ પણ દોષ મૂકયા હોય છે, જેમ કે સમુદ્રમાં ક્ષારપણું, ઇંદુમાં કલંક, વિષ્ણુમાં માયાપણું અને કાદવમાંથી કમળની ઉત્પત્તિ, આવી દોષવાળી વસ્તુનો જાણે ત્યાગ કર્યો ન હોય તેમ લક્ષ્મી ઇર્ષ્યાથી તેમનો ત્યાગ કરીને નિર્દોષ એવા તે રાજાને ભજતી હતી. શત્રુના સમુદાયે દાનરૂપ જલદના વર્ષાવવાવડે કરીને તે રાજાને પ્રસન્ન કર્યો હતો. એવી રીતે લક્ષ્મી અને બુદ્ધિ બન્ને સ્ત્રીઓ તેની પાસે હોવાથી ઇર્ષ્યાને લીધે કીર્તિરૂપી સ્ત્રી દેશ પરદેશ આ પૃથ્વીમંડળમાં ભ્રમણ કરતી હતી. એ જીતશત્રુ રાજાને **ધારિણી** નામે પરમ શીલસંપન્ન તદ્રુપ ભૂષણવાળી સ્ત્રી હતી. તેને સુંદર છતાં મંદ બુદ્ધિવાળો અમિત્રદમન પુત્ર હતો. તે નગરમાં **સમુદ્રદત્ત** નામે રાજમાન્ય એવો મોટો વ્યવહારીઓ વસતો હતો. હીરા, માણેક, મોતી, પ્રવાલ, રત્ન, મણિ, સુવર્ણ વગેરે તેના ઉદરમાં ભર્યા હતાં, અર્થાત્ સમુદ્રે જેમ અનેક રત્નો પોતાના ઉદરમાં સમાવ્યાં છે તેમ આ સમુદ્રદત્તના મંદિરમાં અનેક પ્રકારનું જર ઝવાહીર ઝળકી રહ્યું હતું. '**સુભદ્રા**' નામે તે શેઠને સુશીલા પત્ની હતી, બન્ને પ્રીતિવડે કરીને ભિન્ન દેહ છતાં જાણે એકજ હોય તેમ રહેતાં હતાં, શરીર જુદાં છતાં બન્નેનાં મન એકરૂપ હતાં, સંસારસુખ ભોગવતાં બન્નેનો કેટલોક કાળ દેવતાની માફક વ્યતીત થયો.

એક દિવસે એ સુશીલ સુભદ્રાએ પાછલી રાતે સ્વપ્નમાં શ્વેત હાથી જોયો. પ્રથમ દેવલોકનો સ્વામી શક્રેંદ્ર તેના ઉપર બેઠેલો હતો. તેણે દર્શન આપીને કહ્યું કે 'હે તન્વી! તને બુદ્ધિમાન અને લક્ષ્મી-

વાન પુત્ર થશે. ' એવી અમૃતથી પણ મીઠી વાણી સાંભળીને તેણી જાગૃત થઇ. પતિને તે વાત નિવેદન કરી. પતિએ કહ્યું કે 'એ પ્રમાણે તારે એવોજ પુત્ર થશે. ' પછી શેષ રાત્રી નવકારસ્મરણમાં પૂર્ણ કરી. અનુક્રમે સુભદ્રા ગર્ભવંતી થઇ અને પૂર્ણ દિવસે તેણીએ સુંદર પુત્રને જન્મ આપ્યો. બાળક છતાં સંપૂર્ણ કળાએ કરીને શોભતો પૂર્ણિમાનો ચંદ્ર હોય તેમ તે શોભતો હતો. તેના નાળનિક્ષેપની જગ્યાએ ખાડો ખોદતાં ભૂમિમાંથી ધન પ્રગટ થયું. સમુદ્રદત્ત શેઠને ખબર પડતાં તે ઘણો હર્ષિત થયો, દારિદ્રરૂપ કાષ્ટને બાળવાને અગ્નિની જ્વાળા હોય તેમ આવું સુવર્ણ મણિ માણેકયુકત નિધાન જોઇને તે પ્રસન્ન થયો. "પુત્રના પુણ્યથીજ આ નિધાન પ્રગટ થયું. આ બધાનો પરમાર્થ શું હશે?" એમ તે વિચાર કરતો હતો, તેટલામાં એક શ્લોક જોવાથી તેનો પરમાર્થ તેના સમજવામાં આવ્યો. તે સમજ્યો કે નિશ્ચય આ બાળકનું અદ્ભૂત ભાગ્ય જણાય છે. આ નિધિ છે તે તેની લક્ષ્મીનું કારણ છે અને મણિ આદિ તેની બુદ્ધિનું કારણ છે. ઇંદ્રના વચનમાં દ્રઢ વિશ્વાસ કરતા સમુદ્રદતે તે નિધિવડે કરીને પુત્રનો જન્મમહોત્સવ કર્યો. "કેટલાક પુત્રો તો દુષ્ટ વ્રણની માફક ઉત્પન્ન થઇને મરી જાય છે, કેટલાક બીજાની તાડના તર્જના સહન કરી પરાભવ પામતા છતા દુઃખમાં જીવન ગુમાવી મરી જાય છે. અરે! હું ધન્ય છું કે રત્નાકર સમાન ગંભીર અને સૂર્ય સમાન તેજસ્વી એવા પુત્રરત્નને પામ્યો છું. " એમ વિચારતા સમુદ્રદત્તે પુત્રજન્મને સમયે પોતાને ઉચિત એવું સર્વ કંઇ કર્યું. મુકત હાથે પ્રગટ થયેલું નિધાન વાપરવા માંડ્યું. કુટુંબી, સ્નેહી વગેરેને ભોજન કરાવી સંતોષી સ્વપ્નને અનુસારે બારમે દિવસે પુત્રનું **સુરેંદ્રદત્ત** એવું નામ રામ રાખ્યું. શુકલપક્ષના શશીની માફક ક્રમે કરીને પાંચ ધાવમાતાથી લાલનપાલન કરાતો પુત્ર મોટો થવા લાગ્યો. યોગ્ય ઉમરનો થતાં વિશ્વભૂતિ ઉપાધ્યાય પાસે વિદ્યા-કળાનો અભ્યાસ કરવાને પિતાએ મૂકયો. અલ્પ સમયમાં-થોડાં વર્ષમાં તે પોતાની સુબુદ્ધિએ કરીને સકલ શાસ્ત્રરૂપી સમુદ્રના પારને પામ્યો. જે શાસ્ત્રનો બોધ અન્યને દુઃખે કરીને પણ થઈ શકતો નહોતો તેવું કઠણ શાસ્ત્ર પણ સુરેંદ્રદત્તને અલ્પ પ્રયાસે સાધ્ય થતું હતું. જીતશત્રુ

રાજાએ પણ પોતાના પુત્રને સુરેંદ્રદત્તની સાથે તેજ ઉપાધ્યાયની પાસે અભ્યાસ કરવાને મૂકયો.

તે નગરમાં ગુણના સારભુત એવો **સાગર** નામે શેઠ રહેતો હતો. તેને **સત્યભામા** સ્ત્રીથકી સરોવરમાં જેમ પદ્મની-કમલિની ઉત્પન્ન થાય તેમ **સુભદ્રા** નામે મૃગલોચની પુત્રી થઈ હતી. તે સુભદ્રા બાલ્યકાળમાં ચકોરી જેમ કળાવાન ચંદ્રમાં અનુરાગિણી હોય છે તેમ કળાભ્યાસમાં પ્રીતિવાળી થવાથી સાગરશેઠે ભૂપતિના પુત્ર અને શ્રેષ્ઠીસુતની સાથે અભ્યાસ કરવાને મૂકી હતી. વિદ્યાભ્યાસમાં કેટલોક કાળ વ્યતિત થયો. રાજપુત્ર **બાળીશ** પ્રકૃતિનો હોવાથી વિશેષઃ અધ્યયન કરી શકયો નહિ. મહામતિ સુરેંદ્રે ઘણાં શાસ્ત્રોનું અવગાહન કરી નાખ્યું. ઉપાધ્યાય જે સુશીખતો જણાવતા તે લીલામાત્રમાં સુરેંદ્ર શીખી લેતો હતો. બાળક છતાં પણ યુવાનની માફક શાસ્ત્રમાર્ગમાં તેની દષ્ટિ આરપાર જતી હતી. પ્રાયઃ કરીને શ્રીમંતના પુત્રોને વિદ્યાશાસ્ત્રનું અધ્યયન મહા મુશ્કેલીએ હોય છે, એવો જગતનો નિયમ છે. પણ સુરેંદ્ર એ નિયમના અપવાદરૂપ થઈને સકળ શાસ્ત્રનો પારગામી થયો. દેહની છાયાની માફક સુભદ્રા તેના જેટલું તો નહિ પણ થોડું ઘણું પણ શીખી ગઇ.

ઉપાધ્યાયની પાઠશાળામાં બીજા પણ સો વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. એક દિવસે ઉપાધ્યાય સર્વે વિદ્યાર્થીઓની બુદ્ધિની પરીક્ષા કરવાને માટે ગંભીર ગિરાએ કરીને તેમને કહેવા લાગ્યા— "હે બાળકો ! સાંભળો, સર્વે શિષ્યોની બુદ્ધિની-વિદ્યાની આજે પરીક્ષા થશે. કહો, જે રાજાના મસ્તકે બન્ને પગવડે તાડના કરે તેને શું દંડ કરવો ?"

ગુરૂનો આવો ગૂઢ પ્રશ્ન સાંભળી સર્વે શિષ્યો કહેવા લાગ્યા "એને મારવો, અથવા એનો પગ છેદવો કે એવી કોઈ ભારે શિક્ષા કરવી." અલ્પબુદ્ધિ એવા સર્વે છાત્રો એમ બોલ્યા, પણ સુરેંદ્ર એકજ મૌનપણે રહ્યો. જવાબ આપવાને અશક્ત એવા બીજા પણ કેટલાક શિષ્યો મૌન રહ્યા.

ગુરૂએ તેને પૂછ્યું "વત્સ ! તું કેમ કંઇ બોલતો નથી, તારો પણ આવોજ જવાબ છે ?"

"ગુરૂ ! આપની વાણીનો પરમાર્થ આ બધા શું જાણે ?" સુરેંદ્રે મૌનતા તોડીને ગુરૂને કહ્યું.

"કેમ વારૂ ?" ફરીને ગુરૂએ પૂછયું.

"જે રાજાના મસ્તકને પગવડે ઓળંગે-મૃદુ તાડના કરે તે વિદ્વાનજનોને-પંડિતજનોને પણ પૂજ્ય હોય છે." સુરેંદ્રનો આવો જવાબ સાંભળીને ગુરૂ મનમાં ખુશી થયા.

પરંતુ "એમ કેમ ? એમ કેમ ?" એવી ચારે તરફથી સુરેંદ્રને પૃચ્છા થઇ. સર્વે કોળાહળ કરવા લાગ્યા.

કોળાહળ કરતા વિદ્યાર્થીમંડળ પ્રત્યે શ્રેષ્ઠીપુત્ર બોલ્યો— "બંધુઓ ! સાંભળો. હડહડતી અગ્નિની જ્વાળામાં કોણ પ્રાણી પડવાને ઇચ્છે ? મણિધરને મસ્તકે રહેલી મણિ લેવાને કોણ જાય ? જાગતા એવા મૃગેંદ્રની કેસરા કોણ લઇ શકે ? એવી રીતે પૃથ્વીશના મસ્તકે ચરણોથી આઘાત નિઃશંકપણે કોણ કરે ? પરન્તુ હે બંધુઓ ! અતિ કોડથી લાલનપાલન કરાયેલો એવો પ્રાણપ્રિય બાળ પુત્રજ તાત એવા પૃથ્વીપતિને ચરણવડે તાડન કરી શકે; કેમકે રાજાનું એ સર્વસ્વ હોય છે. એવાને મારવો કે પૂજવો તે તમેજ કહો." સુરેંદ્રે ગુરૂએ પૂછેલા પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર આપ્યો.

સુરેંદ્રની આવી બુદ્ધિકુશળતા જોઇને અધ્યાપક હર્ષથી મસ્તક ધૂણાવવા લાગ્યો. "ખરેખર આને ભણાવીનેજ મારી વિદ્યાનું ફળ મેં ગ્રહણ કર્યું છે." એવો ગુરૂને સંતોષ થયો.

સુભદ્રા સર્વે શિષ્યોની મધ્યમાં ચકોરી જેમ તારાગણમાં શોભતા ચંદ્રમાને જુએ તેમ લજ્જાવડે કરીને, સ્નેહવડે કરીને, આર્દ્ર દ્રષ્ટિએ કરીને સમુદ્રના અપત્ય સુરેંદ્રને જોઇ રહી હતી.

"કોઇ દિવસ આ મારે કલેશનું કે રોષનું કારણ થયો નથી, પણ ઉલટો પિતાની માફક મારી ઉપર પણ ભક્તિ રાખતો હતો, તે ભક્તિનુંજ આ ફળ છે. કારણકે. 'વિનયમૂળો સર્વે વિદ્યાનામ્' કોઇ ભાગ્યના યોગેજ આવો વિનયવાન્ શિષ્ય પ્રાપ્ત થયો છે, માટે મંગળની ઇચ્છાએ મારે પણ તેનું સન્માન કરવું-ગૌરવ વધારવું." ઇત્યાદિ ચિંતવતો ઉપાધ્યાય સ્નાન કરી શુકલ વસ્ત્ર પહેરી અગ્ન

આભરણ ધારણ કરી દેવાર્ચા કરવામાં પ્રવૃત્ત થયો ને શિષ્યોને સુવર્ણ સમાન સુંદર કમળોના પુષ્પો પૂજાર્થે લાવવાને આજ્ઞા કરી. જેથી બજારમાંથી તાજાં ખીલેલાં કમળનાં પુષ્પો લાવી ગુરૂને શિષ્યોએ અર્પણ કર્યાં. અને એવાં ઉત્તમ સુગંધમય કમળોવડે દેવાર્ચન કરતાં છતાં પાઠકે સુરેંદ્રનું ભદ્ર–કલ્યાણ ઇચ્છયું. એટલામાં નૃપસુત પોતાના મંદિરમાંથી પદ્મમાલા નામની દાસીને લઇને આવ્યો. ગુરૂએ શિષ્યો પાસે પદ્મમાળા મંગાવી એટલે તેઓ કમળો લાવ્યા. ત્યારે રાજપુત્ર પદ્મમાળા નામની દાસીને ગુરૂપાસે તેડી લાવ્યો. "આ કોને લાવ્યો." ઉપાધ્યાયે રાજપુત્રને પૂછયું.

રાજપુત્રે કહ્યું. "આપે પદ્મમાલા મંગાવી હતી ને ? તો કનક વર્ણસમી આ પદ્મમાલાને આપની કને હું તેડી લાવ્યો છું."

ગુરૂએ કહ્યું—"નહિ, નહિ, મેં કંઇ એને તેડાવી નથી. જો આવાં કમળો મેં મંગાવ્યાં હતાં, તું મારૂં કહેલું સમજ્યો નથી."

"પ્રભુ ! પ્રાયઃ મંદ બુદ્ધિવાળા જનોની એવીજ સ્થિતિ હોય છે." રાજપુત્ર પોતાની ભૂલ સમજ્યો અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો.

વિદેશ જનારને બિલાડીના શુકન થાય તેની માફક દાસીને જોઇને તે ગુરૂ મનમાં દુ:ખિત થયા, અને વિચાર કર્યો, "એક પણ શાસ્ત્રનો આ જ્ઞાતા નથી તેમજ અકકલે કરીને પણ આ રાજપુત્ર બુદ્ધિવગરનો જણાય છે. ખુદ વિધિવશે કરીને સ્વભાવેજ મૂર્ખ રહ્યો છે. તો હવે તેનાપર ગમે તેટલો ઉદ્યમ કરવા છતાં પણ શું ફળ ? કે જે સમયને પણ જાણતો નથી. કયાં દેવપૂજાનો અવસર ને કયાં દાસીનું આગમન ? રાજકુંવરે ગોવાલની માફક એટલું પણ ન વિચાર્યું ? આવા મૂર્ખને ભણાવતાં મને નાહક કંઠશોષજ થવા પૂરતું ફળ છે. સુરેંદ્રદત્તના શ્રેય માટે દેવપૂજન કરતાં મને દાસીનું દર્શન થયું. જેથી અનુમાન થાય છે કે એ પહેલાં કુબેરના સરખું લક્ષ્મીવડે કરીને સુખ ભોગવશે, પણ અંતે નીચ જાતિની વનિતાના દુ:ખથી દુ:ખી થશે." દાસીના દર્શનથી પાઠકે એ પ્રમાણે મનમાં નિરધાર કર્યો અને પુન: સ્નાન કરીને શુદ્ધ થયા.

રાજકુંવર પદ્મમાલા દાસીને લાવ્યો તે જોઇને સર્વે શિષ્યો

હસી પડ્યા, અને વિશેષે કરીને સુભદ્રાને તો અધિક હસવું આવ્યું. જેથી મ્લાન થયું છે વદનકમલ જેનું એવો રાજપુત્ર વિલખો થયો—શરમાઇ ગયો. તેના મનમાં ઘણો પશ્ચાત્તાપ થયો. આટલો દીર્ઘ સમય તે ઉપાધ્યાય પાસે ભણ્યો પણ ખરી રીતે શાસ્ત્ર શીખી શક્યો નહીં અને સ્વાભાવિક બુદ્ધિને પણ ખીલવી શક્યો નહીં, તેથી તેનો પરિશ્રમ વ્યર્થ ગયો હોય તેમ તેને લાગ્યું.



# પ્રકરણ ૨ જું.

## સુરેંદ્ર અને સુભદ્રા.

" પૂર્વ ભવે બાંધેલું દુષ્કર્મ કેવું અત્યારે મને ઉદય આવ્યું છે કે જેના વિપાકથી હું મૂર્ખ રહ્યો ? અને આ સર્વનો હાંસીપાત્ર થયો. વિદ્વાન્ એવા આ છાત્રોને ધન્ય છે કે જેઓ સેંકડો ગ્રંથના જ્ઞાતા, પંડિત અને વિદ્વાનોમાં શિરોમણિ થયા છે. ખરે! દુષ્ટ વિધિ હૃદયમાં દુષ્ટ ભાવ ધારણ કરતો મારો દ્વેષ કરે છે, જેથી આ સર્વે શિષ્યોમાં હું મૂર્ખનો શિરોમણિ રહ્યો. અરે! એ બ્રહ્મતનયા સરસ્વતી શામાટે મારી ઉપર પ્રસન્ન થતી નથી? તેણીએ જાતિના સરખાપણાએ કરીને આ બ્રાહ્મણશિષ્યોને અને સ્ત્રીઓને પંડિતાઇ અર્પણ કરી અને મારી સાથે પંક્તિભેદ કર્યો. પંક્તિભેદ સહન કરવો એ જગતમાં દુસ્સહ છે. " એ પ્રમાણે ચિંતાથી જેના વદનની કાંતિ ગ્લાનિ પામેલી છે એવો નૃપસુત વિલખો બની પોતાના પૂર્વકૃત કર્મની નિંદા કરતો હતો, પશ્ચાત્તાપ કરતો હતો, તે વખતે તેની પાસે આવી મૃદુ શબ્દોએ કરીને સુરેંદ્ર બોલ્યો—" સખે! ખેદ કેમ કરે છે? અફસોસનો ત્યાગ કર. આ મણિવડે પવિત્ર કરેલું જળ પી જા, જેથી સ્વયંવરા એવી ભારતી તને વરશે–પ્રસન્ન થશે. તારી પોતાની અજ્ઞાન કર્મની નિંદાથી જેમ તીવ્રતાપથી હિમ પીગળી જાય તેમ તારૂં દૃઢ પણ દુષ્ટ કર્મ હું માનું છું કે હવે ગળી જશે—નાશ પામશે." એ પ્રમાણે મૃદુ શબ્દોવડે કરીને સુરેન્દ્રે

નૃપપુત્રને સમજાવી-શાંત કરી મણિથી પવિત્ર કરેલું જળ તેને અર્પણ કર્યું-પાયું; જેથી તેના હૃદયમાં કાંઇક પ્રકાશ થયો.

મણિમંત્રાદિના પ્રભાવને ચિંતવતો અને સ્નેહના સદ્ભાવવાળા સુરેંદ્રને આલિંગન કરતો રાજપુત્ર બોલ્યો–"મિત્ર! જેવી રીતે માતા પિતા ન કરી શકે તેવી રીતે તેં મને સત્કાર્યો. આવું અપૂર્વ કાર્ય તેં કર્યું. તું મારે ભાઇથી પણ અધિક છો; કેમકે પંડિતોને પણ દુઃખે બોધ કરવા યોગ્ય, અને પશુથકી પણ નપાવટ, સ્ત્રીઓને પણ હાસ્યનું સ્થાનક એવાં મને તેં આજે બોધવાન કર્યો. તારા આવા અણમોલ ઉપકારનો હું અનૃણી ક્યારે થઇશ ? મારી ચપળ એવી બાળ જીહ્વાએ તેનું વર્ણન શું કરૂં ? પરંતુ સખે ! જે સમયે રાજ્યની ધુરાને હું ધારણ કરીશ, ત્યારે તને નગરશેઠની પદવીથી વિભૂષિત કરી રાજ્યમાં તારૂં સન્માન વધારીશ." રાજકુંવરે આ પ્રમાણે ઉપકાર માન્યો અને ત્યારથી ઉભયની પ્રીતિ દૃઢ થઇ. અભ્યાસ પણ તેઓ બંને સાથે કરવા લાગ્યા અને સુરેંદ્ર રાજકુંવરને શિખવવામાં બનતી કોશિષ કરવા લાગ્યો.

અનુક્રમે કેટલોક સમય વિત્યા બાદ ભણી ગણીને જેમ સમુદ્રમાંથી સાંયાત્રિકો રત્નો મેળવે તેમ ગુરૂ પાસેથી અનેક પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરીને સર્વે વિદ્યાર્થીઓ પોતપોતાને ઘેર ગયા. સુભદ્રા પણ શાસ્ત્રરૂપ સમુદ્રનો પાર પામીને સકળ શાસ્ત્રની જ્ઞાતા થઇ.

યૌવન પ્રાપ્ત થતાં કન્યાના પિતાને તેને યોગ્ય વર ખોળવાની ઘણી ચિંતા રહે છે. તે નિયમને અનુસરીને સાગર શેઠને પોતાના ચતુર અને વિદુષી પુત્રી માટે યોગ્ય વરની ચિંતા થવા લાગી. 'આ બાળાનો વર કોણ ભાગ્યવાન થશે ?' એમ વિચાર કરતા પિતાને જોઇને સુભદ્રાએ કહ્યું–"પિતાજી! શામાટે આપ મારી ચિંતા કરો છો ? વિધિએ મારે યોગ્ય વર પણ જગતમાં ઉત્પન્ન કર્યો હશે. તમે મારા પાણિગ્રહણની ચિંતાથી બરાબર ખાતા નથી, સુખે સુતા પણ નથી; પરંતુ તમને હું અધિક શું કહું ? સમય આવતાં હું જ યોગ્ય વરને વરીશ." સુભદ્રાએ પિતાની ચિંતાને નિવારી, તેમના હૃદયને શાંત કર્યું.

બાળા સુવાવય પામ્યા છતાં સખીઓ સાથે દઢ એવા હૃદય-પિંજરમાં અનંગ પક્ષીને બાંધી સુભદ્રા વિનોદમાં-ક્રીડાની લીલામાં પોતાનો કાળ નિર્ગમન કરતી હતી.

એક દિવસ કામદેવના તાપથી સકળ જનોના અંગને પીડા કરનારી એવી વસંતઋતુ આવી. ઉદ્યાનો, બાગ, બગિચા વગેરે ફળ, ફુલ, પત્રાદિક શોભાએ કરીને ફાલ્યાં ફુલ્યાં સતા ઝુકી ઝુમી રહ્યાં છે; કોયલો ' કુહુ, કુહુ ' શબ્દ કરતી સર્વ જનોનાં મન રંજન કરતી તેમના હૃદયના ઉંડાણમાં કોઇ અપૂર્વ ઉત્સાહ રેડી રહી છે. મેના પોપટ પોતાના પાઠો પઠન કરી રહ્યા છે. નભોમંડળમાં વિહાર કરતો વિધુ વિરહીજનને સતાવી રહ્યો છે. જગતનો જય કરવામાં તત્પર અને વિશ્વમાં અદ્વિતીય પ્રતિમલ્લ એવો વીર કેશરી પુષ્પધન્વા કુસુમાદિ શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઇને પૃથ્વી ઉપર પોતાનો પ્રતાપ જણાવતો ઉતરી આવ્યો છે. લોકો પોતાના આત્માની શાંતિને માટે ઉદ્યાનોમાં, લતાકુંજોમાં, કુસુમોમાં, પ્રિયાઓની આસક્તિમાં પોતાનું મન બહેલાવી રહ્યા છે. ભ્રમર જેમ જુદા જુદા પુષ્પોની પરાગ લેતો છતો પણ તૃપ્ત પામતો નથી તેમ લોકોનાં મન પણ અતૃપ્ત રહે છે. એવી વસંતઋતુ આવી ત્યારે કુશાગ્રપુર નગરવાસી જનો ક્રીડા કરવાને ઉદ્યાનમાં ગયા. ' ભોગી જનો અને યોગી જનોની ઇષ્ટ સિદ્ધિ વનમાંજ હોય છે. ' સુરેંદ્ર પણ સરખા મિત્રોની સાથે ક્રીડા કરવાને આકાશમાં જેમ ચંદ્ર વિહાર કરે તેમ ઉદ્યાનમાં આવી અનેક પ્રકારે મિત્રો સાથે ખેલવા લાગ્યો. એટલામાં કયાંયથી મધુરો સંગીતનો ધ્વનિ કર્ણગોચર થવાથી અનિમેષ નયનોએ ક્ષણભર તે જોવા લાગ્યો, સાંભળવા લાગ્યો અને પાછો નંદનવનમાં જેમ ક્રીડા કરે તેમ મિત્રો સાથે ક્રીડા કરવા લાગ્યો. પરન્તુ તેનું ચિત્ત ક્રીડા કરવામાં લાગતું નહિ. અમૃતના ભોજનનો ઇચ્છક થયો હોય તેમ તે ગાન તરફ તે પ્રીતિવાળો થયો. 'ભોગીજનોને સર્વત્ર ભોગો મળી જાય છે.' સુરેંદ્રે એક મિત્રને પાસે બોલાવી તેની તપાસ કરવાને મોકલ્યો. થોડીવારે તેણે આવીને જણાવ્યું કે "આપણા ઉદ્યાનની નજીક સાક્ષાત્ લક્ષ્મી હોય તેવી સાગરશ્રેષ્ઠીસુતા સુભદ્રા પોતાની સાહેલીઓ સાથે ક્રીડા કરવાને આવી છે. મિત્ર ! તે બાળાનું શું વર્ણન કરું ? નાજુક

કમળની નાળિકા સમા તેના હસ્ત, ચંદ્ર સમું વદનકમળ, રક્ત અધર પલ્લવ, સુંદર ઘાટીલા કર્ણ, અલંકાર વિભૂષિત ભૂજલતા અને મલયાચળના પવનની સુગંધ સમો જેણીનો શ્વાસોશ્વાસ છે એવી જાણે સાક્ષાત્ વસંતશ્રીજ બાળાનું રૂપ ધરીને કામદેવને સહાય કરવાને આવી હોય એવી એ બાળાનું આ સંગીત છે."

"બીજી કાંઇ નવીન વાતચિત તેમનાથી તેં સાંભળી કે?" સુરેંદ્રે પૂછ્યું.

તેણે કહ્યું. "હું ત્યાં ગયો ત્યારપછી સખીઓ સાથે તે વિનોદમાં પડી. સખીઓએ તેણીને કહ્યું—'હે વરાક્ષિ! સત્ય કહે, અહીં કોઈ નથી. શા માટે તું કોઈ વરને વરતી નથી? સ્ત્રીઓનાં કુળ, કળા, રૂપ, લીલા ઇત્યાદિ વિશાળ ગુણો પતિ વગર વ્યર્થ છે. જેમ પુરૂષના સર્વે ગુણો લક્ષ્મી વગર વ્યર્થ છે. યોગ્ય ઉમર થવા છતાં અવિવાહિત રહેવાથી લોકમાં અપવાદ બોલાય છે તે વાત હે સખી! શું તું ભૂલી જાય છે? જેમ લતા વૃક્ષ સાથે વીંટાઇને વૃદ્ધિ પામે છે; વિદ્યુત્ અંબુદનો આશ્રય લઇને ચમકારા કરે છે, તેવીજ રીતે સ્ત્રીઓ સ્વામીને વરીને ગૌરવ પામે છે. યદિ તું ભોગથી વિરક્ત હો તો વ્રત કેમ લેતી નથી? ઘરમાં રહેવું અને કુંવારા રહેવું એ તો સ્રીધર્મથી વિરૂદ્ધ છે."

સખીનાં આવાં વચનો સાંભળીને મનુષ્યની પ્રતિમા ધારણ કરીને જાણે ખુદ ભારતી બોલતી હોય તેમ ઇચ્છનંદિની બોલી— "સખીઓ! તમે કહ્યું તે સર્વે વાસ્તવિક છે. કિંતુ હું સ્વામી તો કોઇ એવોજ કરીશ કે જે પ્રેમ અને શાંતિનું એક મંદિર હોય. આ જગતમાં તો પ્રાય: અજ્ઞાની જનોજ ભરેલા છે. સ્રીએ કદાચિત્ એક પુરૂષ સાથે લગ્ન કર્યું, અને તે દુર્ગુણી નિકળ્યો તો કારાગારમાં પડેલા પુરૂષની માફક તેણીને સુખ ક્યાંથી પ્રાપ્ત થાય? માટે ધીરજ રાખીને હું યોગ્ય વર પ્રાપ્ત થતાં જરૂર પરણીશ. તેમ છતાં લોકો અપવાદ બોલે તો શીલસંપન્ન જનોએ શામાટે ડરવું? બાકી તો મારા જેવી ચપળ ચિત્તવાળી બાળાને હાલમાં વ્રત તે ક્યાંથી હોય? હું જાણું છું કે માતાપિતાના હૃદયમાં શલ્ય જેવી લાગું છું, પણ

ઉતાવળે હું શું કરી શકું ? કારણ કે યોગ્ય પતિપ્રાપ્ત એ દૈવાધીન વસ્તુ છે."

સખીઓ પૂછયું કે–" એવા કયા વરને તું ઇચ્છે છે કે જેથી કહે છે કે એ દૈવાધીન છે."

શ્રેષ્ઠીપુત્રી બોલી–" જુઓ ! સાંભળો ! સુકૃતનો સાર શું ? નરજન્મનો સાર શું ? વિદ્યાપ્રાપ્તિનું ફળ શું અને સુખનો સાર શું ? આ ચારે પ્રશ્નોનો જે યોગ્ય ઉત્તર આપી પરમાર્થ સમજાવશે તેને હું પરણીશ. હે સખીઓ ! આ મારૂં વચન તમે સત્ય માનજો."

તેમની આ પ્રમાણેની ખાનગી વાતો તેઓ મને ન જોઈ શકે તેમ વૃક્ષની આડે છુપાઇને મેં સાંભળી લીધી અને તે તમારી પાસે આવીને હતી તેવી કહી છે."

હવે મિત્રનાં એ પ્રમાણેનાં વચન સાંભળીને સુરેંદ્રે તે પ્રશ્નોનો ઉત્તર એક શ્લોકમાં કાગળ ઉપર લખ્યો અને તે કાગળ રમતમાંથી નિવૃત્ત થઇને ઘર તરફ જતાં તે બાળાની નજીક તરૂવરની ડાળે તેઓની નજર પડી શકે તેમ જેમ દેવમંદિર ઉપર ધ્વજા આરોપણ કરે એમ બાંધ્યો. પછી મિત્રો સહિત તે પોતાને મકાને ગયો.

સુભદ્રા સખીઓ સાથે ખેલતી અનુક્રમે તે વૃક્ષ નજીક આવી. ત્યાં અલ્પ સમય વિશ્રાંતિ લઇને ઘરે જવાને સખીઓ સાથે રવાને થતી હતી, એટલામાં તે પત્ર ઉપર તેની દૃષ્ટિ પડી. એટલે કુતુહળથી સખીઓ પાસે એ કાગળ મંગાવી તે વાંચવા લાગી.

सुकृतस्य कृपासारं, सत्कर्म नरजन्मनः
विद्यायास्तत्त्वधीः सारं, संतोषः शर्मणां पुनः ॥ १ ॥

ભાવાર્થ—સુકૃતનું સાર કૃપા, મનુષ્યજન્મનો સાર સત્કર્મ, વિદ્યાનો સાર તત્વાવબોધ અને સુખશાંતિનો સાર સંતોષ સમજવો.

પોતાના હૃદયના મર્મનો તત્કાળ ખુલાસો થયેલો જોઇ બાળા સુભદ્રા આશ્ચર્ય પામી. અહો ! કોઈ પિશુને મારા હૃદયનો અભિપ્રાય જાણી લીધો લાગે છે અથવા તો કોઇએ યુક્તિ પ્રયુક્તિવડે મારા હૃદયનો મર્મ જાણીને મારા પ્રશ્નનો ખુલાસો કર્યો જણાય છે. આ પ્રમાણે વિચારતી બાળા મનમાં ખુશી થઇ તેણીનાં નેત્રકમળ

વિકસ્વર થયાં, કપોલ પ્રફુલ્લિત થયાં, હૈયું હર્ષના શ્વાસોશ્વાસથી ઉલ્લાસ પામ્યું, પ્રિયની માફક વરંવાર તેણી પેલા શ્લોકને જોવા લાગી, વેણુ વિણાદિ વાજીંત્ર વગર તે હર્ષથી નાચવા લાગી. 'પ્રાયે કરીને સ્રીઓને હર્ષ અને શોક દુઃખે જીરવવા યોગ્ય હોય છે.' તેણીએ પોતાની વાચાળ જીહ્વાવડે સખીઓને કહ્યું. " મારી ઉપર કૃપા કરીને જુઓ ! કોઇએ આ મારા પ્રશ્નનો ઉત્તર લખ્યો છે, આજે પણ પૃથ્વી કાંઇ પંડિતાઇ વગરની નથી, સતીઓના સત્વની સિદ્ધિઓ આજે પણ વિદ્યમાન છે, પણ આશ્ચર્ય એટલું થાય છે કે દૂર રહેતાં છતાં આ લેખકે મારો વિચાર કેવી રીતે જાણ્યો કે જેથી તેણે મારા પ્રશ્નના ઉત્તરમાં એ શ્લોક લખી મોકલ્યો ? મારા આનંદરૂપ મહાસાગરને વિષે ચંદ્રરૂપ આ પ્રિયના ઉદયથી ભરતી આવે છે; પણ તેણે કેવી રીતે જાણ્યું એજ માત્ર શંકા છે. " એ પ્રમાણે હર્ષઘેલી થઇને બોલતી અને મોહ રાક્ષસથી મુંઝાયેલી તે પત્રનાં અક્ષરો ઓળખવાનો પ્રયત્ન કરવા લાગી. પછી અક્ષરો બરાબર ઓળખીને તે પુનઃ બોલી—" હે સખીઓ ! હું જીતી ! જીતી ! આ પ્રિયને મેં જાણ્યો ! જાણ્યો ! ઓળખ્યો ! તમે સર્વે ખુશી થાઓ ! "

" કોણ ? કોણ ? કોણ છે એ લખનાર ? તારા કોડ પૂરનાર ? તારૂં જીગર જીતનાર ? બોલ ! બોલ ! ઝટ બોલ ! " સખીઓએ આતુર વદને પૂછ્યું.

" તે સમુદ્રદત્ત શ્રેષ્ઠીનો મુકતામણિ સમો પુત્ર સુરેંદ્રદત્ત છે. આજે મારા હૃદયને સંતોષ થયો. આ અક્ષરો એનાજ હાથવડે લખાયેલા છે." બાળાએ ઉત્સુકતાપૂર્વક કહ્યું.

" સખી ! તેં કેમ જાણ્યું કે એના અક્ષર છે ? "

" પૂર્વે મારી બાલ્યાવસ્થામાં ઉપાધ્યાયની પાસે અમે સાથે અભ્યાસ કરતાં હતાં, અભ્યાસમાં સર્વે વિદ્યાર્થીઓમાં તે વિશેષ કુશળ હતા. તેમનાં હું શું વખાણ કરૂં ? તે સમયના તેમના અક્ષરોનો મને પરિચય છે. સાક્ષાત્ આ અક્ષર એનેજ બરાબર મળતા છે. પોતાની બુદ્ધિવડે કરીને સર્વે છાત્રોમાં તે અગ્રણી હતા. સર્વને

તેમણે જીતી લીધા હતા. જાણે ખુદ બૃહસ્પતિ પણ પોતાના અલ્પ બુદ્ધિથી સુરેંદ્ર સાથેના વાદમાં હારી જવાથી વિલખા થઇને સ્વર્ગમાં ગયા હોય નહીં શું ? તેમજ સ્વરગાંભિર્યવડે કરીને એમણે સાગરને પણ પોતાથી હલકો કર્યો હતો. નહિ તો વડવાનળ અગ્નિવડે એ કેમ શ્રસાય ? વળી કામદેવ પણ તેમનું રૂપ સૌભાગ્ય જોઇને શરમીંદો પડી જીવિતવ્યથી કંટાળતો શંભુના તૃતીય નેત્રરૂપ અગ્નિકુંડમાં પડીને મૃત્યુ પામ્યો લાગે છે. તેમની વાણીરૂપ અમૃતનું પાન કરનારા કહે છે કે-પંડિતજનોએ અમૃતને અમૃત વ્યર્થ કહ્યું છે. ખરૂં અમૃત તો તેમની વાણીમાંજ છે. એથી અમૃતને આ પૃથ્વી ઉપર નકામું જાણી સ્વર્ગમાં રવાને કરી દીધું છે.' આવી રીતે સખીઓ આગળ તેણીએ સુરેંદ્રનું ધ્યાન કર્યું. વળી તેના મનમાં એક પ્રશ્ન ઉભો થયો કે " કદાપિ મારી માફક એ પણ કાંઇ પ્રશ્નો કરશે તો ? હું મંદ બુદ્ધિવાળી શી રીતે તેનો ઉત્તર આપી શકીશ ? અને જો ઉત્તર નહિ આપી શકું તો મૂર્ખ એવા મને તે કેમ ગ્રહણ કરશે ? અહો ! હજી પણ તેની સાથેના વિવાહમાં ઘણાં વિઘ્નો તો રહેલાં છે. અથવા તો આ સમસ્ત જગતનો જેને વ્યાપાર કરવાનો છે એવા દૈવ સંબંધી ચિંતા કરવાથી શું ? " એ પ્રમાણે સખીઓ સાથે વાર્તાલાપ કરતી તે પોતાને મંદિરે ગઇ.



# પ્રકરણ ૩ જું.



## ' વહુ કેવી હોવી જોઇએ ? '

સંસારના વિરહજન્ય તાપથી, અગ્નિવડે કરીને જેમ તૃણ ભસ્મ થાય તેમ તપતા, અને યશોરાશિનો એકત્ર મળેલો સમુદાય હોય એવી સુભદ્રા મનને પ્રસન્ન કરવાને માટે જૈનપ્રાસાદમાં તે દિવસે ગઇ. મંદિરમાં પ્રવેશ કરતાંજ આંતરભાવથી તુષ્ટ થયેલી એવી સુભદ્રા મનના ક્લેશને દૂર કરી અર્હંતની સ્તુતિ કરવા લાગી. " હે ભગવાન્ ! જયવંતા વર્તો. હે જગતના આધાર ! હે નિઃકારણ બંધો ! હે ઉપકારી ગુરો ! હે જગન્નાથ ! તમે ધ્યાન કરવા

યોગ્ય છો, આનંદદાયક છો. શીતાર્ત્ત જનોને સૂર્ય સમા, દિશાઓ ભૂલેલાને રસ્તો બતાવનાર, રોગી જનોને ઔષધસરખા, એવા હે પ્રભો ! એમ દુઃખી જનોના તમે સહાયક છો. સંસારસાગરમાં આપદાઓ રૂપ અથાગ જળમાં ડુબતા પ્રાણીઓને મનુષ્યભવમાં તમે એકજ નિર્યામક સમાન છો. વૈદ્ય રોગ રહિતપણું આપે, સરસ્વતી વિદ્યા આપે, રાજા ધન આપે, કિન્તુ હે પ્રભો ! તમે તો સકળ કાર્યમાં સિદ્ધિ આપનારા છો. તો તમને ઉપમા કોની આપીએ ? તમારા પ્રસાદરૂપ પ્રાસાદના અગ્રભાગ ઉપર સ્થિત રહેલાને સન્મુખ ધસી આવતી વિપત્તિરૂપી વાઘણ દુઃખ દેવાને શક્તિવાન થતી નથી. હે દેવ ! તમેજ મારા દેવ, ગુરૂ, પ્રભુ, માતા, પિતા, સખા કે સ્વામી જે કહું તે છો; તો મારી ઉપર પ્રસન્ન થઇને મારી આપદા દૂર કરો. દયા લાવી મારી આશા પૂર્ણ કરો. હું હમેશાં તમારી સેવા, પૂજા, ભક્તિ કરીશ. ” ઇત્યાદિ સ્તુતિ કરતી તે ભગવંતના ચરણમાં નમી. હૃદયના શુદ્ધ ભાવથી ઉભરા કાઢતી અને ખરેખરા ભાવથી ભક્તિ કરતી–પ્રાર્થના કરતી સુભદ્રાને જોઇને પ્રાસાદના અધિષ્ઠાયિક દેવ તેની ઉપર પ્રસન્ન થયા.તેમનું વરદાન મેળવી એ બાળા પોતાને ઘેર ગઇ.

કામથી બળતી એવી તેણીને કયાંય શાંતિ થતી નહીં. શાંતિ મેળવવાને ઘણાં વલખાં મારતી પણ લાચાર ! એ અનંગના તાપમાં તપવાનેજ સરજાઇ હોય નહીં શું ? તેને આભૂષણ દૂષણ સમાં થયાં, વસ્ત્રો શસ્ત્રની માફક ખુંચવા લાગ્યાં, રમણીય ભવન–પોતાનું ઘર તે વનસમું લાગ્યું, અને પુષ્પની માળાઓને તેણી અગ્નિની જ્વાળાસમી જોવા લાગી. વિયોગની પીડાએ કરીને તેણી શૂન્ય–બાવરી થઇ ગઇ. એવીરાતદિવસ તેણીને દુઃખી જોઇને સખીઓએ તેના પિતા સાગર શેઠને તેની વાત કરી, અને સુરેંદ્ર માટે ભલામણ કરી. શેઠ પણ સુરેંદ્ર જેવો યોગ્ય જામાતૃ મળવાનો હોવાથી અત્યંત ખુશી થયો, તરતજ સ્નેહી જનોને બોલાવી સત્કાર કરી સર્વે વાત સમજાવીને તેમને સમુદ્રદત્ત શેઠને ઘેર મોકલ્યા; કેમકે જગતમાં કન્યા માટે વરની યાચના કરવા જતાં કે કન્યા આપવા જતાં કાંઇ મનુષ્યને લઘુતા પ્રાપ્ત થતી નથી. '

તે પુરૂષો સમુદ્રદત્ત શેઠને ઘેર આવ્યા, શ્રેષ્ઠીએ તેમને માન-

સન્માનથી સત્કાર્યા અને આગમનનો હેતુ પૂછ્યો. તે વખતે તેમાંથી ગુણે કરીને ગંભીર એવો એક પુરૂષ બોલ્યો–" શેઠ ! સાગર શેઠની સુતા સુભદ્રાની તમારા પુત્ર સાથે સગાઇ કરવી છે. આપના પુત્ર સુરેંદ્રને તેજવંત, સૌભાગ્યવંત, નિર્મળ અંતઃકરણવાળો, ગૌરવર્ણ-વાળો અને નિર્ભય જાણીને સાગર શેઠે અમને મોકલ્યા છે. જેવો તમારો પુત્ર સુરેંદ્ર છે તેવીજ શુભાકૃતિવાળી અમારી સુભદ્રા છે. એ ઉભયના લગ્ન સંબંધથી આપણો સંબંધ દૃઢ થાઓ. વળી સાગર શેઠે કહાવ્યું છે કે આ અમારી પ્રાર્થના તમે ભંગ કરશો નહિ; કેમકે સુરેંદ્ર અને સુભદ્રાનો સંબંધ સુવર્ણમાં કુંદનની જેમ–મુદ્રિકામાં મણિની જેમ શોભાયુક્ત થઇ પડશે." એ પ્રમાણે ગૌરવયુક્ત વાણી સમુદ્ર શેઠે સાંભળી; અને એ સર્વે હકીકત સુરેંદ્રને તેમણે કહી સંભળાવી.

આ પ્રમાણેની તેમની વાણી સાંભળીને સુરેંદ્ર બોલ્યો–"સાર-થીની માફક માતા પિતા તો વરવધૂને પરણાવીને દૂર રહે છે, પણ એ સંસારની ધુરા જીવતપર્યંત જેને વહન કરવાની છે, જેની સાથે વિશેષમાં વિશેષ પરિચય કરવાનો છે, એવી સ્ત્રી કેવી હોવી જોઇએ ? સદ્વંશમાં ઉત્પન્ન થયેલી, ગુણવંતી, નમ્ર સ્વભાવવાળી, સંકટ સમયે ધીર, અને જેનું ભાગ્ય ઉજ્જ્વળ હોય એવી ધનુર્યષ્ટિ સમાન સ્ત્રી જોઇએ. સુખશાંતિને માટે લગ્ન કરવામાં આવે છે, પણ જો સ્ત્રી નિર્ગુણી મળે તો લોહની શૂલિકા ઉપર પુરૂષને રહેવું એ શ્રેય, પણ એ અધમાચરણવાળી સ્ત્રીના પરિચયમાં રહેવું તે સારૂં નથી. પોતા ના વિવાહની વાત સાંભળીને કોણ પુરૂષ વા સ્ત્રી ખુશી થતાં નથી ? પરન્તુ પિંજરામાં સપડાતું એ પક્ષી ભવિષ્યની આફત જોઇ શકતું નથી. ઉદ્ધત, સ્વતંત્ર, સ્વેચ્છાચારી, વારંવાર દુર્વચનરૂપી રજને ફેંકતી, એવી દુષ્ટ સ્ત્રી અલ્પ સમયમાં પુરૂષને ભમાવી દે છે. બહાર યશકીર્તિને વરેલા, મહિમાવાળા, ઉદાર અને રાજમાન્ય હોય છે, એવા પુરૂષો પણ ઘેર આવ્યા છતાં એ કુભાર્યાથી બીના છતા દાસ-પણું કરે છે. પરીક્ષા કર્યા વગર લગ્ન કરવાથી અંતે દુઃખી થવું પડે છે, કેમકે કલેશકારિણી કુલટા સ્ત્રી ઘરમાં આવવાથી તે પુરૂષના સર્વસ્વનો નાશ કરી નાખે છે. હે તાત ! આ સંબંધમાં હું તમોને

એક દ્રષ્ટાંત કહું. જો કે તમે સર્વે વડીલ છો ને હું તો એક અલ્પ વયસ્ક બાળક છું, છતાં આ નીતિ વચન યુક્ત દ્રષ્ટાંત સાંભળવા યોગ્ય છે." એમ કહીને સુરેંદ્રે આ દ્રષ્ટાંત તાત સહિત સર્વેને સંભળાવ્યું.

"આ ભરતક્ષેત્રમાં વાણારસી નગરી અપૂર્વ શોભાને ધારણ કરતી હતી. એ નગરીમાં **મહાબલ** નામે રાજા રાજ્ય કરતો હતો, ત્યાં રાજાને પણ માનવા યોગ્ય એવો **યશોધર** નામે શ્રેષ્ઠી, લક્ષ્મીએ કરીને બીજો કુબેર હોય તેમ દ્રવ્ય મેળવવાના ઉપાયમાં ચતુર એવો રહેતો હતો. જેમ ગિરીશને ગૌરી હતી, તેમ યશોધર શ્રેષ્ઠીને **મનોરમા** નામે પ્રિયા હતી, જેના સંગમવડે કરીને યશોધર પોતાનો કાળ સુખમાં વ્યતીત કરતો હતો. એવી રીતે યુગળીઆની પેઠે પુત્ર રહિતપણે તેમનો ઘણો કાળ ગયો. અનુક્રમે સુકૃતના પ્રભાવે **ધર્મદત્ત** નામે તેમને પુત્ર થયો. યોગ્ય ઉમરે ભણાવી, યુવાવસ્થામાં તેજ નગરના શ્રીશેન શ્રેષ્ઠીની **સુરૂપા** નામની કન્યા સાથે તેનાં લગ્ન કર્યાં. બાપની મહેરબાનીથી દુકાનના વ્યાપારરોજગારથી દૂર રહેતો તે ધર્મદત્ત પત્ની સાથે રાત્રીદિવસ ભોગ ભોગવવામાંજ સમય નિર્ગમન કરવા લાગ્યો.

એક દિવસ પુણ્યવૃક્ષનાં પાકેલાં ફળની માફક સુશોભિત અલંકાર ધારણ કરીને ધર્મદત્ત સરખે સરખા મિત્રોની સાથે શહેરમાં ફરવા ગયો. માર્ગમાં તે અનેક પ્રકારની ક્રીડા કરતો જતો હતો. કસ્તુરી મૃગની માફક તેને સુગંધ યુકત જોઇને લોકો જેમ ગમે તેમ બોલવા લાગ્યા. કોઇ તેના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા—"અહો! જોયું એનું આ અદ્ભૂત ભાગ્ય! કે જેનાથી જન્મે મનુષ્ય છતાં તે દેવની માફક ઋદ્ધિ ભોગવે છે."

બીજાઓ બોલ્યા—"એમાં એની શું પ્રશંસા કરો છો કે જે પિતાએ સ્વીકાર કરેલી—ઉપાર્જન કરેલી આ લક્ષ્મીને માતાની માફક ભોગવે છે. પ્રશંસા તો એના તાતની કરવી કે જે એવો વ્યય સહન કરે છે, કેમકે કિલ્લબ એવો પુત્ર પણ પિતાને તો પ્રિય હોય છે."

લોકમાં હિત કરનારી થશે. હવે ફરીને જો કથારસના અધિકપણાથી તને સાંભળવાની ઇચ્છા હોય તો બીજા એક હજાર દિનાર આપ. ”

વરરૂચિનાં એ પ્રમાણેનાં વચન સાંભળીને કથારસમાં લીન એવા તે સાહસિકે બીજા હજાર દિનાર તેને આપ્યા. તેવારે બ્રાહ્મણ બોલ્યો “ स्त्रीविश्वासो न कर्त्तव्यो, धीमता हितमिच्छता. ” “ કલ્યાણને ઇચ્છનારા બુદ્ધિવાન પુરૂષે સ્ત્રીનો વિશ્વાસ ન કરવો. ” આ પ્રમાણેની બીજી કથા સાંભળીને તું તારી ધીરજ ખોઇ દેતો નહિ. પણ અંતરમાં તે માટે વિચાર કર્યા કરજે. સમય આવ્યે તેનો ઉપયોગ કરજે. ” વરરૂચિએ કહ્યું.

“ અહો ! આ વિપ્ર તો લોભના સમુદ્ર જેવો છે, કે જેણે મને કથાના બ્હાનાથી આ મુજબ દંડ્યો. ખરે લોભથી પરાભવ પામેલા સ્વરૂપવાન્ એવા પણ આ દ્વિજો મહાસ્થાનને પામતા નથી. જેને તૃષ્ણા ઘણી એવાની લક્ષ્મી પણ શાંત થતી નથી. પ્રાય: કરીને તૃષ્ણાના તાપથી આતુર એવા વિપ્રો જગતમાં મીઠું બોલનારાજ હોય છે. વળી કપાળમાં મોટું તિલક કરીને જાણે લોભની સાક્ષાત્ મૂર્તિ હોય તેવા દેખાય છે. ‘ ત્રણ લોકને વિષે મારા સરખો બીજો કોઈ લુબ્ધ નથી ’ એવું જ્ઞાપન કરવાને ત્રણ રેખા યુક્ત સૂત્રને તે હૃદય ઉપર ધારણ કરે છે. તૃષ્ણારૂપી તરંગોથી ભરેલું આ બ્રાહ્મણોનું શરીર હોય છે. એના લોભવશે કરીને એ બ્હાને મેં તેને ધન આપ્યું, તે જો પૂર્વ ભવનું કરજ હશે તો તેનાથી મુક્ત થયો. ” ઇત્યાદિ વિચાર કરતો ને તેની સાથે માર્ગનું ઉલ્લંઘન કરતો જેમ વહાણવડે સમુદ્રના પારને પામે તેમ ‘ શ્રીપુર ’ નામના નગરે તે આવી પહોંચ્યો. ત્યાં શહેર બહાર પોતાના માણસોદ્વારા તંબુ ખેંચાવી ઉતારો કર્યો. પોતાના સાર્થને ત્યાં રાખી પોતે ભેટ લઇ રાજદરબારમાં જવા તૈયાર થયો. તે સમયે તેનો મિત્ર વરરૂચિ મધુર શબ્દોવડે તેને કહેવા લાગ્યો. “ હે મિત્ર ! ચિરકાળથી હું આ નગરનો રહેવાસી છું. અમુક સમય બહાર ફરીને પાછો પક્ષી જેમ પોતાના માળામાં આવે તેમ મારે વતન આવું છું. તું મારો પ્રિય મિત્ર છે, તો મારી

મિત્રાઇ ભૂલતો ના. કોઈ વખતે સંકટ આવે ત્યારે મને સંભારજે, ને હું તને એક અમૂલ્ય વસ્તુ આપું છું તે લે." એમ કહી તેને થોડા જવ આપ્યા.

"આ યવનો શો ગુણ છે?" ધર્મદત્તે પૂછ્યું.

"જો, સાંભળ. આ રહસ્ય કોઇની આગળ કહેતો નહીં. આપણી મિત્રતાની નિશાની સૂચક આ યવ જાણજે. હે મિત્ર! મંત્રવડે પવિત્ર કરેલા આ યવ જળવડે સિંચન કર્યા છતાં ઝટ ઉગે છે, ફળે છે. જેમ અત્યુગ્ર પુણ્ય પાપનું તરત ફળ મળે તેમ આ જલ્દી ઉગે તેવા છે." એમ કહીને વરરૂચિ મિત્રને યવ આપી પોતાનાં બાળબચ્ચાં અને પ્રિયાને જોવાને આતુર થયો છતો પોતાને ઘેર ચાલ્યો ગયો. ધર્મદત્ત પણ યવ પોતાની સ્ત્રીને આપી રાજદરબારમાં જવાને ચાલ્યો.



## પ્રકરણ ૪ થું.

### પત્ની અને મિત્ર.

રાજયોગ્ય ભેટણું લઇને સદાચારી એવો ધર્મદત્ત રાજગઢના સિંહદ્વાર સુધી આવ્યો. તેણે દ્વારપાળને જણાવવાથી તે રાજા પાસે ગયો. દ્વારપાળે રાજાને નમીને કહ્યું. "હે દેવ! કોઈ એક ઇભ્ય આપના દર્શનની ઈચ્છાએ સિંહદ્વારે ઉભો છે."

"તેને ઝટ લાવ." રાજાએ હુકમ કર્યો.

ભમરો જેમ સુગંધથી આકર્ષાયો છતો પુષ્પ તરફ જાય, તેમ વેત્રી[1] શ્રેષ્ઠીસુતને સભામાં તેડી લાવ્યો. ધર્મદત્ત રાજસભામાં આવી સિંહાસન આગળ રહેલા પાદપીઠ ઉપર ભેટણું મૂકીને રાજાને નમ્યો. રાજાની પાસે એક આસન મૂકેલું હતું તેની ઉપર રાજાની આજ્ઞાથી બેઠો ને બન્ને વાર્તાલાપ કરવા લાગ્યા. ભક્તિએ અને

૧ દ્વારપાળ-પ્રતિહાર.

સ્નેહમય વાણીએ તેણે રાજાને ખુશી કર્યો, જેથી રાજાએ તેનો કર માફ કર્યો. ‘જગતમાં ગુણીજન કયાં પૂજાને પામતો નથી?’ રાજાએ તેને કહ્યું કે ‘જ્યાંસુધી તમે અહીં રહો, ત્યાંસુધી તમારે મારી કચેરીમાં દરરોજ આવવું.’ રાજાનો આદેશ તેણે અંગીકાર કર્યો.

રાજાએ શ્રેષ્ઠીસુતને નગરની મધ્યમાં રહેલો ત્રણ ભૂમિકાનો પ્રાસાદ પ્રસન્ન થઇને રહેવાને આપ્યો. ત્યાં રહીને તે નગરનાં વ્યાપારીઓ સાથે ક્રયવિક્રય કરવા લાગ્યો. એમ વ્યાપાર રોજગાર કરતાં ધર્મદત્તને **ગંગદત્ત** નામના એક નીચ જન સાથે મિત્રતાની ગાંઠ બંધાણી. તે મિત્રાઈ ભીલ ને રંભાની જેમ, રાહુ ને ચંદ્રમાની માફક, બિલાડી ને હંસની પેઠે, અને અગ્નિ ને વૃક્ષની માફક જણાવા લાગી. લોકોએ તેને ઘણો સમજાવ્યો કે “એ ધૂર્ત–ઠગારા અને ક્રૂર ચિત્તવાળા સાથે તમારે મિત્રતા ન હોય? એની સોબત તમને યોગ્ય નથી.” છતાં પણ તેણે તેનો ત્યાગ કર્યો નહિ.

ધર્મદત્ત ન હોય ત્યારે પણ કપટનું મંદિર એવો તે ગંગદત્ત સુરૂપાની સાથે હાસ્યવિનોદ કરતો ઠઠા મશ્કરીમાં સમય વીતાડતો હતો. તે જાણતાં છતાં પણ સરલાશય એવો ધર્મદત્ત તેને રોકતો નહીં. કેમકે ‘જે સાધુ હોય છે તે બીજાને સાધુ જ જુએ છે.’ અવસર પામીને તે ગંગદત્ત સુરૂપામાં લુબ્ધ થયો. તેમની વચમાં કંઇપણ આમન્યા રહી નહીં. લોકોથકી તેનું દુચ્ચરિત સાંભળીને ઋજુ એવો ધર્મદત્ત વિચારવા લાગ્યો કે “લોકો બીજાનાં કાર્યમાં નાહક ડખલ કરનારા હોય છે. પોતાને ઘરે જમતાં છતાં તે પરની નિંદામાં તત્પર જણાય છે. અમારા બન્નેની મિત્રતા તેઓ સહી શકતા નથી અને તેથી મારા પણ દોષ બોલવામાં તેઓ મણા રાખતા નથી.”

તેને આવો સરળ અને મૂર્ખ જાણીને પ્રકટમત્સરી એવા ગંગદત્તે વ્યભિચાર દોષે કરીને પોતાની કરેલી તેની પત્ની સુરૂપાને કહ્યું–“પ્યારી! જો આ ધર્મદત્તને મારી નાખવામાં આવે તો આપણે સાથે રહીને નિર્ભયપણે ભોગ ભોગવીએ.”

"એમજ થાઓ." એ દુઃશિલા સુરૂપાએ તેનાં વચનને અનુમોદન આપ્યું. ક્રૂર એવી સ્ત્રીઓના ચપળ મનને ધિક્કાર થાઓ.

ત્યારથી તે દુષ્ટ ગંગદત્ત ધર્મદત્તને મારવાનો ઉપાય ચિંતવતો અનુકૂળ સમયની રાહ જોવા લાગ્યો.

"એક દિવસ ગંગદત્તની સાથે ધર્મદત્ત રાજસભામાં ગયો. આડીઅવળી અનેક વાતચિતો કરતાં રાજાએ પૂછ્યું—"પૃથ્વી ઉપર ભ્રમણ કરતાં કાંઈ તમે આશ્ચર્યકારી જોયું ?"

"દેવ ! જે જે મેં આશ્ચર્ય જેવું જોયું તેમાં મને તો કાંઇ આશ્ચર્યકારી લાગ્યું નહિ, પણ મારા ઘરને વિષે થોડા યવ છે તે આશ્ચર્યકારી છે." ધર્મદત્તે કહ્યું.

"કેવી રીતે ?" રાજાએ આતુરતાથી પૂછ્યું.

"તેને વાવીને જળ સિચંન કરે તો સદ્ય ઉગે છે–ફળે છે." તેણે કહ્યું. રાજા વિસ્મય પામ્યો "ત્યારે તે, મને ઝટ બતાવો." રાજાએ કહ્યું. તેમની આ વાત સાંભળીને પોતાનો લાગ આવ્યો જાણી વિટ એવા ગંગદત્તે મસ્તક ધુણાવ્યું. તે જોઇ રાજાએ તેનું કારણ તેને પૂછ્યું.

શયતાનની માફક છળ પામીને ગંગદત્તે કહ્યું. "દેવ ! અસંબંધવાળું એવું આનું બોલવું સાંભળીને કોનું મસ્તક ન કમ્પે ! ધનના સંનિપાતવડે કરીને એ યદ્વાતદ્વા બોલે જાય છે; પણ ઉત્તમ બુદ્ધિવાળા આપે તેની વાત સત્ય માનવી નહિ. જો એની વાણી સત્ય હોય તો હું મારૂં સર્વસ્વ આપને અર્પણ કરૂં, નહિ તો બે હાથમાં ગ્રહણ કરીને એના ઘરમાંથી મારે ગમે તે વસ્તુ હું લઇ લઉં."

રાજાએ ધર્મદત્તના સન્મુખ નજર કરી. ધર્મદત્તે પણ તે સરત માન્ય કરી, કેમકે યવ માટે તેને પોતાને પૂરતી ખાત્રી હતી. તેમની બન્નેની સરતમાં રાજા સાક્ષીભૂત થયો. પછી રાજાએ "તેમના સત્યાસત્યની પરીક્ષા પ્રભાતે થશે, તમે તમારા યવ લાવજો." એ પ્રમાણે કહ્યું. તે સાંભળી તે બન્ને રાજસભામાંથી રવાને થયા. પછી

" મારા ઘરને વિષેજ યવ છે, તો તે માટે શું વિષાદ કરવો ?' એમ ચિંતવતો ધર્મદત્ત પોતાના વ્યાપારકાર્યમાં પ્રવર્ત્યો.

દુષ્ટ ગંગદત્તે ધર્મદત્તને ઘેર જઈ રાજસભામાં થયેલી વાત તરત સુરૂપાને કહી સંભળાવી અને ધર્મદત્તે તેને આપેલા યવની પ્રાર્થના કરી. સુરૂપાએ ઇષ્યતનુજને જીવિતથકી પણ વલ્લભ એવા યવ પોતાના યારને આપીને તે જગાએ બીજા યવ મૂકી દીધા; અને તેણી કહેવા લાગી કે " હે નાથ ! જ્યારે સમય આવે ત્યારે બે હાથે કરીને તમે મને ગ્રહણ કરજો, લગ્ન સમયે મારા સ્વામીએ મને એક હાથે ગ્રહણ કરી છે, પણ તમે મને બે હાથે ગ્રહણ કરજો. જો, જો, સુવર્ણ, રત્નાદિ વસ્તુના લોભમાં જીવતી જાગતી મને ભૂલી જતા. "

સુરૂપાનાં એવાં વચન સાંભળીને ગંગદત્ત બોલ્યો. " પ્રિયા ! વ્હાલી ! ધીરજ રાખ ! બે હાથે હું તનેજ લઈશ. " એ પ્રમાણે સ્નેહથી તેણીને મનાવતો તે જલદી પોતાનું કાર્ય કરીને ત્યાંથી ચાલ્યો ગયો. સમય થતાં ધર્મદત્ત પણ પોતાને ઘેર આવ્યો, રાજસભામાં મિત્ર સાથે જે વાત બની હતી તે પત્નીને સરળ સ્વભાવે કહી સંભળાવી, કેમકે ' સરળસ્વભાવી માણસ શત્રુને પણ ગુપ્ત વાત કહી દે છે. '

પતિની વાણી સાંભળીને સુરૂપા બોલી-" તમે આ શું અનુચિત કાર્ય કર્યું, સરતમાં તમે હારો ને મને એ ગ્રહણ કરે તો તેનો કોણ નિષેધ કરશે ? " એમ બોલતી તેણી[1] ઉપપતિના ધ્યાનમાં રક્ત ચિત્તવાળી થઇ.

" હું જાણું છું કે તું મારા આ કાર્યથી ભય પામે છે, પણ એ કોઈ રીતે સરતમાં મને જીતે તેમ નથી. " આ પ્રમાણે કહીને તે સુરૂપાને ધીરજ દેતો હતો, છતાં કૃત્રિમ ખેદ કરતી તેણીએ યારના વિયોગે દુઃખે કરીને રાત્રી પસાર કરી.

પ્રભાતમાં તેણીના આપેલા યવ લઈને મિત્રની સાથે તે

૧ જાર. બીજો ધણી.

ધર્મદત્ત વિશ્વાસથી ઠગાયેલો રાજસભામાં આવ્યો. ધર્મદત્તનું કુતુહળ જોવાને સભા ચીકાર ભરાઇ હતી. કૌતુક જોવામાં અતિ ઉત્સુક ચિતવાળા રાજાએ ધર્મદત્તને યવ ઉગાડવાની આજ્ઞા આપી. સભ્યજનો પણ આતુર નયને જોવા લાગ્યા. રાજાની આજ્ઞા મળવાથી ધર્મદત્તે યવને જમીનમાં વાવ્યા, જળ સિંચન કર્યું, પણ દાવાગ્નિથી દગ્ધ થયા હોય તેની માફક વારંવાર જળથી સિંચાતાં છતાં તે ન ઉગ્યા. જેમ ગુરૂ ભણાવી ભણાવીને થાકે પણ જડ શિષ્યને લાભ થાય નહિ, તેમ ધર્મદત્ત સિંચી સિંચીને વિષણ્ણ ચિત્તવાળો થયો છતાં પણ યવને અંકુર માત્ર પણ ન ફુટ્યા. જેમ જડને બોધિનો લાભ ન થાય, તેમ ધર્મદત્તની મહેનત સર્વ વ્યર્થ ગઈ. જ્યારે ફળ તો દૂર રહ્યું પણ અંકુરા પણ ન પ્રગટ થયા, તે વારે રાજાની આગળ તે ધીઠ ગંગદત્ત ટચાકા ફોડતો બોલ્યો— "વાહ ! શું આશ્ચર્ય ! શું સત્ય પ્રતિજ્ઞતા ! અહો શું કળાનું કૌશલ્ય ! શી ભાઇની વિવેકતા ! હે પ્રજાપાલ રાજા ! હવે આ શ્રેષ્ઠીપુત્ર પાસેથી સરત પ્રમાણે મારે લેવા યોગ્ય હોય તો તમે અપાવો; કારણકે અમારા બન્નેના સાક્ષી આપ પોતેજ છો."

ગંગદત્તનાં આવાં વચને સાંભળીને રાજા બોલ્યો. "ધર્મદત્ત ! તમારા બન્નેની સરતમાં મધ્યાન્હ સમય થયો છતાં તમારી સરત પૂર્ણ થઈ નહિ ને તમે હારી ગયા છો; તો તમારી સરતનું હવે પાલન કરો. કદાચ સ્વતઃ એ પોતાની મેળે આપેલું લઇને સંતોષ પામશે, તો ઔષધ વિના વ્યાધિનો નાશ થઇ જશે."

રાજાનું વચન સાંભળીને શ્રેષ્ઠપુત્ર બોલ્યો—"આપનો આદેશ મારે પ્રમાણ છે. પછી ગંગદત્ત તેના ઘર તરફ ચાલ્યો. શ્રેષ્ઠીસુત મનમાં મુંઝાયેલ હોવાથી વરરૂચિનું વચન યાદ કરતો તેના ઘર તરફ ગયો, ને યવની વાર્તા જેવી હતી તેવી તેને કહી સંભળાવી; ને આંખમાંથી મોટાં મોટાં અશ્રુ પાડતો દુઃખી થયો.

તેની અથથી ઇતિ પર્યંત વાત સાંભળીને વરરૂચિ બોલ્યો. "વત્સ ! સો વર્ષ વહી જાય તોપણ સર્વજ્ઞનાં વચનની માફક

મારા યવ ઉગ્યા વગર રહે નહિ; પણ મને નિશ્ચય ખાત્રી છે કે તારી સ્ત્રીએ યવ બદલાવી નાખ્યા. તે તારી સ્ત્રી દુષ્ટ ગંગદત્તમાં અચીત અનુરાગિણી જણાય છે. મારી કહેલી મિતાક્ષરી વાર્ત્તાદ્વય તું કેમ સંભારતો નથી. તે બન્ને આજે તારે આડે આવી. જો મેં કહ્યું હતું કે–'સ્ત્રીનો વિશ્વાસ અને નીચ સંસર્ગ ન કરવો.' સજ્જન પુરૂષોને નહિ માનવા યોગ્ય એવો નીચ ગંગદત્ત, તેને તેં તારો સુહૃદ્ બનાવ્યો, અને તેને કૃત્રિમ પ્રેમ બતાવતી એવી તારી સુરૂપા પ્રિયાનો તેં વિશ્વાસ કર્યો, તો આજે તે તારી વૈરિણી થઇ. મારા એ શિક્ષારૂપ ઉત્તમ મંત્રને તું ભૂલી ગયો, જેથી એ બન્ને પિશાચોએ હાલમાં તને ઠગ્યો છે. "

વરરૂચિનાં એ પ્રમાણેનાં વચન સાંભળીને ધર્મદત્ત બોલ્યો– "મિત્ર! તમે કહ્યું તે ખરૂં હશે, પણ મારી સ્ત્રી તો ગંગાજળ સમાન ઉજ્જ્વળ છે. શીલે કરીને શોભતી એવી સ્ત્રીને અન્યાય આપવો એ શું તમને યોગ્ય છે? "

"તું તો હજી પણ ભોળો રહ્યો. સ્ત્રીચરિત્ર તું મુદ્દલે જાણતો નથી. ચાલ જો તારી એ સતી પ્રિયાનું સર્વ વૃત્તાંત તને પ્રગટ કરીને બતાવું." દ્વિજે કહ્યું.

"કેવી રીતે તમે તેનું દુશ્ચરિત જાણી શકો છો? ને મને જણાવી શકો છો?" ધર્મદત્તે પૂછ્યું.

"જો સવારે રાજા જ્યારે તારે ઘેર આવે ત્યારે પત્નીને માળ ઉપર ચઢાવીને નીચેથી નિઃસરણી લઇને દૂર મૂકી દેજે, પછી હું બધું બતાવીશ." ધર્મદત્તને શિક્ષા આપી.

એ પ્રકારની તેની શિક્ષા પોતાના મનમાં હસતાં છતાં તેણે સ્વીકારી; પછી તે પોતાને ઘેર ગયો.

—※—

# પ્રકરણ ૫ મું.

## શઠં પ્રતિ શાઠ્યં કુર્યાત્.

હવે બીજે દિવસે ગંગદત્તે રાજાને અરજ કરી—"રાજન્! તમે સાક્ષી છતાં પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુને કોણ નથી પામતું. પ્રિય મિત્રની આગળ પ્રાર્થના કરવી એ જેમ લજ્જાસ્પદ છે, તેમ લબ્ધ વસ્તુનો પરિત્યાગ પણ જગતમાં દુર્લભ છે."

ગંગદત્તનાં એ મુજબનાં વચન સાંભળી રાજા ધર્મદત્ત ઉપર રૂષ્ટ થયા છતા ધર્મદત્તને ઘેર આવવાની તૈયારી કરવા લાગ્યા. તેટલામાં ધર્મદત્તે આવીને વિનયવડે રાજાને અરજ કરી કે—"હે દેવ! આપ મુજ ગરીબની રંક ઝુંપડીમાં પધારીને તેને પાવન કરો; અને આને જોઇએ તે આપી મને કરજથી મુક્ત કરો."

ધર્મદત્તની વિનયશીલ મૃદુ વાણી સાંભળીને રાજા શાંત થઇ પરિવાર સાથે તેને ઘેર ગયો. 'ધર્મદત્તના ઘરમાંથી આ શયતાન ગંગદત્ત એ હાથે શું ગ્રહણ કરશે?' એ જોવાના કૌતુકી લોકો પણ રાજાની સાથે ધર્મદત્તને ઘેર ગયા.

હવે ધર્મદત્ત સૌની આગળ ઉતાવળે ઘેર આવીને પોતાની પત્નીને કહેવા લાગ્યો—"પ્રિયે! ઉઠ, સર્વે કાર્ય હમણાં છોડી દે. રાજા આપણે ઘેર આવે છે, માટે તેમને સારૂ ઉત્તમ આસન આપણા માળ ઉપર છે તે લાવ. જો આ નિ:સરણી રહી તે મૂકીને માળ ઉપર ચડી જા ને ઝટ તે સિંહાસન નીચે ઉતાર."

સુરૂપા પણ "પોતાની ઇચ્છા હવે જે સમય જાય છે તેટલામાં સિદ્ધ થશે, પછી તે પોતાના યાર ગંગદત્તની સાથે સ્વેચ્છાએ ક્રીડા કરશે." એવા વિચારમાં ખુશી થતી બમણા ઉત્સાહથી કાર્ય કરવા લાગી, અને તેણીએ નિ:સરણી લાવીને મૂકી. પછી તે તત્કાળ રાજા માટે સારૂં સુશોભિત સિંહાસન ઉતારવાને માળ ઉપર ચઢી ગઇ અને 'આ ઉતારૂં? આ ઉતારૂં?' એમ પતિને બતાવવા લાગી. એટલામાં રૂષ્ટ એવા ધર્મદત્તે જાણે પ્રિયા અપરાધી હોય તેમ

નિઃસરણી ત્યાંથી ઉપાડીને દૂર મૂકી દીધી. કપટ થયેલું જોઇને સુરૂપા વિલાપ કરવા લાગી, ને પતિને કહેવા લાગી–'હા! સ્વામી! આ શું કર્યું?'

"છાની રહે, છાની રહે, થોડીવાર પછી ઉતારી લઇશ." ધર્મદત્તે કહ્યું.

"કુવામાં ઉતારીને દોરડું શામાટે કાપી નાખો છો? નિઃસરણી મૂકો, હું નીચે ઉતરી જાઉં, તમારા કાર્યમાં હું સહાય કરનારી થાઉં." એ પ્રમાણે વિલાપ કરતી સુરૂપાની ધર્મદત્તે ઉપેક્ષા કરી.

રાજા નગરજનો સાથે ત્યાં આવ્યો. તેમને ધર્મદત્તે આદર સત્કારથી બેસાડ્યા, નગરજનોનો પણ સત્કાર કર્યો. ત્યાં પોતાની મૂર્ત્તિ હોય તેવો વરરૂચિ ધર્મદત્તના જોવામાં આવ્યો, તેને જોઇને તે પ્રસન્ન થયો. વરરૂચિની શિખામણ કાંઇક તેના ધ્યાનમાં ઉતરી હતી, થોડા ઉપરથી પ્રિયાનું દુશ્ચરિત તેના સમજવામાં આવ્યું હતું. તે સમજ્યો હતો કે 'વરરૂચિને આપેલી પંદરસો દિનાર આજે સફળ થવાની છે-ઉગી નિકળવાની છે. તેની અણમોલ બન્ને સર્વોત્તમ શિખામણો ધ્યાનમાં રાખી હોત તો આજે આ સમય ન આવત. તેથી જ ગંગદત્ત જેવો મિત્ર મળ્યો અને ઉપરથી પ્રાણ પાથરનારી પ્રાણપ્યારી સુરૂપા થઈ. ખેર! જે મિત્રને માટે મારા મનમાં અનેક સંકલ્પવિકલ્પો થતા હતા તેજ આજે મને આ આફતમાં સહાયકારી થયો.' પછી તેણે દીર્ઘ સ્વરે ગંગદત્તને કહ્યું.–'મિત્ર ગંગદત્ત! જે વસ્તુ તને રૂચતી હોય તે ખુશીથી ગ્રહણ કર.'

ધર્મદત્તની વાત સાંભળીને એ અધમ ગંગદત્ત ઘરમાં આજુ બાજુ ચારે તરફ જોવા લાગ્યો. પણ તે ચિત્ત ચોરનારી માશુક કામાકુલ એવા ગંગદત્તના જોવામાં ક્યાંય પણ આવી નહિ. આકુળ ચિત્તવાળા એવા ગગંદત્તને જાણીને સુરૂપા પોતે તેની દૃષ્ટિએ પડી. તેણીને માળ ઉપર જાણીને નીચે ઉતરવા માટે દૂર રહેલી નિસરણી બે હાથે તેણે ઉપાડી અને માળ ઉપર ચઢી શકાય તેવી જગ્યાએ મૂકી; એટલે તરતજ વરરૂચીએ સંકેત કરેલો યેષ્ઠીપુત્ર સ્ફુટ અક્ષરે બોલ્યો–"હં! હં! મહાનુભાવ! નિઃસરણી હવે ન મૂકો. તમે

તમારી મરજીથી જ બે હાથે એને ગ્રહણ કરી છે. એ રીતે આપણી સરત હવે પૂર્ણ થઈ છે, ને રાજા પણ સાક્ષી છે, તો હે નગરજનો! તમે સાંભળો. અહીંયાં સુવર્ણ ભરેલી પેટી પડેલી છે, આ તરફ રત્નની અનેક જાતો કબાટમાં મૂકવામાં આવી છે, છતાં એની દૃષ્ટિ નિઃસરણીમાં જ પડી, તેજ તેને ગમી ગઇ. જો એને એમાં દિલ લાગ્યું તો તે ભલે લઈ જાય."

તે વરરૂચિની આ પ્રમાણેની વાણી સાંભળીને રાજા સહિત લોકો "સાધુ! સાધુ! ઠીક થયું, ઘણું સારૂં થયું." એ પ્રકારે કહેવા લાગ્યા અને સર્વ નગરના લોકોમાં તે વિટદુષ્ટ હાંસીને પાત્ર થયો.

ધર્મદત્તે પણ ગંગદત્તની દુષ્ટતાનો મર્મ આ સમયે પ્રત્યક્ષ જોયો. રાજાએ પણ વિષયી-વ્યભિચારી ગંગદત્તને તર્જના કરીને ત્યાંથી હાંકી કાઢ્યો.

માળ ઉપર રહેલી સુરૂપા આવી રીતે પોતાની ફજેતી જોઇને "હવે હું લોકને શું મોઢું બતાવીશ?" એમ વિચારતી શોકાકુળ ચિત્તવાળી થઇ આપઘાત કરીને મરણ પામી દુર્ગતિએ ગઇ. ધર્મદત્તના ઘરનું એ પ્રમાણેનું નાટક જોઇને રાજા સહિત સર્વે લોકો પોતપોતાને ઘેર ગયા. ધર્મદત્તે પણ સ્ત્રીના મૃતકાર્યથી પરવારીને પોતાના મિત્ર એવા વરરૂચિને બીજા પંદરસો દીનાર મોકલાવ્યા; અને પોતાના કાર્યમાં સહાય કરી, પોતાની આંખ ઉઘાડી તે માટે તેનો ઉપકાર માન્યો.

એક દિવસ વરરૂચિ ધર્મદત્તને મળવા આવ્યો. વાર્તાલાપના પ્રસંગમાં તેણે ધર્મદત્તને ઠપકો આપતાં કહ્યું કે—"મિત્ર! તારા આવા અતિ ઋજુપણાને ધિક્કાર થાઓ! માણસ નિર્મળ અંતઃકરણવાળો છતાં નીચની સોબતથી તેના ગુણો જતા રહે છે. જો! ખારી ભૂમિમાં મેઘનું જળ પડવાથી તે મીઠું છતાં પણ ખારૂં થઈ જાય છે. ગમે તેવો મહાન નર પણ કુકલત્ર-કુભાર્યાને યોગે કરીને કળા રહિત થઇ જાય છે. અરે રાજા હોય તોપણ એવા અધમ સંસર્ગથી હલકી મતિવાળો થઈ જાય, તો અન્યની શી વાત? વિષ-

રૂપી વલ્લીનું સેવન કરવાથી તે તો માત્ર આ ભવનોજ નાશ કરનારી થાય, કિંતુ સ્ત્રી તો ધ્યાનમાત્રથી પુરૂષના બે ભવનો નાશ કરે છે. બળતા સ્થંભની માફક સ્ત્રીઓ સંસારમાં પુરૂષને તાપના હેતુભૂત છે; માટે આર્ય એવા જે સજ્જન પુરૂષોએ તેને છોડી છે તેજ જયવંત વર્તે છે." એ પ્રમાણેની વરરૂચિની ચંદ્રના અંશુ સમી મધુર વાણી સાંભળીને જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે એવા ધર્મદત્તે ભવથી ઉદ્વિગ્ન થઇને સાતે ક્ષેત્રમાં પોતાનું સકળ ધન વાપરી નાંખ્યું; ને ઉત્કૃષ્ટ તપ કરવાવડે સંસારરૂપી પંજર ભેદવાની ઇચ્છાવાળા તેણે સુમતિ નામના ગુરૂની પાસે દીક્ષા અંગીકાર કરી. ગુરૂ પાસે અનુક્રમે અગિયાર અંગના પારગામી થઈને તે ધર્મદત્તમુનિ પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા. અનુક્રમે તે વાણારસી નગરીમાં આવ્યા, અને વાંદવા આવતા નગરવાસી જનોને ઉપદેશ આપીને આર્હત ધર્મનું સામ્રાજ્ય એકછત્રપણે ત્યાં ફેલાવવા લાગ્યા. તેના માતાપિતા પણ તેને વાંદવા આવ્યા. ધર્મદત્તનો વૈરાગ્યમય ઉપદેશ સાંભળીને યશોધર શ્રેષ્ઠી ચિરકાળથી સાલતો પુત્રવિયોગ પણ ક્ષણમાત્ર ભૂલી ગયો. સાધુનો વેશ હોવાથી તેમજ તપથી શરીરની સ્થિતિ બદલાઇ ગયેલ હોવાથી યશોધર શ્રેષ્ઠી પોતાના પુત્ર–ધર્મદત્ત મુનિને ઓળખી શક્યા નહિ; પણ વ્યાખ્યાનમાં તેમનો ઉપદેશ સાંભળીને તેમને વૈરાગ્ય આવ્યો. તે વારે દીનવદન એવા માતાપિતાએ તેમને દીક્ષા લેવાનું કારણ પૂછ્યું, તેના જવાબમાં પોતાની હકીકત ટુંકામાં જણાવી તેણે માતાપિતાને કહ્યું કે–"અહિં સંસારરૂપ નાટકમાં આ મારો પુત્ર, આ મારો ભાઈ એવા અજ્ઞાનજન્ય સંકલ્પથી શા માટે દુઃખી થવું ? કારણ કે અનેક ભવભ્રમણમાં પિતા પુત્ર થાય છે, પુત્ર પિતા થાય છે. સમસ્ત પ્રાણીઓ વિવિધ પ્રકારના ભવો કરવાવડે પુત્રપણાને પામે છે, તેમ છતાં પણ તમારૂં પુત્રપ્રેમથી મન વિહ્વળ થતું હોય તો તમે મને પોતાનેજ ધર્મદત્ત જાણો." ધર્મદત્ત મુનિના આવા ઉપદેશથી અને સ્વર તથા વય ઉપરથી માતાપિતાએ તેમને ઓળખ્યા. તેમણે ઉચ્ચ સ્વરે પુત્રને કહ્યું કે "અરે પુત્ર ! તેં આ શું કર્યું ?"

માતાપિતાને બોધ થવાને માટે તેણે કહ્યું—"તમારા જેવા

મોહયુક્ત પ્રાણી ધર્મ યોગ્ય ન હોય. અનેક પ્રકારના કુડકપટે મેળવેલું ધન તેજ પ્રાંતે સાથે આવશે એમ તમે કદાચ સમજતા હશો; પણ તે કોઈની સાથે ગયું નથી ને જવાનું પણ નથી. વળી પુરૂષને સ્ત્રીઓ એ દુઃખનું મૂળ છે, ભોગો એ રોગોનું ઘર છે, ને કુંટુંબીજનો એ કટુક વિષ સમાન છે. એવા મોહમાં મુંઝાયેલા પ્રાણીને ધૃતિ, મતિ અને બુદ્ધિ ક્યાંથી હોય? સંસારમાં આત્માને હિતકારી તો એક ધર્મજ છે, તે ક્યાંથી સમજાય? જ્ઞાન, દર્શન ને ચારિત્રરૂપી રત્નત્રયીને પામેલો, સંયમરૂપ લક્ષ્મીએ કરીને શોભતો એવો તમારો પુત્ર તેને સંસારબંધનરૂપ માયાથકી દૂર રહેલો જોઈ તમને હર્ષ કેમ થતો નથી?" ઈત્યાદિક બોધદાયક વચનોએ કરીને તેમના માતાપિતા પ્રતિબોધ પામ્યા. પછી બોધ પામેલા માતાપિતાએ તૃણની માફક સર્વ સંપત્તિનો ત્યાગ કરીને તે પુત્ર મુનિની જ પાસે વ્રત ગ્રહણ કર્યું. અનુક્રમે માતા, પિતા ને પુત્ર એ ત્રણે જણ તપવડે આત્મા સાથે અનંત કાળથી રહેલાં નિવિડ એવા અષ્ટ કર્મોનો નાશ કરીને પરમપદને પામ્યાં. એ પ્રમાણે હે તાત! સ્ત્રીજાતિનું આવું વૃત્તાંત સાંભળીને પરીક્ષા કર્યા વગર કોણ બુદ્ધિવંત પુરૂષ પાણિગ્રહણ કરે?"

સુરેંદ્રકુમારે પોતાના પિતા સમુદ્રદત્ત આગળ આ ધર્મદત્તનું દૃષ્ટાંત કહી સંભળાવ્યું. તે સાગરશ્રેષ્ઠીના સંબંધીજનોએ પણ એક મનવાળા થઈને રસપૂર્વક શ્રવણ કર્યું.



# પ્રકરણ ૬ ઠું.

## લગ્નની વાટે.

"એ તારી વાત જો કે સત્ય છે, છતાં સર્વે સ્ત્રીઓ કાંઇ એવી કુલટા હોતી નથી. તેમ છતાં તું પરીક્ષા કરીને લગ્ન કરે એમાં અમારે વાંધો ન હોય. પણ લગ્ન તો તારે કરવાં જ જોઇએ. સુભદ્રા સર્વ રીતે તારે યોગ્ય છે, તો તેની પરીક્ષા કરીને તું લગ્ન કર. ઉત્તમ-

કુળના માણસો સારી ગુણવંત રૂપવંત એવી કન્યા માટે આપણે ઘેર તારે સારૂ પ્રાર્થના કરવા આવે અને હું ના પાડું એ કાંઈ વાસ્તવિક ન કહેવાય. વ્યવહારમાં જરા ઉલટું કહેવાય. લોકો કહેશે કે ભાઈ! શું ધનનો મદ ચઢ્યો છે? અમારી કન્યામાં શું ખોડખાંપણુ હતી, કે અમે શું હલકા કુળના હતા, જેથી ઉલટા તેમને ઘેર આપવાને ગયા, છતાં ના પાડી? માટે હું એમને ના.તો પાડી શકીશ નાહ." સુરેંદ્રે કહેલી વાત સાંભળ્યા પછી સમુદ્રદત્ત શ્રેષ્ઠીએ તેને આ પ્રમાણે કહ્યું.

"તમારો અતિ આગ્રહ છે તો મારા ચાર પ્રશ્નોના ઉત્તર તે બાળા આપે તો હું તેની સાથે તમારી મરજીમુજબ ખુશીથી પાણિગ્રહણ કરીશ." પુત્ર સુરેંદ્રે પિતાનાં વચનને કાંઇક અંગીકાર કરતાં કહ્યું.

"તારા તે ચાર પ્રશ્ન કયા કયા છે?" એમ પિતાએ તેને પૂછ્યું. પિતાના પ્રશ્નના ઉત્તરમાં સુરેંદ્રે તે ચાર પ્રશ્ન કહી બતાવ્યાં–

" निश्चलः स्नेहलः कोत्र, कः प्रकाशो निरंतरं ।
को वा सर्वोत्तमो लाभः, किं च रूपमविश्रमं " ॥ १ ॥

ભાવાર્થ—"નિશ્ચળ સ્નેહ કયો? નિરંતર પ્રકાશ કરે એવું શું? સર્વોત્તમ લાભ શું કહેવાય? અને અવિભ્રમ-શુદ્ધ રૂપ કયું?"

"આ ચાર પ્રશ્નોના જો તે યોગ્ય પ્રત્યુત્તર આપશે તો તે મારી પ્રાણપ્રિયા થશે." તેનો આવો નિશ્ચય જાણીને શ્રેષ્ઠીએ કહ્યું. "વત્સ! તારે કદાગ્રહી થવું તે યોગ્ય નથી. સારા કાર્યમાં વિલંબ કરવાથી તે કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. સાગર જેવો સંબંધી, સુભદ્રા જેવી કન્યા, અને આવા સ્વજનવર્ગ એ ભાગ્યયોગેજ આપણને પ્રાપ્ત થયા છે. આવો સારો યોગ અત્યારે જતો કરીએ તો ફરીને ક્યારે પામીએ?"

"પિતાજી! મેં જે કહ્યું છે તે કદિ વૃથા થશે નહિ, તો હવે બીજી ચિંતાવડે કરીને શું? ભાગ્યમાં જેની સાથે સંબંધ લખાયો હશે તેની સાથે થશે." સુરેંદ્રે છેવટની વાત કહી સંભળાવી.

"જેમ તેમ બોલવું, જે તે ખાવું અને જ્યાં ત્યાં બેસવું ને સુવું એ બાળકોને માટે હોય; યુવાન અને વિચારવંત પુરૂષો તેમ કરતા નથી. તો શેઠજી! બળાત્કારે તેની પાસે કબુલ કરાવવાથી શું? બેદિલીથી કરાવેલા વિવાહનું પરિણામ સારૂં આવતું નથી." એમ કહીને આવેલા શેઠના સંબંધીજનો શેઠની રજા લઈ પાછા ફર્યા. સાગરશેઠ પાસે આવીને તેમણે વિવાહમાં આવેલા વિઘ્નની વાત કહી સંભળાવી અને સુભદ્રાને ચાર પ્રશ્નો આપ્યા. પ્રશ્નો જોઇને સુભદ્રા મુંઝાણી. સખીઓ સાથે તે રડતે હૃદયે કહેવા લાગી—"આ અપૂર્વ પ્રશ્નો છે. હું એનો ઉત્તર આપી શકું તેમ નથી." એમ બોલતી તે બાળા રડવા લાગી, તેવારે પૂર્વે અરિહંતના મંદિરમાં તેની પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા દેવતાઓ આકાશમાં રહીને બોલ્યા, અર્થાત્ આકાશવાણી થઈ. "પુત્રી! શોક ન કર. સુખે સમાધે રહે. અમે તને સહાયકારી થઈશું."

આર્હત્ ભક્તિથી પ્રસન્ન થયેલા દેવતાઓની સહાયથી તરતજ જાણે પૂર્વે ભણી ગઈ હોય તેમ સુભદ્રાએ તે પ્રશ્નોનો ઉત્તર આ પ્રમાણે શ્લોકબદ્ધ લખ્યો.

निश्चलः स्नेहलो धर्म–श्चित्प्रकाशो निरंतरं ॥
विद्या सर्वोत्तमो लाभः, शीलं रूपमविस्रसं ॥१॥

ભાવાર્થ—ધર્મસ્નેહ એજ નિશ્ચળ સમજવો, અર્થાત્ નિશ્ચળ સ્નેહ તો એક ધર્મનોજ છે, નિરંતર પ્રકાશક એક જ્ઞાનજ છે, સર્વોત્તમ લાભ વિદ્યાલાભ છે, અને **અવિસ્રસ** રૂપ તે શીલ છે.

એ પ્રમાણે શ્લોક લખીને સુભદ્રાએ સખીઓને આપ્યો. હર્ષથી ખુશી થતી સખીઓએ તે શ્લોક સાગરશેઠને આપ્યો. ને સાગરશેઠે સમુદ્રદત્ત શેઠને મોકલાવ્યો. પોતાની પાસે બેઠેલા સુરેંદ્રને પિતાએ તે શ્લોક આપ્યો. સુરેંદ્રે તે વાંચી જોયો. તે શ્લોક તેને લોકોત્તર આનંદ કરનારો થયો.

સમુદ્રશેઠ પણ વિચારમાં પડ્યો. "વાહ! આ બાળા છે છતાં પણ એની બુદ્ધિ કેવી અધિક છે! વયોવૃદ્ધ પુરૂષો પણ આની

અપૂર્વ મતિ જોઇને કોણ હર્ષથી પોતાનુ માથુ ધુણાવતા નથી? નક્કી આ બાળાને બે નેત્ર ઉપરાંત ત્રીજું જ્ઞાનરૂપી નેત્ર પણ છે કે જેનાથી તેણી લોકથકી દૂર એવા ઈતર અર્થોને પણ જોઈ શકે છે–જાણી શકે છે આવા વિજ્ઞાનથી ખચીત તે બાળા ગુણના સ્થાન રૂપ હશે ગુણવતી અને બુદ્ધિમતી આ બાળાને વિષે જો આનુ ચિત્ત નહિ માને તો પછી તેને ખરેખરો પશુ સમજવો " એમ વિચારીને તેણે પુત્રનો અભિપ્રાય પૂછ્યો સુરેદ્રે પિતાના વિચારને અનુમોદન આપ્યુ, એટલે સમુદ્રદત્ત શ્રેષ્ઠીએ આવેલા માણસની સાથે "માગુ કબુલ રાખ્યુ છે" એમ સાગરશેઠને કહેવરાવ્યુ તે માણસે સાગરશેઠને સર્વ હકીકત કહી સભળાવી

એ હકીકત સાભળીને સાગરશેઠ બહુ ખુશી થયો સુભદ્રા પણ પોતાના મનોરથ ફળીભૂત થયા જાણીને આનદિત થઈ સાગરશેઠે સગપણ કર્યા પછી બન્ને ઘરે વિવાહની તૈયારીઓ થવા લાગી, રમણીઓ મગળ ગીત ગાવા લાગી

વર વહુ બન્ને લગ્નના દિવસ ગણવા લાગ્યા એમ કરતા કરતા લગ્નનો દિવસ પણ આવી પહોચ્યો અને સુરેદ્રના મોગા મહોત્સવ પૂર્વક સુભદ્રા સાથે લગ્ન થયા હસ્તમોચનમા સાગરશ્રેષ્ઠીએ કોટી ગમે ધન આપી [1]જામાતૃને સતોષ્યો લગ્નક્રિયા સપૂર્ણ થતા સુરેદ્ર વધુ સહિત પોતાના પરિવારે પરવર્યો થકો પોતાને ઘરે ગયો, અને મનુષ્ય છતા અમરની ઉપમા સમાન ભોગો સુભદ્રાની સાથે ભોગવવા લાગ્યો પૂર્વે એ- બીજાની કળાકુશળતાની જેમણે પરીક્ષા કરી છે એવા તે બે જણના મન પ્રીતિરૂપ દોરીથી એવા મજબુત બધાયા કે તેને ભેદવાને કોઇ પણ સમર્થ થયુ નહી કોઈ વખત વાણીના વિલાસમા સમય પસાર કરતા અને કોઈ વખત સમસ્યાઓમા સમય વીતાડતા તે અશનવેળા[2] પણ જાણતા નહિ ઈત્યાદિક અનેક પ્રકારની સસારની રમતોમા મસ્ત રહેતા, અને અતિ પ્રેમથી એક બીજામા આસક્ત થયેલ એવા તે દપતી સસારમા સુખભોગ સિવાય બીજા સર્વ કાર્ય ભૂલી ગયા સુભદ્રા

૧ જમાઈ ૨ ખાવાનો વખત

પણ જિનમંદિરમાં ભગવાન આગળ કરેલી પ્રતિજ્ઞા સુખમાં પડવાથી વિસરી ગઇ. પ્રાપ્ત થયેલા ભોગોમાં લીન થયેલી સુભદ્રા ચૈત્ય તો દૂર રહ્યું પણ પોતાના ઘરમાં રહેલી પ્રતિમાના પણ દર્શન કે પૂજન કરતી નહીં. સંસારમાં પ્રાણીઓ પ્રાયઃ કરીને પુણ્યયોગથી મળેલા ભોગસુખમાં આસક્ત થઇને તે સમયે ધર્મકાર્ય ભૂલી જાય છે. એવી રીતે સંસારસુખ ભોગવતાં ઘણો કાળ તેમનો નિર્ગમન થયો.



# પ્રકરણ ૭ મું.

## સંસારસુખની વાટે.

" સંસારમાં પ્રાણીઓને વૃદ્ધાવસ્થા ઘણીજ દુઃખદાયક હોય છે. મનુષ્યો એમ સમજે છે કે યૌવનવયમાં સંસારસુખ ભોગવીને વૃદ્ધાવસ્થામાં આપણે ધર્મ કરશું, પણ તેમની એ ભૂલ તેમના અલ્પજ્ઞપણાથી સમજવામાં આવતી નથી. વૃદ્ધ વયે શરીરની શક્તિઓ જ્યારે મંદ પડી જાય છે ત્યારે સુખની લાલસાઓ ઉલટી વધતી જાય છે; માટે ચતુર પુરૂષે વૃદ્ધાવસ્થાથી દેહ જ્યાં લગી જર્જરીભૂત થયો ન હોય તે પહેલાં આત્મહિત કરવામાં તત્પર રહેવું. મેં લક્ષ્મી ઉપાર્જન કરી સંસારમાં આજ લાગી અનેક પ્રકારના ભોગો ભોગવવામાં-માત્ર અર્થ અને કામની સાધના કરવામાં મારી અમૂલ્ય જીંદગી ગુમાવી છે; પણ એ બન્નેનું મૂળ જે ધર્મ તે હું વિસરી ગયો છું. હવે મારે આ અવસરે તેમાંજ લક્ષ્ય આપવું યોગ્ય છે. હા ! સંસારમાં મનુષ્યો અલ્પ સમયના પ્રયાણને માટે પણ પાથેય-( ભાતાં ) ની સગવડ કરીને પછી જાય છે, તો પરલોકના લાંબા વખતના પ્રયાણમાં પ્રાણીઓ કેમ નિશ્ચિતપણે રહેતા હશે ? અરે ! સામાન્ય શત્રુ માથે ગાજતો હોય તો પણ પુરૂષોને સુખે નિદ્રા આવતી નથી, તો મૃત્યુરૂપી ભયંકર શત્રુ અહર્નિશ પાસે છતાં મૂઢ મનુષ્યો આશ્ચર્ય છે કે સ્વસ્થપણે રહે છે. તો હવે પ્રભાત સમયે સંસારનો ભાર ઉપાડવામાં સમર્થ એવા પુત્રને ગૃહનો ભાર ભળાવીને શિવવધુની દૂતી સમી આર્હતી

દીક્ષાને હું ગ્રહણ કરીશ. " એવા વિચાર કરતો એક પ્રૌઢ વયનો પુરૂષ ( સમુદ્રદત્ત શેઠ ) પાછલી રાતના પોતાના વિશાળ મહાલયમાં પોતાના પૂર્વજીવનની જાણે આવૃત્તિ કરતો હોય તેમ વૈરાગ્યયુક્ત થઇને પ્રભાત સમયની રાહ જોતો હતો.

સૂર્યોદય થયા પછી સમુદ્રદત્ત શ્રેષ્ઠીએ પુત્ર સુરેંદ્રને બોલાવી ઘરનો અને વેપારનો ભાર તેને ભળાવી દીધો, વ્યાપાર વહીવટમાં જે કંઇ બતાવવું હતું તે સમાપ્ત કરી પોતાના હૃદયની વાત પુત્રને જણાવી પુત્રે ઘણા જ આડમ્બરથી વિધિવિધાન સાથે દીક્ષામહોત્સવ કર્યો અને શ્રેષ્ઠીએ ગુરૂ પાસે વ્રત અંગીકાર કર્યું. પછી અનેક પ્રકારનાં તપ કરવાવડે દૃઢ એવાં પૂર્વોપાર્જીત કર્મોના સમૂહનો નાશ કરી સમાધિવડે મૃત્યુ પામી તેઓ દેવગતિના સુખ પામ્યા. પાછલી અવસ્થામાં પણ તેમણે આત્મહિત સાધ્યું.

તે સમુદ્રદત્તશ્રેષ્ઠીનો સમવયસ્ક રાજા અમિત્રદમન પણ પરલોકે ગયો, એટલે તેનો પુત્ર–સુરેંદ્રનો મિત્ર 'જિતશત્રુ' રાજ્યની ધુરાને ધારણ કરવા લાગ્યો. પોતાના પરાક્રમથી તેણે ઘણા શત્રુઓનો ગર્વ ઉતાર્યો. તેણે બાલ્યાવસ્થામાં મિત્ર સુરેંદ્રને આપેલું વચન તે ભૂલી ગયો નહોતો. પોતાના નવા રાજ્યઅમલમાં નવા ફુટેલા શત્રુરૂપી અંકુરોનો નાશ કરીને તે નિવૃત્ત થયો, એટલે એક દિવસ મોટા સમારોહપૂર્વક દરબાર ભરીને તેણે સુરેંદ્રને નગરશ્રેષ્ઠીની પદવી આપી, તેની મહત્તા વધારી; છતાં પણ સુરેંદ્રે રાજસત્કાર પામીને મર્યાદા કે ન્યાયનીતિનો ત્યાગ ન કર્યો. સુભદ્રા તો ભર્તારનું સન્માન પામીને ધર્મકાર્યથી રહિત, દેવીની માફક સુખમાં જ પોતાનો કાળ વ્યતીત કરતી હતી.

સુભદ્રાને પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયેલ જાણીને ચૈત્યાધિષ્ઠાયિક વ્યંતરો ચિંતવવા લાગ્યા. " અહો ! સુભદ્રાની માયા તો જુઓ ! તેણીએ અમારી સાથે ઠગાઇ કરી. પૂર્વે જિનેશ્વરની ભક્તિથી અને તેની પ્રતિજ્ઞાથી પ્રસન્ન થયેલા અમે તેના કાર્યમાં સહાયકારી થયા, એટલે પોતાનું કાર્ય સિદ્ધ થયા પછી જન્માંતરની માફક પોતાનું પૂર્વ વચન તે ભૂલી ગઇ. ચૈત્યની ભક્તિ તો દૂર રહી, કિંતુ રોગ ગયો એટલે જેમ વૈદ્ય

વેરી થાય તેમ આ તો એક નમસ્કાર સરખો પણ કરતી નથી. જો કે પુત્રી માફક ગણીને અમે એને પરણાવી છે છતાં પણ પિતાની માફક એ પ્રમાદિનીને થોડીક શિક્ષા પણ કરી બતાવવી, આપણે તેના ગર્ભને સ્થંભન કરવો કે જેથી તે પુત્રનું સુખ જોવા પામે નહિ." ઈત્યાદિ વિચાર કરતા તે ચૈત્યવાસી દેવતાઓએ લગ્નથકી જ દુર્ગ્રહોની માફક તેના ગર્ભનું સ્થંભન કર્યું. જેથી ઘણો કાળ જવા છતાં તે પુત્રનું સુખ જોઇ શકી નહિ. જગતમાં એવી કોઇ વસ્તુ નહોતી કે જે તેમના મંદિરમાં ન હોય; પણ એક બાલ્યક્રીડાની ચેષ્ટાને કરતો એવો મનને પ્રિય પુત્ર નહોતો. તે સિવાય સર્વે કંઈ તેમને ત્યાં હતું. બીજી સર્વ રીતે કુદરત તેમને અનુકૂળ હતી.

એક દિવસ નિશા સમયે—દિવસ ઉદયને થોડીવાર હતી, છતાં હજુ અંધકારનું જોર શમ્યું નહોતું એવા અવસરે પોતાના વિશાળ મહેલની બારીએ તે ઉભી હતી, ચોતરફ નજર કરતાં તેણીએ એક સ્ત્રીને ઉતાવળે જતી જોઇ. તે સ્ત્રીએ એક બાળક કેડ ઉપર તેડેલું હતું, બીજું આંગળીએ વળગાડેલું હતું અને એકને સ્કંધ ઉપર ધારણ કરેલું હતું. ફાલેલી લતાની માફક એ સ્ત્રીને જોઇ અચાનક સુભદ્રાના હૃદયમાં ખેદ થયો. તેનું મોં પડી ગયું. શોકની છાયા છવાઇ રહી. તેને ભાન થયું કે "હજી મને પુત્ર થયો નથી. પરણ્યાને આજે કેટલાંય વર્ષો પાણીના પ્રવાહની માફક વહી ગયાં પણ એક પુત્ર વિના તે સર્વે નિરર્થક ગયાં. હા ! જગતનો ન્યાય તો જુઓ ! એ વિધિ શું આવાં જ ઉલટાં કામો કરે છે કે જેને ઘણા દીકરાઓ હોય છે તે પ્રાયઃ નિર્ધન હોય છે; અને ધનવાનને ઘરે એક પુત્રની પણ તાણ હોય છે—એક પણ હોતો નથી. એ વેરી વિધિના દુશ્ચેષ્ટિતને ધિક્કાર છે ! અરે એક તો સ્ત્રીજન્મ જ સર્વદા કષ્ટદાયક છે. ડગલે ડગલે તેને શંકા થયાં કરે છે. પગલે પગલે તેણી ભય પામ્યા કરે છે. તેથી પણ વંધ્યાપણું તો તેને ઘણું વધારે પ્રગટ દુઃખદાયી છે. સરોવર ગમે તેવું સુંદર અને બાંધેલું હોય પણ જળ ન હોય તો તે શોભતું નથી. પૃથ્વી વીરથકી પણ વીર પુરૂષોને પ્રગટ કરનારી ન હોય તો, ગમે તેવું મોટું અને મનોરંજન મંદિર હોય પણ ધ્વજા ન હોય તો, બોલનાર કારણ વગર બડબડાટ કરતો હોય તો,

એ સર્વે નિરર્થક છે–લઘુતાને પામે છે. વળી રાજા જેમ ન્યાય વગર શોભે નહિ તેમ આવક વિનાનો ખર્ચ, ચક્ષુ વિનાનું મુખ, હાર વગરનું હૃદય અને સદાચાર વગર ગુરૂ પણ શોભા પામતા નથી, તેમ મારૂં આ ગૃહ ચિત્તને આનંદદાયક એવા પુત્ર વગર શોભતું નથી. જગતમાં **અપત્ય** રહિત સ્ત્રીઓ આનંદનું મંદિર થતી નથી. જે સ્ત્રીઓ પુત્રવતી છે તેને જ હું ધન્ય માનું છું. **અભદ્રા** એવી હું કે જેનું નામ માતપિતાએ સુભદ્રા પાડ્યું છે, તેમાં હું માનું છું કે તેમની કાંઈક ભૂલ થઇ છે, કેમકે નામથકી હું સુભદ્રા છતાં કોઇ મંગળકારી કાર્યમાં રિક્તા તિથિની માફક લોકો–સર્વજનો મને દૂર કરશે. " ઇત્યાદિ વિકલ્પ કરતી અને ચિંતારૂપી દાવાગ્નિમાં દગ્ધ થતી મંદ પગલાં ભરતી સુભદ્રા મહેલની અંદર ચાલી ગઇ. પ્રભાતનો સુવર્ણમય સવિતા નારાયણ ઉદય પામ્યો ને જગતમાંથી રાત્રી સંબંધી અંધકારનો નાશ થયો, કિંતુ તેણીના મ્હોં ઉપર રહેલી **અનપત્યના** દુઃખની છાયા તો વૃદ્ધિ જ પામવા લાગી. લુહારની ધમણની માફક તે જોરથી શ્વાસોશ્વાસ લેવા લાગી. સળગતી ચિતાની માફક તેના અંતરમાં પ્રદિપ્ત થયેલી પુત્ર સંબંધી ચિંતા તેને બાળવા લાગી. તેણી સ્નાન કરતી નહોતી, ખાતી પીતી નહોતી, હસતી નહોતી, બોલતી નહોતી, જાણે સર્વસ્વ નાશ પામ્યું હોય તેમ તે આખો દિવસ શોકમય થઇને રડ્યા કરતી હતી. સંસારનો સર્વ વ્યાપાર છોડીને, પુત્રની આકાંક્ષાવાળી સુભદ્રા, પુત્રવિયોગિની એવી જાણે યોગિની હોય તેમ રહેવા લાગી. પોતાના આત્માને અત્યંત દુઃખી માનવા લાગી.

એક દિવસ રાજાની પાસેથી આવેલા સુરેંદ્રશ્રેષ્ઠી સુભદ્રાને તેવી સ્થિતિમાં જોઈ તેણીને તેના દુઃખનું કારણ પૂછવા લાગ્યા– " પ્રિયે! આજે તારા ચિત્તમાં શું દુઃખ છે કે જેથી તારૂં આ ચંદ્રવદન અંધકારથી ગ્રસ્ત થયેલું છે ? " પતિએ આ પ્રમાણે પૂછ્યું છતાં આ દૈવનો જ દોષ છે એમ ધારીને તે મૌન રહી–કાંઈ બોલી નહીં.

" તારૂં દુઃખ મને કહીને તારો ભાગીદાર બનાવવાને શું હું યોગ્ય નથી ? એક ચિત્તવાળા સ્ત્રી પુરૂષોને સુખદુઃખમાં ભેદપણે રહેવું તે યુક્ત નથી. " ફરીને સુરેંદ્રે તેણીને કહ્યું.

કાજળ સમાન કાળાં નેત્રમાંથી અશ્રુ મૂકતી અને પોતાના નીલ વસ્ત્રથી તેનું પ્રમાર્જન કરતી સુભદ્રા ગદ્‌ગદ્ કંઠે બોલી. “સ્વામિન્! મારા દુઃખ તરફ ન જુઓ, તમે તમારાં કાર્યમાં સાવધ રહો, જે પાપ મેં ગત ભવમાં કરેલું હોય તે અત્યારે મારે ભોગવવુંજ જોઇએ. જે દુઃખનો પ્રતિકાર કરવાને દેવતાઓ પણ શક્તિવાન નથી, તો પછી માનવોથી તો શું થાય? જે તમારે સાંભળવું પણ વૃથા છે તો પછી તેના પ્રકાશવડે કરીને શું? આપણને આટલો બધો પરિવાર છતાં અ પણે એકલાં છીએ; પુત્ર વગર છતી આંખે આપણે અંધ છીએ, શ્રુતિમાં કહ્યું છે કે-પુત્ર વગર લોકમાં શુભ થતું નથી, તે માટે પુત્રનું સુખ જોયા વગર ઉભય લોક તેના સુધરતા નથી. પુત્ર રહિત તમે આટલી બધી લક્ષ્મી ઉપાર્જન કરો છો પણ જો તેનો કોઈ ભોગવનાર નહિ હોય, તો એ ઉપાર્જન કરેલી લક્ષ્મી સાથે કોણ ખેલશે? આપણી વૃદ્ધાવસ્થામાં કીર્તિ, લક્ષ્મી કે સર્વસ્વ હે પ્રિય! પુત્ર વગર કેવી રીતે શોભશે? જે વસ્તુઓ તમે મેળવી છે, વૃદ્ધિ પમાડી છે. તે તમારા વગર તમારી પાછળ પુત્ર વગર અન્ય કોણ ભોગવશે?” આ પ્રમાણે કહીને દુઃખથી મુંઝાયેલી તેણીએ હૃદયનો ઉભરો પતિ આગળ ખાલી કર્યો. પછી શ્રેષ્ઠી બોલ્યા કે—

“હે પ્રિયે! તારૂં યુક્તિયુક્ત કથન સર્વથા સત્ય છે. હું પણ જાણું છું કે ગૃહસ્થને આ થકી મોટું દુઃખ બીજું કોઇપણ નથી. પરન્તુ એ દૈવાધીન કાર્યમાં મનુષ્ય પ્રાણી શું કરી શકે? છતાં પણ હે સુભ્રૂ! પુત્રની ઇચ્છાવડે કરીને બળવાન એવાં પૂર્વકર્મનો ઉપક્રમ કરવાને યત્ન કરીશ. કર્મવડે કરીને ગ્લાનિ પામેલા પુરૂષની પણ વૈદ્યો શું ચિકિત્સા કરતા નથી? કર્મવડે જડ થયેલા પણ મંત્રાદિશક્તિવડે કરીને શું બુદ્ધિમાન નથી થતા? દુષ્કર્મને યોગે નદીમાં ડુબતાને તારાઓ શું નથી બહાર કાઢતા? એવી રીતે દુષ્કર્મથી બંધાયેલો આત્મા ધર્મવડે શું મુક્તિને પામતો નથી? પામે છે, માટે જે પરાક્રમી પુરૂષો હોય છે તે પોતાની આત્મશક્તિથી અસાધ્ય કાર્ય પણ સિદ્ધ કરી શકે છે.” એ પ્રમાણે પ્રીતિવચનવડે તેણે પ્રિયાને આશ્વાસન આપ્યું.

એક દિવસ તે નગરના ઉદ્યાનમાં સંસારસાગરમાં ડુબતા પ્રાણીઓને પ્રવહણ સમાન ત્રણ જ્ઞાને યુક્ત એવા યુગંધર મુનીશ્વર વિચરતા વિચરતા પધાર્યા. જેમ જેમ નગરજનોને ખબર પડતી ગઈ તેમ તેમ પૌરવાસી જનો તેમનાં દર્શન કરવાને જવા લાગ્યા. સુરેંદ્રશ્રેષ્ઠી પણ પ્રિયાની સાથે રથમાં બેસીને મુનીશ્વરને વંદન કરવાને ગયા. તે સર્વે પર્ષદા આગળ મુનિ મધુરગિરાએ દેશના દેવા લાગ્યા. " હે ભવ્યજનો ! ભવારણ્યમાં ભ્રમણ કરતા પ્રાણીઓને અમૃતરસ સમો માનવભવ પ્રાપ્ત થાય છે, તેમાં પણ અનેક ધર્મભેદોમાં કલ્પદ્રુમ સમો જૈનધર્મ તો પૂરા ભાગ્યથી પામે છે. જે જૈનધર્મરૂપ કલ્પવૃક્ષનું મૂળ તો બોધિબીજ—સમકિત છે. દયા એ તેનું થડ જાણવું, દાનાદિક ગુણો તેની શાખાઓ સમજવી, લક્ષ્મી એ તેનાં પાંદડાં અને અને કીર્ત્તિ પુષ્પ જાણવા તેમજ એ જૈનધર્મરૂપી વૃક્ષનું ફળ તો મુક્તિગમન સમજવું. મિથ્યાત્વરૂપી અંધકારવડે કરીને વિવેકરૂપી લોચન જેનાં નાશ પામ્યા છે, એવા ભ્રષ્ટમતિ જીવો પોતાનું અણમોલ માનવજીવન ક્ષણિક વિષયસુખમાં હારી જાય છે." એ પ્રમાણેની દેશના સાંભળીને લોકો પોતપોતાના સ્થાનકે ગયા.

તે સમયે સુરેંદ્રદત્તશ્રેષ્ઠી તે મુનીશ્વરની સ્તુતિ કરતાં કહેવા લાગ્યા કે—" હે પ્રભો ! ઉભયલોકની પીડાને દૂર કરવામાં આપ સમાન અન્ય કોઇ સમર્થ નથી. જેવી રીતે ધર્મકથાવડે તમે પરલોકના હિતનો ઉપાય બતાવ્યો તેમ મને આલોકમાં હિતકારી પુત્રપ્રાપ્તિનો ઉપાય બતાવો. નિશ્ચય હું પુણ્યવાન છું કે મને આપનાં દર્શન થયા છે, કેમકે નિર્ભાગી જીવો ઘૂવડ જેમ સૂર્યનું દર્શન ન પામે તેમ આપનાં દર્શન પામી શકતા નથી. વિદ્યા વિદ્યમાન છતાં યોગ્ય જનોનાં દુઃખ દૂર કરવાને યોજવામાં ન આવે, તો જાણકાર અને નહિ જાણકારમાં તફાવત શું ? "

સુરેંદ્રશ્રેષ્ઠીનાં આવાં વચન સાંભળીને મુનીશ્વર બોલ્યા કે— " સંસારમાં તમે કહ્યું તે સર્વે સાવદ્ય છે, તે માટે મોક્ષાર્થી જનો એ પાપપ્રવૃત્તિમાં આકર્ષાતા નથી; પરન્તુ તમે ધર્મ સાધન કરો એથી તમારી એ આશા સફળ થશે. જે કાર્ય કરવામાં દેવતાઓ પણ શક્તિવાન નથી, જ્યાં પરાક્રમ પણ ચાલતું નથી, મંત્રાદિવડે

કરીને જે અસાધ્ય હોય છે, એવું દુર્ઘટ કાર્ય એક માત્ર ધર્મવડે કરીને સાધ્ય થાય છે. જે પુરૂષો ધર્મનો ત્યાગ કરીને સંસારમાં સુખોની ઈચ્છા કરે છે, તે જડ પુરૂષો બીજને વાવ્યા વગર ફળપ્રાપ્તિની આશા રાખે છે. દુનિયામાં પણ જોવાય છે કે વ્યાપાર વગર લક્ષ્મી નથી, બુદ્ધિ વગર બોધ નથી, મેઘ વિના વૃષ્ટિ નથી, ભોજન વિના પુષ્ટિ નથી, સુભટો વગર લડાઈ નથી, મનુષ્યો વગર ગામ નથી, સદ્દભાવ વગર મિત્રતા નથી, તેવી રીતે પુણ્ય વગર સૌખ્યની પ્રાપ્તિ થતી નથી. માટે હે શ્રેષ્ઠિન્ ! તમે ચૈત્યને વિષે પૂજા, ગુરૂની ભક્તિ, સુપાત્રદાન ને અનુકંપાદાન, જપ અને તપ એ પાંચે વસ્તુઓ સકળ આપદારૂપી દુર્ગનો નાશ કરવાને સમર્થ છે તે કરો." **યુગંધર** મુનિની એ પ્રમાણેની સુધાસમી વાણી પ્રકૃતિએ કરીને નિર્મળ એવા શ્રેષ્ઠીએ હૃદયમાં ધારણ કરી. તેમજ ચૈત્યપૂજાની વાત મુનિના મુખથકી સાંભળીને સુભદ્રાને પોતાના કુમારપણામાં કરેલી પ્રતિજ્ઞા સ્વપ્નની માફક સ્મરણમાં આવી, અને વિચારમાં પડી કે, "હા ! પ્રમાદવશે હું સ્વપ્રતિજ્ઞાભ્રષ્ટ થઇ ! ખચીત ! અજ્ઞાનથકી જિનપ્રતિમાની મેં અવજ્ઞા કરી, તેથીજ વંધ્યત્વનો દોષ મને પ્રાપ્ત થયો, આજથી હવે મારે જિનેશ્વરની ભક્તિ કરીને પછીજ ભોજન કરવું." ઇત્યાદિ વિચાર કરી સહિયરો સાથે ત્યાંથી ઉઠીને સુભદ્રા જિનમંદિરમાં ગઇ. ત્યાં જઇને મુગ્ધમુખી એવી સુભદ્રા પિતાની માફક જિનેશ્વરને ક્ષમાવતી પૂજા ભક્તિ કરવા લાગી. તેમજ ચૈત્યાધિષ્ઠાયિક વ્યંતરદેવતાઓની પ્રસન્નતા માટે તેણીએ મોટો મહોત્સવ કર્યો.

સુરેંદ્રશ્રેષ્ઠી ગુરૂને વાંદી તેમની શિક્ષા હૃદયમાં ધારણ કરતો પોતાને ઘેર આવ્યો, સંતુષ્ટ હૃદયવાળી સુભદ્રાએ સર્વ પરિજન સાથે પતિને જમાડીને પછી પોતે ભોજન કર્યું.

ત્યારથી શ્રેષ્ઠી પણ ગુરૂનાં વચનને વિધિનાં સૂત્ર માફક ગણતો જિનેશ્વરની ભક્તિ કરવા લાગ્યો. પ્રતિદિવસ ગુરૂનાં દર્શન કરી તેમના ચરણમાં વંદન કરી પાવન થવા લાગ્યો. અહર્નિશ આપદારૂપી સર્પિણીથી ડસાયેલા અનાથ દીન અને

જનોનાં દુ ખને પોતાની લક્ષ્મીરૂપી ગ્રાથી દૂર કરવા લાગ્યો, વળી પચ નમસ્કાર મત્રને પ્રતિદિવસ હૃદયમા ધારણ કરી તેનુ સ્મરણ કરવા લાગ્યો તેમજ આચામ્લાદિ તપ કરવામા પણ નિરતર સાવધાન રહેવા લાગ્યો. રાજાની સહાયતાથી સર્વે પ્રાણીઓ પ્રતિ કરૂણા નજરે જોનારા સુરેદ્રે નગરમા અમારી પટહ વગડાવ્યો એવી રીતે કીડીથી કુજર ને રકથી રાય પર્યંત સર્વે જીવોને ભયમાથી તેણે મુકત કર્યા, જિનચૈત્યોમા અષ્ટાન્હિકા મહોત્સવ કરાવવા લાગ્યો, પ્રતિદિવસ એવી રીતે ધર્મકાર્યમા મગ્ન રહેતા ધર્મના પ્રભાવથી ને દેવતાઓના સાનિધ્યપણાથી છીપમા મુકતાફળની જેમ સુભદ્રાએ ગર્ભને ધારણ કર્યો.

પ્રસન્ન વદનવાળી, અને ગૂઢ ગર્ભને ધારણ કરનારી, પ્રભાતકાળની મ ધ્યાસમી કઈક અરૂણ અને કઈક પીત એવી વિલક્ષણ કાંતિવડે શોભતી સુભદ્રાને જોઇ તેણીને ગર્ભવતી જાણીને શ્રેષ્ઠી પણ વાણીથી અતિરિક્ત એવા હર્ષને પામ્યા ગુરૂના વચનથી આ સસારમા તેને પુત્રરૂપી મહાન લાભ થતો હોવાથી તેમના વચનને તેઓ વારવાર યાદ કરવા લાગ્યા, અને તેમનો ઉપકાર માનવા લાગ્યા



# પ્રકરણ ૮ મું.



## ધમ્મિલ કુમાર.

સોરઠો.

' બારે ગરિ ઉગત ચોમ દીવા જો મળે
જબ ઘેર પુત્ર ન હુત, મનની મનમા રહી ખરે ! '

ગર્ભના હિતને માટે સુભદ્રા વિધિપ્રમાણે તેનુ પાલન કરવા લાગી. તે સાદુ અને હલકુ જ ભોજન કરતી, અતિ નિદ્રા નહિ તેમ અતિ જાગરણ નહિ એવી રીતે તેણી નિદ્રા લેતી હતી. પહેર વામા, ઓઢવામા નિયમિત રીતે વર્તતી હતી, તેની સાહેલીઓ ડગલે ડગલે તેની દાઝ રાખતી હતી એ પ્રમાણે ગર્ભનુ પાલન

કરતાં સરોવરમાંથી જેમ કમળ પ્રગટ થાય, છીપમાંથી જેમ મોતી નિપજે તેમ સુભદ્રાએ યોગ્ય સમયે પુત્રને જન્મ આપ્યો. પુત્ર-જન્મના મહોત્સવ સમયે પિતા લક્ષશઃ દ્રવ્યનો વ્યય કરવા લાગ્યો, કેમકે શ્રીમંતોને લક્ષકોટી દ્રવ્ય કરતાં પુત્રજન્મનો લાભ અધિક મનાય છે એવી નીતિ છે. વળી રાજમાન્ય તે રાજા જેવોજ ગણાય એ ન્યાય-નિયમને અનુસરીને સુરેંદ્રની પ્રીતને અર્થે પૌરવાસી જનો પણ નગરશેઠના પુત્રજન્મનો મહોત્સવ કરવા લાગ્યા. નામ-કરણને દિવસે પોતાના સ્વજન, સંબંધી, કુટુંબીજન વગેરે સર્વેને જમાડી-સંતોષી નગરશ્રેષ્ઠીએ તેમની આગળ જણાવ્યું કે-" ધર્મ કરવાવડે કરીને આ પુત્ર થયો છે." એટલે કુટુંબીજનોએ '**ધમ્મિલ**' એવું તે પુત્રનું નામ પાડયું. પાંચ ધાવમાતાથી લાલનપાલન કરાતો, શુક્લપક્ષમાં જેમ ઇંદુની કળા વૃદ્ધિ પામતી જાય તેમ ધમ્મિલ વૃદ્ધિ પામવા લાગ્યો. ખાવું, પીવું, બેસવું, ઉઠવું એ સર્વે પુત્રની ક્રિયા પિતાને ઉત્સવના હેતુભૂત થવા લાગી. વયે કરીને, શરીરે કરીને વૃદ્ધિ પામતો ધમ્મિલ જ્યારે પાંચ વર્ષનો થયો, ત્યારે પિતાએ કળા-અભ્યાસમાં નિપુણતા મેળવવાને માટે તેને કળાચા-ર્યને સુપ્રત કર્યો. અલ્પ વર્ષોમાં કળાચાર્યને સાક્ષીભૂત રાખીને ધમ્મિલ સકળ કળામાં-વિદ્યાભ્યાસમાં પારંગત થયો. એ સર્વે કળાઓ એક ધર્મકળા વગર શૂન્ય છે. એવું જાણનાર શ્રેષ્ઠીએ તેને ધર્મનો અવબોધ થાય તે માટે સાધુની પાસે ધર્માભ્યાસ કરવાને મૂકયો. તે સમયે ધનવસુ શેઠની યશોમતી કન્યા પણ તેમની જ પાસે ધર્મનો અભ્યાસ કરતી હતી. ધમ્મિલ સાધુ પાસેથી ધર્મસંબંધી નવનવું શ્રુત મેળવવા લાગ્યો-અભ્યાસ કરવા લાગ્યો. અનુક્રમે ધર્મશાસ્ત્ર સંબંધી સૂક્ષ્મ વિચારોમાં તે વિદ્વાન સાધુ સરખો થયો, જીવાજીવાદિ નવ પદાર્થો વિસ્તારથી તેના હૃદયમાં સ્ફુરવા લાગ્યા. નાટકની રંગભૂમિમાં પાઠ કરતા નટના હૃદયમાં જેમ પોતાનું કર્તવ્ય સ્ફુરે તેમ બાલ્યાવસ્થાનું તે ક્રમે કરીને ઉલ્લંઘન કરતો રમણી જનને વલ્લભ એવા યૌવનવનમાં આવ્યો. કિંતુ તે અનંગ શિકારીનો હજીસુધી શિકાર થયો નહોતો. ઉંડા જળમાં જેમ માછલું લીન હોય તેમ હજીપણ તેનું મન શ્રુત અભ્યાસમાં-નવનવું જ્ઞાન મેળવ-

વામા જ લીન રહેતુ હતુ, જેથી કામરૂપી બગલો તેને પકડવાને અશક્ત થયો હતો પચેંદ્રિયરૂપી ચપળ ઘોડાઓ જો કે સ્વભાવે કરીનેજ ચપળ હોય છે—દુખે કરીને દમવા યોગ્ય હોય છે, છતા પણ સત્સગથી—ગુરૂના ઉપદેશથી—જ્ઞાનના અભ્યાસથી ઇદ્રિયોનુ ચાપલ્ય તેણે સ્વાધીન કર્યુ હતુ સુરેદ્ર પણ પુત્રને યોગ્ય ઉમ્મરનો જાણી તેને માટે કન્યાની તપાસ કરવાનો વિચાર કરવા લાગ્યો, ત્યારે ડરપીડનથી ડરતો ધમ્મિલ પિતાના ચરણુમા નમન કરીને વિનતિ કરવા લાગ્યો "પિતાજી ! સુખશાતિનો નાશ કરનારી માના લગ્ન સબધી વિચારણા કરશો નહિ, કિતુ જ્ઞાનરૂપી અમૃતની તૃપ્તિમા મારા દિવસો જાઓ વિવાહ કરેલા પુરૂષના દિવસો નિરતર ચિતામાજ જાય છે આ મારી સ્ત્રી, આ મારો પુત્ર, આ મારી લક્ષ્મી, ઇત્યાદિક વિચારણામા તેના સ્વતત્ર સુખનો નાશ થાય છે, તેમજ સ્ત્રી પુરૂષની કળાકુશળતા, દયા, કવિત્વ આદિ ગુણશ્રેણિનો નાશ કરનારી હોય છે પિતાજી ! તે સબધમા એક દષ્ટાત કહુ છુ તે સાભળો —

" પૂર્વે ભોગપુર નગરમા અરિમર્દન રાજા રાજ્ય કરતો હતો, જાણે બીજો શક્રેંદ્ર હોય તેમ પૃથ્વીની સર્વે દિશાઓને પોતાના પ્રતાપે કરીને તેણે તાબે કરી હતી ત્યા વનમા કોઇએક ગોવાળ ગાયો ચારતો ચારતો કોઇ ઝાડની નીચે પત્થરની શિલા ઉપર બેઠો કે સહસા તે ઉલ્લાસને પામ્યો, તેની અજ્ઞાનતા નાશ પામી, તે ગોવાળની અશુદ્ધ ભાષા વિદ્વાનની માફક શુદ્ધ થઇ ગઇ, ને અકસ્માત્ કવિત્વશક્તિ તેનામા પ્રગટ થઇ ખુદ સરસ્વતી તેના ઉપર પ્રસન્ન થઇ હોય તેમ તે નવા નવા ઉચ્ચ ભાવભર્યા કાવ્ય બનાવવા લાગ્યો પોતાની આ અપૂર્વ શક્તિનો ચમત્કાર નૃપસભામા બતાવવાને માટે તે ગોપાળ પશુ પાળવાનુ કાર્ય છોડી દઇને રાજદરબારમા આવ્યો સભામા અભિનવ કાવ્ય બોલવાવડે પ્રૌઢ કવિઓ પણ જેનો મર્મ સમજી શકે નહિ એમ તેમને ચમત્કાર પમાડતો તેણે ધરાધિપને પ્રસન્ન કર્યો. તેની કવિત્વશક્તિથી પ્રસન્ન થઇને રાજાએ પોતાની પાસે તેને આસન આપીને બેસાડ્યો, કેમકે જગતમા લતાઓમા જેમ કલ્પલતા શ્રેષ્ઠ છે તેમ કળાઓમા વાકકળાનો

મહિમા અપૂર્વ છે. રાજાએ પ્રસન્ન થઇને તેની આજીવિકા સુખ પૂર્વક ચાલી શકે તેટલા માટે એને પુષ્કળ ધન આપ્યું ને તેને ધનવાન બનાવ્યો.

સ્વેચ્છાએ આહાર, વિહાર ને આનંદ કરતો ગોવાળ સંતુષ્ટ ચિત્તવાળો થઇને રોજની પાંચસો ગાથા નવી નવી બનાવતો હતો, જેથી રાજસભાના જે મોટા મોટા મહા કવિઓ, પ્રતિભાવાળાં અને શાસ્ત્રના પારંગત હતા તેમની અવજ્ઞા કરતો રાજા તે ગોપાળની કવિત્વશક્તિથી તેની ઉપર અતિશય રાજી થયો હતો. આ પ્રમાણે જોઇને ત્યાંના મહા કવિઓ એકત્ર થઇ વિચારમાં પડ્યા. " અહો ! આ આપણો રાજા મૂઢ એવા ગોવાળ ઉપર મોહિત થયો છે. એને તો આ ગોપાળ જ પ્રિય થઇ પડ્યો છે; પણ એમાં આશ્ચર્ય નથી; કારણ કે તુચ્છ જાતિવાળી પણ સ્વરૂપસુંદર દાસી પોતાની ચતુરાઇવડે રાજાને પ્રિય થઈ પડે છે. તે સમયે કુળવંતી રાણીઓની તો અવજ્ઞાજ થાય છે. આ અધમ જાતિના ગોપાળની કળામાં મુંઝાયેલ રાજા આપણી અવજ્ઞા કરે છે, તો તે માટે કાંઈ ઉપાય શોધવો જોઇએ. જુઓ, આપણે સર્વે સમસ્ત કાવ્યાદિ કળામાં પરિપૂર્ણ છીએ, છતાં રાજાનો પ્રસાદ નહિ મળવાથી આપણા ઘરમાં દારિદ્ય કાયમ રહ્યું છે. ઉપરાંત આ ગોવાળે આવીને આપણા સર્વના ભાણામાં પથરો નાખ્યો છે. તો આ વિષયમાં હવે આપણે શું કરવું ? " ઇત્યાદિક વિચાર કરતાં તેમણે એક ઉપાય શોધી કાઢીને એક દિવસ રાજસભામાં તેમણે રાજાને કહ્યું. " મહારાજ ! આ આપણા નવા કવિને આપ પૂર્વના ભાગ્યથકીજ પામ્યા છો, માટે આ ગોવાળ–પશુપાળ છે એમ જાણીને તેની અવહેલના કરશો નહીં. કેમકે શ્રીમહાદેવે પોતે પણ પશુપાળનું નામ તો ધારણ કરેલું છે. વળી એની કવિત્વ શક્તિ, પ્રાકૃત ભાષા એ સર્વે અપૂર્વ છે. અમારા સરખાને પણ માન્ય અને દેવને પણ દુર્લભ એવા એનામાં ગૌરવયુક્ત ગુણો છતાં એ વંઠની માફક એકલા છે, પરણેલા નથી. આપ શ્રીમાન્ તેના નાયક હોવા છતાં તેની આટલી પણ કદર ન થાય એ અમને મોટું દુઃખ છે. અમારે પણ માન્ય, આપને પણ માન્ય એવા આ સર્વોત્તમ કવિને ખાવા પીવાનું ઠેકાણું

નથી. સ્ત્રી કે બાળબચ્ચાં નથી. કુંટુંબમાં પણ તેઓ એકાકી હોવાથી તેમનો કાંઇ મોભો પડતો નથી. તેની કૌટુંબિક સ્ત્રીઓ કોઇ તેમને ત્યાં આવે જાય તેવું નથી. વ્યવહારમાં સ્ત્રી વગરની એકાકી શું જીંદગી છે ? દેવતાઓ, ઋષિઓ, મનુષ્યો અને પશુપક્ષીઓ પણ યુગલરૂપે હોય છે, તોજ જગતમાં શોભા પામે છે. તેઓ આનંદમાં રહે છે. તો હે દેવ ! આ આપણા કવિ એકાકી કેમ ? જ્યારે આપ તેમને પરણાવશો અને બાળબચ્ચાંનો તેમને અનુભવ થશે, ત્યારે કૌટુંબિકપણાની તેમની ઉજ્વળ કીર્તિ શોભાને પામશે. વ્યવહારમાં તેમની ઇજ્જત આબરૂમાં ત્યારેજ વધારો થશે. ”

કવિઓનાં એ પ્રમાણેનાં યુક્તિયુક્ત વચનો સાંભળીને રાજાના હૃદયમાં તે સત્ય જણાયાથી રાજાએ તેની જાતિની કોઇક રૂપવતી કન્યા સાથે ગોવાળનું પાણિગ્રહણ કરાવ્યું. જગતમાં બુદ્ધિવંત પુરૂષોની યુક્તિવડે કોણ નથી ઠગાતું ? ગોવાળ પણ લગ્નની વાત સાંભળીને મનમાં પ્રસન્ન થયો, તેમાં પણ રાજા પોતે પ્રસન્ન થઇને વિવાહ કરાવી આપે, તો તે કોને ન રૂચે ?

હવે પરણ્યા પછી એ મહાકવીશ્વર ગોવાળ પોતાની સ્ત્રી સાથે રાજાએ આપેલા ગૃહમાં રહેવા લાગ્યો. પછી “આજે ઘરમાં તેલ નથી, આજે ઘી નથી, આજે અમુક અનાજ નથી. ” ઇત્યાદિક એક મૂર્ખ સ્ત્રીની ઉક્તિથી કુહાડાની માફક ગોવાળનું હૃદય પ્રતિદિવસ વિદારાતું ગયું. રોજના એ જડ સ્ત્રીના સંકલેશથી ડગલે ને પગલે શંકા પામતા એ કવીશ્વરનું મન અસ્ખલિતપણે ચિંતારૂપી સમુદ્રમાં બુડયું. એક તરફ એ તન્વંગીએ ચિંતાવડે શરીરનો ગ્રાસ કરવા માંડ્યો. તેમાં ધનની ચિંતાનો વધારો થયો, એટલે એવા અનેક વિચારોમાં તેની કવિત્વશક્તિ ધીમે ધીમે ગળી ગઇ-ઓછી થઇ ગઇ. જેથી પાંચસો ગાથા તો શું બલ્કે એક દિવસમાં તે ગોવાળ બે ગાથા પણ તૈયાર કરવામાં સમર્થ રહ્યો નહિ. એવી રીતે નાશ પામી છે પ્રજ્ઞા જેની એવા ક્ષીણ કળાવાળા ચંદ્રમાની જેવા ગોવાળને જોઇને એક દિવસ રાજાએ પૂછયું-“ અરે ! આ શું થયું ? તું હમેશાં શીઘ્ર કવિ થઇને મારા ચિત્તરૂપી પિંજરામાં રહેતો હતો. તે આજે તું એક શ્લોક પણ કેમ પૂરતો બોલી શકતો નથી ? ”

ગોવાળ બોલ્યો " મહારાજ ! આપની રાજસભાના આ મહાકવિઓએજ મને કુવામાં–સંસારના બંધનમાં નાખી પરોક્ષ રીતે મારી એ અપૂર્વ કવિત્વ શક્તિનો નાશ કરાવ્યો છે. સમુદ્રના જળસમી અનંતી ગૃહસંબંધી ચિંતા એક મૂર્ખ સ્ત્રીવડે મને વળગી, જેણે મારી પાંચસે ગાથા કરવાની એ અપૂર્વ કાવ્યશકિતને નષ્ટ કરી. આ બધું મૂર્ખ સ્ત્રી મળવાનું પરિણામ છે." ધમ્મિલે પિતાની આગળ આ દૃષ્ટાંત કહીને પછી કહ્યું કે—

" હે તાત ! આ પ્રમાણે સર્વ કળાનો નાશ કરનારી સ્ત્રીને જાણતાં છતાં પાણિગ્રહણના પાસમાં હું કેમ પડું ?"

પિતાએ કહ્યું " હે પુત્ર ! આવું દુર્વાકય બોલવાવડે કરીને ઘણા સમયથી ઉત્પન્ન થયેલી માતાપિતાની આશારૂપી લતા છેદવાને તું યોગ્ય નથી. પરણ્યા વગર જગતમાં પુરૂષનું તારૂણ્ય અરણ્યમાં રહેલા ગજની માફક નિષ્ફળ જાય છે. કળાનો નાશ તો અભ્યાસ નહીં રાખવાથી થાય છે, એમાં સ્ત્રીજનને દોષ આપવો એ ખોટું છે. કેમકે પુરૂષોને સુકલત્રના યોગથી કવચિત્ કળાનો પ્રકર્ષ પણ થાય છે. જો પૂર્ણિમાનો ચંદ્ર પૂર્ણ કળાએ કરી યુકત છે કે નહિ ? હિમ જેમ વૃત્તાંકને દહન કરે છે તેવું કાંઇ વડલાના વૃક્ષને બાળતું નથી, તેમ નિપુણ પુરૂષોને કુલીન સ્ત્રી સુખનું કારણ થાય છે, દુઃખનું કારણ થતી નથી." સુરેંદ્રે એવી રીતે યુકિતયુકત વચનોવડે પુત્રને સમજાવ્યો અને તેને નિરૂત્તર બનાવ્યો.

તે પછી સુરેંદ્ર શેઠે પુત્રને માટે એક યોગ્ય કન્યાની તપાસ કરીને તેના પિતા પાસે માગણી કરી. તેના પિતાએ પણ સુહૃદ્ભાવે સુરેંદ્ર શેઠના માગણી સ્વીકારી, સૌભાગ્યશાળી એવા ધમ્મિલની સાથે પોતાની કન્યાનું સગપણ કર્યું. ધમ્મિલને મિત્રો મારફતે આ વાતના ખબર પડતાં તેણે જાહેર કર્યું કે " હું પરણીશ છતાં સાધુની સંગત છોડીશ નહીં; માટે જેને કન્યા આપવી હોય તે મને વૈરાગી ધારીને આપજો." પરંપરાએ ધમ્મિલની આવી વાણી સાંભળીને " રખે તે સાધુ થઇ જાય તો આપણી પુત્રીનો જન્મારો રદ થાય !" એમ વિચારી પેલી કન્યાના માતપિતાએ

પોતાની કુમારી કન્યાને બીજા શ્રેષ્ઠીપુત્ર સાથે પરણાવી દીધી. તે બનાવ બન્યે કેટલોક સમય વહી ગયો. સુરેંદ્ર શ્રેષ્ઠી પણ અનુકૂળ સમયની રાહ જોતો દિવસ વ્યતિત કરવા લાગ્યો.



# પ્રકરણ ૯ મું.

## ' બાલા. '

સોરઠો.

" ફાટયું હીરાગળ હોય, તાંતણ લઇને તુણીએ;
કાળજ ફાટયું કોય, સાંધો ન લાગે સૂરનો."

" અહો ! શું કરૂં ? ભણવામાં તો ચિત્તજ ચોંટતું નથી. પાઠ બરાબર ન થતો હોવાથી ગુરૂના–શિક્ષકના રોજ ઓલંભા–ઠપકા સાંભળવા પડે છે. પણ લાચાર! જ્યારે જ્યારે મનને દબાવીને પુસ્તકમાં ધ્યાન આપું છું ત્યારે ત્યારે એ સુંદર મ્હોં ! એ સુંદર મૃગસમ નયનો! એ મનોહર આકર્ષક મૂર્તિ ! એ લાવણ્ય, સૂક્ષ્મ પ્રતિમારૂપે મારી નજર સામે ખડું થઇને મધુર મધુર હાસ્ય કરતું મારૂં ચિત્ત ચળાયમાન કરે છે; અને એ પ્રિય મૂર્તિમાં હું અને મારૂં હૃદય એકતાર થઇ જાય છે. એ અને હું એકજ જ્ઞાતિમાં ઉત્પન્ન થયાં છીએ. એકજ ગુરૂ પાસે શાસ્ત્રનો અભ્યાસ કરીએ છીએ. વળી એ પણ સુંદર છે, વિદ્વાન છે, વૈભવવંત છે, ગુણવંત છે, એનો ને મારો સંબંધ યોગ્ય છે, માટે પતિ તો આ ભવે બસ એજ ! જો માતાપિતા રાજી ખુશીથી એની સાથે મારો સંબંધ ન કરે તો કુમારિકા રહું પણ બીજાને તો ન જ વરૂં ! આ ભવમાં તો એ, એ ને એજ !" સંપૂર્ણ નવીન યૌવનના લાલિત્યમાં રમણ કરતી એક બાળા પોતાના મકાનના નાના પણ એક સુંદર ઓરડામાં વિચાર કરતી આરામખુરશી ઉપર વ્યગ્ર ચિત્તે પડેલી છે. પડખામાં એક બે પુસ્તકો પડ્યાં છે. વારે વારે પુસ્તક વાંચવાનો પરિશ્રમ કરે છે, પણ વ્યર્થ ! તેણીનું ચિત્ત તો કુદરતના નિયમને અનુસરીને હાલમાં કેટલાક વખતથી પરવશપણાને પ્રાપ્ત થયું છે..ખાતાં પીતાં, હરતાં ફરતાં, સખીઓ સાથે રમતાં, ક્રીડા કરતાં,

સર્વત્ર ચિત્ત લાગતું નથી. તેની સખીઓ પણ આનો ભેદ કળી શકી નહિ.

" આ ભવમાં તો એ, એ ને એજ !" એ છેલ્લા શબ્દો અનાયાસે ખુલ્લા દિલે હૃદયમાંથી બહાર નીકળી પડ્યા. બોલનારને ક્યાં ખબર હતી કે સાંભળનાર પડખામાં એક જણ ચુપચુપ ઉભું છે. જુસ્સાથી એ શબ્દો બોલાયા પછી બાળાએ પવનથી ફરકી રહેલી એ શ્યામ નાગણી સમી કેશલતાઓમાંથી દેખાતું રક્ત વર્ણીય મનોહર મુખ પોતાના બે હાથથી ઢાકી દીધું, કે તરતજ તેના વિચારોને પ્રચ્છન્નપણે સાંભળનાર વ્યકિતએ આસ્તે કદમે તેની પાસે આવી તે બાળાના વાંસા ઉપર પોતાનો નાજુક હાથ ફેરવ્યો.

" જસુ ! બ્હેન ! તને શું થાય છે ? ભલી થઇને કહે કે એ, એ ને એ તે કોણ ? "

બાળાનું નામ જસુ એટલે યશોમતિ હતું. યશોમતિએ પોતાનું એ વિરહવ્યથાની લીપીથી અંકાયેલું-રંગાયેલું અરૂણ પ્રભાસમ વદન ઉંચું કર્યું; અને બોલનાર તરફ વક્ર દૃષ્ટિએ જોયું. વિરહની શૃંખલાથી પ્રતિબદ્ધ એ હૃદય મૌન રહ્યું. જસુએ શાંત નજરથી તેના તરફ જોયા કર્યું.

" બ્હેન જસુ ! તારા હૃદયની વાત કહે. શા માટે અચકાય છે ? એટલી અટુલી તું શાને મુંઝાય છે. વ્હાલી સખી ! દિલનું દર્દ બીજાને કહેવાથી કાંઇક ઓછું થાય છે. એનો ઉપાય થાય છે. એ તું કયાં નથી જાણતી ?" ફરીને આવનારી વ્યક્તિએ આ પ્રમાણે કહીને યશોમતિનું ધ્યાન ખેંચ્યું.

" સુમતિ ! તું મારી બધી વાત સાંભળી ગઈ કે ? " આખરે તે બાળા પોતાના કોયલસમા મીઠા સ્વરે બોલી. બોલેબોલમાં રહેલી માધુર્યતા તો સાંભળનારજ પારખી શકતું હતું. એ હૃદયનાં ઉંડાણમાં રહેલા સૂક્ષ્મભાવો મધુરા શબ્દો દ્વારા પ્રત્યક્ષ થતા હતા.

" હા ! સખી! તેથી શું તું નારાજ છે ? જસુ ! સખી ! આજે તને થયું છે શું ? હૃદયનું એ દુઃખ અંતરમાં દબાવીને રોજ

આમ શા માટે મુંઝાય છે ? પોતાની બાળસ્નેહી સખીને તે વાત કહેવાથી શું નુકશાન છે ? ” આવનારી વ્યક્તિ યશોમતિની પ્રિય સખી સુમતિ હતી, તેણીએ કહ્યું.

“ સખી ! તું સાંભળીને શું કરશે ? મારૂં દુઃખ કાંઈ તારાથી ઓછું જ દૂર થઈ શકશે, નાહક તું પણ સાંભળીને દુઃખી થશે.”

“ તું આમ એકલી એકલી રહ્યા કરે છે. ઋદ્ધિ, સિદ્ધિ, દાસદાસીની સાહિબીમાં તારે શું ખામી છે ? માતાપિતાની પ્રીતિ પણ તું પૂર્ણ પામી છે. ”

“ છતાં ભાગ્યમાં એક મોટામાં મોટી ખામી છે. ”

“ તે ખામી શું ? ”

“ ખામી એજ કે સ્ત્રીને મન ગમતો વર ન મળે તો બધું ધૂળધાણી છે. જીવનના નાશની એ નિશાની છે. ”

“ તો કહે, તારૂં ચિત્ત હરનાર ભાગ્યવંત કોણ છે ? તને આવી રીતે વ્હાવરી બનાવનાર કોણ પુરૂષ છે ? ”

વાત કહેવી કે નહિ તેના વિચારમાં પડવાથી યશોમતિ અચકાણી.

“ કેમ બોલતી નથી ? શું વિચાર કરે છે ? કહીશ તો કાંઇ ખોટ જવાની નથી, તને કાંઈ પણ લાભ થશે. આવડી બધી શંકાશીલ ક્યારની બની ? ” આ પ્રમાણે સાંભળી તે કાંઇક ચીડાણી. પછી કાંઈક શાંત થઇ સતી બોલી—

“ સુમતિ ! જરી ધીરી પડ. પ્રેમી હમેશાં વહેમી હોય છે. તારા શુદ્ધ સખીભાવ માટે મને સંપૂર્ણ વિશ્વાસ છે. તને કહેવામાં એકાંતે મને લાભ છે. ” યશોમતિએ વચનની માધુર્યતાથી સખીના દિલને શાંત—સ્નેહાળ કર્યું.

“ ત્યારે એ પુરૂષ કોણ છે ? ”

યશોમતિ બોલવા જતાં જીવ્હા અચકાણી. સુમતિ હસી. યશોમતી બોલી–

“ આપણાજ નગરમાં રહેલા સુરેંદ્રદત્ત શેઠનો કુમાર–ધમ્મિલ કુમાર ! ”

"વાહ ! ફુળ તો જબરૂં શોધ્યું છે. કહે તો ખરી એ બધું કેમ બન્યુ છે ?" સુમતિએ પૂછયું.

સમજ કે એ બધું વિધિની મરજીથી બન્યું છે. એને જોવાથી, એની વિદ્વત્તાથી, એના ગુણવંતપણાથી મારૂં હૃદય તેની પાછળ ઘેલું બન્યું છે."

"ઠીક છે. પ્રભુ તારી ઈચ્છિા પૂર્ણ કરશે. વિધિ તને અનુકૂળ થશે. એકજ દીપકથી જેમ વસ્તુ પ્રગટ દેખાય છે તેમ બે દીપકથી સ્નેહ પ્રતક્ષ્ય થાય છે.'

"સુમતિ ! કહે તું મને એમાં કાંઇ મદદ કરશે ?" યશોમતિના એ મધુરા શબ્દોમાં ઉત્કંઠા—આતુરતા હતી. જાણે સુમતિની પ્રાર્થના કરતી હોય એવી તેની અંદર ભાવના છુપાયેલી હતી.

"મદદ શું ? હવે તો તું જો તો ખરી, ધમ્મિલ્લ અને જસુને એકમેક બનાવી દઉં. અત્યારેજ તારી માતાપાસે જઇને સર્વ વાત કહી સંભળાવી તારો નિશ્ચય જણાવી દઇશ. એટલે થોડાજ દિવસમાં એનું પ્રત્યક્ષ ફળ તું જોઇ શકીશ."

"અરે ! એમ કરવાથી તો માતાપિતા કદાચ ગુસ્સે થશે; અને તને અને મને કદાચ ઠપકો આપશે." બાળાએ ભવિષ્યમાં ભયનું દર્શન કરાવ્યું.

"તારે તેનું શું કામ છે ? એ બધું હું સંભાળી લઇશ. મારે માથે ઓઢી લઇશ. શું થાય છે તે તું તારે જોયા કર"

"તારૂં કાર્ય ફત્તેહમંદ થાઓ !" યશોમતિએ આશીષ આપી.

સુમતિ તરતજ યશોમતિને ધીરજ આપીને તેની માતાની પાસે ગઇ. તેનાં માતપિતા તે પ્રસંગને માટેજ વાત કરતાં હતાં, તેમાં માતાએ યશોમતિના વ્યગ્ર ચિત્તની વાત કરીને કહ્યું કે "છોકરી હવે ઉમરમાં આવી છતાં તમારી આંખ ઉઘડતી નથી. એના હૃદયના ભાવો કેવા ઉછળી રહ્યાં છે, છતાં એ મોંએથી બોલી શકતી નથી, પણ આપણે હવે સમજવું જોઇએ."

"તે બધું મારા ધ્યાનમાં છે. એને લાયક વરની હું શોધમાં

જ છું. રાત્રિદિવસ એનીજ ચિંતામાં છું." ધનવસુ કે જે યશોમતિનો પિતા હતો તેણે પત્નીને કહ્યું.

"કહો તો તમારી ચિંતા આજ ઘડીએ હું મટાડી દઉં. કાકાજી!" સુમતિ તેમની પાસેજ આવીને ઉભી હતી તે પ્રસંગોપાત વાત નીકળતાં વચમાંજ બોલી ઉઠી. સુમતિ ધનવસુશેઠના પિત્રાઇઓમાંની હતી. તેના કુટુંબની હોવાથી તે ધનવસુને 'કાકા' કહીને બોલાવતી.

"સુમતિ! તું કેવી રીતે મટાડી દઇશ? બોલ જોઉં દીકરી! કાંઈ મુદ્દાની વાત બની છે?" ધનવસુ શેઠ ચમકયા અને મર્મ જાણવાના ઉદ્દેશે સુમતિને પૂછયું.

"હા! કાકાજી! આપણા નગરમાં આપણીજ જ્ઞાતિના સુરેંદ્રદત્ત શેઠ છે, તેને તમે ઓળખો છો?"

"હા! હા! તેનું કેમ!" અધીરાઈથી શેઠે પૂછયું.

"તેમના કુમાર–ધમ્મિલકુમાર આપણી જસુને યોગ્ય છે."

"એટલુંજ છે કે કાંઇ વિશેષ છે? બે ચાર ઠેકાણાં ધ્યાનમાં છે, તેમાંથી સારૂં જોઇને કરશું." ધનવસુએ પતાવ્યું.

"કાકાજી! બીજી મહેનત જવા દ્યો! આપણી જસુનું દિલ ધમ્મિલમાંજ પરોવાયું છે. એજ રંગમાં રંગાયું છે. તેને મન એ એકજ ગમેલ છે."

"દીકરીનું મન જો ત્યાં માનતું હોય તો એ ધમ્મિલકુમારને તમે જોયો છે? સુરેંદ્રદત્તશેઠનું ઘર તો માતબર કહેવાય છે." ધનદત્તા યશોમતિની માતાએ સુમતિની વાતમાં અનુમતિ આપતાં શેઠને કહ્યું.

"એ ઘર પણ સારૂં છે, ધમ્મિલ પણ હોંશિયાર છે અને ભણેલો ગણેલો છે. ન્યાતજાતમાં પણ સુરેંદ્રશેઠનો સારો માન મરતબો છે."

"તો પછી જો દરેક રીતે યોગ્ય હોય તો જોવીને શું પૂછવું? રાત દિવસ દીકરી એને રટી રહી હોય ને આપણે વિલંબ શા માટે કરવો? એક બે દિવસમાં જ નક્કી કરી નાંખો."

"ઠીક છે. હું આજેજ સુરેંદ્રશેઠને ઘરે જઇ ચોક્કસ કરી તને સાંજના ખબર આપીશ." તેમ કહી શેઠ બહાર ગયા; સુમતિ પોતાને ઘરે ગઇ અને યશોમતિની માતા ઘરના કામકાજમાં ગુંથાણી.



# પ્રકરણ ૧૦ મું.

## "યુગલ."

સંધ્યા સમય હજી હમણાંજ વ્યતિત થયેલ છે. નિર્મળ આકાશમાં વિધુકરની આસપાસ પરિભ્રમણ કરતા તારાઓ ઉભરાઇ રહ્યા છે, ચાંદનીના અમૃતને વરસતાં શિતળ કિરણો જગત ઉપર ધીરે ધીરે પ્રસરી રહ્યાં છે. એ ચાંદનીનાં તેજનો આનંદ અનુભવતી યુવતીયુગલમાંની એક યુવતીએ મધુર હાસ્ય છોડયું. "સખી ! તારૂં મુખચંદ્ર–ચંદ્રવદન એવું તો સુંદર લાગે છે કે તે જોઇને આ ચંદ્ર બિચારો શરમાઇને આકાશમાં જતો રહ્યો."

"આ સુંદર રજનીચંદ્રનાં શિતળ કિરણોનો સ્પર્શ ચંદનથી પણ અધિક સુખશાંતિ આપે છે.

"અને તેથકી પણ અધિક સુખકર સ્પર્શ એક બીજી વસ્તુનો છે. સખી ! તે તને આજે બરાબર સમજાશે. જોજે. હોંશિયાર રહેજે. જે સુખની અણમોળ ઘડી માટે રાત્રિદિવસ તું તલસતી હતી તે ઘડી હવે આવી પહોંચી છે."

"અહો ! સખી સુમતિ ! શું થશે ! મને તો બીક લાગે છે; દિલ તો ધડક ધડક થાય છે. જાણે બોલાતું નથી, અરે, સહેવાતું એ નથી. બધું શું હશે ?"

"સર્વ કોઇ બાળાઓને પરણ્યાને પ્રથમ દિવસે એમજ થાય છે. નવીન સમાગમ નવીન ઉગતા યૌવનના એ અણમોલ લ્હાવા સુંગે સુંગે અને ધડકતે હૈયેજ લેવાય છે."

વાર્તારસમાં લીન બનેલી એ સખીઓ યશોમતિ અને સુમતિ હતાં. સુમતિએ ધનવસુ શેઠને ધમ્મિલકુમારની ભલામણ કરેલી

અને યશોમતિની માતાએ અનુમોદન આપવાથી ધનવસુ શેઠ તર તજ સુરેદ્રદત્તના મકાને ગયા ત્યા શેઠની સાથે વાત કરીને વેવિશાળનુ નક્કી કરી તરતજ ધમ્મિલને તિલક કરી શ્રીફળ આપ્યુ લગ્નના દિવસ જોવરાવી શુભ દિવસે બન્ને ઘરે વિવાહના ઓચ્છવ માડયા વર કન્યા એક બીજાને ત્યા જમવાને મિષે જવા આવવા લાગ્યા આંખોથી, હાવભાવોથી, જોવાથી, અરસપરસ સ્નેહ વૃદ્ધિ પામવા લાગ્યો સ્વજન કુટુબીજનો સાજન માજનમા અભિનવ વસ્ત્રો પહેરીને મ્હાલવા લાગ્યા, કૌટુમ્બિક સ્રીઓ લગ્નના દિવસોમા ધવળ ગીતો ગાવા લાગી વરના સમવયસ્ક સ્નેહીઓ—મિત્રો પ્રિયાના ઉપાલભપૂર્વક મીઠી મશ્કરીરૂપ પુષ્પાજલિ અર્પવા લાગ્યા કન્યાની સાહેલીઓ કન્યાને વરના ઓઠાપૂર્વક પજવવા લાગી એવી રીતે વર કન્યાઓને લગ્નના દિવસોમા એ મીઠી પજવણીઓના ઉડાણમા પણ ભવિષ્યના સુખના છમકરા પ્રત્યક્ષ થવા લાગ્યા એમ દિવસ જતા લગ્નનો દિવસ આવી પહોચ્યો, અને તે દિવસની ધામધુમ તો બેહદ વધી પડી બને ધનવત હતા એક એક કરજ દવાગા હતા આવો અવસર બીજી વખતે આવવાનો સભવ ઓછો હોવાથી વિવાહમહો સવમા શુ ખામી રહે ?

મોટી ધામધુમથી લ નની અણમોલ ઘડી પસાર થઇ ગઇ દૂધમા સાકર પડી ગઈ વર અને વધુની લગ્નગાઠ આજન્મપર્યંત ઐક્યમય—વજ્રમય મજબુત થઇ ગઇ કન્યા પરણીને સાસરે આવી વરની માતાએ વરકન્યાને પોંખી લીધા એવી રીતે વરઘોડીયા પરણીને ઘરે આવ્યા પરણ્યા પછીનો આજે પહેલો દિવસ હતો યશોમતિ એકલી સુઝાય નહિ માટે સુમતિ તેની સાથે આવી હતી હમણા આપણે જોઇ ગયા છીએ કે નિશાએ પોતાના પ્રભાવની શરૂઆત કરી હતી અને નિશાનાથ પ્રેમીયુગલોના દિલ મદોન્મત્ત બનાવી રહ્યો હતો

દિવાનખાનાનો વિશાળ ઓરડો તે જમાનાની ઉચ્ચ કાની । રીના નમુનાનો આભાસ કરાવતો હતો ભિન ભિન ખુરશીઓ, સોફાઓ, સુદર છત્રીપલગ વિગેરે બરાબર વ્યવસ્થિત હતા નજીક એક સુદર ટેબલ ઉપર સોના સ્વર્ણમય થાળમા પુષ્પો તથા

ગુચ્છાઓ તથા માળાઓ પડેલી હતી. બીજા ટેબલ ઉપર નવીન યુગલને પ્રથમ દિવસના લ્હાવા લેવાને માટે ઉચ્ચ જાતિના અત્તરથી મિશ્રિત ગુલાબજળની પીચકારીઓ મૂકવામાં આવી હતી. તેમજ અત્તરની શીશીઓ પણ રાખવામાં આવી હતી. ત્રીજા મનોહર ટેબલ ઉપર વિશાળ થાળમાં અનેક જાતિના તાજા મેવાની બદામ, દ્રાક્ષ, પસ્તાં, અંજીર જેવી અનેક વાનીઓ હતી. ચોથો પકવાન્નનો એક થાળ બરફી, જલેબી, ઘારી, સુતરફેણી, મગજ વિગેરે ઉત્તમ અને તાજી મીઠાઇઓથી ભરેલો મુકવામાં આવ્યો હતો. પાંચમા થાળમાં પાન સોપારી, કાથો ચુનો, એલચી, લવીંગ, વરિયાળી, ચૂર્ણ, ધાણા વગેરે મુખવાસની ચીજો હતી. તે સર્વે હકીકત સુમતિ યશોમતિને સમજાવતી હતી.

સુમતિ યશોમતિની પ્રાણપ્રિય સખી અને સગપણના સંબંધવાળી નામ પ્રમાણે જ ગુણવાળી હતી. જો કે યશોમતિ જેવી તે ગર્ભશ્રીમંત નહોતી, છતાં સાધારણ રીતે તેનો પિતૃપક્ષ અને સ્વસુર પક્ષ ઠીક હતાં. તે યશોમતિથી લગભગ બે વર્ષે મોટી હતી. ટુંક મુદતમાંજ પરણીને સાસરે ગયેલી હોવાથી દુનિયાના રંગ રાગના અનુભવવાળી હતી. તેનો પતિ પણ વિદ્વાન, ધર્મનિષ્ટ અને ગુણસંપન્ન હતો. બન્નેમાં સ્નેહ બીજના ચંદ્રની જેમ વધ્યે જતો હતો, ટુંકમાં સુમતિને શ્વસુરપક્ષમાં વર, અને ઘર બન્ને પોતાને અનુકૂળ હતાં.

ધમ્મિલને આવવાનો સમય થવાથી સુમતિએ યશોમતિની રજા લીધી. "સખી ! જસુ ! હું જઈશ હવે ! જો આ સર્વે ચીજોનો ઉપભોગ તમને બન્નેને સુખ થાય તેમ તમારે મરજી મુજબ કરવાનો છે." ભોગની વસ્તુઓના થાળ તરફ આંગળી બતાવતી સુમતિ બોલી અને તરતજ ત્યાંથી નીકળી સર્વેને મળી ભેટીને પોતાને ઘરે આવી.

એકલી પડેલી યશોમતિ આમ તેમ આંટા ફેરા ફરવા લાગી. દિવાનખાનામાં અનેક દીવાઓ પ્રકાશ આપી રહ્યા હતા. ક્ષણમાં તે પ્રકાશને જોતી, તો ક્ષણમાં બારી આગળ ઉભા ઉભા ચાંદનીનાં અમૃત ઝરતાં કિરણોને નીરખતી. જરા ખડખડાટ થતાં ચમકતી.

પોતાના પતિનુ ચિત્ત અલ્પ સમયમા ધર્મમાર્ગ તરફ વળેલુ અને પતિએ પોતાને તજેલી જોઇ યશોમતિનુ ચિત્ત હમેશા ઉદાસ રહેવા લાગ્યુ તે પતિને લોભાવવાની ખાતર અનેક પ્રકારના રગરાગ અને વસ્ત્રાભૂષણથી અલકૃત થઈને હાવભાવ કરવા લાગી પણ તેને કયા ખબર હતી કે તેનો પતિ તો વૈરાગ્યના માર્ગ તરફ ઢળેલો હતો તેનો માયાભરેલો પ્રપંચ સર્વે વ્યર્થ હતો આથી તે નિરાશ થઇ ગઇ, અને પોતાના વિપરીત ભાગ્યની નિંદા કરતી એ સતી વિધિની અચગ સત્તાને વશ થઇને રડી પડતી જે એક દિવસ પતિ ઉપર પોતાની અવિચળ સત્તા ચલાવીને તેના દિલનુ સામ્રાજ્ય ભોગવતી હતી તે આજે એ વિરક્ત પતિની નજરમા પાપના પુજ સમ, મળમૂત્રથી ભરેલી અને દુર્ગતિમા લઇ જવાને દૂતી સમાન લાગતી હતી આજસુધી જે ધમ્મિલનુ ચિત્ત પ્રિયામા પ્રતિબદ્ધ થયુ હતુ તે હવેથી પ્રભુમા અનત શક્તિવાન પરમાત્માની અનતશક્તિમા–મુક્તિના સુખમા તન્મય બન્યુ હતુ, તેથીજ યશોમતિના મૂલ્ય આજે ઘટી ગયા હતા

જ્યારે પોતાના સાધર્મીબધુઓથી તે એકલો પડતો ત્યારે પોતાના એકાત ખડમા ધાર્મિક પુસ્તકો વાચી મનની ધારાને ધર્મના રસથી પોષિત કરતો હતો, અથવા તો પ્રભુના ધ્યાનમા એકાગ્ર ચિત્તવાળો થઇને તેની સાથે તદ્રૂપ બની જતો હતો સાક્ષાત વૈરાગ્ય રસની પ્રતિમા સ્વરૂપ એ ધમ્મિલ ધર્મમા એક ચિત્તવાળો થઇને હવે સાસારિક પ્રસગો ભૂલી ગયો હતો

એક દિવસ યશોમતિ પોતાનુ આત્મબળ એકઠુ કરીને ધમ્મિલ પોતાના એકાત ખડમા શાસ્ત્રનુ અધ્યયન કરી રહ્યો હતો અધ્યાત્મ જ્ઞાનનો અભ્યાસ કરી રહ્યો હતો ત્યા આવીને ઉભી રહી કેટલીકવારે જ્યારે ધમ્મિલની નજર તેનાપર પડી, ત્યારે શાતભાવથી તેણીને સમજાવવા માડયુ "યશોમતિ ! તુ આજે અહીંયા કેમ આવી ?"

"શુ અહીંયા આવવા જેટલો પણ મને હક્ક નથી નાથ ! હુ આપની સ્ત્રી છુ, ગત દિવસ આપના સહવાસમાજ રહેનારી છુ એ શુ આપ નથી જાણતા ?" યશોમતિએ કહ્યુ

"ખરાબર છે અત્યારે હુ આત્મહિતની પ્રવૃત્તિમા છુ ધ્યા

નમાં છું. હાલમાં તો તું જા. ફુરસદે હું તારી વાતો સાંભળીશ." ધમ્મિલે સરલ હૃદયે કહ્યું.

"ક્યાં જાઉં ? સ્વામિન્! તમને છોડીને ક્યાં જાઉં ? આપ પણ મારી સાથે ચાલો. ચાલો ઉપવનમાં આપણે જળક્રીડા કરીએ! અને માનવજન્મના મોંઘા લ્હાવા લઇએ."

"જળક્રીડા ! એ તો એકેંદ્રિય જીવોને પીડા; પુણ્યવંત માણસને એમ કરવું શું ઉચિત છે કે ? નાહક એ અપ્કાયના જીવોની વિરાધના આપણે શામાટે કરવી જોઇએ વારુ ?"

"ઠીક ! તો ચાલો ત્યારે ઉજાણી કરીએ. સારાં સારાં ભોજન આપણે સાથે બેસીને આજ તો ઘણા દિવસે આરોગીએ. દિલની આગ શાંત કરીએ." યશોમતિએ કહ્યું.

"ઉજાણી કરી, ખાવું, પીવું એ કાંઈ જિનેશ્વર ભગવંતનો ધર્મ નથી. ભગવંતે તો આંબિલ, ઉપવાસ પ્રમુખ તપ કરીને અણાહારી પદ પ્રાપ્ત કરવાનો ઉપદેશ કરેલો છે."

"ઠીક ત્યારે ઉત્તમ ઘૃત, શાક, પકવાન્ન વગેરે ભોજનનો થાળ અહીંયાં લાવું ! આપણે સાથે બેસીને હેતપ્રેમથી આરોગીએ."

"એવાં ઘૃત, શાક વગેરે મેં નિયમમાં ધાર્યાં નથી, માટે તું તારે એકલીજ તને ઠીક લાગે તેમ કર, મને તેમાંનું કશું ખપશે નહીં."

"એમ...... આ કનકાવળી, રત્નાવળી, નવસેરો હાર આપણા ભંડારમાં છે તે આજે તો મને પહેરાવીને બરાબર શણગાર સજાવો ત્યારે !"

"સંસારમાં એ બધું મોહનું પ્રાબલ્ય છે. એવા હારો પહેરવાથી શું ? એના કરતાં તો સૂત્રની માળા હયો, અને નવકાર ગણો, જેથી અનેક ભવાંતરમાં બાંધેલું આત્માનું દુષ્કર્મ સર્વે દૂર ટળે અને તમારૂં મનોવાંચ્છિત ફળે."

પોતે જે જે ચીજની માગણી કરે, પતિનો જવાબ એથી ઉલટોજ મળે, જેથી આશાના હિંડોળે ઝુલી રહેલી યશોમતિ કેટલું

સહન કરે ? કમળના ફુલસમ નાજુક હૃદય એકદમ રડી પડયુ. આંખમાંથી અસ્ખલિત અશ્રુની ધારા વહેવા લાગી. પતિના ચરણમાં ઢળી પડી. તેના બન્ને ચરણ પકડી રડતી રડતી વિનંતિ કરવા લાગી. " હા ! સ્વામિન્ ! આપ વૈરાગી થઈ શું મારો ત્યાગ કરશો ? આ નિરપરાધી અબળાને કોને આધારે મૂકશો ? "

" પ્રભુને–અનંતશક્તિવાન પરમાત્માને આધારે ! જે તારા અને મારા સરખા અનેક ભક્તોના ઉદ્ધારનાર છે–સર્વ શક્તિમાન છે."

"એ પ્રભુનો આધાર તો વૃદ્ધપણામાં–સાધુપણામાં કામ લાગે, જગતમાં તો સ્ત્રીનો સાચો આધાર પતિનો છે."

" નહીં, એમ કહે કે આખરે તો તને મને ને સારી આલમના જીવોને સાચો આધાર એક પરમાત્માનોજ છે. ભકતોને સંસારથી પાર ઉતારવાનો પરવાનો તો ખુદ એનો પોતાનો છે."

" સ્ત્રીને પતિ એજ પરમાત્મા હોય છે. શાસ્ત્રો પણ કહે છે કે પત્નીને પતિ એકજ પ્રભુ છે. હા ! પ્રભુ ! પ્રભુ ! મારો હાથ ઝાલો ! મને ના તજો ! ના તજો ! "

"સ્ત્રી એ તો મોહમાયાનું સ્થાન છે. ધર્મના સરિયામ માર્ગમાં અંતરાય કરનારી છે. હું એક ત્યાગી વૈરાગી, કહે તને શું કરૂં ? તને કેવી રીતે સ્વીકારૂં ? "

" અરે ! મારો સ્વીકાર કરીને ગૃહસ્થપણે તમે ભગવંતે કહેલા શ્રાવકધર્મનું આરાધન કરશો તો હું તમને અંતરાય નહીં કરૂં ! નાથ ! જરા મારી સામે નજર કરો ! આ આશાભરેલા મારા યૌવન ઉપર જરી દયા કરો ! શા માટે દેવસમા એ અણમોલ ભોગોને તજો છો ? "

" ભોગો એ તો રોગોને કરનારા છે. વિષયો એ વિષરૂપ વૃક્ષને વધારનારા છે, દુર્ગતિને આપનારા છે. એવા વિષયોને તજી વીતરાગ એવા પ્રભુને ભજ અને તારા આત્માનું કલ્યાણ કર. "

" હા ! હતાશ ! મારૂં ધ્યેય જુદું છે. પતિનું ધ્યેય જુદું છે. આ દુ:ખિયાનું જગતમાં કોણ છે ? " એમ બોલતી યશોમતિ આખરે

હ્રદય ભગ્ન થવાથી મૂર્છિત થઇ ગઇ. અને આસ્તેથી એક ચીસ નંખાઇ ગઈ. ધમ્મિલ તો બેબાકળો થઇ ગયો. સુમતિ પ્રમુખ તેની સખીઓ અચાનક આવેલી જે બહાર ઉભી ઉભી આ સંવાદ સાંભળતી હતી તે અંદર ધસી આવી. સુમતિએ યશોમતિના મસ્તકને પોતાના ખોળામાં લઇને પવન નાખવા માંડ્યો, બીજી સખી જળ લાવીને તેના મુખ ઉપર નામવા લાગી; તથા બીજા પણ મૂર્ચ્છાના ઉપચારો કરવા શરૂ કર્યા. ધમ્મિલને નિરાંત વળવાથી તે ત્યાંથી ઉઠીને બીજા ખંડમાં ચાલ્યો ગયો.

અલ્પ સમયમાં યશોમતિની મૂર્ચ્છા વળી અને તેણીએ પોતાની આંખો ઉઘાડીને જોયું, તો પોતે એક મોટા વિશાળ છત્રપલંગ ઉપર પડેલી હતી. સુમતિ તથા બીજી બે ચાર સખીઓ તેની બન્ને બાજુએ બેસીને શાંતિના ઉપચાર કર્યા કરતી હતી. તેણે સુમતિ સામે જોયું, બીજી સખીઓ તરફ જોયું અને એક નિઃશ્વાસ મૂકયો, પાછી આંખો મીંચી દીધી–બંધ કરી દીધી.

"સખી ! તારે અને પતિને કેમ છે ? બરાબર બન્ને વચ્ચે પ્રેમ છે કે એની કાંઇ જુદીજ નેમ છે ?" સુમતિએ યશોમતિને ભાનમાં આવેલી જાણીને પૂછયું.

"સુમતિ ! એ વહી ગયેલા ચાર દિનના ચટકા પાછળ ઘોર અંધારી રાત છે, પાર્વતીને શંકરની જેમ છે."

"એટલે ?" સુમતિએ વિશેષ ખુલાસો જાણવાને ફરીને પૂછયું.

"એટલે એ કે પાર્વતી ભાવતાં ભોજન માગે તો શિવ આકડાનાં ફળ મંગાવે, સંભોગની પ્રાર્થના કરે તો એક પગે ધ્યાન ધરવામાં લીન થઇ જાય, આભૂષણ, અલંકાર પહેરાવવાની ઇચ્છા કરે તો પોતાના શરીર ઉપર લટકતા બે ચાર સર્પ બતાવે–આપે. અત્તર ફુલેલથી પાર્વતીજી વિલેપન કરવા ચાહે તો પોતાની પાસે રહેલી ભસ્મ આપે. મોટાં મંદિર માગે, તો પોતાની નિવાસભૂમિ સ્મશાન બતાવે. આવા પતિથી લજ્જતી એ અનાથ દુઃખિણી પાર્વતી કુવે પડીને પણ પોતાનું દુઃખ સમાવી શકતી નથી." યશોમતિએ નિરાશ થતાં કહ્યું.

અહો ? આટલું બધું વિપરીત થઈ ગયું. તારો ધણી કયારનો આવો વિરક્ત થઈ ગયો. ” સુમતિએ આશ્ચર્ય દર્શાવ્યું.

એવી રીતે કેટલીક વાર સુધી એ સંબંધી વાતોચિતો કરીને યશોમતિ સંપૂર્ણ સાવધ થયા પછી સુમતિ પ્રમુખ સખીઓ તેની રજા લઇને ઘરે જવાને નીકળી. સુમતિએ ઘરે જતાં પહેલાં ધમ્મિલની માતાને–સુભદ્રા શેઠાણીને સર્વ હકીકતથી માહિતગાર કરીને સખીઓ સાથે તે પોતાને ઘેર ગઇ.



# પ્રકરણ ૧૨ મું

## માતાપિતા.

“ સાંભળો છો ને, આપણા ધમ્મિલની ગામમાં લોકો વાતો કરે છે તે ? ” એક દિવસ સુભદ્રા શેઠાણી સાંજના જમી પરવારીને નિરાંતે શેઠની પાસે બેઠાં હતાં ત્યારે તેમણે વાર્તાની શરૂઆત કરી.

“ કેમ શું છે વળી ? છોકરામાં કાંઇ કહેવાપણું આવેલ છે કે શું ? ” શેઠાણીની વાત સાંભળીને સુરેંદ્રદત્ત શેઠ ચમકયા અને શેઠાણીને પૂછયું.

“ કહેવાપણું શું ? લોકો તો એની હાંસી કરે છે. સંસારના આચારવિચારમાં જરાય સમજતો નથી. નીતિવ્યવહાર પણ જાણતો નથી. અત્યારથી વૈરાગી થઇને વહુને પણ તજીને બેઠો છે ને રાત દિવસ એકલી અટુલી યશોમતિ મનમાં ને મનમાં મુંઝાયા કરે છે.”

“ એટલું બધું શા માટે ? અત્યારથી વૈરાગ્ય થવાને તેને શું કારણ મળ્યું ? રાત દિવસ એને સુખમાં રમતો જાણીને વ્યાપારમાં પણ એને હું જોડતો નથી, કેમકે હમણાં પરણ્યો છે તો ભલે એ સુખમાં પોતાનો કાળ વ્યતીત કરે. ”

“ એ બધું તમે મનથી કહો છો ને ? આજ કેટલાય દિવસથી વહુનો ત્યાગ કરીને તે છોકરો બેઠો છે. રાત દિવસ પૌષધ પ્રતિક્રમણ વગેરેમાં

રક્ત રહે છે. વૈરાગ્યના રંગમાંજ રંગાયેલો રહે છે. મને ભય લાગે છે કે એ છોકરો નક્કી સાધુ થઇ જશે, સમજ્યા ? ”

“ તું તો છોકરાનાં બહુ વખાણ કરતી હતી, રોજ ઉઠીને તેના ગુણ ગાયા કરતી હતી ને આજે આમ કેમ વારૂ ? ”

“ એ વખાણી ખીચડીજ આજે દાંતે વળગી છે. આવા મોટા ઘરનો ભાર પુત્ર વગર કોણ ઉપાડશે ? એથી પુત્ર નહોતો ત્યારે પણ દુઃખ થતું હતું. આજે છતે પુત્રે પણ મને શાંતિ નથી. ” શેઠાણીએ ધમ્મિલ માટે બળાપો કરવા માંડ્યો. “ જલદી એનો ઉપાય કરો, નહિ તો એ છોકરો ઘરમાં રહેવો પણ મુશ્કેલ છે. ”

“ ઠીક છે, તેનો ઉપાય પણ કરવામાં આવશે. ” શેઠ બોલ્યા.

“ મારો તો વિચાર એવો છે કે એને જુગારીઓના ટોળા ભેગો રાખવો, જેથી એનો વૈરાગ્ય બધો જતો રહેશે, અને સંસારમાં ફસાશે. ” શેઠાણીએ પુત્રને ઠેકાણે લાવવાનો રસ્તો બતાવ્યો.

“ સાતે વ્યસનમાં દ્યુતવ્યસન એ મોટામાં મોટું પાપ છે. ગુણી પુરૂષોના ગુણનો ઘાત કરનારૂં છે. માંસના પ્રસંગી મનુષ્યમાં દયા હોતી નથી, મદ્યપાની પુરૂષના યશનો નાશ થાય છે. વેશ્યાની સોબતે કુળનો ને લક્ષ્મીનો ક્ષય થાય છે, અને હિંસા–શિકારથી ધર્મનો નાશ થાય છે. ચોરી કરનારને મરણનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ને પરદારા એ સર્વનાશની નિશાની છે. જુગટીઆની સોબતે ધનનો નાશ પ્રત્યક્ષ છે, દરેક વ્યસનો એક બીજાથી અધિક અધિક નાશ કરનારા છે. એ તો ઓલામાંથી નીકળીને ચુલામાં પડવા સમાન છે. જુગારના પ્રસંગે મહામતી નળરાય દમયંતીને તથા રાજ્યસાહબીને પણ હારી ગયા. મહાસમર્થ પાંડવો રાજ્ય તો હારી ગયા પણ દ્રૌપદીને પણ પણમાં મૂકીને હારી ગયા ને રાજ્ય તજી વનવાસી થયા, માટે ઉચ્ચ અને સમજુ જનોને નીચ જુગટિયાની સંગત કરવી એ અઘટિત છે. ” શેઠે પોતાના વિચારનો વિરોધ દર્શાવ્યો.

“ પણ છોકરાને એવી હલકી સોબત વગર સુધારવો મુશ્કેલ છે; ત્યારે તેનું ચિત્ત ઠેકાણે કેવી રીતે આવશે ? તે સુધરશે

એટલે આપણે ત્યાંથી તેને ખેંચી લેશું-હલકી પ્રવૃત્તિમાંથી અટકાવશું." શેઠાણીએ અભિપ્રાય આપ્યો.

"એ બધી વાતો છે પણ કાંઈ બની શકે નહિ ઉચ્ચ પણ નીચની સંગતથી નીચ થાય છે. તેનો નાશ થાય છે. સાંભળ, પૂર્વે હંસને કાગડાની સોબત થઈ. એક દિવસ હંસ અને કાગડો એક મોટા વટવૃક્ષની ડાળ ઉપર બેઠા હતા, ત્યાં કાગડો વિષ્ટા મૂકીને ઉડી ગયો. એ વિષ્ટા નીચે બેઠેલા રાજા ઉપર પડવાથી રાજાએ ઉચે નજર કરી તો સફેદ કાગડો દેખ્યો. તરતજ રાજાએ 'પેલા સફેદ કાગડા ઉપર બાણનું અનુસંધાન કર્યું. એટલે આ સફેદ કાગડો તરફડતો નીચે પડ્યો; રાજાએ પોતાના પરિવારને કહ્યું "જોયો આ સફેદ કાગડો ?"

રાજાનાં વચન સાંભળીને તરફડતો હંસ બોલ્યો—

" नाहं काको महाराज ! हंसोऽहं विमले जले !
नीचसंगप्रसंगेन, मृत्युरेव न संशयः " ॥ १ ॥

"હે રાજન્ ! હું કાગડો નથી પણ નિર્મળ જળ ઉપર નિવાસ કરનાર હંસ છું, પરન્તુ નીચની સોબત કરવાથી આખરે હું આ સ્થિતિને પ્રાપ્ત થયો." એમ બોલતો હંસ મરણ પામ્યો. શેઠે દૃષ્ટાંતપૂર્વક શેઠાણીને સમજાવ્યું.

"એ બધી વાત તમારી સાચી, પણ છોકરાને સુધારવાને ત્યાં નહિ તો વેશ્યાને ઘેર મૂકવો પડશે, પણ કાંઈક તો તમારે કરવું જ પડશે." શેઠાણીએ સ્ત્રીહઠ ચાલુ રાખી.

"એ હલકી સોબતમાં તું પુત્રને ખોઈ બેસીશ; એટલું નહિ પણ આ આપણી ધનસંપત્તિ પણ ખોવાનો સમય આવશે. સમજી, જો સાંભળ. એક દિવસ કોઇ નગરનો રાજા અશ્વારૂઢ થઇને નગર બહાર ફરવા ગયો હતો. ત્યાં વક્રગતિથી અશ્વ રાજાને અટવીમાં લઇ ગયો. ભયંકર જંગલમાં ભીલની પાલી નજીક તરૂની શીતળ છાયામાં રાજા ઉભો રહી વિશ્રાંતિ લેવા લાગ્યો. તેવામાં ત્યાં વૃક્ષની ડાળે એક પાંજરૂં હતું, તેમાંથી પોપટ ઉચ્ચ સ્વરે બોલવા લાગ્યો-'અરે ભીલો !

દોડો ! દોડો ! આ રાજા આભૂષણો સહિત ઉભો છે, તેને પકડો, લુંટી લ્યો અને લક્ષ્મી ભેગા થાઓ.' વારંવાર એમ બોલવાથી ભય પામેલો રાજા એકલો હોવાથી નાઠો; અને તાપસોના આશ્રમમાં જઇને ભરાણો. ત્યાં કુળપતિના ઘરની નજીક પાંજરામાં રહેલો પોપટ બોલ્યો–' અરે તપસ્વીઓ ! ઉઠો, આપણા પુણ્યવશે ભૂલા પડેલા રાજા આપણા આંગણે આવ્યા છે, તેમની આગતાસ્વાગતા કરો. અવસર ઉચિત તેમની ભક્તિ કરો.' જેથી તપસ્વીઓએ આવીને રાજાની બહુ ભક્તિ કરી. એટલામાં રાજાનું સૈન્ય રાજાને શોધતું ત્યાં આવી પહોંચ્યું. રાજાએ તાપસપતિ–કુળપતિને સુખશાતા પૃછીને કહ્યું કે " ભીલની પલ્લીમાંનો પોપટ અને આ પોપટ એમાં કેટલોય આભ જમીન જેટલો ફેર છે ? બન્નેની રીતભાતમાં ઘણોજ તફાવત છે. "

" રાજન્ ! વનના એક વિશાળ તરૂવર ઉપર એક કીરયુગલ માળો બાંધીને તેમાં રહેતું હતું. તેમના અંગથી ઉત્પન્ન થયેલા અમે બે બાંધવ હતા. માતાપિતાની સાથે એક દિવસ સરોવરની પાળે અમે રમતા હતા, એવામાં પાપી પારધીએ આવીને અમને બન્નેને પકડ્યા. એકને ભીલની પલ્લિમાં વેચ્યો, તે ત્યાં ચોરોની સંગતિથી ખરાબ આચાર વિચાર શીખ્યો. મને અહીં વેચ્યો, જેથી સાધુપુરૂષોની સંગતથી હું વિનયાદિક શીખ્યો. હે રાજન્ ! દુર્જન પણ સજ્જનની પાસે રહેવાથી સજ્જન થાય છે. મલયાચલના રાહવાસથી લીંબ પણ ચંદનપણાને પામે છે." પોપટે પાંજરામાંથી રાજાને વચમાં ખુલાસો કર્યો.

એ વાત સાંભળી રાજા 'સંગત તેવી અસર'નો વિચાર કરતો પોતાના સૈન્યસહિત નગરમાં ચાલ્યો ગયો .માટે એવી જુગટિયાની અને વેશ્યાની સોબતમાં છોકરાને મૂકવાનો વિચાર તું છોડી દે. એ નીચ સોબતે કોઈ ખાટયું નથી અને આપણે ખાટવાનાં પણ નથી." શેઠ એ રીતે શેઠાણીને સમજાવી, ને સમય થઇ જવાથી પેઢી ઉપર ચાલ્યા ગયા.

શેઠાણી એકલા એકલા વિચારમાં પડ્યા કે "નક્કી પુત્રને એના બાપે જ બગાડ્યો છે. વળી દુનિયાં તો ગમે તેમ બોલે, પણ તે કદિ જીતાવાની નથી. માટે આપણે તો તેને સારૂ બનતો ઉપાય કરવો જોઈએ." એમ વિચારીને માતાએ જુગારી લોકોના ટોળામાં પુત્રને અક્કલ હોંશિયારી આવવાને ઉલટ ધરીને મૂક્યો.

જુગારીઓની સોબતની ધમ્મિલને તાત્કાળિક અસર થઇ. તેણે પોસહ પડિક્કમણાં વિસારી દીધાં, ભણવા ગણવાનું મૂકી દીધું, વૈરાગ્યરંગ બધો ઝાંખો પડી ગયો, એટલું જ નહીં પણ સંસારનો પાશ એને તીવ્રપણે લાગ્યો. જુગારી સાથે રોજ ખેલવું, હસવું, રમવું, કામક્રીડા કરવી એજ તેનો રોજનો વ્યવસાય થયો. દુનિયાના અનેક રંગરાગમાં એ ધર્મી ધમ્મિલ આસક્ત થઈ ગયો. કોઇદિવસ વનક્રીડા કરે, તો કોઈદિવસ જળક્રીડા કરે, જુગાર ખેલે વળી વેશ્યાને ઘેર ગીતગાન સાંભળવામાં પણ મશગુલ રહે. એમ કરતાં કરતાં એક દિવસ તે નગરમાં વસંતસેના નામની પ્રસિદ્ધ ધનવાન વેશ્યા રહેતી હતી, તેની પુત્રી ચોસઠ કળાનિધાન, રૂપગુણની ખાણ વસંતતિલકા નામે હતી. નાટ્યકળામાં ને સંગીતકળામાં તેની નિપુણતા અપ્રતિમ હતી. ચંદ્રવદની, મૃગનયની, કુંભસ્તની, આદિ અનેક અલંકારિક વિશેષણોને તે વસંતતિલકા યોગ્ય હતી, નવીન યૌવનના આમંત્રણને વધામણાં આપી રહી હતી.

એક દિવસ ધમ્મિલકુમાર મિત્રોની સાથે વસંતતિલકાના મંદિરે ગયો. વસંતતિલકાએ કામદેવના અનુજ બંધુ સમાન ધમ્મિલને આદરમાન આપ્યું; અને તેનો હાથ ઝાલીને ચિત્રશાળા જોવાને લઈ ગઇ. કામના ભાવને ઉત્પન્ન કરનારાં અનેક ચિત્રો જોઇને તેમજ વસંતતિલકાના મનમોહક વિનયવંત વચનો સાંભળીને ધમ્મિલ લોભાણો. મૃગનયનીની આંખના કટાક્ષબાણોથી વીંધાણો. કમળમાં જેમ ભોગી ભ્રમર લપટાય તેમ વસંતતિલકા સાથે તે મોહમાં પડ્યો અને તેને મંદિરે રહીને પાંચ પ્રકારના વિષયસુખ પ્રતિદિવસ ભોગવવા લાગ્યો.



# પ્રકરણ ૧૩ મું.

## વેશ્યાને ઘેર.

એક નવસુંદર યુવતી પોતાના આલિશાન મકાનની અભિનવ ચિત્રોથી રમણીય ચિત્રશાળામાં નવા નવાં ચિત્રોને જોતી મનને આનંદ પમાડી રહી હતી. ચિત્રો જોતાં જોતાં એક મોટા આરિસા પાસે આવીને તે સુંદરી ઉભી રહી, આરિસામાં પોતાનું યૌવન નિહાળ્યું. એને પોતાનું બાળયૌવન અદ્ભૂત લાગ્યું. અત્યારે ફક્ત તેણીના સુંદર શરીર ઉપર ફક્ત બેજ વસ્ત્ર જણાતાં હતાં, મસ્તકના સર્પની ફણા સરખા શ્યામ કેશો કટીથી પણ નીચા રહ્યા છતાં મંદ મંદ પવનની લહેરોથી આમતેમ ઉડતા બંધનમાંથી મુક્ત થયાનો આનંદ વ્યક્ત કરી રહ્યા હતા. અઢાર વર્ષનું નવીન નવોઢાનું તારૂણ્ય ખીલેલી ગુલાબની કળીની માફક ખીલી રહ્યું હતું. ખચિત જોનારને તે પ્રથમ નજરે આકર્ષક થાય તેવું સુરમ્ય હતું. “ નગરના અનેક યુવાનો આ યૌવનનો ઉપભોગ કરવાને અનેક પ્રકારની લાલચોથી લલચાવવા મારી પાછળ ગાંડા થઇ ગયા છે તે ખચિત યોગ્ય છે. આ રૂપમાંજ તેઓ અંધ બન્યા છે; પણ કમનશીબ બિચારા ! આ મધુર ચંપાકળીની મીઠાશ તો ભાગ્યશાળી ધમ્મિલ-કુમારજ ચાખી રહ્યો છે. મનુષ્ય ભવનાં ઉત્તમ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચ પ્રકારનાં સુખો તે ભોગવી રહ્યો છે. આજે સુકૃતનાં ફળ તો એજ મેળવી રહ્યો છે. અહો ! પુરૂષ છતાં સ્વરૂપમાં કેવો મારી પણ સ્પર્ધા કરી રહ્યો છે. મારા ભાગ્યયોગેજ એ મને મળી ગયો છે. હા ! ધમ્મિલ ! ધમ્મિલ ! તારામાં મારી પ્રીતિ કેવી દૂધમાં પાણીની માફક, તલમાં તેલની માફક, પુષ્પમાં સુગંધની માફક એકતાર થઇ ગઇ છે; તેથીજ હું એક વેશ્યાની પુત્રી છતાં તારી અર્ધાંગના–પ્રાણપ્રિયા થઇને તારી દાસી બની છું. રખેને તારા જેવું અણમોલ રત્ન મારા હાથમાંથી–ભાગ્યમાંથી જતું રહે ? ” તે નવોઢા બાળા વસંતકુમારી આરિસામાં પોતાનું સ્વરૂપ નિહાળતી અને ધમ્મિલ સંબંધી ઉદ્ગાર કાઢતી વિચારના તોફાનમાં ચઢી હતી.

ત્યાં આયનામાં તરતજ એક બીજું સ્વરૂપ પ્રતિબિંબિત થયું અને તે સુંદરી શરમાણી–ગભરાણી. ફક્ત શરીર ઉપર ચણીઓ અને કબજો એ બેજ વસ્રો હોવાથી તે એક ખુણામાં છુપાઈ જવાને દોડી; અને આવનારી નવીન વ્યક્તિ પોતાને દેખે નહિ તેમ અંધારે ખુણામાં જઈને ઉભી રહી.

આવનાર વ્યક્તિ તે વસંતનો પ્રાણપ્રિય આશક ધમ્મિલજ હતો. ચિત્રશાળાનાં સુંદર કમરામાં ધમ્મિલ કયારનોય ઉભો રહીને વસંતના વિચારો–હાવભાવો ગુપચુપ જોઇ રહ્યો હતો. એ ઉગતા નવીન સૌંદર્યની આકર્ષતાના આઘાતમાંથી ધમ્મિલ પોતાના ચિત્તને વશ રાખી શકયો નહી અને જ્યારે હૃદય ભેદાયું–વિહ્વળ થયું, પ્રિયા–માશુકને ભેટવાને ટળવળી રહ્યું, એટલે તરતજ તે પછવાડે આવ્યો અને આયનામાં તેનું પ્રતિબિંબ પડયું કે વસંત શરમાણી, ખુણામાં ભરાઇ ગઇ. તેણી તો પોતાનો બચાવ કરવાને ધમ્મિલની નજરથી દૂર થઇ ગઇ, પણ વસંતની એ નાશભાગ તો ધમ્મિલના હિત–સુખને માટે થઇ. ધમ્મિલ પણ પછવાડે પછવાડે ખુણામાં આવ્યો અને આસ્તેથી તેને હૃદય સાથે ચાંપીને બોલ્યો. “ ખુણામાં એ કોણ ચોર ભરાયો છે ? ”

“ ખુણામાં ભરાઈ ગઇ તોપણ તમે તો મને પકડી પાડી. ” ધમ્મિલના આલિંગનરૂપ બંધનમાં પડેલી કોયલ સમા મધુર સ્વરે એ મધુરી કોકિલા ટહુકી.

“ ઠીક થયું, તું ખુણામાં–અંધારામાં ભરાઇ ગઇ તે ! ” ધમ્મિલે કહ્યું.

“ કેમ વારૂ ? ” પોતાની કેળના ગર્ભસમી એ નાજુક ભૂજલતાઓ ધમ્મિલને ગળે વીંટાળતી એ મધુરી વસંત બોલી.

“આશુક માશુકની છાની રમતો તો અંધારામાંજ રમાયને ! ” ગાલે ચુંબન કરતાં અને બોલતાં ધમ્મિલ હસ્યો, તે સાથે વસંત પણ હસી પડી.

‘ વાહરે તમારી છાની રમતો ! પારકા ઘરમાં ભરાઇને આવી જ ચોરીઓ કરતાં શીખ્યા કે ? શાહુકાર તો બહુ મજાના છો ! ”

એ શબ્દો મીઠાશથી ભરપૂર હતા. અંદર એકલો પ્રેમરસ ઉભરાઇ જતો હતો. બોલનાર અને સાંભળનાર બન્ને એક બીજામાં દૂધમાં સાકરની માફક મળી ગયાં હતાં, સ્નેહ–પ્રેમની અપૂર્વ રમત રમી રહ્યાં હતાં. પ્રણય સમયના હાવભાવભર્યા એ પ્રાણપ્યારીના આશક ઉપરની કુરબાનીના શબ્દો હતાં.

" મજાના નહિ તો ગમે તેવા પણ અમારી પ્રાણપ્યારીના તો અમે માનીતા છીએ, સમજીને ! મનમોહિની !" ધમ્મિલે પોતાની ભૂજલતામાં દૃઢ રીતે તેને રાખતાં કહ્યું.

" એ વળી તમારી પ્રાણપ્યારી કોણ છે ? યશોમતિ કે બીજી કોઇ ? " રમણીએ ધમ્મિલની ભૂજલતામાં દૃઢ બંધાતાં અને આંખો સાથે આંખો મેળવીને પ્રેમભર્યો નિઃશ્વાસ નાંખતા કહ્યું.

" ઓય ! ઓય ! તમે તો આમને આમ દબાવીને મારી દેશો મને ! ચાલોને હિંડોળા ઉપર ! જરા વાતો કરીએ ! હું તો ઉભી રહી રહીને થાકી ગઇ વ્હાલા !" વસંતકુમારી બોલી.

" મારી નાજુક ગુલાબની કળી શું કરમાઈ ગઈ ? ચાલ ત્યારે હીંડોળે ઝુલીએ. " ધમ્મિલે કહ્યું.

કુમાર વસંતકુમારીને ઉચકીને ચુંબનોથી તેને ગાલે મ્હોર-છાપ મારતો હિંડોળે આવીને બેઠો અને પ્યારીને ખોળામાં બેસાડી હુલરાવી માનવજીવનનાં અણમોલ લ્હાવા લેવા લાગ્યો. "વ્હાલી ! જોઇ મારી પ્રાણપ્યારી ! જેનો હું મનગમતો મેમાંન છું." વાતો કરતાં કરતાં હિંડોળો પણ જાણે ખુશીથી નૃત્ય કરતો હોય તેમ નાચવા લાગ્યો.

" ના, કોણ એ તમારી માનીતી ? " માશુક આશકના શરીરે આલિંગન દેતી બોલી. એ વખતે હાવભાવો–વિલાસો-નયનોના ઇસારા પોતપોતાનું કામ કરી રહ્યા હતા, આશક માશુકને દિનદશાનું ભાન ન હતું. બંને હૃદયો એક બીજામાં મળી જવાને તલસી રહ્યાં હતાં, પુષ્પધન્વાના તાપથી તપેલાં એ ભાગ્યવંત જીગરો એક બી-જામાં મળી જઇ દુનિયામાંથી મળી શકે તેટલું સંપૂર્ણ સુખ મેળવતાં હતાં. માનવનું અણમોલ જીવન સાર્થક કરતા હતા.

"જો ત્યારે આ મારી માનીતી ! જે રાતદિવસ મારા ખોળામાં રમે છે, જેના હૃદયમાં હું રમી રહ્યો છું, જેનું યૌવનરૂપ પુષ્પ હું ચુંટી રહ્યો છું. તે આ....જ" બોલતાં બોલતાં ધમ્મિલે તેના મ્હોંસાથે મ્હોં મેળવ્યું, આંખો મીલાવી, એ રક્તવર્ણીય અધરોનું અમૃત આરોગતાં પણ તેને તૃપ્તિ થતી નહોતી.

"પ્રાણ ! તમારો આવોને આવો પ્રેમ હંમેશ રહેશે ને ? ક્ષણમાત્ર પણ પ્રભુ તમારો વિયોગ મને ન કરાવે ! એક ઘડી પણ તમને મારા હૃદયથી હું અળગા કરી શકતી નથી. તમારો વિરહ હું સહી શકતી નથી." વસંતે કહ્યું

"હૃદયેશ્વરી ! હું તો તારો વેચાણ દાસ જેવો થઇ રહ્યો છું, પણ તારો પ્રેમ તો જીંદગીપર્યંત કાયમ રહેશે ને ? કે વળી મને તું ભૂલી જશે. મને તો ફિકર થાય છે કે તું મને કદાચ છોડી દેશે, તો તારી પાછળ ઝુરીઝુરીને મારો પ્રાણ જશે. વ્હાલી ! પ્રિયતમે !" માશુકના સર્પની ફણાસમા શ્યામસ્વરૂપ કેશકલાપને હૃદય ઉપર રમાડતાં ધમ્મિલે ગેલ કરતાં કહ્યું.

"પ્રાણેશ ! હું તો જીંદગીભરની તમારી દાસી છું. તમારા હુકમની તાબેદાર છું. આ યૌવન ! આ જીવિત ! આ સૌંદર્ય ! આ મારૂં સર્વસ્વ શરીર સૌભાગ્ય આપના સુખને માટે છે, આરામને માટે જ છે, આપને આનંદ-સુખ મળે. મનુષ્ય ભવનું ઉચ્ચમાં ઉચ્ચ પ્રિયાનું સુખ આપ ઇચ્છાપૂર્વક ભોગવો. ભિન્ન ભિન્ન પ્રકારની પુરૂષને સુખ આપનારી મારી અભિનય કળા આપને માટેજ છે, મારૂં સર્વ કાંઈ છે તે આપનું જ છે. " પ્રિયાએ સ્ત્રીની અદ્દભૂત કળા બતાવી આશકનું દિલરંજન કર્યું.

"વહાલી આ બધું તું સત્ય કહે છે કે ? તો તો મારા જેવો કોઇ ભાગ્યવંત નહિ હો ? હમણાં તો મારા માતાપિતા પ્રતિદિવસ આઠ હજાર સુવર્ણમહોરો મોકલે છે તેથી બધું ઠીક છે, પરન્તુ જ્યારે તે નહિ મોકલે અને એ આવક બંધ થઇ જશે, પછી તારા પ્રેમની ખબર પડશે."

મતો ! ૫.

"નહિ મોકલે તો શું ? શાહુકારણે અહીં ધનની કયાં કમી

છે. તમારા પ્રતાપ છે. ખાશું પીશું અને મોજમજા કરશું, જીંદગી પૂરી થાય તોપણ ક્યાં ખૂટે એમ છે ? "

" આ બધું તું સાચા જીગરથી બોલે છે ? જોજે હો મને ઠગતી નહીં. "

" પ્રાણેશ ! તમારા ચરણના સોગન ખાઈને પ્રતિજ્ઞા કરૂં છું કે જીવનભરની હું તમારી દાસી થઈશ. તમે મને છોડી દેશો તો તમારા વિયોગે હું ઝુરીઝુરીને મરી જઇશ. "

" પણ તારી માતા વસંતસેના કેમ માનશે ? દ્રવ્યલોભી તારી મા મારી તરફથી દ્રવ્ય આવતું બંધ થતાં તરતજ તે મને તજી દેશે. મને છોડવાની તને બળાત્કારે ફરજ પાડશે. તે કોઈ બીજા માલેતુજાર સાથે તને પ્રીતિ કરાવશે. "

" જીવિતેશ્વર ! તમારા ચરણના સમ ખાઇને કહું છું કે તમારા સિવાય આ જન્મપર્યંત મારે અન્ય પુરૂષ ભાઇ બાપ છે. મારી માતાને હું સમજાવીશ. તેમ છતાં એવો સમય કદાચ આવશે તો હું તમને તો નહિજ છોડી દઉં. તમને છોડી દઉં તો સમજો કે મારા જીવિતને.છોડી દઉં. મારા જીવનના તો આપ એકજ માલિક છો. આ અનાઘ્રાત પુષ્પના તો આપ એકજ સ્વામિન્ છો. "

" તો તો દુનિયામાં પછી મારા સુખમાં શી મણા રહી ? બસ જીવનભર હું તારો અને તું મારી. " ધમ્મિલે ખુશાલીનાં શબ્દો કહ્યાં.

"હા, એમજ " બંનેનાં ચિત્ત કામદેવના મદે ચડીને એક બીજાતમાં ઝુલી રહ્યાં હતાં. પુષ્પધન્વા અનંગ પ્રચ્છન્નપણે તેની દોરી ચલાવે જતો હતો. અત્યારે એકાંતમાં તેમનાં ચિત્ત અસ્વસ્થ હતાં, વસ્ત્ર અવ્યવસ્થિત હતાં, શરીરનું ભાન પણ ભૂલતાં હતાં, તેટલામાં સો દાદરમાં કોઈનાં ઉપર ચઢવાનાં પગલાં સંભળાયાં. સાથે ઘંટડીનો મધુરો રણકાર કર્ણ ઉપર અથડાયો અને એ તોફાને ચડેલું યુગલ ચમક્યું, કામદેવનું ઘેન ઉતરી ગયું અને નિરાંતે આશકના બાહુપાશમાં બંધાયેલી–તેના શરીર સાથે શરીર મેળવીને રહેલી–અભિનય પ્રેમકળાઓથી મસ્તીમાં પડેલી મૃગલી પાશના ફાંસામાંથી એકદમ છુટી થઈ અને કોઇ ઉપર આવે તે પહેલાં તો અંદરના

ખંડમાં ધ્રુજતી ધ્રુજતી દોડી ગઇ. તેટલામાં તો એક દાસી ઉપર આવીને ધમ્મિલકુમારને સલામ ભરી સામે ઉભી રહી, અને બોલી. " કુમાર ! તમારા ઘરનો કોઇ માણસ આવ્યો છે તે તમને મળવા માગે છે. "

" કોણ છે એ? તેં પૂછયું હતું કે શા માટે તે મને મળવા માગે છે ? "

" તમારા ઘરનો મ્હેતો છે. કહે છે કે તમારા માતાપિતાનો સંદેશ કહેવા આવ્યો છું. એક ખબર લાવ્યો છું. "

" ઠીક ! જા, તેને અંદર મોકલ. "

દાસી નીચે ગઈ અને થોડીવારમાં તે માણસ ઉપર આવીને ધામ્મલ પાસે ઉભો રહ્યો. " આપ કેટલાય વખતથી અહીં રહ્યા છો, હવે આપ ઘરે ચાલો તો ઠીક ! તમારા માતાપિતાએ મને તેડવા મોકલ્યો છે. "

" અહીંયાંજ મને ઠીક છે–અનુકૂળતા છે. મારા માતાપિતાને મારૂં શું કામ છે ? "

માતાપિતાને પુત્રનું કામ કેમ ન હોય ? તમે ઘરે આવીને રહો, અને વ્યાપારધંધામાં પાવરધા થાઓ; તો તમારા માતાપિતા નિવૃત્તિ મેળવીને ધર્મસાધન કરી શકે–પરલોક સાધી શકે. "

" મારા માતાપિતાને કહેજે કે હું હવે ઘરે આવી શકીશ નહિ. મારા માતાપિતા જો મને સુખી જોવાને ઇચ્છતા હોય તો તે સુખ હું અહીં મેળવી રહ્યો છું, ભોગવી રહ્યો છું. હું સુખી હોઉં એથી અધિક મારા માતાપિતાને શું જોઇએ વારૂ ? "

" તમારી સ્ત્રી રાતદિવસ તમને ઝંખે છે, તમારા વિયોગે તે ઝુરી ઝુરીને મરે છે. "

" મરવા દો ! હું અહીંથી આવું તો વસંતતિલકા વગર ઝુરી મરૂં ! મને તો અહીંયાંજ રહેવા દો ! મને રૂચે તે કરવા દો ! મારા માતાપિતાને મારા સુખના સમાચાર દેજો અને દ્રવ્ય નિયમિત મોકલતા રહેજો. " ધૃષ્ટ થઇને ધમ્મિલે કહ્યું.

" આખરે તમારો ત્યારે આવોજ જવાબ છે ? " મ્હેતો બોલ્યો.

" હા, એમાંજ મારા સુખનો માર્ગ છે. " તેણે કહ્યું.

" ઠીક ત્યારે રજા લઉ છું. "

" વારૂ, આવજો ! " મ્હેતો નિરાશ ચિત્તે ઘર તરફ ચાલ્યો ગયો.

વસંત આ બધી વાતચિત સાંભળતી હતી. તેણીનું હૃદય કુમારના આવા જવાબથી પ્રીદા પ્રીદા થયું હતું. એ હૃદયનો પ્રેમ-પ્રવાહ ઉભરાઇને બહાર જતો બતાવવા તે માણસ જેવો નીચે ઉતર્યો કે તરતજ હાવભાવે આંખો નચાવતી, ધમ્મિલને મળવાને તે બહાર ધસી અને ધમ્મિલ પણ અંદરના ઓરડામાં ધસ્યો. બન્નેનાં હૃદયો પ્રેમથી એક બીજાને ભેટવાને આતુર થયેલાં તે અધ-વચમાંજ બન્ને એક બીજાને હર્ષથી બાઝી પડ્યાં. એક બીજાએ હૈયા ઉપર ચઢેલો જુસ્સો ઉતાર્યો. એવી રીતે ધમ્મિલ અને વસંતતિલકાનો સાંસારિક સુખ ભોગવતાં કેટલોક સમય પસાર થઇ ગયો.



## પ્રકરણ ૧૪ મું

### "હાથનાં કર્યાં હૈયે વાગ્યાં."

" જગતનાં લોકો પુત્રને માટે અનેક પ્રકારના તપ, જપ અને ત કરે છે. પુત્રને જ સ્વર્ગ આપનાર માને છે. વંશવૃદ્ધિને માટે, ાતાની શુભ ગતિને માટે તેને જ પોતાનું સર્વસ્વ માને છે; અને ામારે તો અનેક પ્રકારના વ્રત વગેરે કરતાં પુત્ર થયો તે પણ અ-ારો ન થયો. આહા ! તેને માટે મારા હૃદયમાં કેવી કેવી હોંશો હતી ? વા મનોરથો અંતરમાં ભર્યા હતા ? તે બધા ઢલવાઇ ગયા. પણ કોઇ ીતે છોકરો ઘરરખુ ન જ થયો. માનવના પ્રયત્નો જુદા છે, વિધિનાં વેધાન જુદાં છે. પુત્રને ઠેકાણે લાવવા માટે બની શકે તેટલા ઉપાય ર્યા પણ આ તો ઉલટાં " હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. " જે કર્યું તે

ખોટાને માટે થયું. હવે શું કરવું ? મેં તો જાણ્યું કે પુત્રનું ચિત્ત સંસારમાંથી ઉઠી ગયું છે તે નકી સાધુ થઇ જશે, તો ઘર ઉજ્જડ થઇ જશે, તેના વગર શૂન્ય જેવું થઇ જશે, જેથી તેના પિતાની નામરજી છતાં મેં તેને સંસારના બંધનમાં નાંખવાને જુગટિયા લોકના ટોળામાં રાખ્યો, દ્રવ્યની આહુતિ આપી, પણ સર્વે વ્યર્થ થઇ. મારી મહેનત બરબાદ ગઇ, ને છોકરો તો વેશ્યાગામી થઇ ગયો. સંસારના બંધનમાં બંધાવાથી પ્રથમ તો હું ખુશી થતી હતી, પણ આ તો ઉલટી બૂરી થઇ; તેને માટે રોજની આઠ આઠ હજાર સોનામહોરો મોકલવી પડે છે. મેં જાણ્યું કે વેશ્યાને ત્યાં સર્વ કળા શીખીને છોકરો હોંશિયાર થશે; પણ ધારેલા દાવ તો અવળા પડ્યા. ખરે વિધિઇચ્છા બળવાન છે. ” એક પ્રૌઢ વયમાં આવેલી સુંદર સ્ત્રી ઉપર પ્રમાણેના વિચારો કરતી ઉદાસ ચહેરે પોતાના વિશાળ મકાનના સુંદર ઓરડામાં અત્યારે જોવામાં આવે છે. તેની પુખ્ત ઉમર છતાં તેના શરીરનાં સુલક્ષણો ઉપરથી તેનું સુખ, સૌભાગ્ય અને લક્ષ્મી પ્રગટ જણાય છે; પરન્તુ પુત્રના દુરાચારથી અત્યારે તેનું મન કાંઇક ખિન્ન થયું છે. પુત્રને ઠેકાણે લાવવાની કોઇપણ યુક્તિ હવે તેની પાસે રહી નથી; અને જે યુક્તિ હતી તેનો ઉપયોગ કરવાથી ઉલટી અવળી પડી ગઇ. જેથી તે નિરાશ ચિત્તે દિવાનખાનામાં બેઠી બેઠી ઉપર પ્રમાણેના વિચારો કર્યા કરતી હતી. પુત્રવધૂને જોઇને અંતરમાં બળ્યા કરતી હતી. આ રમણી તે ધમ્મિલની માતા સુભદ્રા હતી.

“ મેં તો તને પ્રથમથી જ કહ્યું હતું કે પુત્રને નીચ સોબતમાં રાખવો રહેવા દે અને જેમ દૈવની ઇચ્છા હોય તેમ થવા દે. પણ તેં મારૂં કહ્યું માન્યું નહિ, તું તારી હઠમાં ભરાઇ. સ્ત્રી હઠ બળવાન છે. છોકરાને તેં હાથે કરીને નીચની સંગતિમાં રાખ્યો અને પછી દુરાચારી થયો અને તે થાય જ. પ્રથમથીજ આપણે જાણીબૂજીને ભૂલ કરીએ, અવળે માર્ગે ગમન કરીએ, તો પછી તેનું પરિણામ આપણે શાંતિથી ભોગવવું જોઇએ. કંથેર વાવીને તેમાંથી આમ્રફળની ઇચ્છા રાખવી અથવા તો કાચના ટુકડાને રત્ન માનીને તેનો ઉપયોગ કરવો એ નરી મૂર્ખતાજ છે.” શેઠ સુરેંદ્રદત્તે ઘરમાં પ્રવેશ કરતાં સ્ત્રીને કહ્યું.

“ હું શું જાણું કે પરિણામ આવું આવશે ને પુત્રને હાથથી

ખોઇ બેસશું ? આ તો બકરૂં કાઢતાં ઉંટ પેસી ગયું. 'લેવા ગઇ પુત તો ખોઈ આવી ખસમ' એવું થયું ! શું કરૂં ? હૈયું બળીને ખાખ થઇ જાય છે. આ તો હાથનાં કર્યાં મનેજ હૈયે વાગ્યાં. રાતદિવસ પુત્રની રટના કરૂં છું; છતાં તેને માબાપની કયાં પરવા છે ? માબાપો પુત્રને માટે મરી પીટે છે, ત્યારે આવા પુત્રો સ્વચ્છંદી બનીને ઉલટા દુ:ખ કરનારા થાય છે. "

"હશે, પશ્ચાત્તાપ શા માટે કરે છે. ભલી થઇને પુત્રનો મોહ છોડી દે. આજના પુત્રો તો કવચિત્ જ માતાપિતાને ભકિતમાન થાય છે. એવા દુ:ખદાયી પુત્રને માટે ખેદ કરવાથી સર્યું ! જે પુત્ર આ લોકમાં જ આપણને દુ:ખ કરનારો થયો—વૃદ્ધાવસ્થામાં સંતાપ જનક થયો, તે મુવા પછી શું સુગતિ અપાવનાર હતો ? સંસારની એવી ક્ષણિક વસ્તુઓમાં ગાઢ મોહ રાખીને તું શા માટે ખેદ કરે છે ? જ્ઞાની થઇને તું તારા આત્માનું ન બગાડ ! સંસારનું સ્વરૂપ તો એવું કારમુંજ છે. જે વસ્તુમાં આપણે સુખ માનીને પ્રવૃત્તિ કરીએ તેમાંથીજ દુ:ખ, કલેશ અને અંતે પશ્ચાત્તાપ કરવાનો સમય આવે છે." વૃદ્ધ પુરૂષે પોતાની ધર્મપત્નીને શાંતિ આપવા માંડી. તેનું ચિત્ત કાંઇક વૈરાગ્યથી રંગિત થાય તેવો તેણે પ્રયત્ન કર્યો.

"શું કરીએ ? સ્વામિન્ ! અમને અબળાજનને માયા વહાલી હોય છે. પુત્ર, કલત્ર, ભાંડુ તેમજ લક્ષ્મી વગેરે વિવિધ વસ્તુઓમાં અમારૂં ચિત્ત રંગાયેલું હોય છે. એ પુત્રના વિયોગે રાત દિવસ હું ઝુર્યા કરૂં છું. પુત્ર સુધરશે, સંસારના બંધનમાં બંધાશે, બિચારી યશોમતિને કાલ સુખના દિવસો આવશે, એવી આશાએ રોજની આઠ આઠ હજાર દિનાર મોકલાવીને ધનથી એ રાંડ વેશ્યાનું ઘર ભર્યું ને આપણું ઘર ખાલી કર્યું. અફસોસ ! આ તો પુત્ર પણ ગયો અને ધન પણ ગયું. ફુલે ગયું અને તેની સુગંધ પણ ગઇ!" સુભદ્રાએ ડચકા ભરતાં ભરતાં અંતરનો બળાપો બહાર કાઢ્યો.

"વિધિની એમજ મરજી હશે, માટે શોક કરવો છોડી દે. પુત્રથી કાંઇ સ્વર્ગગતિ કે મોક્ષગતિ થવાની નથી. શોક કરવાથી દુ:ખી થઇશ, પશ્ચાત્તાપ કરતાં રાત્રીદિવસ રડ્યાં કરીશ, અને આર્ત ધ્યાનમાં પડવાથી તારા આત્માનું બગાડીશ, માટે હવે તો ધર્મમાં

તારૂં ચિત્ત લગાડ. સામાયિક, પૌષધ, પ્રભુપૂજા વિગેરેમાં ચિત્તને જોડીને હવે શેષ રહેલું જીવન સુધારી લે. ” શેઠે જણાવ્યું.

“ હા ! મનને ઘણું શાંત રાખવા પ્રયાસ કરૂં છું, પણ રડયું વારે વારે સાંભરી આવે છે–લાગી આવે છે. અરે શું કરૂં ? યશોમતિને જોઉં છું અને રડું છું. હા ! એ બીચારીનું શું થશે ? પતિના વિયોગે એ બાલપણમાં ઝુરી ઝુરીને મરી જશે. ગરીબ બિચારી ! શ્રીમંતને ઘરે જન્મ લીધો, શ્રીમંત સાસરૂં મલ્યું, છતાં તેણીએ સુખ તો નજ દીઠું. અલ્પ કાળમાંજ એનું સુખ લુંટાઇ ગયું. સ્વપ્નની માફક ચાર દિનની ચાંદની ચળકી ને વિજળીની માફક તરત અદૃશ્ય થઈ ગઈ. ” સુભદ્રાએ દુઃખભર્યા અવાજે કહ્યું. આંખમાંથી આંસુ પાડવા માંડ્યાં, વહુને સંભારવાથી હૈયું ભરાઈ આવ્યું–રડવું આવ્યું.

“ જગતમાં તો જેવો જેનો ઋણાનુબંધ હોય તેમજ બને છે, આપણું ધાર્યું શું બને છે ? આત્માએ જેવાં જેવાં કર્મબંધનો બાંધ્યા હોય તે પ્રમાણે અવશ્ય ભોગવવાં પડે છે. જગતપ્રસિદ્ધ હનુમાન જેવો પુત્ર હતો, અને બળમાં રાવણ સરખો પવનકુમાર પતિ હતો, છતાં પણ મહાસતી અંજનાદેવીને બાવીશ વર્ષ પર્યંત પતિવિયોગનું દુઃખ સહન કરવું પડયું હતું. જગતપ્રસિદ્ધ શ્રીકૃષ્ણની પટ્ટરાણી રૂક્મણિને સોળ સોળ વર્ષ પર્યંત પુત્રવિયોગનું દુઃખ સહન કરવું પડયું હતું, રામ અને લક્ષ્મણ સરખા પુત્રોને જન્મ આપનારી જગત્પૂજ્ય માતાઓને પણ ચૌદ ચૌદ વર્ષપર્યંત પુત્રનો વિયોગ સહન કરવો પડ્યો હતો, એ સર્વ શાથી થયું હતું તે તું સમજે છે ? એ બધું કર્મનું રહસ્ય હતું. પૂર્વે કરેલાં દુષ્કર્મોની એ સજા હતી. સમર્થ વિધિએ–કર્મોએ કોઇને છોડ્યા નથી. સારૂં કે નરસું સર્વ કોઇને સહન કરવું જ પડે છે, માટે વ્યર્થ ખેદ શાને કરે છે ? એ છોકરો તારે મન તારો છે, પણ તેને મન તો તારો કાંઈ હિસાબ નથી, સમજી ! માટે એ મોહબંધન તોડી નાખ ! એક ધર્મમાર્ગમાંજ ચિત્ત રાખ ! માનવ જેવો દુર્લભ અવતાર પ્રાપ્ત કરીને આર્ત્તધ્યાનમાં પડી મોહને વશ થઇ શામાટે તે હારી જાય છે ? અત્યારે એ છોકરો તારો સગો ન થયો, તો દુર્ગતિમાં પડતાં શું તને એ બચાવી શકશે ? એ

બધી સંસારની જંજાળ છે! ખાલી ભ્રમજાળ છે! એવી ભ્રમજાળમાં બંધાઇ આત્મા અજ્ઞાનતાથી દુર્ગતિમાં જાય છે." શેઠે કહ્યું.

"હા! સ્વામિન્! મોહ દુર્નિવાર છે. યશોમતિને–એ કેળના ગર્ભસમી વહુને જોઉ છું ને હૃદયમાં સળગું છું. બિચારી એકલી એકલી ખુણે બેસીને એકાંતમાં રડે છે. સુંઝાઇ રીબાઇ મરે છે. હાય! એ દુઃખ તે કેમ સહ્યું જાય? દુનિયામાં બધાં દુઃખ કરતાં વિયોગનું દુઃખ અતિ તીવ્ર હોય છે. જેને અનુભવ હોય તેજ એની કિંમત સમજી શકે છે. દુઃખિયાના દુઃખની સુખિયાને શી ખબર હોય?" સુભદ્રા નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાંખતાં બોલી.

"એના નિવારણ માટે બીજો શું ઉપાય છે? દૈવ આજે આપણી ઉપર રૂઠયું છે. તેથીજ પુત્રનું ચિત્ત ઘર ઉપરથી ઉઠયું છે, અત્યારે તો ધીરજ ધરીને ધર્મનું અવલંબન લેવું એજ આપણને અને વહુને ઉચિત છે. ધર્મસાધન કરતાં વિધિની ઇચ્છા હશે તો કોઇ દિવસ વહુને સુખના દહાડા આવશે. નાહક શોક સંતાપ કરવાથી એનું પરિણામ શું આવશે?"

"અરે પ્રભુ! હા દૈવ! છોકરો વેશ્યાગામી થયો–દુરાચારી થયો, ધન પણ ખલાસ થયું; છતાં ધાર્યું તો આખરે દૈવનુંજ થયું. હવે બિચારી વહુને સુખના દિવસો ક્યારે આવે? છોકરો ઘરે ક્યારે પાછો આવે?"

"એ તો ભવિષ્યના પડદાની વાત છે, દૈવની ઇચ્છાને આધિન છે. માણસે દૈવને અનુકૂળ કરવું હોય, પ્રતિકૂળ થયેલ વિધિને સાનુકૂળ કરવો હોય તો તેણે ધર્મમાર્ગનું અવલંબન કરીને ધીરજથી સમય વ્યતિત કરવો. કાળાંતરે વિધિ અનુકૂળ થાય છે ત્યારે ભાગ્યના પાશા સવળા થાય છે. હૃદયના ઉંડાણમાં રહેલી એ અભિનવ ઉર્મિઓ સમયાંતરે પૂર્ણ થાય છે. તારે તો વહુને ધીરજનું અવલંબન આપીને ધર્મમાર્ગે જોડવી, જેથી તેના ચિત્તમાં વૈરાગ્યનો રંગ લાગતાં, જિનેશ્વરના વીતરાગપણાની મહાન્ પ્રભા તેણીના આત્મામાં પ્રવેશ કરશે, જેથી તેનું મોહબંધન શિથિલ થશે અને તેના વિરહવ્યાકુળ આત્માને કાંઇક શાંતિ મળશે."

હવે પછી મારી સાથે તારે પણ જિનેશ્વરની પૂજા કરવા અને સામાયિક પ્રતિક્રમણ કરવા હમેશાં આવવું, જેથી તારૂં ચિત્ત કાંઇક શાંત થશે, વૈરાગ્યથી સાંસારિક બંધનો પણ શિથિલ થશે. ”

“ ઘણી મજાની વાત છે, એવી રીતે ધાર્મિક ક્રિયામાં વ્યતિત થયેલો કાળજ આપણો લેખે થયેલો લેખાય. શુદ્ધ ભાવથી ઉપયોગપૂર્વક કરેલી શુદ્ધ ક્રિયાઓથી દુષ્કર્મો ભેદાશે અને આત્મા પાપકર્મથી રહિત બની સ્વચ્છ–નિર્મળ થશે. ”

“ બરાબર છે. ધર્મથી પાપનો નાશ થાશે, દુઃખ દૂર થશે, અને સુખના દિવસો આવતાં તારાં મનોરથ પણ પૂર્ણ થશે. ”

“ તે તો કુદરતની મરજી હશે તેમ થશે, પણ આત્માએ પોતાની આત્મશુદ્ધિને અર્થે શુદ્ધ ધાર્મિક પ્રવૃત્તિ તો અવશ્ય કરવી જોઇએ; કારણ કે સુખનું મૂળજ ધર્મ છે. આત્માને પાપથી નિર્મળ બનાવીને–નિઃકર્મા કરીને મુક્તિ જેવી અણમોલ વસ્તુ પણ ધર્મજ મેળવી આપે છે. માટે મારા આત્માના હિતને સારૂ યથાશક્તિ ધર્મમાર્ગમાં હું પણ આપની સાથે અવશ્ય જોડાઇશ. ” યશોમતિએ સાસુનાં વચનને અનુમોદન આપ્યું.

“ બેટા ! ધીરજનાં ફળ મીઠાંજ હોય છે. વિધિ જે કરે છે તે સારૂંજ કરે છે. દુઃખ એ મનુષ્યજીવનની કસોટી છે. સુવર્ણને પણ પરીક્ષા આપવાને કસોટીએ કસાવું પડે છે, ત્યારેજ તેની કિંમત અંકાય છે, તેમજ દુઃખમાંજ મનુષ્યના ધૈર્યની કસોટી થાય છે; અને એ પરીક્ષામાં પસાર થતાં સ્વયમેવ સંયોગો તેને અનુકૂળ થાય છે. તારે અત્યારે ખરી પરીક્ષા આપવાનો સમય આવ્યો છે. ધીરજથી સહન કરી ધર્મધ્યાન કરવામાં સમયને વ્યતિત કરીશ તો જરૂર ફતેહ પામીશ, સુખ પામીશ. સદ્ગુણી જીવોને કાંઈ કાયમ દુઃખ ઓછુંજ હોય છે ? ”

સુભદ્રાશેઠાણી વહુને સમજાવીને ઉઠ્યાં અને બહાર આવ્યાં તો શેઠ બહાર જવાની તૈયારી કરી રહ્યા હતા, તેથી તેમની પાસે આવીને કહ્યું. “ જુઓ, હવે છોકરો દ્રવ્ય મંગાવે તો એક ફુટી કોડી પણ મોકલતા નહિ, હવે લગારે દયા લાવતા નહીં.

આપણે દ્રવ્ય નહીં મોકલીએ, એટલે તરતજ એ દ્રવ્યની સગી રાંડ વેશ્યા એને કાઢી મૂકશે એટલે હારીને તે ઘેર પાછો આવશે."

"બહુ સારૂ, હવેથી એમજ કરીશ. મેં તો તને પ્રથમથીજ કહ્યું હતું કે દ્રવ્ય મોકલવું રહેવા દે, પણ તારે ગળે વાતજ ક્યાં ઉતરતી હતી, આખરે હવે તે વાત ધ્યાનમાં આવી." શેઠ બોલ્યા.

"હા, ઠેકાણે આવી પણ મોડી આવી, ભવિષ્યની આપણને કાંઇ ઓછી ખબર પડે છે કે આમ થવાનું છે ?"

"એ તો ઠોકર લાગે ત્યારેજ સમજે એવો માનવીસ્વભાવ છે. જગતમાં વાર્યું કોણ રહે છે ? સર્વે હાર્યું રહે છે."

"તેથીજ તેઓ મારી માફક દુઃખી થાય છે. પહેલેથી સમજે તો પાછળથી પશ્ચાત્તાપ કરવો ન પડે." શેઠાણીએ કહ્યું.

"માટેજ હું તો રોજ કહું છું કે એ દીકરો સ્વર્ગ નહિ આપે, માટે પુત્રનો મોહ છોડીને સાસુ વહુ બન્ને સાથે ધર્મ સાધન કરો. જે કંઈ સુખ મળવાનું હશે તે ધર્મના પ્રભાવે મળી શકશે."

"હશે, ચાલો જે થાય તે ભલા માટે !" શેઠાણી બોલ્યાં અને શેઠ બહાર ચાલ્યા ગયા. વળી સાંજના શેઠાણીને રડતાં જોઇને શેઠ દિલાસો દેવા લાગ્યા અને ઠપકો પણ દેવા લાગ્યા.

"સુવદને ! અતિ વિષાદ કરવાથી શું ? જેનાં વિવેકરૂપી ચક્ષુ નાશ પામ્યાં છે તે અથાગ જળવાળા ઉંડા કુવામાં પણ પડે છે, એમાં આશ્ચર્ય શું ? પુત્રને જોવાની તને અતિ આકાંક્ષા હોય તો તું સ્વયં જવા છતાં તેનું દર્શન તને દુર્લભ છે; કેમકે માછલું કદાચ જળમાંથી બહાર નીકળે, પક્ષી કવચિત્ પાંજરામાંથી ઉડી જાય અને હાથી આલાનસ્થંભથી સાંકળ તોડીને દૂર જાય, છતાં પણ સ્ત્રીના પાશમાંથી પુરૂષ છુટી શકતો નથી. ધાન્યની માફક હમેશાં જેમાં દળાવાનું છે એવા સ્ત્રારૂપી નવીન ઘરટ્ટમાં જે ફસાયા છે ત પુરૂષ સોમિલ દ્વિજની માફક હમેશાં દુઃખી જ થાય છે ને વિચાર વગર પોતાના હાથે કરેલાં કાર્યોનો પાછળથી તેને પશ્ચાત્તાપ થાય છે."

"તે દ્વિજ કોણ હતો ? અને તેને શું થયું હતું ?" રડતાં રડતાં સુભદ્રાએ પૂછયું.

શેઠે કહ્યું-તેની વાત આ પ્રમાણે છે—

"કોલ્લાક સન્નિવેશમાં સોમિલ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. બાલ્યાવસ્થામાં તેને તેના માતાપિતાએ દારિદ્રયપણાથી તજી દીધો હતો, જેથી ઘેર ઘેર યાચના કરી માગી ખાતાં કાંઇક ધન એકઠું કરીને તે પરણ્યો. ઘરસંસાર ભોગવતાં અને ભિક્ષાવૃત્તિ ઉપર આજીવિકા ચલાવતાં અનુક્રમે તે પુત્રપૌત્રાદિકના પરિવારવાળો થયો. કેમકે જગતમાં જોવાય છે કે બીજ અલ્પ-સૂક્ષ્મ હોવા છતાં વડલાનું વૃક્ષ ઘણા વિસ્તારવાળું હોય છે.

એક દિવસે તે બ્રાહ્મણે નિશાને અંતે વિચાર કર્યો કે "હું પહેલાં ગરીબ-દરિદ્રી હતો, તે હાલમાં કાંઇક ધન પામ્યો છું, તો પૂર્વે જેણે અનેક દુઃખ જોયાં છે એવા મને આવી કૃપણતા ઉચિત નથી. કેમકે વિદ્યુતના ઝબકારાની માફક લક્ષ્મીની ચપળ ગતિને કોણ જાણે છે ? માટે જો કે મારી પાસે અલ્પ દ્રવ્ય છે તો પણ તે દ્રવ્યઅનુસારે હું એક સરોવર કરાવું કે જેથી મારી પાછળ પણ લોકો મને યાદ કરે." આ પ્રમાણે વિચાર કરીને તેણે પોતાના ગામને પાદર એક ભવ્ય સરોવર-તળાવ બંધાવ્યું. ગ્રીષ્મઋતુ વીત્યાબાદ વર્ષાઋતુ આવી, ત્યારે મેઘના વરસવાથી તે સરોવર ચારે બાજુ જળથી છલાછલ ભરાઇ ગયું. તે જોઇને તેને વિચાર થયો કે- "ખચીત આંખ સુંદર હોવા છતાં પણ ભ્રકુટી વગર શોભા પામતી નથી, તેમ આ રમણીય સરોવર કાંઠે તરૂવરો હોય તોજ શોભા પામે ! અન્યથા જળથી પરિપૂર્ણ છતાં પણ એ શોભતું નથી." આમ વિચારીને તેણે સરોવરને કિનારે સારાં સારાં વૃક્ષો રોપાવી તેને ઉછેરવા માંડ્યાં. તરૂવરો ફાલી ફુલીને તળાવની શોભામાં વધારો કરવા લાગ્યાં, એટલે ત્યાં એક દેવમંદિર બંધાવી બગીચો તૈયાર કરાવ્યો; ને મંદિરમાં પોતાના ઈષ્ટદેવની પ્રતિમા સ્થાપન કરી. પછી પ્રતિવર્ષ તે બ્રાહ્મણ પોતાના ઇષ્ટદેવની આગળ એક એક નિર્બળ બકરાનો ભોગ આપી બળીકર્મ કરવા લાગ્યો. પાપકર્મને ધર્મ માનતો તે બ્રાહ્મણ એમાં અધિક પ્રીતિ ધરવા લાગ્યો. 'ખરે ! મિથ્યાદૃષ્ટિ જીવોને દયા ક્યાંથી હોય ?'

કેટલોક કાળ એવી રીતે નિર્ગમન કરતાં મરણ સમયે તેણે

પોતાના પુત્રોને ઈષ્ટદેવ આગળ પ્રતિવર્ષે બકરાનો ભોગ દેવાની ભલામણુ કરી. મરણુ પામીને પશુના ધ્યાનથી તે દ્વિજ પશુયોનિમાં જ બકરો થયો. તેના કથન અનુસારે તેના પુત્રો પણુ પ્રતિવર્ષ એકેક બકરાનો ભોગ આપવા લાગ્યા ને પૂર્વ પરંપરાથી ચાલ્યો આવતો ક્રમ તે પુત્રોએ પણુ એ રીતે ચાલુ રાખ્યો; કેમકે સંસારની પાપમય રૂઢીઓ દુઃખે તજવા યોગ્ય હોય છે.

એકદા તે દ્વિજનો જીવ બકરો ફરતો ફરતો તે પશુવાટિકામાં આવ્યો, વાટિકાને જોઇ જાણે પોતે કાંઇ ભૂલી ગયો હોય તેમ યાદ કરવા લાગ્યો; તો તેને જાતિસ્મરણુ જ્ઞાન થયું. તેવડે તેણે ઘણા કાળના પરિચયવાળું પોતાનું તળાવ, દેવભુવન વિગેરે જોયું, પોતાનો પૂર્વભવ યાદ આવ્યો. તે સાથે ભાવી મૃત્યુ જાણીને પોતે પણુ બીવા લાગ્યો.

તેના અભીષ્ટ દેવને ભોગ આપવાનો દિવસ નજીક આવ્યો, એટલે ક્રૂર વાઘ જેમ શિકાર ઉપર તલપ મારે, તેમ દયાહીણુ તેના બટુકોએ તેને જ પકડીને ઘેરી લીધો–પકડી લીધો.

હોમને દિવસે અગ્નિકુંડની આગળ બ્રાહ્મણો વેદની શ્રુતિઓ ભણુવા લાગ્યા. બીજી બાજુ વાજીત્રોના નાદ સંભળાવા લાગ્યા. સ્ત્રીઓ મંગળ ગીતો ગાવા લાગી અને બકરાના હોમની તૈયારી પણુ થવા લાગી. કેટલાક બ્રાહ્મણુપુત્રો બકરાને ગળામાંથી બાંધી તેને ખેંચતાં ખેંચતાં અગ્નિકુંડ આગળ લઇ જતા હતા, બ્રાહ્મણો તેની પ ાછળ વેદની ધ્વનિ વર્ષાવતા હતા, મરણુભયથી કંપતો બકરો બુમેબુમ પાડ્યે જતો હતો, આ સર્વે ખીના નજીકમાં વૃક્ષની નીચે બેઠેલા એક મુનિવરે જોઇ એટલે તે બોલ્યા. "અરે બકરા! સ્વયમેવ તેં તળાવ બંધાવ્યું, તારે હાથે આ બધાં વૃક્ષો તેં રોપાવ્યાં, અને તેં તારા હાથે તારા દેવની આગળ બકરાને મારી નાખવાનું કાર્ય ચાલું કર્યું, તો હે મૂઢ! હવે શાને રડે છે? મરણુથી શામાટે ડરે છે? સમતા ધારણુ કરીને કરેલું કર્મ આજે તને ઉદય આવેલું છે તે ભોગવી લે. અન્યથા આવા આર્તધ્યાનવડે તારે કેટલાય છાગના ભવ લેવા પડશે અને આવી રીતે કપાવું પડશે." એ મહામુનિની અમૃતથી પણુ વધારે મીઠી વાણીનું પાન કરી બકરો તરતજ

હુ હિતાહિત સઘળુ ભૂલી ગઇ છુ, મોહના પૂર જેમમા ડુબી ગઇ છુ, તથા મારા આત્માને પણ હુ ભુલી ગઇ છુ કેવળ પૂર્વના કરેલા કર્મોજ આ ભવમા પ્રાણીને ફળાફળ આપે છે એ ખરી વાત છે પડિત પુરૂષો પણ ઘણા વિચારપૂર્વક કાર્યનો આરભ કરે છે, છતા કાર્યની સિદ્ધિ તો દૈવને આધિનજ રહેલી હોય છે, કેમકે સાસારિક સર્વ લક્ષ્મી દૈવાધિન છે ગુણવાન એવા પડિત પુરૂષો પણ ભાગ્યવશે કરીને દુખરૂપી ખાડામા પડી જાય છે દીકરો વ્યવહારમા દક્ષ થશે એ આશાએ મે તો આ કાર્ય કર્યું હતુ, છતા તે મારાજ દુખને માટે થયુ, કે જેવુ શિવ બ્રાહ્મણને થયુ હતુ '



# પ્રકરણ ૧૬ મું.

## ' શિવ વિપ્ર. '

શેઠે 'તે શિવવિપ્ર કોણ થયો છે' એમ પૂછ્યુ—ત્યારે શેઠાણીએ કહ્યુ કે —

" જ્યા વનસ્પતિ, ફળ, ફુલ આદિએ કરી નવપલ્લવિત ભૂમિ છે એવા મગધદેશમા સુગ્રામ નામે એક ગ્રામ હતુ ત્યા સર્વે લોકો સુખી ને સતોષી હોવાથી ગરીબોને મન શ્રીમન્તોનો હિસાબ પણ નહોતો, છતા પણ જેમ નગ સાગ છતા તેમાથી એકાદ ઢોરડુ નીકળે છે, તેમ પૂર્વના દુષ્કર્મના ઉદયે કરીને દરિદ્રાવસ્થાવાળો એક શિવ નામનો વિપ્ર પોતાના દિવસો દુખમા ગુજારતો હતો બાલ્યાવસ્થામા તેના માતપિતા મરણ પામવાથી એકાકી એવો તે મહા દુખે પોતાનો નિભાવ કરી શકતો હતો જગતમા દરિદ્રાવસ્થા એ પ્રાય સર્વે આપદાઓનુ મૂળ છે, તેથી એ શિવ બહુજ ચિંતાતુર રહેતો હતો "હા ! શુ કરૂ ? વનમા જાઉ કે ઘરમા રહુ ? કે દૂર દેશાવર જતો રહુ ? " ઇત્યાદિક ધન મેળવવાને માટે તે અનેક સકલ્પ વિકલ્પ કરતા હતો

એક દિવસ તે દુખથી મુઝાયેલો કાષ્ટ લેવાને માટે વનમા ગયો. વનમા વનેચરની માફક ભમતા તેણે કોઈ યોગીને જોયા, જેથી તેને વિચાર થયો કે—"યોગીઓ હમેશા રસસિદ્ધિના જાણનારા હોય

છે, તો ખરેખર ! આમના દર્શનથી હવે મારૂં દારિદ્ર પણ નાશ પામશે." એમ વિચારીને તેણે યોગીને દંડવત નમસ્કાર કર્યા. યોગીએ આશીર્વાદ આપ્યો. "વત્સ ! તું જલદી શ્રીમાન્ થા !"

"ગુરૂ ! મને તો જન્મથી દારિદ્રજ વરેલું છે. મારે ને લક્ષ્મીને તો વૈરભાવ છે, આ ભવમાં અમારે સલાહ થાય તેમ નથી, તો મરૂભૂમિમાં તરૂવરની માફક આપની આશીષ અત્યારે તો વિરૂદ્ધ છે, છતાં પણ આપ કદાચ પ્રસન્ન થયા હશો તો સ્વયંવરાની માફક સકળ સિદ્ધિઓ મને પ્રાપ્ત થશે." શિવ બ્રાહ્મણે જણાવ્યું.

ત્યારથી શિવવિપ્ર પ્રતિદિવસ યોગીની સેવાભક્તિ કરવા લાગ્યો. શરદ્‌ઋતુમાં તૃષાતુર થયેલો માણસ સરોવરને જોઈને પ્રસન્ન થાય તેમ યોગી *શિવની ભક્તિથી પ્રસન્ન થયા*, અને *કહ્યું*. "*હે વત્સ !* તું પાડાનું પુચ્છ લાવ અને તેને તેલમાં પલાળીને સુકવ !"

યોગીની આજ્ઞા પ્રમાણે તેણે તેમ કર્યું. તે પછી યોગીએ તેને જણાવ્યું કે—"હે વત્સ ! હું તને અલ્પકાળમાં કુબેરના જેવો ધનવાન્ બનાવી દઉં !" એમ બોલતા યોગી બ્રાહ્મણને લઈને જંગલમાં ચાલ્યા. દ્રવ્યની આશાવાળો વિપ્ર રસ્તામાં આવતા પત્થરો સાથે ઘસાવાથી રૂધિરવાળો થયો. એક તરફ ભયંકર ફણાટોપવાળા સર્પો ફુંફાડા મારી રહ્યા હતા, તેમજ ક્રૂર પશુઓ આમ તેમ દોડાદોડી કરી રહ્યાં હતાં. એવા ભયંકર અરણ્યમાં ઝાડીની ઘટાને લઈને અંધારૂં આવતું તો પુચ્છની મશાલ સળગાવીને તેઓ ચાલતા હતા. એવી રીતે રસ્તો કાપતા તે અનુક્રમે અટવીની બહાર આવ્યા. ત્યાં યોગીએ તેને એક મંદિર બતાવ્યું અને કહ્યું "હે વિપ્ર ! આ સિધ્ધેશ્વરી દેવીનું મંદિર ! એને પ્રસન્ન કરીને જલદી તું રસકુંપિકા મેળવ."

તેણે પણ નજીકમાં રહેલા બાગમાંથી પુષ્પો લાવીને દેવીની પૂજા કરી. બે હાથ જોડી નવીન કાવ્યવડે તેની સ્તુતિ કરી.

દેવીએ તેની ભક્તિની પરીક્ષા કરી પ્રગટ થઈ તેને કહ્યું. "હે વત્સ ! તારી ઉપર હું પ્રસન્ન છું ! માટે કંઇ વસ્ત્ર ધર, હું તને તારૂં ઇચ્છિત આપું."

દેવીનું વચન સાંભળીને બ્રાહ્મણે પોતાનું કપડું પહોળું

કર્યું, તેમા દેવીએ મુઠી ભરીને યવ નાખ્યા યવને જોઇને પોતાના જાતિસ્વભાવથી એ બ્રાહ્મણની ધીરજ જતી રહી ને કોપથી કહેવા લાગ્યો કે ' નવા નવા શ્લોકવડે સ્તુતિ કરવા છતા તે પ્રસન્ન થઇને માત્ર મુઠીભર જવજ આપ્યા અરે! તારા કરતા તો ગામમા ભિક્ષા વૃત્તિ કરૂ છું તેમા પણ મને સારૂ મળે છે તારે માટે આટઆટલા કષ્ટ સહન કરીને અહીં આવ્યો, છતા તે તો મને મુઠીભર જવજ આપ્યા ખચીતજ દેવતાઓ પર્વતોની માફક દૂરથીજ મનોહર જણાય છે માટે તો હવે રોજની ભિક્ષાવૃત્તિજ ઠીક છે હુ ખે કરીને આરાધવા છતા તારૂ આવુ અલ્પ ફળ મારે ન જોઇએ આ તારા વિરસ જવ તનેજ મુબારક હો " એમ વિચારીને યવોને દેવી તરફ ફેંકી દેતો ત્યાથી ચાલ્યો જેથી દેવીએ ક્રુદ્ધ થઇને યત્રવાહી-કળાકુશળ મનુષ્ય જેમ પત્થરને દૂર ફેંકી દે તેમ તેને દૂર પટકી દીધો

ક્ષણવારમા આખ ઉઘાડીને તેણે જોયુ તો એ પ્રાસાદ નહોતો, દેવી પણ નહોતી અને યોગી પણ નહોતા! " આ શુ થયુ ? " એમ વિચારતો તે ચારે તરફ ધ્યાનથી જોવા લાગ્યો દુખી થઇને પોતાના વસ્ત્ર તપાસવા લાગ્યો, તો વસ્ત્રે બે ચાર યવ ચાટેલા દેખ્યા, પણ આશ્ચર્ય! એ યવ તો ઉત્તમ જાતિના સુવર્ણના હતા, એટલે તેને અફસોસ થયો " હા! હુ હણાયો! વગર વિચાર્યું મે આ શુ કર્યું ? અરે ક્રોધથી મારી આખો અ ધ થઈ ગઈ હતી, કે જેથી દારિદ્રને હરણ કરનાર એવા દેવતાએ આપેલા યવોનો મર્મ હુ સમજી શકયો નહીં હાય! મારો આત્મા પોતેજ મારો શત્રુ થયો! મારૂ ભાગ્યજ વક્ર થયેલુ છે કે જેથી ચાલી ચલાવીને લક્ષ્મી ઘરે આવતા છતા દુષ્ટ બુદ્ધિથી હુજ તેને ફેંકી દઉં છુ તો પછી બીજાનો શુ દોષ કાઢવો ? બસ, હવે જીવવાથી સર્યું ! " એમ વિચારતો તે મરવાને માટે એક દિશા તરફ ચાલ્યો જીવનથી કટાળી ગયેલો તે ગાઢ વનમા ગયો, ત્યા નજીકમા કેટલાક પુરૂષોનો શબ્દ સાભળવાથી તે તેમની પાસે ગયો, તો તેમને કોદાળા લઇને ખાણ ખોદતા જોયા, તેથી તેણે પૂછયુ " હે ભાઇઓ ! આ ખોદવાવડે શુ કરો છો ? "

" સાભળ, તુ કોઈ પરદેશી જણાય છે સમસ્ત દારિદ્રનો

નાશ કરનાર આ રોહણગિરિ પર્વત છે. એના મૂળમાં રત્નો ભરેલાં છે. જેથી અહીં ખોદી મહાકાંતિમાન્ એવાં રત્નો કાઢી ગ્રહણ કરીને દારિદ્રયને અમે તિલાંજલી આપી અમારે ઘેર જશું." 

તેમની એવી વાણી સાંભળીને લોભથી ક્ષોભિત થયેલા ચિત્તવાળા તે બ્રાહ્મણે એ સુવર્ણ યવથી કોદાળો ખરીદ કરીને પોતે પણ ખોદવા માંડયું. અનુક્રમે ખોદવાવડે તેણે પણ ઘણાં મણિ પ્રાપ્ત કર્યાં. પોતાને ભાગે આવેલાં રત્નો લઇને તે દ્વિજ પણ ખુશી થઇને તેમની સાથે સાથે પોતાના વતન તરફ વળ્યો. બીજા કેટલાક ખોદનારાઓ માર્ગના ભયથી ડરીને બ્રાહ્મણ સર્વમાન્ય છે એમ સમજી તેની સાથે અન્યોઅન્ય એક બીજાને ન ઠગવાના સોગંદ ખાતા ને રસ્તો કાપતા એ ભયંકર અટવી ઓળંગી ગયા. હવે રાત્રી પડવાથી એક વૃક્ષની નીચે સર્વે જણા પોતપોતાનાં રત્નો પોતાને ઓશીકે મૂકીને પોતાના ઘરની માફક સુતા. તે સમયે નજીક વૃક્ષ ઉપર રહેલો એક વાંદરો તરૂ ઉપરથી નીચે ઉતરી એજ સોમિલદ્વિજની રત્નની પોટલી લાડુની પોટલી સમજીને ઉપાડી વૃક્ષ ઉપર ચઢી ગયો. જ્યારે વાંદરો તે પોટકી ઉપાડી વનમાં જતો હતો ત્યારે સર્વે જણા જાગી ઉઠ્યા ને તેની ખબર પડતાં બ્રાહ્મણ તો હાયપીટ કરવા લાગ્યો.

તે વાનરને પકડવાને સર્વે જણા દોડ્યા તો ખરા, પણ વાંદરો તો પોટકું લઇને અદ્રશ્ય થઇ ગયો, અને ગરીબ બિચારો કર્મનો બળીયો બ્રાહ્મણ તો હાથ ઘસતોજ રહી ગયો. પાણીના અતિ ઉંડાણમાં સરકી ગયેલું ખંધુ માછલું કદિ હાથમાં ન આવે તેમ પાછા વાનરભાઇ સપાટામાં ન આવ્યા. સર્વે જનોએ રડતા બ્રાહ્મણને શિખામણ આપી સમજાવ્યો. હત્યા કરનારા મનુષ્યને જેમ હત્યા તેની પુંઠે લાગેલી હોય તેમ જગતમાં પોતાને અભાગિયાઓમાં શિરોમણિસમાન ગણતો તે બ્રાહ્મણ દારિદ્રય લઇને મ્લાન મુખવાળો પોતાને ઘેર ગયો. હાથમાં આવેલું જતું રહેવાથી પ્રતિદિવસ તે યમથી હણાયો હોય તેમ પશ્ચાત્તાપ કરતો રડતો હતો. તેના દુઃખની ગામધણીને ખબર પડવાથી તેણે તેની ઉપર કૃપા લાવીને ઉત્તમ શાલિ અને રોહિણી

પ્યારમાં પડવાથી ક્ષેત્રની ને ગાયની રક્ષાનું કાર્ય તેણે છોડી દીધું. એ ગર્ભવતી ગાય ઘાસ પાણી વગર મરણને વશ થઇ ગઇ, ને તેને બદલે આ સોમશર્મા યારની સોબતથી ગર્ભવંતી થઇ. શાલિનું તૈયાર થયેલું ખેતર પણ નકામું થઇ ગયું, નિંદવા યોગ્ય રોપાઓથી ભરાઇ ગયું. દીકરો નટ થઇ ગયો, ગર્ભવંતી દીકરી યારની સાથે પલાયન કરી ગઇ.

કેટલેક દિવસે તે શિવ બ્રાહ્મણ થોડુંએક ધન એકઠું કરીને ઘરની સંભાળ લેવાને આવ્યો, પણ તણે ઘરે કોઇને જોયું નહિ. તેણે પોતાનું ઘર બધું તપાસ્યું ને કંઇ ન જોવાથી આશ્ચર્ય પામ્યો. પાડોશીને તેણે પૂછયું—"ભાઈ! આ બધું શું થઇ ગયું ?"

પાડોશીએ તેની ઉપર કરૂણા લાવીને આદ્યંત સર્વે હકીકત કહી સંભળાવી. એક શ્લોકમાંજ તેને બધો તેના ઘરનો ભરમ સમજાવી દીધો.

सोमदेवो नटो जातः, सोमशर्मा च गुर्विणी ।
शालि व प्रस्तृणैर्च्छन्नो, न प्रसूता च रोहिणी ॥ १ ॥

અર્થ—"સોમદેવ નટ થયો, સોમશર્મા ગર્ભવંતી બનીને ભાગી ગઇ. તારા શાલિ નકામા રોપાઓના ભરાવાથી કસ વગરના થયા ને રોહિણી ગાય પ્રસવ્યા વગર યમપુરીમાં વિદાય થઇ."

આ વૃત્તાંત સાંભળીને જન્મથી પોતાનું વૃત્તાંત સંભારતો તે બ્રાહ્મણ ઘરમાં રહેવાને અસમર્થ હોવાથી વનમાં જઇ પોકેપોક મૂકીને રડ્યો. વૃક્ષોને પણ પોતાના દુઃખથી રડાવતો એ વિપ્ર હૃદયનો ઉભરો શાંત થતાં કંઇક શાંત થયો; એટલામાં તેના ભાગ્યયોગે કોઇ કૃપાળુ મુનિ ત્યાં આવ્યા. તેમણે મ્લાન મુખવાળો અને દુઃખનું મંદિર એવો તેને જોઇને પૂછયું–"હે ભદ્ર! કેમ બાળકની માફક રડે છે?"

જવાબમાં બ્રાહ્મણે પોતાનું દુઃખપૂર્ણ વૃત્તાંત કહી સંભળાવ્યું. ત્યારે મુનિ બોલ્યા. "હે ભદ્ર ! રડ નહિ. ધીરજ ધર. કોની લક્ષ્મી? કોની પુત્રી? કોનું ઘર? એમ વિચાર કર. એ વસ્તુઓ આ જીવે ભવોભવ મેળવી અને છોડી છે. પોતાની દૃષ્ટિના ભ્રમથી–કાણાપણાથી આકાશમાં એક ચંદ્ર છતાં જેમ બે દેખાય છે, તેમ મોહથી મુગ્ધ થયેલા

બંધ થવાથી અંદર પવન જતો અટકયો ને સર્પ મુંઝાયો, જેથી તે પવન લેવાની ઇચ્છાએ બીલમાંથી બહાર નીકળ્યો, અને તેના ચરણને દંશ દીધો. તેના દંશથી શીકારીએ પગ ઉપાડી લીધો ને સર્પ બહાર નીકળ્યો. ઝેર ચઢવાથી પર્વતની માફક એ શીકારી સર્પની ઉપર જ તુટી પડ્યો. તેથી એ સર્પ પણ ત્યાંજ ચગદાયો. સર્પે દંશેલો એ વ્યાધ પણ મોતની ગડભાંગ કરતો ત્યાંજ હંમેશને માટે પડી રહ્યો ને ઝેરમિશ્રિત છુટેલા બાણે હાથીને ત્યાંજ વિંધી નાંખ્યો, ને લક્ષ્મી તો મરેલા હાથીનાં મસ્તકમાંજ પડી રહી. આ દ્રશ્ય ત્યાંથી જતા કોઈ વિદ્યાધરે જોયું. તે આશ્ચર્યથી મસ્તક ધૂણાવવા લાગ્યો ને નીચે પ્રમાણે વિધિને દૂષણ આપતો બોલ્યો. “ અહો !

अभूदिभस्य ह्यन्य–द्दह्न्यस्यान्यत्पुनर्हृदि ।
अहेश्चान्यद्विधिस्त्वन्य–द्दैव चक्रे तदस्य धिक् ॥ १ ॥

**ભાવાર્થ**—“હે વિધિ! હાથીના હૃદયમાં શું હતું ? શીકારીએ શું વિચાર કર્યો હતો ? સાપે શું ધાર્યું હતું ? છતાં એ ત્રણેથી વિરૂદ્ધ તેં તારૂંજ ધાર્યું કર્યું. એકેનો મનોરથ તેં પૂરો થવા દીધો નહિ; તારોજ કક્કો ખરો કર્યો. તારી એ ચેષ્ટાને ધિક્કાર છે!”

હાથીનું આ વૃત્તાંત સાંભળીને હે સૌમ્ય ! તું ધર્મને વિષે બુદ્ધિ ધારણ કર. જગતનું આવું ક્ષણિક સ્વરૂપ જાણતાં છતાં હે ભાઇ ! તું શા માટે દુઃખી થાય છે ? ”

લક્ષ્મી અને સ્રીથી પરાઙ્મુખ થયેલો શિવ બ્રાહ્મણ મુનિના ઉપદેશથી વૈરાગ્ય પામીને ચારિત્ર ગ્રહણ કરી શિવસુખનો ભજનારો થયો.”

આ પ્રમાણે શિવ બ્રાહ્મણનું દ્રષ્ટાંત સાંભળીને હે પ્રાણનાથ ! વિચારીને કાર્ય કરનારા પણ દુર્દૈવના વશે કરીને દુઃખી થાય છે. એમાં મારો પણ શું દોષ ? ”

એવી રીતે એક બીજા કથાવડે દિલાસો દેતાં હૃદયના દુઃખને શાંત કરતાં પોતાનો વખત વ્યતિત કરતાં હતાં. કાષ્ટની અંદર રહેલો કીડો જેમ કાષ્ટને કોરીને પોલું કરી મૂકે છે, તેમ પુત્રની ચિંતાએ તેમનાં એ વૃદ્ધ શરીર ખાધેલા ચીભડાની સમાન સત્વ વગરનાં

જણાતાં હતાં. હૃદયના ઉંડા નિઃસાસાથી દુઃખી એવા તેમનાં શરીર હાડનાં ખોખાં જેવાં માંસ રહિત બનવા માંડ્યાં, તે છતાં સંસારની વ્યાવહારિક કેટલીક ક્રિયાઓ તે પૂર્વના સંસ્કારથી બેભાનપણે પુતળાંઓ જેમ ચેષ્ટા કરે તેમ કર્યે જતાં હતાં.

સમય તો પોતાનું કાર્ય કર્યે જાય છે. વખત કાંઇ કોઇને માટે થોભાતો નથી. કોઇનો સુખમાં તો કોઇને દુઃખમાં વખત તો જાય જ છે. સુરેંદ્ર શેઠના ઉપદેશથી શેઠાણી અને યશોમતિ બન્ને ધર્મમાર્ગમાં જોડાયાં. સુભદ્રા શેઠાણી જિનપૂજામાં, સામાયિક, પૌષધ અને પ્રતિક્રમણ આદિ સર્વે ક્રિયામાં વહુને સાથે લઇ જતાં. સાસુ વહુ બન્ને જણાં રોજ ત્રિકાળ જિનપૂજન કરે. બપોરે–મધ્યાન્હ સમયે સામાયિકનું અવલંબન લઇ સમતાભાવ ધારણ કરીને જ્ઞાનધ્યાનનો અભ્યાસ કરી જ્ઞાનનો વધારો કરે. રોજ સવાર સાંજ બન્ને ટંક પ્રતિક્રમણ કરે. પર્વતિથિએ પૌષધવ્રત લઇને જ્ઞાનધ્યાનમાં સમય વ્યતિત કરે. રોજ નવકાર મંત્રનું સ્મરણ કરે. તેમણે યથાશક્તિ જિનપ્રતિમા, જિનચૈત્ય, જ્ઞાન, સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકા એ સાતે ક્ષેત્રમાં ધન વાપરવા માંડ્યું. ફુરસદના સમયમાં નવકાર મંત્રનો જાપ જપવા માંડ્યો અને જ્ઞાનના અભ્યાસથી અજ્ઞાનપણું દૂર કરવા માંડ્યું. એવી રીતે ધર્મકાર્યમાં સાસુવહુ નિરંતર પોતાનો સમય વ્યતિત કરવા લાગ્યા. શેઠ તો ભદ્રક પરિણામી હતાજ. નાની ઉમરમાંથીજ તેમનામાં ધાર્મિક સંસ્કાર પડેલા હતા. એટલે તેઓ તો નિયમિત રીતે યથાશક્તિ ધર્મસાધન કર્યે જતા હતા; અને એ રોજના ધાર્મિકપણાના અભ્યાસથી ત્રણે કાળ જિનેશ્વરની પૂજાવડે કરેલી આરાધનાના પ્રભાવથી તેમનાં તીવ્ર મોહબંધનો શિથિલ થયાં હતાં. કાંઇક જ્ઞાનના સદ્‌ભાવથી સંસારના યથાતથ્ય સ્વરૂપના જાણકાર થયા હતા, જેથી દુનિયાના ક્ષણિક ભાવો ઉપરની અજ્ઞાનજનક ભ્રમજાળ તેમની ઓછી થઇ ગઇ હતી. શ્રાવકનાં વ્રત પાળવામાં, જિનેશ્વરની ભક્તિ કરવામાં, અને ભગવંતે ભાખેલા શ્રાવકના આચારવિચાર પાળવામાં તે ચુસ્ત હતા. વૈરાગ્યવંત છતાં કુટુંબનું પાલણપોષણ કરવાની પોતાની ફરજ સમજીને રાગદ્વેષના તીવ્રબંધ વગર તે ફરજ બજાવ્યે જતા હતા. કુટુંબના માણસોની પણ સંભા-

ળપૂર્વક કાળજી રાખ્યે જતા હતા. એવી રીતે શેઠ પોતાનું સાંસારિક અને વ્યવહારિક બન્ને કાર્ય શાંતપણે ધર્મને બાધ ન આવે તેમ કર્યે જતા હતા. અનુકૂળતાએ કામ અને અર્થનું આરાધન પણ સાચવતા હતા. એ પ્રમાણે ધર્મધ્યાનમાં મશગુલ થયેલા એ ત્રણે જણનો ઘણો કાળ વ્યતિત થયો.

વેશ્યાને ત્યાં દ્રવ્ય જતું અટકાવ્યું, છતાં પુત્રદર્શનનો મોહ તેમનો સંપૂર્ણ થયો નહિ. છોકરો તો વેશ્યાને આધીનજ રહ્યો. અહિં માતા પિતા–શેઠ શેઠાણીનો અંતકાળ પાસે આવી લાગ્યો; પરન્તુ ધમ્મિલને માતા પિતાનું મરણ સાચવવાની હમણાં ફુરસદ નહોતી. તે તો વસંતના સ્નેહમાં એટલો મશગુલ–આસકત હતો કે જેથી બીજી કોઇ પણ વાતનું તેને ભાનજ નહોતું. જેમ મદિરાનો નિસો કરેલા માણસને દુનિયાનું ભાન રહેતું નથી, નિદ્રાને વશ પડેલા જીવો કાંઇ પણ બાહ્ય જ્ઞાન ધરાવી શકતા નથી; તેમ સ્ત્રીના વશમાં પડેલાને દુનિયાનું કાંઈ પણ જ્ઞાન રહેતું નથી. માતા પિતાનો મરણ સમય નજીક આવ્યો, પણ પુત્રદર્શનની ઈચ્છા તો અધુરીજ રહી. નગરમાં, કુટુંબમાં, સગાં સંબંધીઓમાં અનેક પ્રકારે ચર્ચા થતી હતી. લોકો જેને જેમ ગમે તેમ બોલતું હતું. પોતાનો અંત સમય નજીક જાણીને શેઠે વેપારરોજગાર પ્રથમથીજ સમેટી લીધો હતો, જેથી એ સંબંધી ચિંતાને હવે અવકાશ નહોતો. યશોમતિ માટે ઘણું ધન રાખી, તેને કેટલીક શીખામણ આપી, સાતે ક્ષેત્રમાં બાકીનું કેટલુંક ધન વાપરી નાખ્યું; અને પોતાના મરણ બાદ ન ફાવે તો પીયર રહેવાની યશોમતિને ભલામણ કરી. "પિયરમાં ભોજાઇ વિગેરેના કંકાસથી મુંઝવણ આવે તો આ ઘર મકાન સર્વ તારાંજ છે. તારી ઇચ્છામાં આવે તેમ ઉપયોગ કરજે. ધન ખરચજે. આજ સુધી જેમ ઉભય કુળને તેં અજવાળ્યું છે, તેમ આપણા શુદ્ધ કુળને ઉજ્વળ કરજે. અમારૂં કુળ દીપાવજે. તારા સદ્દવર્તનથી, દુઃખ સહન કરવાની શક્તિથી અને જગતની સારી ખોટી કુયુક્તિઓ ધીરજથી સાંભળી લઇને સમય વ્યતિત કરવાથી સ્વર્ગમાં રહ્યા રહ્યા અમારો આત્મા તારી ઉપર આશીષ વરસાવશે. વહુ બેટા ! દુઃખમાં પણ ધીરજ ધરીને કાળક્ષેપ કરવાની તારી આત્મશકિત અમે જાણી છે. અ

મારા મરણ બાદ પણ તારી એ શકિતને ખીલવજે પ્રભુ ઉપર દ્દઢ આસ્થા રાખી રોજ જિનેશ્વરને પૂજી એક વીતરાગના ધર્મનું જ તું અવલંબન રાખજે. જગતમા માણસને દુ ખથકી છોડાવનાર વીતરાગભાષિત એક ધર્મજ છે ધીરજથી જે માણસો તેનુ અવલબન લે છે, તેને કાળાતરે પણ સુખના દિવસો આવે છે કરેલું ધર્મકૃત્ય ભવિષ્યમા આડે આવે છે વહુ બેટા ! તુ પણ થોડો કાળ ધર્મનું અવલબન કાયમ રાખીને દુ ખ સહન કરીશ, તો ધર્મ પસાયે એ છોકરો તને પગે પડતો આવશે, સર્વે સારૂ થશે આજ સુધી તો અમારૂ તને અવલબન હતુ, હવે તુ એકલી નોધારી થઈશ, અમારા મરણ બાદ લોકો કઈ કઇ બોલશે, કારણ કે ગામને મ્હોઢે કઈ તાળુ વસાતુ નથી, તેથી તારે બધુ સહન કરવુ પડશે. જ્યારે સ્ત્રીને સાસરે દુ ખ હોય છે, ત્યારે તેવી સ્ત્રીને પિયરમા પણ પિયરીઆ કનડે છે ભોજાઈઓ મેણા મારે છે અત્યારે તો એ બધુ તારે સહન કરવુ પડશે, દુ ખના દિવસો એવી મુશિબતો ભોગવતા પૂરા થશે ત્યારે સુખનો સુવર્ણમય સૂર્ય તારે માટે ઉદય પામશે, સ્વર્ગમા પણ અમારો આત્મા ત્યારે હર્ષ પામશે ” સમરાએ—સુરેદ્ર શેઠે યશોમતિને શીખામણ આપી ઘર મકાન તેમજ સ્થાવર જગમ વિગેરે જે મિલકત હતી તે સર્વે બતાવીને ચાવીઓ વહુને સોપી દીધી

આખરે એવો દિવસ પણ આવી પહોચ્યો કે જે દિવસો શેઠ શેઠાણીના મૃત્યુના દિવસો હતા યશોમતિએ દશે પ્રકારની આરાધના કરાવી, તેમની આગળ ધર્મશાસ્ત્રનુ અધ્યયન કરીને નવકાર મત્ર સભળાવવા માડયા ઘણી ઉત્તમ રીતે આરાધના કરાવીને તેણીએ તેમનુ મરણ ઉત્તમ રીતે સધાવ્યુ સાસુ સસરો એવી રીતે આરાધના પૂર્વક મરણ પામીને દેવલોક ગયા કુટુબીજનની મદદથી વહુએ સાસુસસરાની મરણોચિત સર્વ ક્રિયાઓ કરી, અને પોતાને જોઈ-તાજ દામદાગી રાખીને સમતાથી સસરાને ઘરે રહેવા લાગી બીચારી એકલી અટુલી નિરાધાર બનેલી તે પોતાનુ દુ ખ સભારીને એકાતમા રડી પડતી એક તરફ પતિ વેશ્યાના મદિરમા પડ્યો પાથર્યો રહેતો હતો, બીજી તરફ સાસુ સસરો તરતમાજ પરલોક ગમન કરી ગયા હતા, તેનો તાજો શોક હતો, વળી સગા વહાલા

તેના પતિ સંબંધી અનેક વાતો કરતાં હતાં, જેને જેમ ફાવે તેમ બોલતું હતું. આ બધું તે સાંભળતી અને ધીરજથી કાળ નિર્ગમન કરતી હતી, અને ધમ્મિલ જે જે મંગાવતો તે તે મોકલે જતી હતી. વળી પાછું ધન આવવાથી વેશ્યાની મા અક્કા ખુશી થઇ અને ધમ્મિલનું ચિત્ત પણ પ્રસન્ન થયું. એમ કરતાં કરતાં કેટલોક સમય પસાર થઈ ગયો અને યશોમતિ પાસેથી ધન પણ ખુટી ગયું. ત્યારે છેવટે તેણીએ પોતાનાં અંગનાં આભૂષણ પતિને મોકલાવ્યાં. તે આભૂષણ અક્કાએ પાછા મોકલાવ્યાં, અને તેણે મનમાં ધાર્યું કે 'હવે ધમ્મિલ નિર્ધન થઈ ગયો છે, માટે તેનો રસ્તો કરી નાખવો જોઈએ.'

વેશ્યાએ પાછા મોકલેલાં આભૂષણો યશોમતિએ લીધાં, પણ હવે ઘરમાં ધન બધું ખલાસ થવાથી પતિને કાંઈ મોકલાવી શકી નહિ. ઘર હાટ વગેરે જે સ્થાવર મિલ્કત હતી તે સર્વ વેચી નાંખી તેનું દ્રવ્ય કરી લીધું અને પોતે છેવટે અહીં એકે ઉપાય નહિ રહેવાથી માણસોને રજા આપી પિયર આવી. ત્યાં માતાપિતાએ દુ:ખભર આંસુએ ન્હવરાવી અને હૃદય સાથે ચાંપી એ દુ:ખી દીકરીને આશ્વાસન આપ્યું. ધનલક્ષ્મીથી ભરેલા મોટા ઘરે દીકરીને આપી છતાં દીકરી ઓશિયાળી થઈને ઘરે આવી, જેથી યશોમતિની માતા ધનદત્તા શેઠાણી રડી પડ્યાં, ધનવસુ શેઠને પણ બહુ લાગી આવ્યું કે 'છતે જમાઇએ દીકરીને વિધવા જેવી સ્થિતિ ભોગવવાનો સમય આજે આવ્યો.' હા! પણ વિધિની અચળ સત્તા આગળ સૌ કોઈ લાચાર છે.



# પ્રકરણ ૧૭ મું

## વસંતસેના.

"મા! મા! આજે અત્યારમાં શામાટે મને બોલાવી?" એક સૌંદર્યસંપન્ન રમણીએ પોતાના મકાનના એક ખાનગી ખંડમાં પ્રવેશ કરતાં સામે બેઠેલી વૃદ્ધ ઉમરની પોતાની માતાને કહ્યું.

" દીકરી ! આમ આવ. આજે તને એક ખાનગી વાત કહેવાની છે–સલાહ દેવાની છે. " ડોશીએ–તેની માતાએ કહ્યું.

" શી સલાહ દેવી છે ? માડી ! " માતાની પાસે બેઠક લેતાં તે તરૂણી બોલી.

પોતાની સૌંદર્યસંપન્ન દીકરીના હાવભાવ, તેનું લાલિત્ય –પાંડિત્ય જોઇ ડોશીને ઉમળકો આવ્યો. " અહો ! આવી કળાકુશળ છોકરીથી તો આપણે રોજ હજારો રૂપિયા પેદા કરીએ. " તે મનમાં ગણગણી, પણ પાછી વળી તે એકજ ઠેકાણે વળગેલી–ચોંટેલી હોવાથી અકળાણી.

" બેટી ! આજે તને એક સલાહ દેવી છે. કદાચ તે તને કડવી તો લાગશે, પણ હું શું કરૂં ? આપણો કુળાચાર તું ભૂલી ગઈ છે. નહિ જેવી વાતમાં તું ફસાઇ ગઈ છે." ડોશી બોલતાં બોલતાં અટકી, દીકરીના હૃદય ઉપર પોતાના કથનની શું અસર થાય છે તે જોવાને તેણીના ચંદ્રવદન તરફ એકાગ્ર દૃષ્ટિથી જોયા કર્યું. સમજાવટથી કે શિરજોરીથી પોતાનો નિશ્ચય આજે તેણીને પાર પાડવો હતો, જેથી ધીરજથી ડોશીએ વાર્તાની શરૂઆત કરીને દીકરીનું વલણ કઈ બાજુએ ઢળે છે તે જાણવાને તેણીએ અંતરચક્ષુનો ઉપયોગ કરવા માંડ્યો.

" એટલે માડી ! તું શું કહેવા માગે છે ? ઝટ કહે, તારી વાત સાંભળવાને મને હમણાં વખત નથી. " દીકરીએ બેપરવાઇથી ડોશીને કહ્યું.

દીકરીનું વચન સાંભળીને જમાનાની ખાધેલ પકડી ડોશી ચમકી, મનમાં ગણગણી, ગુસ્સે થઈ; પણ એકદમ તડ ને ફડ કરવાથી પોતે ફાવી શકે તેમ નહોતું. તેથી તે લોહીનો ઘૂંટ ગળી ગઇ; અને પોતે જાણે કાંઈ થયું ન હોય તેમ શાંતપણે ધીરજથી બોલી–

" હજી હમણાંજ તને બોલાવી, એટલીવારમાં તું ઉતાવળ કરે છે ? દીકરી ! પોતાની માના સામે તારા સરખી છોકરીઓ ઉદ્ધતાઈ કરે ને માતાના ઉપકારો અત્યારથી ભૂલી જાય એ કાંઈ સારૂં ન કહેવાય ! "

માતાનાં એવા શબ્દોથી દીકરી કાંઈક શાંત થઈ. " પણ માતા !

તારા કહેવાનો આશય હું કાંઈ સમજતી નથી. કાંઇ ખુલાસાથી વાત કર તો સમજ પડે. ”

“ તો લે, હું તને સમજાવું. જરા શાંત ચિત્તે મારું કથન સાંભળ, જરી વિચાર કર. ”

“ઠીક ત્યારે, તારે જે કહેવું હોય તે કહે. ”

“ જો ઉતાવળી થઇશ નહિ ! હું કહું તે ઉપર ધ્યાન આપજે. કદાચ સાંભળતા તને અણગમો લાગે તો પણ ઉતાવળ કરીશ નહિ. એમાંજ આપણું હિત છે–સર્વસ્વ છે. ”

“ ભલે ! હું પૂરતો વિચાર કરીશ. આપણા હિતની વાત હું શા માટે નહી સાંભળું ? ”

“ દીકરી ! આજ ઘણા વરસથી તારો આશક ધમ્મિલ રાતદિવસ તારા પડખામાં પડ્યો પાથર્યો રહે છે. આજ સુધી તો તેના ઘરથી મનમાનતું ધન આપણને મળતું હતું. તારી જુવાનીનાં સૌંદર્યનું મૂલ્ય આપણને એ રીતે પ્રાપ્ત થતું હતું. પરન્તુ....” ડોશી અટકી ને દીકરીના વદન ઉપર થતી વિકૃતિ જોવાને–નિરખવાને જરી થોભી.

“ પરન્તુ એટલે, પછી આગળ શું ? ” દીકરીએ આતુરતાથી પૂછ્યું.

“ પરન્તુ આજ કેટલાય દિવસથી તેના તરફથી તારા સૌંદર્યના ભોગનું કાંઈપણ મૂલ્ય આપણને મળતું નથી, ને હવે તે નિર્ધન થઇ ગયો છે. તેનો કસ બધો ચૂસાઇ ગયો છે. ”

“ તેથી શું ? ”

“ તેથી શું ? હવે તે આપણા ઘરમાં રહેવા યોગ્ય નથી રહ્યો. એમા નિર્ધનને ઘરમાં રાખીને ઉલટું આપણું દ્રવ્ય તેને ખવડાવવું અને રાતદિવસ એ કંગાળ તારા પડખામાં પડી રહે એ આપણા ધંધાને કેમ પાલવે ? ”

“ ત્યારે આપણે હવે શું કરવું ?” દીકરીએ આગળનું રહસ્ય જાણવાને માતાને–અક્કાને પૂછ્યું.

"શું કરવું ? શું કરવું શું ? તારે એને પાણિયું નાળિયેર આપી દેવું, તેને છોડી દેવો ! એના કરતાં સવાયા કઇક ધનાઢ્યના કુંવરો તારા દર્શન માટે તલસી રહ્યા છે. મોં માગ્યા દામ આપવાને આતુર થઇ રહ્યા છે." ડોશી અકકાએ ખુલાસો કર્યો.

"પણ માડી ! એમ શા માટે કરવું જોઇએ ? એણે આપણુને પુષ્કળ દ્રવ્ય આપ્યું છે. આપણા ઘરમાંનું ઘણું ખરૂં દ્રવ્ય તો એનાથીજ આવેલું છે ને હવે એને આપણાથી કેમ છોડી દેવાય ?"

"દ્રવ્ય આપ્યું એમાં નવાઇ શું કરી, બેટા ! તને ખબર છે કે એ દ્રવ્યના બદલામાં તારા સરખી અપ્સરાએ એને પોતાનું કૌમાર્યવ્રત આપેલું છે. આજ સુધી તારા સ્ત્રીત્વપણાનો નિરંકુશપણે મેં ભોગવટો થવા દીધો છે. એ દ્રવ્યના બદલામાં તેં એને સુખ આપવામાં શું મણા રાખી છે ?" અકકાએ ખુલાસાથી વસંતતિલકાને કહી સંભળાવ્યું. તે સુંદરી તે ધમ્મિલની માશુક અને વેશ્યાની પુત્રી વસંતતિલકા હતી. ડોશી અકકાનું નામ વસંતસેના હતું.

"તો હવે ભલે એજ તેનો ભોગવટો કરે. આપણા ઘરમાં ધનની શું કમીના છે ? જીંદગી પર્યંત ખાતાં પીતાં ને મુક્ત હાથે વાપરતાં ખુટે તેમ નથી. વળી તે નિર્ધન થયો તો તે આપણાશીજ થયો. આજસુધી તેનુ લુણ ખાધું અને હવે તેના નિર્ધનપણામાં તેને છોડી આપણે લુણહરામ થવું ? માતા આવું વચન બોલવું તને શોભે છે ?" વસંતે કહ્યું.

"પણ તું આપણા ધંધાની વાતો કાંઇ સમજે છે કે એમજ બકે છે ? ખ્યાલ રાખજે, આપણો તો વેશ્યાનો ધંધો કહેવાય. એકને એક ઠેકાણે પડી રહી તેમાં ડુબી મરવાનું કામ આપણું ન હોય. છોકરી ! એનામાં તેં શું જોયું છે ? જો તારા માટે કેટલાએ નવજુવાનો તરફડીઆ મારી રહ્યા છે. તે અવનવા પુરૂષો ભોગવી સંસારની મજાહ ભોગવ ! દ્રવ્ય સંપાદન કરીને આપણી તિજોરીનું તળીઉં તર કર. આપણા આવા અણમોલ ધંધાનો ખ્યાલ કર."

"એવી વાત તું મારી આગળ ના કર, તને ખબર છે ? મારૂં ચિત્ત તો એ ધમ્મિલમાંજ લાગેલું છે. મારૂં હવિતવ્ય મેં એનેજ

સોંપેલું છે. મા ! મા ! મહેરબાની કરીને તું કડવા શબ્દો બોલી મારા અંતરાત્માને ન દુભવ ! એમાંનું હવે મારાથી કાંઇ બનવાનું નથી. આ ભવે કે આવતે ભવે મારે તો એ એક ધમ્મિલજ સ્વામી છે. માટે તારૂં કહેવું હું કેમ કબૂલ કરૂં ? ”

“ છોકરી ! તું તો સદંતર ગાંડી થઇ ગઇ છું. આવાં આવાં ગાંડાં ઘેલાં શું કાઢે છે ? આપણે વેશ્યાને વળી એકને વળગી રહેવું શું ? આપણે જો સાચી પ્રીતિ કરીએ તો આપણુને ભૂખે મરવાનો સમય આવે, સમજી ! તું હજી નાદાન છે–બાળક છે, તેથી સમજતી નથી, પણ હું કહું છું તેના ઉપર પૂરતો ખ્યાલ કર, વિચાર કર. ”

“ મેં તો વિચાર કરેલોજ છે, તારૂં કહેવું મારાથી આ ભવે તો કદાપિ માની શકાશે નહિ. ગમે તેવો પણ તારો દીધેલો એ મારો પતિ છે–હું એની પત્ની છું. ”

“ વેશ્યા શું કોઈની પત્ની થઈ શકે છે ? એ તો દ્રવ્યનીજ સગી બને છે. જ્યાંસુધી તેની પાસે જર હોય ત્યાં લગી તે ખાધા કરે છે. જરનું જોર તુટયું તો તરતજ તે ચતુરા એકને છોડીને બીજો કરે છે. તારી માફક શું એકજ કુવામાં બધી ડુબી મરે છે ?”

“ ભલે તારે કહેવું હોય તે કહે. મારે મન તો તે સાચો છે. મારૂં ચિત્ત હાડેહાડ તેને આધિન–પરવશ થઈ ગયું છે. એને છોડવા જતાં પહેલાં હુંજ તેની પાછળ ઝુરી ઝુરીને મરી જઇશ. એ નક્કી માનજે. ”

“એ બધી તારી વાહિયાતની વાતો જવા દે. હું કહું તે પ્રમાણે તારે કરવુંજ પડશે. મૂર્ખ છોકરી ! એવી ખોટી તારી જકક કામ લાગશે નહિ. હજી પણ કહું છું કે સમજ, ને એ કંગાળને છોડી દે.” ડોશીએ સમજાવવાથી કામ ન થવાને લીધે દમ ભરાવવા માંડ્યો.

“ માડી ! કોઈપણ રીતે હું એને છોડીશ નહિ. હું તને વારંવાર શું કહું ? મેં એનો હાથ પકડ્યો છે, એણે મારો હાથ પકડ્યો છે. અમે બન્ને જીંદગીમાં એક બીજાના સુખ દુઃખના સાથી થઇને રહેશું, પણ એકબીજાને છોડીને છૂટાં નહિ થશું તે નહિજ થશું !”

“ શું ત્યારે તું તારૂંજ ધાર્યું કરશે ? અને આટલે વર્ષે અનુ

ભવની ખાધેલ હું તે મારૂં વચન શું ફોગટ જશે એમજને? છોકરી! તને પાળી ઉછેરીને મોટી કરી તેનું આજ ફળ! કેમ ખરૂંને? હું જે કહેતી હઇશ તે તારા હિતનેજ માટે! તારૂં અહિત કરીને મારે શું તારી પાસેથી રાજપાટ લેવું છે?"

"રાજપાટ તો નહિ, પણ મારૂં અહિત કરીને તમારે ધનવાનોને લુંટીને દ્રવ્ય તો અવશ્ય ભેગું કરવું છે, કેમ ખરૂંને માડી! ઘરમાં આટઆટલું અનર્ગળ દ્રવ્ય છે, છતાં તારી તૃષ્ણાને પણ હદ છે? હજી કેટલું દ્રવ્ય મને ભિન્ન ભિન્ન પુરૂષોના પડખામાં ચુંથાવી ભેગું કરવા ધાર્યું છે? યાદ રાખજો! મુવા પછી પાપથી પેદા કરેલું એ દ્રવ્ય કોઇની પાછળ જતું નથી, પણ કરેલું પાપ તો અવશ્ય કર્તાની પાછળ જાય છે."

દીકરીની વાણી સાંભળીને ડોસી અંખવાણી પડી. નકકી છોકરી હવે હાથમાંથી ગઇ, તે મારૂં કહેલું માનશે નહિ, પણ અત્યારે તો હવે મૌન રહેવું એજ ઠીક છે. અનુકૂળ સમય મેળવીને એનો રસ્તો સાફ કરી નાંખીશ. જે કાર્ય આમ ખુલ્લી રીતે ન બની શકે તેવું હોય તેને કપટથી પાર પાડવું, પણ બન્નેને છુટાં તો અવશ્ય પાડવાં અને છુટા પડશે ત્યારેજ તેનો ગમ ભૂલાશે. અન્યથા હવે વારંવાર એને કહેવું વૃથા છે. "ઠીક છે દીકરી! અત્યારે તો જા. મારા કહેવા ઉપર તું હજી પૂરતો વિચાર કરજે અને પછી મને કહેજે." તરતજ રોષાતુર વસંતતિલકા પોતાના ઓરડા તરફ ચાલી ગઇ. ડોસી વસંતસેના તે દેખાણી ત્યાં લગી તેના તરફ જોઇ રહી. "ઠીક છે! તું પણ જો કે હું શું કરૂં છું." તે મનમાં ગણગણી.



## પ્રકરણ ૧૮ મું.

### ધમ્મિલને યુક્તિવડે ઘરમાંથી બહાર કાઢવો.

"હલકા જન હલકાઇ કરે, લીયે પલકમાં લાજ;
ઉતરાવે છે પાઘડી, માંકડ જરી સમાજ."

અકકા વસંતસેનાએ પોતાની પુત્રી વસંતતિલકાને ધમ્મિલને

કાઢી મૂકવા માટે શામ, દામ, દંડ અને ભેદથી સમજાવી, પરન્તુ તેનું પરિણામ શું આવ્યું તે આપણે જોઈ ગયા છીએ. દમ ભરાવા જતાં કદાચ દીકરીને ખોઈ બેસવાનો વખત આવે એમ ધારી તે વખતે તે મૌન થઈ ગઇ. પોતાનું ધાર્યું પાર પડે એમ અકકા ડોશીને લાગ્યું નહિ. આથી તેણીએ કોઇ ભેદ નીતિનો ઉપયોગ કરીને કાર્ય સિદ્ધ કરવાનો વિચાર કર્યો. "આહા! જોયું આજ કાલની છોકરીઓ! કેવી માબાપના ઉપરવટ થઇને ઘર કરી લે છે. દીકરીના હિતની વાત કરી તોપણ એને ગળે ન ઉતરી. આપણો વેશ્યાનો ધંધો કેવી રીતે ખીલી શકે તેપણ તે ન સમજી. ભમરો જેમ જુદા જુદા પુષ્પો ઉપર બેસીને તેની પરાગનો રસ ચૂસે છે તેમ આપણે વેશ્યાજાતિએ નવનવા અમીર ઉમરાવ અને શ્રીમંતોને હાથમાં રમાડીને લક્ષ્મી એકત્ર કરવી જોઇએ. આપણે વેશ્યાજાતિને વળી એક પતિ કેવો ? પણ છોકરીને મારી વાત રૂચી નહિ, અને પેલા કંગાળમાં લુબ્ધ થઇ ગઈ. માટે કોઇપણ ઉપાયે તે બન્નેને જુદાં તો પાડવાંજ જોઇએ. બળથી ન થાય તો કળથી કામ કરવું. એવું કોઈ કાર્ય નથી કે જે બુદ્ધિથી સાધ્ય ન થાય; પણ બુદ્ધિનો ઉપયોગ કરતાં આવડવું જોઇએ, એ છોડી એના મનમાં શું સમજતી હશે? ઠીક છે, સમય આવતાં તેનો પણ ઘાટ ઘડી નાંખીશ." અકકા વસંતસેના મનમાં ને મનમાં એમ ફફડતી હતી. દીકરીની આવી ઉદ્ધત વર્તણુક તરફ તેને તિરસ્કાર આવ્યો હતો. જેથી તે વખતે તો ડોશી મૌન રહી ગઈ, ગમ ખાઇ ગઇ ને અનુકૂળ સમયની રાહ જોવા લાગી.

લગભગ એક માસ જેટલો સમય વચમાં પસાર થઇ ગયો, નવી વાત જુની થઈ ગઈ. ડોશીની કાંઇપણ હીલચાલ નહિ જોવાથી વસંત પણ મનમાં ખુશી થઇ. સમજી કે પીડા પતી. થોડા માંજ ડોશી સમજી ગઇ. હવે હમેશનું સુખ થઈ ગયું. ભવિષ્યની આપત્તિ હતી તે હવે ટળી ગઈ, તેથી તેપણ રાજી થઈ, અને નિશ્ચિંતપણે દિવ્ય ભોગો ભોગવવામાં પોતાનો સમય વ્યતિત કરવા લાગી.

એક શુભ દિવસે અકકા-ડોશીએ પોતાના ઇષ્ટદેવની માનતા

કરવાને નિમિત્તે મોટો ઓચ્છવ માંડ્યો, અને તે દિવસે એકસો ને આઠ કુમારિકાઓને જમવાને નોતરી, તેમજ શહેરમાં રહેનારી દરેક વેશ્યાઓને વસંતસેનાએ આમંત્રણ કર્યું. આખો દિવસ રંગ રાગ અને નાચ ગાનમાં પસાર કરી ધામધુમથી ઓચ્છવ પૂર્ણ કર્યો. વસંતતિલકા અને ધમ્મિલને પણ તેમાં ભાગ લેવાને બોલાવ્યા. અકકાની દાસીઓએ તેણીના હુકમ પ્રમાણે બધાંની સરભરા વ્યવસ્થાપૂર્વક કરી. ઓચ્છવમાં ને ઓચ્છવમાં દિવસ પૂર્ણ થયો, પછી બધાને જમવાને બેસાડયાં. ઉત્તમ જાતિનાં પકવાન કે જેમાં ઘારી, ઘેબર, જલેબી, મગજ, મગદળ, પૂરી, બરફી, લાડુ વગેરેની અનેક જાતો હતી, તે સિવાય અનેક જાતનાં શાકો, દાળ, ભાત, કરંબો વગેરેથી સર્વેને જમાડીને તૃપ્ત કર્યા. તે પછી છેવટનાં પાન, સોપારી આપીને સર્વને વિદાય કર્યાઃ અને બાળિકાઓને શ્રીફળ ને પાન આપ્યાં. એવી રીતે આનંદમાં રાત્રીનો પ્રથમ પ્રહર વ્યતિત થયો. છેવટે સર્વેએ મદિરાપાન કર્યું, તેમજ અકકાએ કપટવડે કરીને ધમ્મિલ અને વસંતતિલકાને ચંદ્રહાસ મદિરા દાસી મારફતે પીવરાવી દીધી, જેથી તેઓ જેવાં પોતાના પલંગ ઉપર શયનગૃહના ઓરડામાં ગયાં કે સુતાંની સાથેજ અચેતન જેવાં થઇ ગયાં. એવી રીતે અકકાનું એક કામ તો પાર પડ્યું. અકકાએ પછવાડેથી તપાસ કરી તો બન્ને નિશ્ચેષ્ટ જેવાં થઇને પડ્યાં હતાં. મદિરાના પ્રતાપથી તે બેભાન જેવી સ્થિતિમાં હતાં.

પોતાના એકાંત ખંડમાં આવીને આસ્તેથી વસંતસેના—અક્કાએ બુમ મારી. "દાસી ! ઓ દાસી !" જવાબમાં બે ત્રણ અક્કાની માનિતી દાસી થાક–શ્રમથી બારીએ રાત્રીનો ઠંડો પવન લેતી હતી તે આવીને એકદમ હાજર થઇ. "શું છે બાઇ સાહેબ ?"

"જુઓ ! તમારે બે ત્રણ જણીએ મળીને એક કામ કરવાનું છે. કામ ગુપ્ત છે. કોઈ ન જાણે તેમ કરવાનું છે." અક્કાએ આસ્તેથી પોતાની પાસે બેસાડીને દાસીઓને કહ્યું.

"ઘણું સારૂં બાઈ સાહેબ ! પણ તે કામનું નામ ?" એક મુખ્ય દાસીએ કહ્યું.

"જો, સાંભળ, આજે જે મેં ઓચ્છવ માંડીને આવડો મોટો ખર્ચ કર્યો છે તે શા માટે કર્યો છે તે તું જાણે છે ?"

"નાજી ! કાંઇ બાધા-માનતા હશે તેથી, બીજું શું હોય વળી ?" દાસીએ કહ્યું.

"બાધા એ નથી ને આખડી એ નથી ! એ બધો એક જાતનો દંભ છે. જેને માટે આટલું બધું મેં ખર્ચ કર્યું છે તે મહાન્ કાર્ય તો હજી બાકી છે; અને તે તારે હાથે કરવાનું છે, સમજી ?"

"ઘણીજ ખુશીથી, ફરમાવો તે કાર્ય."

"જો ચંદ્રહાસ મદિરાનું પાન કરીને વસંત અને ધમ્મિલ બન્ને બેભાન દશામાં પડ્યાં છે. તે મદિરાનો કેફ એવો છે કે પહોર દિવસ ચઢશે ત્યાં લગી તેનો નિશો રહેશે; અને તેમના એ નિશામાં ધમ્મિલ અને વસંતને આપણે છુટાં પાડવાં છે, જેથી તે કદિ પણ એક બીજાં મળી શકે નહિ. તેમને છુટાં પાડવાનું કાર્ય તારે કરવાનું છે, ચંપા ! સમજી ?" ડોશી મુખ્ય દાસીને ઉદ્દેશીને બોલી.

"એમાં શું મોટી વાત છે ? એ તો મારા એક ડાબા હાથનું કામ છે, બાઇજી !" ચંપા લટકો કરતી ઘમંડપૂર્વક પોતાના સ્ત્રીજાતિના ઉત્સાહથી બોલી.

"કેવી રીતે તું તેમને અલગ કરી શકીશ ?" ડોશીએ પૂછ્યું.

"કેવી રીતે ? અત્યારે લગભગ મધ્ય રાત્રીનો સમય થવા આવ્યો છે. ત્રીજો પ્રહર વીત્યા બાદ એ કંગાળને બેભાન અવસ્થામાંજ વસંતતિલકાની પાસેથી ઉચકીને ગાડામાં નાખીશું અને પછી ગામ બહાર વગડામાં જઇને એને છોડી દઇશું, એટલે બેડો પાર !" ચંપાએ જાણે એમાં મોટી વિસાત ન હોય તેવી રીતે બેપરવાઇથી કહ્યું.

"બરાબર છે, તારી એ યુક્તિ ઠીક છે, આપણું કાર્ય એથી અવશ્ય સિદ્ધ થશે, એ ધમ્મિલ વસંતતિલકાથી હંમેશનો છુટે પડશે, ત્યારેજ આપણું કાર્ય પાર પડશે."

"તમે તે માટે હવે નિશ્ચિંત રહો, હવે એ અમારે માથે !"

“ જો ત્યારે તેની કાળજી હવે તારે માથે, પણ પાછી દિવસ ઉગ્યા પહેલાં ઘેર આવી જજે. ”

“ એ માટે તમે ચિંતા કરશો નહિ, જેમ બનશે તેમ ત્વરાએ અમે એ કામ કરી ઘેર આવી જશું.”

“ ઠીક ત્યારે, આપણા ગાડીવાળાને કહી રાખ કે ગાડું ત્રણ પહોર રાત્રી વીતે ત્યારે તૈયાર રાખે. ”

“ તે માટે હું બંદોબસ્ત કરૂં છું. ” ચંદા બોલી.

“ ઠીક ત્યારે હું હવે સુવા જાઉં છું, ચંપા! ” ડોશી નિરાંત કરીને બોલી.

“ બેશક, ખુશીથી સિધાવો. હવે એ જોખમદારી અમારે માથે. ” ચંપાએ કહ્યું.

તે પછી ડોશી પોતાના સુવાના ઓરડામાં ચાલી ગઈ. ચંપાએ ગાડીવાળાને ગાડી થોડીવાર પછી તૈયાર કરવાની સૂચના આપી; અને પોતાના ઓરડામાં આવી. ત્યાં તેની સાચીત દાસીઓ તેની રાહ જોતી બેઠી હતી. પોતાના કાર્યને હજી થોડા સમયનો અવકાશ હોવાથી તેમની સાથે આડી અવળી વાતો કરી તે સમય પસાર કરવા લાગી.

રાત્રીનો ત્રીજો પ્રહર વીતી ગયો હતો. ચોથા પ્રહરનાં ચોઘડિયાના અવાજો સંભળવા લાગ્યા, કે,તરતજ ચંપા એકદમ ઉભી થઇ અને નીચે આવી, તો ગાડીવાળો ત્યાં આગળ ગાડી છોડી ઘોડાને ચાર નાખીને પોતાની ગાડીની બેઠક ઉપર ઘોરતો હતો. તેને ચંપાએ ધીમેથી બે ત્રણ સાદ કર્યા, પણ પરોઢની મીઠી નિદ્રામાંથી જાગૃત થવાને તેને ફુરસદ નહોતી. નિદ્રામાં પણ પરોઢની નિદ્રા ઘણી મીઠી હોય છે, તેમજ તે સમયે જગતમાં પણ શાંતિ હોય છે. મધ્યરાત્રી પર્યંત દુનિયાની ધમાચકડીમાં મશગુલ રહેલા જીવોને પણ આ વખતે તો શાંતિ હોય છે. ચોર, લુંટારા કે જુગારીલોકો પણ આ સમયે શાંતિ ભોગવતા હોય છે. અહો! એ પરોઢ સમયની મીઠી –મધુરી નિદ્રા ! જેને એનો અનુભવ હોય તેજ સમજી શકે છે! બે ત્રણ સાદ કરવાથી પણ જવાબ નહિ મળવાથી ચંપા ગુસ્સે થઈ.

"મૂર્ખો! બળદની માફક ઘોરે છે, જોને! માથે ભયંકર કામ લટકેલું છે અને આને ઉંઘ આવે છે!" તે મનમાં બબડી; અને તેનું બાવડું ઝાલીને ખેંચ્યો. "કેમ બહુ ઉંઘ આવે છે કે? નફ્ફ્ટ!" ગાડીવાળો તરતજ જબકીને જાગ્યો. "કેમ કેટલી વાર છે?" અર્ધી ઉંઘમાં તે બબડ્યો.

"વાર શેની? હજી શું ઘોરે છે? આ દિવસ ચઢવા આવ્યો! ઉઠ અને ચાલ મારી સાથે."

ગાડીવાળો જાગ્યો અને અલ્પ સમયમાં તૈયાર થઇ ચંપાની સાથે ચાલ્યો. તેઓ બન્ને કંઈ ઓરડા ઓરડીઓ વટાવીને વસંતના દિવાનખાનામાં આવ્યાં. ત્યાં બન્ને જણા અવ્યવસ્થિત વસ્ત્રમાં એક બીજાને ગાઢ આલિંગનપૂર્વક સુતાં હતાં. ત્યાં ચંપાએ ગાડીવાળાને બહાર ઉભો રાખીને અંદર આવી ધમ્મિલને વસંતના આલિંગનમાંથી છુટો કર્યો. મહા મુશીબતે તેને પલંગ ઉપરથી નીચે ઉતાર્યો, અને વસંતતિલકાને બરાબર ઓઢાડીને સુવાડી. ધમ્મિલ પલંગથી નીચે હતો પણ મદિરાનો કેફ તેના ઉપર સંપૂર્ણપણે જામેલો હતો તેથી એને કાંઇ ખબર પડી નહિ. તરતજ દાસીએ ગાડીવાળાને હાક મારી, તે અંદર આવ્યો, અને બન્ને જણા તેને-ધમ્મિલને લઈને નીચે આવ્યા ને ગાડીમાં નાખ્યો. ગાડી જોરથી ચલાવી. થોડા સમયમાં શહેરની બહાર ગાડી નીકળી ગઈ. ગાડી વગડામાં આવી ત્યાં ચંપાએ ગાડીને ઉભી રખાવી અને બન્ને જણાએ મળીને ધમ્મિલને નીચે ઉતાર્યો. ગાઢ ઝાડીમાં-વગડામાં તેને મૂકી દઇને તેઓએ તરતજ ગાડીને પાછી શહેર તરફ ચલાવી.

સ્વાર્થી મનુષ્યો બીજાનું ગમે તે થાય પણ પોતાનો સ્વાર્થ સાધવાને પાછી પાની કરતા નથી. ધમ્મિલનું આવા ભયંકર જંગલમાં શું થશે? તેની પરવા એ લોકોને ઓછી જ હતી. ધમ્મિલ નિર્ધન થયો, એટલે એમને નકામો હતો. જંગલમાં એનું જે થવાનું હોય તે થાય, પણ તેમની તેને ઘરમાંથી કાઢવાની ઇચ્છા તો એ મુજબ પાર પડી હતી.



# પ્રકરણ ૧૯ મું.

## " અરે ! આ શું થયું ? "

" કયા કરે આહને વાલેકા ભરોસા કોઈ;
જગતમાં કીસીકા હોતા નહિ કોઇ. '

લગભગ પ્રહર દિવસ ચઢ્યો હતો. સૂર્યનારાયણે પોતાની પ્રભા ફેલાવી જગત ઉપર પોતાની સત્તા જમાવવા શરૂઆત કરી દીધી હતી. દિવસના ભાવને જણાવનારાં પંખીઓએ કેકારવ કરીને આખું વન ગજાવી મૂક્યું હતું. તે વખતે કંઇક મદિરાનો કેફ ઉતર્યો અને પંખીઓના કોલાહલવાળા શબ્દો તેમજ સૂર્યની ગરમીથી ધમ્મિલની આંખ ઉઘડી ગઇ. તો પોતે કયાંનો કયાં પડ્યો છે તે જોવા લાગ્યો. શું પોતે સ્વપ્નમાં તો નથી ? આંખો ચોળી, આસપાસ નજર કરી, " ના, ના, સાક્ષાત હું જાગૃત અવસ્થામાંજ છું. ત્યારે આમ કેમ ? હું કયાં સુતો હતો અને અત્યારે કયાં છું ? એ વસંત ! એ ચિત્રશાળા ! એ રમણીય છત્રપલંગ ! એ બધું કયાં ગયું ? તેને બદલે મારી કાયા તો કચરાથી ખરડાયેલી છે. પલંગને બદલે આ ખડબચડી પૃથ્વી છે અને મહેલને બદલે આ તો ગાઢ ઝાડી રહેલી છે. ત્યારે આ શું થયું ? આ સ્વપ્નું તો નથીજ. સાચે સાચ હું જાગૃત છું; પણ હાં, હાં, હવે સમજાયું ! વેશ્યાજાતિ દ્રવ્યની જ સગી હોય છે, હું નિર્ધન થયો જેથી એ રાંડ અક્કા-ડોશીએ મને કાઢવાનો આ તાગડો રચ્યો જણાય છે. તેણે મારા શરીર ઉપરથી આભૂષણો પણ ઉતારી લીધાં છે. કેવી મારી ફજેતી કરી છે. અહો ! ધિગ્ મામ્ ! મારા જેવા વેશ્યાવિલાસી પુરૂષોને ધિક્કાર છે ! આજ સુધી દ્રવ્ય લાવી લાવીને-મંગાવી મંગાવીને એનું ઘર ભર્યું, તોપણ આખરે તો આ દશા થઇ ! અથવા તો વેશ્યા કોની સગી થઈ છે ? છતાં મારા જેવા મૂર્ખ પુરૂષો તેને પોતાની માનીને ઘર ખાલી કરે છે-તેમાં આસક્ત બને છે. દ્રવ્ય ખુટયું કે ઉપરથી જુત્તાના માર ખમે છે. વેશ્યાના યાર ! સદા ખુહાર ! કાંટાના બિછાના ! જુત્તાના માર ! એ કહેવત કાંઇ ખોટી તો નથીજ. દ્રવ્ય હોય તો ચરણમાં પડતી આવે,

દાસી થઈને રહે અને ધન ખુટયું કે બસ ! ખેલ ખલાસ ! વેશ્યા, વાઘ, અગ્નિ, રાજા, અહિ–સર્પ, એ કોઈની સાથે સ્નેહ કરતા નથી. તાતે દ્રવ્ય ન મોકલાવ્યું જેથી આવી સ્થિતિ થઈ–ફજેતી થઇ." એમ વિચારના વમળમાં ચઢ્યો, પણ વિચાર કરે કાંઇ વળે તેમ નહોતું. તરતજ ઉઠીને બેઠો થયો–ઉભો થયો. કચરો ખંખેરી પોતાનાં વસ્ત્રો ઠીક કર્યાં, અને શહેરને રસ્તે નગરમાં આવ્યો. અનુક્રમે તે પોતાને ઘેર આવ્યો, તો શૂન્ય ઘર જોયું, વિચારમાં પડ્યો. માતાપિતા ક્યાં ગયાં હશે, આસપાસ રહેલા એક પાડોસીને પૂછ્યું. પાડોસી બ્રાહ્મણ હતો. " ભાઈ ! આ ઘરમાં સુરેંદ્રદત્ત શેઠ રહેતા હતા તે ક્યાં ગયા વારૂ ? " નિરાશ ચિત્તે ધમ્મિલે પૂછ્યું. હૈયું તો ધડક ધડક ધડકી રહ્યું હતું. તેનો જવાબ સાંભળવાને તેનાં નયનો અતિ આતુર હતાં. પોતે પણ શ્રમથી થાકી ગયેલો તો હતોજ. પોતાના ઉપર વીતેલા આજના વીતકથી તે બહુ નાશીપાસ થયો હતો.

" તમે કોણ છો ? આ શેઠને માટે કેમ પૂછો છો ભાઈ ? " તે વિપ્ર બોલ્યા. તેના બોલવામાં કાંઇક મશ્કરી હતી.

" મારે જરૂર છે. ભાઈ ! તે અત્યારે ક્યાં ગયા છે ? ઘર કેમ બંધ જણાય છે વારૂ ? "

" અરે ભાઇ ! શું એની વાત કહું ? એ શેઠને એક કપુત પુત્ર હતો, જે રાત દિવસ વેશ્યાને ત્યાં ને ત્યાંજ પડી રહેતો હતો; અને ઘરેથી ધન મંગાવી મંગાવીને વેશ્યાનું ઘર ભર્યે જતો હતો. એમ કરતાં કરતાં શેઠના ઘરમાંથી ધન ખુટી ગયું અને માતાપિતા એ વંઠેલ દીકરાના પાપમાં ને પાપમાં દેવલોકે ગયા, ઘર ઉજ્જડ થયું. "

" અરે ! શું એ બધાં મરી ગયાં ? ત્યારે તેમના દીકરાની વહુ ક્યાં ગઇ ? " ધડકતે હૈયે તેણે વિપ્રને પૂછ્યું.

" ધમ્મિલની સ્ત્રીમાટે પૂછો છો ભાઇ ? "

" હા, ભાઇ ! "

" તે તો સાસરિયાનું સ્નાન કરીને પિયર ગઇ . પોતાના માબાપને ઘેર ગઇ. "

" કેમ વારૂ તે અહીંયાં ન રહી શકી ?" તેણે ફરીને પૂછયું.

" અહીં રહીને શું કરે ? ઘર, વખાર, દુકાન વગેરે વેચીને તેનું નાણું કર્યું. તે પણ એ યશોમતિએ ધણીને મોકલી આપ્યું. ઘરમાં કાંઇ ન રહ્યું ત્યારે તે હારીને માતાની પાસે ગઇ. " વિપ્રનાં એ પ્રમાણેનાં વચન સાંભળીને વજ્રથી જાણે હણાયો હોય તેમ ધમ્મિલને મૂર્છા આવી, બેભાન થઇને તે ઢળી પડ્યો. વિપ્ર તો મુંઝવણમાં પડ્યો. " અરે ! આ કોઈ પરદેશીને શું થયું ? રખે મરી જશે તો વળી મારે મોટી પંચાતીમાં ઉતરવું પડશે !" પંખો નાખી મ્હોડે પાણી છાંટી તેની મૂર્છા વાળવાનો તેણે પ્રયત્ન કર્યો. થોડીવારે ધમ્મિલની મૂર્છા વળી. " ભાઇ ! તમને આ શું થયું ? શું તમારે એમની સાથે કાંઇ સગપણ છે કે ? "

" હા ભાઇ ! છે. મને પણ કાંઇ લાગે વળગે છે. " વાતને ટુંકી કરીને તે ફરીને પૂછે તે પહેલાં તો તેની પાસેથી તે ઝટ ચાલ્યો ગયો. નગરની બહાર એક તળાવને કિનારે આવ્યો. ત્યાં માતાપિતાનું સ્નાન કરીને પછી નિર્મળ થોડુંક પાણી પીધું, વડલાના મોટા તરૂવરની નીચે સૂતો, ક્ષણ ભર નિદ્રા લીધી. વળી પાછો જાગ્યો. હૃદયમાં લાગી આવવાથી પોકે પોકે રડ્યો. અત્યારે પોતે એકલો હતો. તેની સરભરા કરવાને વસંતતિલકા તેની પાસે નહતી. તેને રડતાં છાના રાખે તેવું કોઇ પાસે નહોતું; કેમકે યશોમતિ પિયર હતી. માશુક વસંતતિલકા પોતાને મંદિર હતી. જગતમાં જ્યારે વિધિ વક્ર થાય છે ત્યારે અંતરના માણસને પણ વિધિ પહેલેથીજ દૂર કરે છે. જગત પ્રસિદ્ધ શ્રીકૃષ્ણ જેવાને દ્વારિકાનો દાહ પોતાની નજરે જોવો પડ્યો, પોતાનાં માતાપિતા પોતાની નજર આગળ બળીને મરણ વશ થયાં છતાં એ મહાભૂજ કૃષ્ણ ને બળભદ્ર તેમને બચાવી શક્યા નહિ. જે કૃષ્ણ કાળને વશ કરી શકે એવા મહા સમર્થ પુરૂષ હતા તે પણ ત્રણ ખંડનું રાજ્ય, એ યાદવો, એ સમૃદ્ધિ, એ વિલાસો સર્વ કંઇ વિધિવશે ખોઇ બેઠા. પોતાની નજર આગળ વાસુદેવપણાનું સૂચન કરનારાં રત્નો પણ અદ્રશ્ય થયાં, એ સોળ સોળ હજાર રાણીઓ ને આઠ પટ્ટરાણીઓ, હજારો પુત્ર પૌત્ર તેમાંથી એકપણ પાસે ન રહ્યો. એકાકી વાસુદેવ અને બળદેવ બંને પાંડવોના

આશ્રય લેવાને પાંડુમથુરા તરફ ચાલ્યા, છતાં એ વક્ર દૈવ તેમને છોડે તેમ નહોતો. શ્રીકૃષ્ણને તૃષા લાગવાથી બળભદ્ર પાણી લેવા ગયા, પાણીને મિષે વિધિએ બન્નેને હંમેશને માટે જુદા કર્યા. વૃક્ષની નીચે સુતેલા શ્રીકૃષ્ણના પ્રાણ જરાકુમારના બાણથી જુદા થયા. એવી રીતે સમર્થ પુરૂષો પણ વિધિની આગળ મ્હાત થયા છે—લાચાર થયા છે.

અત્યારે ધામ્મલને જગત શૂન્ય જણાવા લાગ્યું. “હા ! આ કુશાગ્રનગર કેવું ધનસંપન્ન છે ? ક્યાં એ નગરીના ધનાઢ્યો ? ક્યાં હું કંગાળ ? અરે ! હવે મારૂં શું થશે ? હા ! શું થઇ ગયું ને શું વીતી રહ્યું છે ? એ માતાપિતાનો છેલ્લો મેળાપ પણ મને થયો નહિ. માતા ક્યાં ગઇ ? પિતા ક્યાં ગયા ? યશોમતિ પિયર ગઇ ! હાય ! મારી આ દશા થઈ ! ધન વગર તે મનુષ્યની જીંદગી છે ! જગતમાં નિર્ધન માણસ અને મુવેલો માણસ એ બન્ને સરખા છે. હવે મારે શું કરવું ?” એવા એવા વિચાર કરતો, ક્ષણમાં રોતો, ક્ષણમાં ડચકાં ભરતો, જંગલમાં આમતેમ નજર કરતો હતો; પણ અત્યારે દિલમાં એને આરામ નહોતો, શાંતિનું સ્થાન નહોતું. “હાય ! હવે ક્યાં જવું ? નિર્ધન માણસ તો જગતમાં જીવતાં મુવા જેવો છે ! હવે દ્રવ્ય વગર મારે પણ જીવીને શું કરવું ? બસ, હું પણ આપઘાત કરીને આ દુઃખમાંથી છુટો થાઉં.” એમ ચિંતવતો તે જીર્ણ ઉદ્યાનમાં આવ્યો. ત્યાં કોઈ વનપાલક પોતાની તલવાર પડખામાં રાખીને ભરઉંઘમાં સૂતેલો હતો, તેની તલવાર લઇને ધમ્મિલે પોતાના ગળા ઉપર જોસથી ચલાવી પણ તે વનના અધિષ્ઠાયિક વ્યંતર દેવતાએ તલવારનો ઘા વ્યર્થ કરી તલવાર પ્રચ્છન્નપણે હરણ કરી લીધી. પછી એકાંતમાં જઇને ચેહ ખડકી તેમાં અગ્નિ પ્રદિપ્ત કરીને બળી મરવાને નિમિત્તે તેમાં પડ્યો. તો અધિષ્ઠાયિકને બળે તે શિતળ થઇ ગઇ. જેથી ધમ્મિલને અત્યંત ખેદ થયો. “અરે ! મારા મરવાના પ્રયત્નો પણ આમજ વ્યર્થ જાય છે, હવે મારે શું કરવું ? ધન વગર હું જીવીને પણ શું કરૂં ? નિર્ધન માણસ શું જગતમાં જીવવાને લાયક છે ? છતાં મોતના દરેક પ્રયત્નો મારાં વ્યર્થ જાય છે. હા ! હતાશ ! લાચાર ! લાવ ફરીને એકવાર પ્રયત્ન અજમાવું !” તેણે કાલકૂટ

વિષ ભક્ષણ કર્યું, તો દેવતાએ તેનું ઝેર અપહર્યું. વૃક્ષ ઉપર ચઢીને ચાહોમ પડતું મૂક્યું, તો નીચે દેવતાએ ધૂળનો ઢગલો કરી તેને બચાવી લીધો. એમ મરવાના અનેક ઉપાય કર્યા પણ વ્યંતરદેવતાએ તે સર્વ વ્યર્થ કરી નાખ્યા. પછી અદશ્ય રહીને તે દેવતા બોલ્યો—"અરે મનુષ્ય ! શામાટે મોતને ઇચ્છે છે ? મરવાનું સાહસ કેમ કરે છે ?"

" અહો ! તમે કોણ છો ? મારી જેવા પાપીને મોતથી શા માટે બચાવો છો ? "

" હજી જગતમાં તારે કંઇક નવીન રંગો અનુભવવાના છે તેથી. "

" હા, ખરી વાત છે, હજી મારે આવા કઇક ક્લેશો ભોગવવાના હશે, ખરૂંને ? "

" ગમે તેમ પણ તારે હમણાં મરવાનું નથી, એવું વિધિનું વિધાન છે, તેથીજ હું તને બચાવું છું. "

" મારે ત્યારે આવી નિર્ધન સ્થિતિમાં હવે શું કરવું ? "

" તું સ્નિગ્ધ વન તરફ જા. ત્યા કલ્પવૃક્ષ સમાન એક મુનિરાજ હાલમાં દેશના દે છે, તેમનાથી તારી ચડતીની શરૂઆતનું બીજ રોપાશે. તે પૂજ્ય ગુરૂરાજ તને દુઃખ દૂર કરવાનો—પાપનો નાશ કરવાનો ઉપાય બતાવશે. "

" જેવી વિધિની મરજી. " ધમ્મિલના નિરાશ હૃદયમાં કાંઇક આશા આવી ને તે દેવતા અદશ્ય થઇ ગયો. "અહો ! વિધિ કેવું બળવાન છે ? માણસનું ધાર્યું શું થાય છે ? હજી પણ ભવિષ્યમાં શી શી ઘટના બનવાની હશે એ ભવિષ્યના અંધકારમય પડદામાં જોવાની કોની શકિત હશે ? " ઇત્યાદિક વિચાર કરતો તે સ્નિગ્ધ વન તરફ ચાલ્યો .



# પ્રકરણ ૨૦ મું.

## "ધર્મદેશના."

"ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનીયાં ધન હોય;
ગયાં ન જોબન સાંપડે, મુવા ન જોવે કોય.

"આ પારાવાર રહિત અસાર સંસારમાં મહામોહરૂપી જાલિમ શત્રુએ જગતના સર્વે જંતુઓને પોતાને વશ કર્યા છે. મૂઢ પ્રાણીઓ રાગદ્વેષને આધીન થઇને સંસારમાં એવા તો બંધાઇ ગયા છે કે મદિરાથી ઉન્મત્ત માણસ જેમ ભાનરહિતપણે વ્યવહારને સમજતો નથી--મા બ્હેનના સંબંધને પણ સમજતો નથી, તેમ મોહમાં મુંઝાયેલો પ્રાણી ધર્મકાર્યમાં સાવધ થતો નથી. સંસારમાં રાગ એ પ્રાણીનો મોટામાં મોટો શત્રુ છે. રાગને પરવશ પડેલા જીવો દેશ વિદેશ રખડે છે. અનેક પ્રકારનાં કલેશ, દુઃખો રાગને વશે સહન કરે છે. રાગને આધીન થઇને સુવર્ણનંદી સોનારે પ્રજ્વળતી અગ્નિમાં પ્રવેશ કર્યો. રાગને વશ પડીને બારમો ચક્રી બ્રહ્મદત્ત સાતમીમાં રહ્યો રહ્યો 'હા ચારૂમતી!' 'હા! ચારૂમતી!' નામના પોકાર પાડી રહ્યો છે, અને ચારૂમતી 'હા બ્રહ્મદત્ત!' 'હા બ્રહ્મદત્ત!' એવી બૂમો છઠ્ઠી નારકીમાં રહી રહી પાડે છે. વિધિ વિચિત્ર છે કે અનેક પ્રકારનાં દુઃખો વિદ્યમાન છતાં મનુષ્યનો રાગનો બંધ ત્રુટતો નથી. રાગને વશે પ્રાણીઓ વિષ ભક્ષણ કરે છે, નદી સમુદ્રમાં પડીને ડુબી મરે છે, પર્વત ઉપરથી કે વૃક્ષ ઉપરથી ઝંપાપાત કરે છે, કુવામાં પડીને મરે છે, મરવાને માટે અનેક પ્રયત્નો પણ કરે છે. અરે! રાગને વશે પ્રાણી અગિયારમે ગુણઠાણેથી પડીને હેઠલ જતો રહે છે. કામરાગ, સ્નેહરાગ, અને દૃષ્ટિરાગ એ જગતમાં પ્રાણીના મોટામાં મોટાં બંધન છે. તેમાં પણ દૃષ્ટિરાગવાળો માણસ તો પોતાનો અને પરનો સુહ્લે વિચાર કરતો નથી. અતિ રાગે કરીને વિજયપાલ રાજા ઘેલો થયો. હે પ્રાણીઓ! તે તમે સાંભળો.

પુરીમતાલપુર નગરીમાં પૂર્વે વિજયપાલ નામે રાજા હતો. એક દિવસ તે રાજા રયવાડીએ ફરવા નીકળ્યો. ત્યાં નગરમાં

એક શેઠની પુત્રી પદ્માવતીને ઝરૂખા ઉપર ઉભેલી જોઇ. રૂપમાં રંભા સમાન એવું તેણીનું અનાઘ્રાત યૌવનનું લાલિત્ય જોઇને રાજા વિહ્વળ થયો—આસક્ત થયો. રાજમહેલમાં જઇને તે શેઠ પાસે કન્યાનું માગું કરીને તેને પરણ્યો. રાજા નવી રાણી પદ્માવતી સાથે એવો તો આસક્ત થયો કે રાતદિવસ અંતઃપુરમાંજ તે તેણીની સાથે રહેવા લાગ્યો ને રાજસભામાં આવવું પણ બંધ કરી દીધું. પદ્માવતી સાથે વિષયસુખ ભોગવતાં કેટલોક કાળ વ્યતિક્રમ્યો. એક દિવસ ભાગ્યયોગે તીવ્ર શૂળના રોગવડે પદ્માવતી મરણ પામી. મરણ પામેલી નિશ્ચેષ્ટ એવી પદ્માવતીને જોઈ રાજા ઘેલો થયો. રાણીના વિયોગે કરીને તે અંતરમાં વિરહના તાપથી અતિ દુઃખ અનુભવવા લાગ્યો. મોહે તેને એટલો બધો મુંઝવ્યો કે પદ્માવતીના શબને અગ્નિસંસ્કાર પણ ન કરવા દે. મંત્રીએ તેને ઘણો સમજાવ્યો પણ મોહે મુંઝાયેલા પ્રાણીઓ હિત વચન સાંભળતા નથી. મંત્રીએ કહ્યું "મહારાજ! રાણી તો મરી ગઇ, આ તો જીવ વગરનું તેનું ખાલી ખોખું તમારી પાસે પડેલું છે."

"તારાં માબાપ મરશે, તારા પુત્ર અને સ્ત્રી મરશે, મારા રાણી તો જીવે છે. તે સમય આવે બોલશે." રાજાએ મોહમુગ્ધ થઇને કહ્યું.

"સત્ય છે, મહારાજ! એ રાણી આપનાથી રીસાઇ છે; માટે આપની ઇચ્છા હોય તો હું મનાવું–બોલાવું?"

પ્રધાનનાં વચન સાંભળી રાજા ખુશી થયો. "ઘણી ખુશીથી."

"તો આપ અહીંથી દૂર થાઓ! રાણી સ્વયં બોલાવે એટલે આવજો, ત્યાં લગી આપ એકાંતમાં રહેજો."

પ્રધાનનાં વચન સાંભળીને રાજા "બહુ સારૂં." એમ કહીને અંદર ચાલ્યો ગયો.

તે પછી પ્રધાને એ રાણીના મૃતકને એ રીતે રાજાને છેતરીને અગ્નિસંસ્કાર કરાવ્યો અને રાજાને કહ્યું. "મહારાજ! એ તો તમારાથી રીસાઇને સ્વર્ગમાં જતી રહી."

તેથી રાજા અતિ દુઃખી થયો અને નિયમ લીધો કે "જ્યાં સુધી રાણીને ન જોઉં ત્યાં સુધી ભોજન ન લઉં."

એમ કરતાં દશ દિવસ વહી ગયા. પણ પદ્માવતીનાં દર્શન થયાં નહિ. મંત્રીએ જાણ્યું કે 'મોહમુગ્ધ રાજા આમને આમ મરી જશે, માટે કાંઈ બુદ્ધિગમ્ય ઉપાય તો કરવો જોઇએ.' પછી તેણે એક યુક્તિ કરી.

રાજા પાસે એક વિપ્ર વધામણી લઇને આવ્યો—"મહારાજ ! પદ્માવતી સ્વર્ગમાં છે, તે અનેક પ્રકારનાં સુખ ભોગવે છે ને ત્યાંથી થોડા દિવસમાં તે આપની પાસે આવશે. આપ ચિંતા કરશો નહિ; પણ આપ તેનાપર કાગળ લખી આપો." વિપ્રનાં આવાં દુર્લભ વચન સાંભળીને રાજા હર્ષીત થયો. પ્રધાનને કહી તેની આગતાસ્વાગતા કરાવી, ભાવતાં ભોજન જમાડી, દાન દક્ષિણા દઈને કાગળ લખી આપી વિપ્રને વિદાય કર્યો. એવી રીતે યુક્તિપૂર્વક સમજાવીને મંત્રીએ રાજાને ભોજન કરાવ્યું.

વળી કેટલેક દિવસે તે વિપ્ર મંત્રીનો પ્રેર્યો ફરીને રાજા પાસે આવ્યો, અનેક પ્રકારનાં નારંગી, દાડમ, દ્રાક્ષ વગેરે ઉત્તમ સ્વાદવાળાં ફળ રાજાની આગળ ભેટ ધર્યાં; અને કહ્યું "મહારાજ ! રાણીએ આપને આ મધુર સ્વાદવાળાં ફળ ભેટ મોકલ્યાં છે, ઘણા ઘણા પ્રેમપૂર્વક આપને બોલાવ્યા છે. આપના સમાચાર પૃછયા છે." વિપ્રનાં વચન સાંભળીને રાજા અધિક ખુશી થયો. અને તેને અલંકાર વગેરે આપીને તેનો અધિક સત્કાર કરી વિદાય કર્યો. નગરમાં આ વાત પ્રસરી ગઇ, જેથી એક ધૂર્ત્ત પુરૂષે રાજાની મૂર્ખતાનો લાભ લેવા વિચાર કર્યો. એક બનાવટી કાગળ લઇને રાજસભામાં આવી તે ધૂર્ત્તે કાગળ રાજાના હાથમાં મૂકયો. રાજાએ ખોલીને જોયો—ખુશી થયો "આહા ! કાગળ તો રાણીએ લખેલો છે. પ્રધાનજી ! વાંચો જોઈએ ! એમાં શું લખ્યું છે ?" મંત્રી ધૂર્ત્ત માણસની કુટિલતા ઉપર ચીડાતો રાજાનો કાગળ વાંચવા લાગ્યો.

શ્રી. શ્રી. શ્રી.

પ્રાણપ્રિય પ્રાણનાથ !

સવિનય જણાવવાનું જે આપની દાસી હું નિરંતર આપનું સ્મરણ કર્યા કરૂં છું. મારા દિવસો આપના વિરહે યુગસમા જાય છે. આપની પાસે આવવાને ઘણું દિલ થાય છે, કિંતુ સાહેલીઓ મને

ક્ષણમાત્ર પણ વીલી મૂકતી નથી. તમે કોટીગમે દ્રવ્ય મોકલજો, ત ધન કરજમાં આપીને અમે તરત તમારી પાસે આવશું એમ નિશ્ચય માનજો. ”

**લી૦ આપના ચરણની દાસી પદ્માવતી.**

તરતજ રાજાએ પ્રધાનને હુકમ કર્યો કે “ એને દ્રવ્ય આપો, અને રાણીને પહેરવાને ઉત્તમ આભૂષણ, કંચુઓ, ચીર વગેરે વસ્ત્ર એની સાથે મોકલી આપો. ’

“ જેવો આપનો હુકમ ! ” મંત્રીએ કહ્યું. પછી વિપ્ર તરફ ફરીને “ ભટ્ટજી ! રાણીને મળવાને આપ ક્યા રસ્તે જશો ? ”

“ જે માર્ગે પહેલાંનો વિપ્ર ગયો તે માર્ગે આ ભટ્ટજીને પણ મોકલો. ” વચમાં રાજાએ કહ્યું. “ પહેલાંનો વિપ્ર તો અગ્નિમાં પડીને સ્વર્ગે ગયો હતો, મહારાજ–ભટ્ટજી ! તમે પણ તેજ રસ્તે જાઓ.” પછી મંત્રી ભટ્ટજીને લઇને નગર બહાર આવ્યા. ત્યાં ચિતા ખડકાવીને તેમાં અગ્નિ સળગાવી અને ભટ્ટજીને તેમાં નાખવા માંડ્યો. તેણે ઘણા કાલાવાલા કર્યા, છુટવાને ફાંફાં માર્યા, પણ વ્યર્થ. પ્રધાને તે ધૂર્ત્તને અગ્નિમાં જળાવ્યો અને કહ્યું કે–“ ભટ્ટજી ! સ્વર્ગમાંથી રાણીનો સંદેશો લઇને વ્હેલા આવજો. ”

કેટલેક દિવસે રાજાના આગ્રહથી મંત્રીએ પદ્માવતીને લાવી આપવાને કહ્યું. નગરમાં શોધ કરતાં ‘ પદ્મા ’ નામની વેશ્યા નવીન યૌવનનાં વધામણાંને આમંત્રણ દેતી રૂપમાં અપ્સરા સમાન મંત્રીના જોવામાં આવી. તેને સર્વે હકીકત સમજાવીને ઉદ્યાનમાં રાખી. પછી રાજાને મંત્રીએ વધામણી આપી કે “ રાણીજી પધાર્યાં છે, ને તે બહારના ઉદ્યાનમાં છે.”

પ્રધાનનાં વચન સાંભળીને રાજા હાથી ઉપર બેસી પૂર ઠાઠમાઠ સાથે રાણીને તેડવાને નગર બહાર ઉદ્યાનમાં આવ્યો. ત્યાંથી રાણીને લઇને તે નગરમાં ફરતો ફરતો રાજદરબારે આવાને ઉતર્યો. રાણીને જોઇ રાજા હરખાયો. આકૃતિમાં જરા ફરક હતો, પણ એનાં લાંબા દિવસના સહવાસમાં આકૃતિ ફરી જવાનો સંભવ હતો. રાજાએ રાણીને સ્વર્ગની વાતો પૂછવા માંડી; એટલે જેમ મંત્રીએ

શીખવ્યું હતું તેમ તેણીએ કહેવા માંડયું. તે પણ ચતુર હતી, વેશ્યાજાતિમાંથી તે રાજરાણીનું માન પામી હતી. વળી બુદ્ધિમાં પણ અધિક હતી, જેથી રાજાને સમજાવવો તે તો તેને મન એક જાતની રમત હતી. જો કે મંત્રીએ તેણીને પ્રથમથીજ સર્વે પાઠ ભણાવી રાખ્યા હતા, છતાં પોતાની બુદ્ધિ ચતુરાઈથી તેમાં રસ ભેળવીને રાજાની આગળ તેને વર્ણવવા માંડ્યા; અને અલ્પ સમયમાં પદ્માવેશ્યાએ રાજાનું દિલ પોતા તરફ ખેંચી લીધું. એવી રીતે 'પદ્મા' 'પદ્માવતી' થઇ. રાજા તો એમજ સમજ્યા કે મારી પદ્માવતી સ્વર્ગમાં મારાથી રીસાઇને ચાલી ગઈ હતી તે પાછી મને આવી મળી. રાણી મનાણી એટલે મારી આપદા ટળી. એવી રીતે એ મોહમુગ્ધ થયેલો રાજા પદ્માવતીનું મરણ સમજી શકયો નહિ અને પદ્માવતીનાં મરણ પછી પદ્માને પદ્માવતી માનીને ઘણો કાળ તેની સાથે વિષયસુખ ભોગવ્યું. મરણ પછી તીવ્ર મોહના ઉદયે તે રાજા ઘણો સંસાર પરિભ્રમણ કરશે. એવી રીતે મોહમાં મુગ્ધ થયેલા પ્રાણીઓ સંસારમાં મુંઝાયા છતા ધર્મને આચરી શકતા નથી, માટે હે ભવ્યજનો ! એ મોહનિદ્રા દૂર કરીને ધર્મને આરાધો અને સંસારથકી પાર ઉતરો." એ પ્રમાણે સ્નિગ્ધ વનમાં અગડદત્ત મુનિ સુવર્ણકમળરૂપ સિંહાસન ઉપર બેઠા બેઠા ભવ્યજીવોને ધર્મદેશના આપી રહ્યાં હતા. સુર, નર, નારી વગેરે અનેક જનોનો વર્ગ તેમની વાણીનું પાન કરી રહ્યો હતો, ત્યાં ધમ્મિલકુમાર પણ આવીને ગુરૂને વંદના કરી તેમની ધર્મદેશના સાંભળવા લાગ્યો ને ધર્મથી વાસિત થયો. તેનું ચિત્ત વૈરાગ્યથી કાંઇક આર્દ્ર–કોમળ થયું. દેશના સંપૂર્ણ થયે સર્વ શ્રોતાવર્ગ પોતપોતાને ઠેકાણે ચાલ્યો ગયો, પણ ભવ્ય જીવોને ઉપકાર કરનારા, તેમનું દુઃખ દૂર કરનારા એવા અગડદત્ત મુનિ આગળ ધમ્મિલ હાથ જોડીને બેસી રહ્યો. "કલ્પવૃક્ષ સમાન આવા મુનિનો મેળાપ ભાગ્યથીજ થાય છે." ધમ્મિલ મનમાં ગણગણ્યો.

—≈—

પાથર્યો રહ્યો, પણ આખરે સ્વાર્થી અને ધન એજ જેની મતલબ છે એવી તેણીએ મને વનમાં હડસેલી દીધો. પ્રભાતે જાગૃત થઈને મારે મંદિરે ગયો તો પાડોશીથી સાંભળ્યું કે માબાપ તો મરણ પામી ગયા છે અને ઘર ધન વગેરે જે કાંઈ હતું તે તો છોકરાને નિમિત્તે વેશ્યાને ઘરે પહોંચ્યું છે. કહો, ભગવન્ ! આવા દુઃખદાયક સમાચાર સાંભળીને કોની ધીરજ રહે? દુઃખમાં માણસની મતિ જ્યારે મુંઝાઈ જાય છે ત્યારે કુવે પડીને અથવા તો વિષ ભક્ષણ કરીને તે આપઘાત કરે છે. એવા સામાન્ય નિયમથી મેં પણ જીર્ણ ઉદ્યાનમાં દુઃખથી મુગ્ધ બનીને મરવા માટે અનેક ઉપાય કર્યા હતા. ” કુમારે કહ્યું.

“ ત્યારે તેમાંથી સલામત કેવી રીતે રહ્યો? વનમાં તને કોણે બચાવ્યો ? ” મુનિએ પૂછ્યું.

“ તે વનના અધિષ્ઠાયિક કોઈ વ્યંતર દેવતાએ. તેની વાણી સાંભળી મરવાનો વિચાર છોડીને તમારે શરણે આવ્યો, તો લોહચુંબક જેમ ચમક પાષાણનું આકર્ષણ કરી તેને ખેંચી લે તેમ તમારા તેજે મને આકર્ષી લીધો છે. નેત્રને આનંદદાયક અમૃતાંજનરૂપ મને આપનું દર્શન થયું તેથી જાણે મારૂં દારિદ્ર આજથી નષ્ટ થયું.” કુમારે મુનિની સ્તુતિ કરતાં પોતાનું આત્મવૃત્તાંત કહ્યું.

“ભાઇ! વેશ્યાનો પ્યાર હમેશાં એવોજ હોય છે. તેની ખાતર ઉત્તમ પુરૂષો વેશ્યાગમન તો શું બલ્કે પરસ્ત્રીગમનનો દોષ પણ વહોરતા નથી. વેશ્યાગમનથી બળ બુદ્ધિ અને વીર્યનો નાશ થાય છે, તેજનો ક્ષય થતાં નિર્બળતા પ્રાપ્ત થાય છે, વિશેષ દ્રવ્યનો ક્ષય તો અવશ્યમેવ થાય છે. આ ભવમાં પણ સર્વસ્વનો નાશ કરનારી અને પરલોકમાં દુર્ગતિને આપનારી કિંપાકના ફળ સરખી વેશ્યાનો કયો વિવેકી જન ઉપભોગ કરે ? તો પછી તારા જેવો ગુણી વિવેકી જન વેશ્યામાં રક્ત થાય–આખર લગી પણ તેમાંથી નિવર્તે નહિ તો કરેલી ભૂલનો ભોગ તો અવશ્ય થવુંજ જોઇએ. પાપનું પ્રાયશ્ચિત્ત તો કરવુંજ જોઇએ ! ” મુનિએ વેશ્યાગમનનો દોષ જણાવતાં ધમ્મિલને બોધરૂપ સમજાવ્યું.

“ગમે તેમ હો સ્વામી ! પણ હજી લગણ એ વેશ્યા મારા ચિત્તમાં વસી છે, મજીઠના રંગની માફક તેના સ્નેહનો પાશ મારા આત્મામાં

સચોટ અસર કરીને રહ્યો છે. ભગવન્! એ લાગેલો રંગ આ ભવમાં તો પલટાય એમ નથી. દાંતમાં જડેલી સુવર્ણની રેખાઓ જેમ મરણપર્યંત કાયમ રહે છે, તેવીરીતે એનો પ્યાર મારા અંતરમાંથી ભુંસાય તેમ નથી. જો કે એણે તો દુર્જનતા દાખવીને મને તેના મંદિરમાંથી બહિષ્કૃત કર્યો, છતાં ઘણા સ્નેહથી તેણીને મેં મારા હૃદયમાં ધારણ કરી રાખી છે. તેની ખાતર તો પરણેલી પ્રિયાને પણ મેં દૂર તજી દીધી છે. તેની પાછળ ધનધાન્યની ખરાબી કરીને અમીરીને બદલે ફકીરી પ્રાપ્ત કરી છે. એને હું કેમ છોડી શકું ?" ધમ્મિલે પોતાનો વેશ્યા ઉપરનો દઢ રાગ જણાવ્યો.

"જેનાથી તું આટલો ખરાબ થયો, દુર્દશાને પ્રાપ્ત થયો, છતાં હજી તેની પછવાડે આટલો બધો દિવાનો થયો છે ?"

"પ્રભુ ! જે વેશ્યા સાથે મને પ્રીતિ હતી તેનો આમાં કાંઇ દોષ નથી. જેવી મારી પ્રીતિ તેની ઉપર છે તેવી જ તેની પ્રીતિ મારી ઉપર હતી, તે એવી કે આજ કંઇ વર્ષોથી ક્ષણમાત્ર પણ અમે એકબીજાથી જુદાં પડેલાં નહિ. રાતદિવસ અમે એક બીજાના સહવાસમાં-સ્નેહમાં દેવતાની માફક સુખમાં કાળ નિર્ગમન કરતાં હતાં. જેવો એનો વિયોગ મને સાલે છે તેવી જ રીતે તે બિચારી પણ મારા વિયોગે ઝુરી ઝુરીને અચિત પ્રાણત્યાગ કરશે." ધમ્મિલે પોતાની માશુકની સ્થિતિ વર્ણવી બતાવી.

"ત્યારે તે વેશ્યાના મંદિરમાંથી વેશ્યાનો આટલો બધો અનુરાગ છતાં તારે કેમ બહાર નીકળવું પડ્યું ?" મુનિએ તેની પાસેથી જ બોલાવવા માટે ધમ્મિલને પૃછયું.

"પ્રભુ ! ભગવન્ ! તે વેશ્યાની મા-અક્કા-ડોશી છે. હું ધનવાન્ હતો અને ઘેરથી નિયમિત ધન આવતું હતું, ત્યાં લગી તો તેણીએ કાંઈ કર્યું નહિ, પરંતુ હું નિર્ધન થયો, ઘેરથી ધન આવતું બંધ થઇ ગયું કે તરત જ તેની-ડોશીની સ્વાર્થવૃત્તિ તરફડીઆં મારવા લાગી. મને દૂર કરવા માટે પોતાની પુત્રીને ઘણું ઘણું તેણે સમજાવ્યું-દમ ભરાવ્યો, પણ તેની પુત્રીએ તેણીનું કહેવું માન્યું નહિ, ત્યારે તેણીએ કપટ કરીને રાત્રિને સમયે મને મદિરા-

પાનથી મૂર્છિત બનાવીને તેના મંદિરમાંથી દૂર ફેંકાવી દીધો." ધમ્મિલે જેવો હતો તેવો ખુલાસો કરી દીધો.

"હાં! વેશ્યાઓ તો હમેશાં ધનની જ લાલચુ હોય છે. ગમે તેટલું ધન આપતાં છતાં તે આશકની સગી થતી નથી. ધન હોય ત્યાં લગી હાવભાવ બતાવી ઠગે છે અને ધન ખલાસ થયું કે પછી ઘરમાં ઉભો પણ રહેવા દેતી નથી. ધિગ્ છે એવા વેશ્યા-વિલાસને!" મુનિએ કહ્યું.

"હા! હતાશ! લાચાર! છતાં ભગવન્! હું એને તજી શકું તેમ નથી. સ્નેહનો પાશ મને એટલો તો દૃઢ લાગેલો છે કે તેના વિયોગે હું બળીને ભસ્મ થાઉં છું—મરી જાઉં છું. મોહમુગ્ધ થયેલ આત્મા પરવશતાએ દુઃખ સહન કરે છે, પણ સ્વતંત્ર રીતે પરિસહો સહન કરવાની એની શક્તિ નથી.' જેવી મારી સ્થિતિ દુઃખદાયક છે તેવી જ તેણીની પણ હશે." ધમ્મિલે પોતાના અંતરનો સ્પષ્ટ ભાવ જણાવ્યો.

"ભલે, જેવી તારી મરજી! આજ તારૂં દુઃખ ને! જગતમાં પ્રાણીઓને એવાં એવાં દુઃખ હોય છે કે જેની આગળ તારૂં આ દુઃખ કાંઇપણ હિસાબમાં નથી. નરકમાં ક્ષણેક્ષણે દુઃખ અનુભવતા આત્માને સમયમાત્ર પણ શાંતિ હોતી નથી. તિર્યંચો ભૂખ, તૃષા, વધ, બંધન, રોગ, આતપ વગેરે અનેક પ્રકારના દુઃખોથી નિરંતર દુઃખીજ રહે છે. રોગગ્રસ્ત મનુષ્યો હમેશાં રોગમાંજ ગરક રહ્યા છતાં સ્વપ્નમાં પણ સુખ અનુભવતા નથી. તેમની આગળ તારાં દુઃખ શા હિસાબમાં છે? મેં પણ તારાથી અધિક દુઃખ ભોગવ્યું છે, કુમાર! પણ ધીરજથી સહન કરતાં સર્વે સારૂં થશે." મુનિએ કહ્યું. "ગુણવર્માની માફક હમેશાં તારે જાગૃત રહેવું જોઇએ. ભવપાશ તોડવાને તત્પર થવું જોઇએ."

"ભગવન્! કહો, આપે મારાથી અધિક દુઃખ કેવી રીતે ભોગવ્યું છે?" પોતાની કથની પૂર્ણ કર્યા બાદ ધમ્મિલે ગુરૂનું પૂર્વ વૃત્તાંત જાણવા માટે તેમને પૂછ્યું.



# પ્રકરણ ૨૨ મું.

## ગુણવર્મા.

"નરકાદિક અધોગતિમાં લઇ જનારા વિષયોનો ત્યાગ કરીને જે પુરૂષો ધર્મકાર્યમાં પ્રતિદિવસ રક્ત રહે છે તે પુરૂષોને ગુણવર્માની પેઠે ધન્ય છે." ગુરૂએ કહ્યું.

"એ ગુણવર્મા કોણ ?" ધમ્મિલે તેનું ચરિત્ર સાંભળવાની જીજ્ઞાસાથી પૂછ્યું. ગુરૂએ કહ્યું–"સાંભળો—

અનેક રત્નો, હીરા, માણેક, સુવર્ણ જે ઠેકાણે રહેલાં છે, એવી હસ્તિનાપુરી નામની નગરી કુરૂદેશના આભૂષણરૂપ શોભી રહી છે. તે નગરનો દ્રઢધર્મા નામે રાજા અને તેની નામપ્રમાણેનાજ ગુણવાળી ચંદ્રાનના નામે રાણી હતી. જેનું રૂપ જોતાં જોતાં સંતોષ નહિ પામવાથી દેવબાળાઓ નિર્નિમેષલોચની થઈ ગઇ હતી. તે રાણીને સિંહસ્વપ્નથી સૂચિત મહાપરાક્રમવાળો ગુણવર્મા નામે પુત્ર થયો. ઉદય થતા સૂર્યની પ્રભા જેમ જગત ઉપર પોતાનો પ્રભાવ પાડે છે તેમ બાળક છતાં પણ ગુણવર્મા શત્રુઓના હ્રુદયભુવનોને કંપાવનારો થયો. બાળકપણામાં પણ તેનામાં એવા ગુણો હતા કે જેથી લોકો તેનો સહવાસ છોડી શકતા નહિ. યોગ્ય ઉમરનો થતાં પિતાએ ઉપાધ્યાયપાસે કળા શિખવાને મૂકયો. અલ્પ સમયમાં તે સઘળી વિદ્યાનું અદ્વિતીય સ્થાન થઈ પડ્યો. અભ્યાસ કરતાં રાજપુત્રને સાગરસમા ગંભિર મંત્રીપુત્ર 'સાગર' ની સાથે દોસ્તી થઈ. બન્ને વિદ્યામાં, ગુણમાં, વયમાં સમાન હતા. બુદ્ધિશાળી હતા. એક બીજાને મદદ કરનારા હતા. તેઓ અનુક્રમે સકળ વિદ્યાના પારગામી થયા.

એક દિવસ રાજકુમાર રાજસભામાં બેઠો બેઠો વાર્તાલાપ કરતો હતો, ચંચળ ચપળાક્ષીઓના ચિત્તને હરણ કરનારૂં તેનું યૌવન જોઇને રાજા તેને માટે યોગ્ય કન્યાની તપાસમાં હતો, એવામાં પ્રતિહારીએ સભામાં આવીને રાજાના ચરણમાં નમીને અરજ કરી કે— "શ્રીપુરનગરમાં શ્રીષેણ રાજા છે, તેનો મંત્રી આપની પાસે આવવાને ઈચ્છતો દ્વાર આગળ ઉભો છે, તો આપનો શું હુકમ છે ?"

રાજાએ હુકમ કર્યો—"તેમનેં સન્માન સહિત અંદર તેડી લાવ."

મંત્રી તેને અંદર તેડી લાવ્યો. રાજાને નમસ્કાર કરીને તે મંત્રી ઉભો રહ્યો. પછી નજીકમાં આસન રખાવ્યું હતું તે ઉપર તેને બેસાડ્યો. એક બીજાના કુશળવર્તમાન પૂછયા. તે પછી મંત્રીએ કહ્યું 'મહારાજ! અમારા સ્વામી શ્રીષેણરાજાને કનકવતી નામે કનકના જેવી કાંતિવાળી કન્યા છે. સ્ત્રીની ચોસઠ કળામાં નિપુણ, વિદ્યાથી પરિપૂર્ણ, અલંકાર વગર પણ ગુણાલંકારથી શોભાયમાન એવી તેણીને યૌવન અવસ્થામાં આવેલી જોઇ અમારા સ્વામી તેને માટે યોગ્ય વરની ચિંતામાં પડ્યા. "અરે! આ રૂપરત્નની ખાણ, ને ગુણલક્ષ્મીની મંજુષા જેવી મારી પુત્રીનો સ્વામી કોણ થશે?" એમ વિચારી તેમણે મંત્રીને પૂછ્યું. "પ્રધાનજી! પદ્મિની જેમ સૂર્યને વરી છે તેમ મારી પુત્રીને યોગ્ય વર કોણ થશે?"

"હે નાથ! જગતમાં ઘણીય કન્યાઓ છે પણ આવી સ્વરૂપવાન કન્યા તો મેં કયાંઇ જોઇ નથી. વિધિએ તેને આવું રૂપ, સૌભાગ્ય, કળા આદિ આપ્યું છે તો તેને માટે યોગ્ય વર પણ તેજ વિધિએ નીમ્યો હશે. કન્યાને અમુક વર સાથે પરણાવવા કરતાં તો એને માટે સ્વયંવરમંડપ રચાવવો કે જેથી તેનું પુણ્ય પોતાને યોગ્ય વર શોધી લેશે." રાજાએ પણ અખંડ સ્વામીભક્ત એવા મંત્રીનું વચન માન્ય કર્યું; કેમકે રાજાનાં ખરાં નેત્રો તો પ્રધાનજ હોય છે, બાકી અંગના નેત્રો તો માત્ર શરીરની શોભાને માટે જ છે.

રાજાએ શિલ્પીઓને બોલાવી એક મનોહર સ્વયંવરમંડપ બંધાવ્યો. એ મંડપના ચિત્રામણમાં નાચ કરતી વારાંગનાઓને જોઇ પ્રેક્ષકનાં ચક્ષુ પોતાનું ચાપલ્ય છોડી દઇને સ્થિર થઈ જાય છે. મથાળે ફરકતી સુંદર ધ્વજાઓથી આવતા જતા મુસાફરોનો પરિશ્રમ તેને જોવાથી દૂર થઇ જાય છે. સ્તંભોમાં કરેલી ચિત્રવિચિત્ર રચનાના પ્રતિબિંબ નીચે સ્ફટિક ભૂમિ ઉપર પડવાથી ચિત્ર વિના પણ તે ભૂમિ ચિત્રવાળી થઇ જાય છે. નીચેની જમીન સ્ફટિક રત્નથી જડી લીધેલી હોવાથી દૂરથી સરોવરના પાણીની સપાટી માફક શોભે છે. સ્વયંવરમંડપમાં રાજા અને રાજપુત્રોને બેસવાને યોગ્ય સુંદર મંચાઓ ગોઠવવામાં આવ્યા છે. મંડપની ચારે

દિશાએ ચાર દરવાજા કરાવ્યા છે. એવી રીતે રાજાએ મંડપની તૈયારી કરીને ચારે દિશાએ દેશપરદેશના રાજા અને રાજકુમારોને બોલાવવાને માટે દૂતોને મોકલ્યા છે, અને આપને પુત્ર સહિત આમંત્રણ કરવાને માટે મને મોકલ્યો છે. તેથી પ્રસન્ન થઈને આપ જલદી મારી સાથે ચાલો. આપના ચરણોવડે અમારૂં નગર પાવન કરો." પ્રધાનનું એ કથન સાંભળીને રાજા વિચારમાં પડ્યો કે "હું હવે વૃદ્ધ થયો છું, જેથી મારે તો વ્રતમાંજ રક્ત રહીને આત્મસાધન કરવું જોઈએ, તેને બદલે પાણિગ્રહણ કરવું અથવા તો એવા મંડપમાં બેસવું એ શું મને યોગ્ય છે ?" એમ વિચારી રાજા પોતાની જરા અવસ્થા અને મંત્રીનું કથન સાંભળીને વળી મનમાં વિચારવા લાગ્યો કે "હવે એ સુંદરી તો ગુણવર્માનેજ યોગ્ય છે; અને મારે તો ગુફામાં રહીને આત્મસાધન કરવું તેજ શ્રેયકારી છે." એમ ચિંતવી પ્રધાનનો સત્કાર કરીને તેની સાથે પરિવારયુક્ત પોતાના પુત્ર ગુણવર્માને શુભ મુહૂર્ત્તે મોકલ્યો. અનુક્રમે પ્રયાણ કરતાં શ્રીષેણ રાજાની સરહદમાં તેઓ આવ્યા, ત્યારે રાજા પોતેજ તેના ગુણથી આકર્ષાઈને તેની સામે આવ્યો અને તેને યોગ્ય ઉતારો આપી તેનું સન્માન કર્યું. એવી રીતે જે જે રાજાઓ પોતાના દેશથી આવતા ગયા તેમને પ્રવેશમહોત્સવવડે જુદા જુદા ઉતારામાં ઉતાર્યા.

હવે સ્વયંવરનો દિવસ નજીક આવતો હોવાથી સ્વહિતની અભિલાષી રાજકન્યા કનકાવતી વિચારવા લાગી કે.-"સારૂં ખોટું જાણવામાં અસમર્થ એવા મારા પિતાએ મારી ઉપરની અતિ કૃપાદૃષ્ટિથી સ્વયંવરમંડપ રચાવ્યો. પિતા માણસની પ્રગટ પરીક્ષા કરવાને સંપૂર્ણ સાધનો છતાં પોતાને માથેથી ભાર ઉતારી મને સોંપે છે. વળી તેઓ સર્વે વાત જાણતાં છતાં રાજાઓના અંતરના ગુણદોષ જાણી ન શકયા, તો હું ઘરના ખુણામાં રહીને તેમના ગુણદોષને કેમ જાણી શકીશ ? કેમકે મલ્લ પુરૂષો જેમ વિજયલક્ષ્મીને ઈચ્છતા યુદ્ધમાં મલ્લ તરીકે ઝળકી નીકળે છે તેમ સર્વે રાજાઓ અને રાજકુમારો ઉત્તમ વસ્ત્રાભૂષણો સજીને તે સમયે તો પોતાનું વાગ્ચાતુર્ય બતાવવા ભાટ ચારણો પાસે પોતાની કીર્તિના યશોગાન કરાવશે. એવી સ્થિતમાં હું તેમના ગુણદોષની પરીક્ષા

કેવી રીતે કરીશ ? ને પરીક્ષા કર્યા વગર જો મને કદાચ કોઈ ખરાબ વર મળ્યો તો પિતાનો આ સર્વે પરિશ્રમ-દ્રવ્યવ્યય નિષ્ફળ જશે, ને મારા ભાગ્યમા તો આટઆટલો ખર્ચ કરવા છતા હમેશનુ દુ ખજ રહેશે કેમકે કન્યાને જો ઘર સારો ન મળ્યો તો તેનો આખો જન્મારો વ્યર્થ ગયો જાણવો જેથી આજ રાત્રે એ સર્વે રાજાઓની પ્રચ્છન્નપણે મારે તપાસ કરવી-તેમના ગુણદોષની ખાત્રી કરવી ”

પછી તેજ રાત્રીના કુમારી પોતાની એક વૃદ્ધા સખીની સાથે પુરૂષનો વેશ ધારણ કરીને ભ્રમરીની માફક દરેક રાજાના ઉતારાઓમા ભમવા લાગી જેમ જેમ રાજાઓના એકાતમા થતા આચરણો તે જોતી ગઇ તેમતેમ તે પોતાની સખીને જણાવતી ગઇ “સખી ! જો આ રાજા અલ્પબુદ્ધિવાળો છતા પોતાની વાકૂકળા બતાવવાને કેવો આડબર કરે છે ? જુઓ, આ રાજા મદ્ય પીનારની માફક અલ્પ કળાવાળો છતા અભિમાનમાજ ઉન્મત્ત થઇ ગયો છે આ ત્રીજો સર્પની માફક ક્રોધા યમાન થયો છે, તેની આગળ નોકરો બિચારા આજીજી કરતા ક્ષમા માગે છે, છતાપણુ તે શાત થતો નથી આ ચોથો રાજા પોતાના માણસો સાથે કેમ સભાષણ કરવુ તેપણુ ગામડીઆ ગમારની માફક સમજતો નથી ” એ પ્રમાણે સર્વે રાજાઓના દોષો પોતાની સખીને સભળાવતી કાંઈક ખિન્ન થયેલી કુમારિકા ગુણવર્માના મદિરમા-ઉતારામા આવી મિત્રોની સાથે સ્નેહથી વાર્તાલાપ કરતો, તત્ત્વજ્ઞ પુરૂષોના સુધાસમા વચનો પ્રીતિથી ગ્રહણ કરતો એને કનકવતીએ નિહાળ્યો એ છટા, એ ગૌરવ, એ પાટવતા, એ ચપળ કમળાક્ષીઓના નેત્રને હરણ કરનારૂ રૂપયૌવન જોઇને કન્યાએ મુગ્ધ ભાવથી માથુ ધૂણાવ્યુ જાણે પૃથ્વીનો બીજો ઇદ્ર હોય એવા અદ્ભૂત ગુણવાળા ગુણવર્માને જોઈબાળાનુ ચિત્ત એનામાજ સ્થિરભાવ પામ્યુ સર્વ ઠેકાણે ભ્રમણ કરવાથી ખેદયુક્ત થયેલુ તેનુ ચિત્ત ત્યા શાતિ પામ્યું જેમ ગ્રીષ્મઋતુના તાપથી તપેલાને શીતળ છાયામા શાતિ થાય તેમ કુમારને જોવાથી તેનુ હૃદય પ્રસન્ન થયુ પછી પોતાના ચિત્તને ગુણવર્માના ચરણમા મૂકીને તેના પ્રતિ સ્નેહવાળી કુમારી ફક્ત શરીરને લઇનેજ સખી સાથે પોતાના આવાસમદિરમા આવી, અને પોતાની એ સહચરીને

હૃદય જેવો હાર અને સંદેશો આપીને કુમાર પાસે મોકલી. કોઇ અજાણી દાસી પોતાને મળવા આવે છે એમ જાણી આશ્ચર્ય પામતા કુમારે પોતાના સ્વજનોને દૂર કરીને એકાંતમાં તેણીને મળવાને બોલાવી. તેના આગમનનો હેતુ પૂછયો. તેના જવાબમાં વૃદ્ધાએ જણાવ્યું કે " કુમાર ! મારી પુત્રી રાજકુમારી કનકવતીએ તમારી પરીક્ષા કરીને આ હાર મોકલવાના મિષે તમને વરવાનો નિશ્ચય કર્યો છે. પ્રભાતમાં વરમાળા આપના કંઠમાં આરોપાશે, તેની ખાત્રીને માટે આ હાર આપના કંઠમાં એ બાળા અત્યારેજ અર્પણ કરે છે. પણ હે વિજ્ઞ ! તે પહેલાં તેની એક વિનંતિ તમારે સ્વીકારવી પડશે. "

અમૃતથી પણ અધિક મીઠાશવાળાં એ મધુર વચનોનું શ્રવણ કરતો–પાન કરતો કુમાર બોલ્યો. " તે વિનંતિ શું છે ? "

" તે એજ કે આપણો વિવાહ થયા પછી કેટલાક દિવસ પર્યંત હું બ્રહ્મચર્ય પાળીશ; છતાં આપે મારા ઉપર મંદ સ્નેહવાળા થવું નહિં. આવો અપૂર્વ સ્નેહ, ક્રીડા કરવા યોગ્ય સમાન નવીન તારૂણ્ય તથા પ્રાર્થના છતાં આમ શામાટે કરવું ? એવું જાણવાની તમારી આકાંક્ષાને પણ હું તરતમાં પૂર્ણ કરીશ નહિ, પરન્તુ સમય આવતાં તમે તમારી મેળે તે જાણી શકશો." આ પ્રમાણેનું તે ધાવમાતાનું વચન સાંભળીને કુમાર બોલ્યો. " એ જીવિતેશ્વરીનું વચન હું કયારે પણ લોપીશ નહિ. " એમ કહીને તે વૃદ્ધાને વિશ્વાસ પમાડ્યો.

કુમારનાં વચન સાંભળી સ્વસ્થ થયેલી દાસીએ કનકાવતીના હૃદયસમો એ હાર કુમારને પ્રેમની પ્રથમ નિશાની તરીકે અર્પણ કર્યો. અને ખુશીની વધામણી દેવાને તેણી પોતાને ઠેકાણે ચાલી ગઈ. રાજકુમારીને એ ખુશીનો સંદેશો કહી સંભળાવ્યો, તેથી તેણીનું હૈયું બહુ પ્રસન્ન થયું.

એ શ્વેત અને શાંતિ કરનારો મુકતાફળનો હાર રાજકન્યાને વિયોગે કુમારે તત્ક્ષણ હૃદય ઉપર ધારણ કર્યો, જે તેના વિરહાનળના તાપને નાશ કરનારો થયો.

પ્રાતઃકાળે સૂર્યોદય થયા પછી સર્વે રાજાઓ અને રાજકુ-

મારો સર્વોત્તમ વસ્ત્રાલંકારોમાં સજ્જ થઇને સ્વયંવરમંડપમાં આવ્યા. તેમને નોકરોએ પોતપોતાને યોગ્ય ગોઠવેલા મંચાઓ ઉપર બેસાડ્યા. જ્યારે ગુણવર્મા કુમાર સજ્જ થઇને મંડપમાં આવ્યો ત્યારે તેને જોઇને સર્વે રાજાઓ નિરાશ થઇ ગયા. કનકવતીને પ્રાપ્ત કરવાના તેમના હવાઇ વિચારો હવામાં મળી ગયા.

એટલામાં સ્નાન કરીને જેના અંગે ચંદનનું વિલેપન કર્યું છે એવી સર્વાંગે અલંકારોને ધારણ કરતી કનકાવતી પાલખીમાં બેસીને વાજીંત્રોના નાદ સાથે આવતી નજરે પડી, અને સર્વે રાજાઓનું ધ્યાન તેના ભણી આકર્ષાયું. એક સખી વરમાળા લઇને પાલખીની આગળ ચાલતી હતી. પાછળ સ્ત્રીઓ મધુરાં મંગળ ગીતો ગાઈ રહી હતી. પાલખીમાંથી ઉતરીને તે કુંવરી સ્વયંવરમંડપમાં આવી કે સર્વે એને જોઇને વિચારમાં પડી ગયા. "અહો! શું આ તે લક્ષ્મી કે સરસ્વતી? રંભા કે રતિ? નાગકુમારી કે વિદ્યાધરી? આ કોણ હશે? આ રાજબાળાને જોવામાત્રથી પણ આટલે દૂર આવવાનો આપણો પરિશ્રમ સફળ થયો છે."

સર્વે રાજાઓના ચરિત્રોને જાણનારી એક વૃદ્ધા પ્રતિહારી રાજકુમારીને લઇને દરેક રાજાઓને ઓળખાવતી સ્વયંવરમંડપમાં આગળ ચાલી, અને બોલી—"કુમારી! સર્વે રાજાઓ રૂપ, યૌવન અને લક્ષ્મીથી ગર્વિત થયેલા, કામદેવને જીતનારા એવા તને મેળવવાની આશાએ આવ્યા છે, તો એમાંથી તારે લાયક એકને તું તેમના ગુણો જાણીને શોધી લે. જો આ માલવદેશનો મહાશાલરાજા, જેના તાપથી તપેલા શત્રુરાજાઓ વનમાં જઇને રહ્યા છે; અને જે સેવા કરનારાઓને કલ્પવૃક્ષ સમાન છે. વેલ જેમ વૃક્ષની સાથે વીંટાઈ રહે છે તેમ તારી વરમાળ પણ તું તેના કંઠમાં આરોપણ કર."

"જો એ માલવેશ હતો તો બેલની માફક સર્વે રાજાઓની આગળ કેમ બેઠો?" કન્યાનું વચન સાંભળીને વૃદ્ધા આગળ ચાલી. "જો, જેણે પોતાના પ્રબળ પરાક્રમે કરીને સર્વે રાજાઓનાં મસ્તક નમાવ્યાં છે, એવા આ સિંહ સમાન અંગાધિપ સિંહનરેશને હે વત્સે! તમે વરો!"

" એ સિંહની પાસે તો સિંહણ શોભે ને હું તો બળ વિનાની અબળા. કહો, મારો ને એનો મેળ કેમ મળે ? " દાસી તે સાંભળીને આગળ ચાલી.

" જો આ મગધાધિપતિ મહાબલ રાજા ! જેની કીર્તિ ભાટ ચારણો રાત દિવસ ગાયાજ કરે છે; જેણે પોતાના અદ્વિતીય ઐશ્વર્યવડે પરોપકાર દૃષ્ટિથી લોકોનાં ગૃહ પણ ધનધાન્યથી ભરીને રાજગૃહ જેવા કરી મૂક્યા છે, એવી અતુલ્ય સંપદાના ધણીને પામીને સુખી થા. "

" એ મારે તાત સમાન પ્રણામ કરવાને યોગ્ય છે. " તેમ સાંભળીને પ્રતિહારિણી આગળ ચાલી. " સકળ કળાનો નિધાન આ કાશી દેશનો વીરસેન રાજા. ખચીત તે તારે વરવાને યોગ્ય છે. પંડિત અને દેવતાઓને પણ વલ્લભ એવી આ રાજાની કીર્તિરૂપી ગંગા શંખની માફક શ્વેત વર્ણવાળી થઇને સમુદ્ર પર્યંત પહોંચી ગઈ છે, એવા આ રાજાને તારી વરમાળા આરોપ. "

" હે માત ! એ દેહે તો કાળો છે, છતાં તેની કીર્તિ ઉજ્વળ કેમ થઇ ગઇ વારુ ? પ્રાયઃ કરીને જે શરીરે કાળો-શ્યામ સ્વરૂપ હોય તે હૃદયનો પણ તેવોજ હોય. " કુંવરીનું ધીમેથી આવું વચન સાંભળીને દાસી આગળ ચાલી. " જો આ સૌરાષ્ટ્ર દેશનો સૂર રાજા. જેને ભંડારીની માફક નિરંતર સંપદાઓ સમુદ્ર અર્પણ કરે છે. દુર્ભવ્યને દુઃખે પામવા યોગ્ય શત્રુંજય અને ગિરનાર પર્વતો જેના રાજ્યમાં સ્થિરતા કરીને રહ્યા છે, તું પણ આવા પતિની સાથે સુખે સુખે તીર્થોને નમી શકીશ. "

" અરે મા ! એ સૌરાષ્ટ્રવાસીને રાત્રીના નિદ્રા ક્યાંથી આવતી હશે કે જ્યાં નજીકમાંજ સમુદ્રની ભયંકર ગર્જનાઓ ગાજી રહેતી હોય ? "

એવી રીતે દાસીએ સર્વે રાજાઓનાં વર્ણન કર્યાં, છતાં કુમરીના ધ્યાનમાં એક પણ રાજા આવ્યો નહિ. તેનું મન પણ કોઈમાં લોભાયું નહિ. જેથી રાજાને-તેના પિતાને ખેદ થયો. અનુક્રમે તે

વૃત્તિઓ બદલાતાં તો કંઇ વારજ નથી લાગતી. હા ! વનિતાજનની એ ગૂઢ માયાને ધિક્કાર થાઓ કે જે ત્રણુ લોકને વિષે ધીરપુરૂષોની મતિ ઉપર પણુ અસ્ખલિતપણે કામ કરે છે. તે એક સ્ત્રીના મનરૂપ ગહન વનમાં પ્રવેશી તેનું અવગાહન કરવાને શકિતવાન થતી નથી. એક વસ્તુથી બીજી અધિક જોવામાં આવતી નથી ત્યાં લગીજ તેને પોતાની માની તે ઉપર પ્રેમ કરે છે; પરન્તુ એથી અધિક જોતાં તેનાં હૃદયનાં ભાવો તુરતજ બદલાઇ જાય છે. સ્ત્રીપુરૂષનું આવા ચપળ મનવાળું જોડું યુગલ તરીકે ક્યાંલગી રહી શકે ? આટઆટલી માવજત કરતાં, એની સેવા કરતાં, કષ્ટ સહન કરતાં પણુ આ ચંચળ મનવાળી સ્ત્રી મારી ન થઇ, આખરે બીજા પુરૂષમાં એ રક્ત થઇ, કિંતુ જ્યાંલગી એને વિશેષ કલંક લાગ્યું નથી, ત્યાં લગી એને ઠેકાણે મૂકીને હું મારા આત્મસાધનનો માર્ગ શોધી લઉં."

દોષનું મંદિર એવી સ્ત્રીઓ તો સર્વ ઠેકાણે પુરૂષને આપત્તિમાંજ નાખનારી છે. સ્ત્રી પણુ નારીજાતિ છે. માયા પણુ નારીજાતિ છે. બન્નેનું સ્ત્રીલિંગ હોવાથી સમાન છે. માયા એ મોહિનીનેજ વળગેલી છે, અર્થાત્ સ્ત્રીનું હૃદય એ માયાનું ગૂઢ મંદિર છે. હા ! જે એના હૃદયમાં છે તે એના વચનમાં નથી, જે વચનમાં જણાય છે તે કાર્યમાં—ક્રિયામાં જણાતું નથી. એવી સ્ત્રીઓ કેવી રીતે વિશ્વાસનું સ્થાનક થઇ શકે ? દાનવડે કે માનવડે, કળાવડે અથવા તો કૃપાવડે કૃતાંતની માફક ક્રૂર વનિતાઓ કોઈ રીતે વશ થઇ શકતી નથી. એમને તો સ્વેચ્છાચારપણુંજ હમેશાં પ્રિય હોય છે.

અરે ! જેને માટે વિદ્યાધરપતિ સાથે યુદ્ધ કર્યું, સમુદ્ર તર્યો, વનેવન વનેચરની માફક ભમ્યો, એ સ્ત્રી આજે બીજાના ચિત્તરંજનને માટે થઇ; પારાવાર રહિત આ સંસારનું સ્વરૂપ જાણુવાને કોણુ સમર્થ છે ? આવા આ સંસારમાં પુરૂષો સ્ત્રીરૂપી પાષાણુમય શિલાનું ગાઢ અવલંબન લઇને—એ સ્ત્રીરૂપી શિલાને વળગવાથી ડુબી ગયા છે, તે હજી શોધ્યા પણુ જડતા નથી. જેને માટે મેં આટઆટલું સહ્યું—વફાદારી બતાવી, આખરે એનું આ પરિણામ ! હશે ખેર ! હજી કંઇ વિશેષ બગડયું નથી. અહીંથી નજીક એના મામાનું રાજ્ય છે; ત્યાં એને મૂકીને હું આ પાપ શિલાને

છોડી મારૂં આત્મસાધન કરી લઉં. કોઇ જ્ઞાની ગુરૂ પાસે વ્રત અંગીકાર કરી વિરાગી ઉપર રાગદ્રષ્ટિથી જોનારી અને પોતાને ખોળે લીધા પછી અનંતકાળે પણ નહિ તજનારી મુક્તિવધૂને પામું. અને અનાદિની આ સંસારની પીડા મટાડી દઉં." એમ વિચારી તરતજ; પ્રિયાની પાસે આવીને એ ધીર પુરૂષ ગંભીર વાણીથી બોલ્યો "પ્રિયે ! હજી મધ્યાન્હ સમય થવાને વાર છે, માટે આગળ આપણી મુસાફરી શરૂ કરીએ. નજીકના કોઇ બીજા શહેરમાં રાત્રી નિર્ગમન કરીશું."

"સ્વામી ! આજની રાત અહીં રહીને પ્રાતઃકાળે આપણે આગળ ચાલીએ તો શું હરકત છે ?" પ્રિયાએ રાત્રી અહીંજ વ્યતીત કરવાની માગણી કરી.

કનકવતીએ રહેવાને સૂચવ્યું, છતાં કુમાર તો પોતાની મુસાફરીની તૈયારી કરીને આગળ ચાલવા લાગ્યો.

એ બાળા વિચારમાં પડી-"હું શું કરૂં ? કયાં જાઉં ? ભયથી એને કાંઇપણ વધારે કહેવાની મારી હિંમત ચાલતી નથી." એ પ્રમાણે વિચારતી આકુળવ્યાકુળ ચિત્તે ચારે બાજુએ કાંઇક શોધતી ને મનમાં બળબળતી તે તેની પાછળ ચાલી.



## પ્રકરણ ૨૮ મું.

### 'પાપનું પ્રાયશ્ચિત્ત.'

કેટલેક દૂર જતાં અનુક્રમે કનકવતીના મામાનું નગર આવ્યું. એ સિંહપુરીમાં જઇને તેઓ સિંહરાજાના દરબારમાં ગયાં. રાજાએ કોઇપણ રીતે પોતાની ભગિનીપુત્રીને ઓળખીને તેનું સન્માન કરી ખોળામાં બેસાડી એના સુખ દુઃખની વાત પૂછી." દીકરી ! પોતાના ઘરની માફક તું અહીંજ અમારા આશ્રયે રહે અને મોજ મજા કર. તમે બે મને કાંઇ ભારે પડશો નહિ. મારૂં મકાન, સમૃદ્ધિ એ સર્વે તમારૂં જ છે." રાજાએ એમ કહીને તેમને એક મકાન

કાઢી આપ્યું. દાસ દાસી વિગેરેની સગવડ કરી આપી. ત્યાં તેઓ બન્ને રહ્યાં. રાત્રીને સમયે ગુણવર્મા એ સ્ત્રીને છોડીને દીક્ષા લેવાની ઇચ્છાથી ચાલ્યો ગયો. જેમ કારાગ્રહમાંથી છુટો થતાં કેદીને જેટલો હર્ષ થાય, તે કરતાં સ્ત્રીના પાશમાંથી છુટતા ગુણવર્માને અધિક હર્ષ થયો. ગમે તે પ્રકારે નગરના કીલ્લાનું ઉલ્લંઘન કરીને તેણે ગુણરત્ન મુનિની પાસે જઇ દીક્ષા ગ્રહણ કરી. બાહ્ય શત્રુઓને તો તે જીતવાને સમર્થ હતો, હવે અભ્યંતર શત્રુઓને જીતવાને એણે ભગવંતે કહેલો દીક્ષામાર્ગ અંગીકાર કર્યો. પોતાના આત્માનું હિત કરવામાં તે સંપૂર્ણપણે લક્ષ્ય આપવા લાગ્યો. સંસારના બંધનોથી મુક્ત થઇને સિદ્ધના ધ્યાનમાંજ તે તત્પર રહેવા લાગ્યો.

પ્રાત:કાળ થતાં જ્યારે કનકવતી નિદ્રામાંથી જાગી ત્યારે સ્વામીને પાસે નહિ જોવાથી તેણે મંદિરમાં સર્વે ઠેકાણે તપાસ કરી, નોકર ચાકરને પૂછ્યું, છેવટે એની ભાળ નહિ મળવાથી એણે મામાને જાહેર કર્યું. મામાએ-રાજાએ નગરમાં-ઉપવનમાં તપાસ કરાવી ઘોડેશ્વારો મોકલીને નગરની આજુબાજુ સર્વ સ્થળે તપાસ કરાવી પણ કુમારનો ક્યાંઇ પણ પત્તો લાગ્યો નહિ.

છેવટે નિરાશ થઇને મામાએ ભાણેજને પોતાની પાસે બોલાવી ખોળામાં બેસાડીને શિખામણ આપવા માંડી—" દીકરી ! શામાટે ખેદ કરે છે ? પૂર્વભવનાં બાંધેલાં કર્મોને રોકવાને પંડિતો પણ સમર્થ થતા નથી. સર્વ ઠેકાણે તારા સ્વામીની તપાસ કરી પણ ક્યાંઈ એનો પત્તો લાગતો નથી, છતાં તપાસ તો હમેશાં ચાલુ રહેશે. તું સુખેથી આપણે ઘરે રહે, મનમાં જરા પણ ઓછું લાવીશ નહિ. કોઇપણ રીતે તારા પતિને શોધી કાઢીને હું તને મેળવી આપીશ-તારા કોડ પૂરા કરીશ. સુખપૂર્વક અહીં રહે, અને ધર્મ સાધન કર, જેના પ્રભાવથી સર્વે સારૂં થશે—તારૂં સમિહીત થશે." મામાએ એ સુજબ સમજાવેલી ભાણેજ લોકાચાર પ્રમાણે સાડા ત્રણ દિવસ શોક પાળીને અનુક્રમે તે વાત ભૂલી જવા લાગી. તેનું ચપળ ચિત્ત હવે નિરંકુશ થયું. રહ્યોસહ્યો અંકુશ પણ જતો રહ્યો હતો, જેથી સ્વચ્છંદપણે એના મનના ઘોડા આકાશમાં દોડવા લાગ્યા. દીલમાં અનેક અવનવા તરંગો ઉઠવા માંડ્યા. નવીન

યૌવન હતું, હૃદય આશાઓથી ભરેલું હતું, ભોગેચ્છા તીવ્ર હતી, પતિનો વિયોગ હતો, એવી સ્થિતિમાં યૌવનવતી અબળાએ વ્યભિચાર વગર બીજું શું કરે ?

કર્મની ગતિ વિચિત્ર છે. તે રંકને રાજા અને રાજાને રંક બનાવી શકે છે. મનુષ્યથી ન બની શકે તે કર્મ બનાવી શકે છે. માણુસ સંયોગોને આધીન છે. ખચીત આજે જે ધનવાન હોય છે તેને એક દિવસ ખાવાને ટુકડો પણુ મળતો નથી. એક દિવસનો ધર્મી માણુસ સમય આવતાં પાપ તરફ બેધડક ઘસડાઈ જાય છે; કુલટા સ્રીઓ સમયપરત્વે ઠેકાણે આવી જાય છે અને સતી સ્રીઓ સમયને આધિન થઇને વ્યભિચાર તરફ આકર્ષાઈ જાય છે. સતીત્વનો દાવો કરનારી કનકવતી હવે સંસારના સ્વચ્છંદ સુખમાં આગળ વધવાની તૈયારી કરી રહી હતી. અત્યંત રૂપવાન શંખપુરના રાજ-કુમારને જોયો, ત્યારથીજ તેનું ચિત્ત ત્યાં લાગેલું હતું. તેની વચમાં તેનો પતિ જે તેને અંતરાય રૂપ હતો તે કાંટો પણુ અત્યારે દૂર થયો હતો. તેનો માર્ગ હવે તેને મન નિષ્કંટક હતો. તેને તો ખબર હતી કે "મારા સ્વામીએ મારૂં દુષ્ટ ચરિત્ર જોયેલું હશે, જેથી મને મારા મામાને ઘેર મૂકીને એ વૈરાગી દીક્ષા લેવાને ગયા હશે ને મારા દુર્ગુણોની એણે ઉપેક્ષા કરી હશે. તો મારે પણુ હવે મારા મનનું ધાર્યું કરવું જોઇએ. એણે સમર્થ છતાં મારા દોષો ક્ષમા કર્યા, નહિ-તર બીજો કોઈ હોત તો સ્રીને મારી નાખે અથવા પોતે મરી જાય, પણુ એ પુણ્યવાને વચનમાત્રથી પણુ મારી ઉપર દ્વેષ બતાવ્યો નથી. તે દિવસે ગુરૂની વાત સાંભળીનેજ એનું મન વૈરાગ્યમાં લીન થયું હતું. હાલમાં મારો અન્યાય જોઇને નક્કી એ પ્રવ્રજ્યા ગ્રહણુ કરશે. જો એ દીક્ષા લે તોજ મારા સકળ મનોરથ સિદ્ધ થાય. હું પણુ મારા ઇચ્છિત સ્થાનકે જઇને અભિલષિત સુખને ભોગવું." ઇત્યાદિક ચિંતવતી તે ચોથા દિવસની રાત્રે મામાના ઘેરથી એકાકિની શંખપુરને રસ્તે રાજપુત્ર ગુણુચંદ્રને મળવાને ચાલી.

સતીમાં ખપતી અબળા અત્યારે પતિનો ત્યાગ કરીને અનાચાર સેવવામાં કેવી તત્પર થઇ હતી ? પોતાના યાર પાસે મધ્યરાત્રીએ જતાં એને કોઇનો ડર નહોતો. યાર ઉપર એને પતિ કરતાં પણુ

અથાગ પ્રેમ હતો. એના રૂપની એ ભ્રમરી બની હતી, એને મળવાના ઉત્સાહમાં કોઇની પણ પરવા વગર તે શંખપુરી તરફ ધસી જતી હતી. આશા, તૃષ્ણા, ભોગની વાંચ્છા વિગેરે પતિ સુખની તીવ્રેચ્છાના તરંગોમાં અત્યારે પરિશ્રમ પણ એને જણાતો નહોતો. કેમકે યારને મળવાનો દ્વિગુણઉત્સાહ હૃદયમાં ભર્યો હતો. પુષ્પધન્વાએ એને પોતાનો શિકાર બનાવી હતી. જેથી એ બાળા આ અનાચારને રસ્તે જતી હતી. છતાં ભાવી શું હોય છે તે કોઈ જાણી શકતું નથી. માણસ, પછી તે સ્ત્રી હો કે પુરૂષ પણ સુખ મેળવવાને તો તનતોડ મહેનત કરે છે, અનાચાર સેવે છે, છતાં સુખ પ્રાપ્ત થવું એ તો દૈવાધિન છે. પૂર્વના પુણ્ય શિવાય પ્રાણીઓને ગમે તેટલો પ્રયાસ–ઉદ્યમ કર્યા છતાં પણ સુખ પ્રાપ્ત થતું નથી. આ બિચારી જે સુખ પતિ પાસેથી ન મેળવી શકી તે લેવાને બીજાની પાસે દોડી. અત્યારે તો બન્ને લોકનો સ્વાર્થ બગાડી એ રસ્તે તે દોડી હતી. કામ ક્રોધમાં મુંઝાયેલો અજ્ઞાની આત્મા ઓછો સમજે છે કે હું કયાં જાઉં છું ? કયે રસ્તે જાઉં છું ? આ રસ્તે જવામાં મને લાભ છે કે કેમ ? મનને પરવશ થયેલા જીવોની સંસારમાં એવીજ સ્થિતિ હોય છે.

કનકવતી ગુણચંદ્ર કુમાર પાસે પહોંચી ગઇ, અને ચાટુ વચનોએ એને સમજાવવા લાગી. 'પ્રિય ! જ્યારથી તમને જોયા છે, ત્યારથીજ હું તમારી થઈ છું. પૂર્વે ભરથારના ભયથી તમારી સાથે બરાબર મળાયું નહોતું પણ હવે નિર્વિઘ્ને આપણે મનગમતાં સુખો ભોગવી શકીશું. મારૂં મન તો એક તમને જ ઝંખે છે, ત્યાં પછી લોકોક્તિનો શું ભય છે ? તેની સાથે મારૂં મન નહિ છતાં મારે જવું પડયું; પરન્તુ તરત જ તમારામાં મારૂં ચિત્ત હોવાથી હું પાછી આવી. ” આવી મનોહર વાણીવડે કુમારનું દીલ રંજન કરવાથી કુમારે પણ ખુશી થઇને તેનું અધિક સન્માન કર્યું. પ્રાણથી અધિક વહાલી ગણીને એને સર્વે રાણીઓમાં પટ્ટરાણીપદ આપ્યું. અને હમેશાં એનીજ સાથે રક્ત રહેવા લાગ્યો. પોતાની બીજી રાણીઓની આવી રીતે ઉપેક્ષા કરવાથી બીજી સ્ત્રીઓ મનમાં આ કનકવતી ઉપર અતિ ક્રુદ્ધ થઇ ગઇ. કોઇપણ રીતે એનો રસ્તો કરી નાખવાને તે તૈયાર થઇ ગઈ. સમુદ્રમાં પડેલું પાણીનું બિંદુ જેમ સમુદ્રના

અથાગ જળમાં મળી જાય, તેમ આ બન્ને જણાં એક બીજાના પ્રેમમાં તદ્રુપ બની ગયાં.

કુમારની બીજી રાણીઓ આપસઆપસમાં એકઠી મળીને વિચાર કરવા લાગી. "અરે ! જુઓ તો ખરા. આ આજકાલની આવેલી, કોણ જ્ઞાતિની, કયા કુલની, તેને પરણ્યા વગર વેશ્યાની માફક રાખીને કુમારે એને પટ્ટરાણીનું પદ આપ્યું. કુમારને એણે એવું કામણ કરી દીધું છે કે તે ક્ષણભર પણ એના વગર રહી શકતા નથી. એ આજકાલની વેશ્યાસરખી સ્ત્રી આપણને બધાંને રખડાવી જાય એ કેમ પાલવે ? માટે આપણે સર્વેએ એ રાંડને માટે શું પગલાં લેવાં ? એ કાંટાને ક્યા કાંટાવડે કરીને દૂર કરવો ? એ રાંડે તો આવીને આપણા બધાંના સુખમાં પથરો નાખ્યો, આપણા સર્વેનું ભાણું અભડાવ્યું; તો એને પણ આપણે બરાબર રખડાવવી જોઇએ. આપણે રાજવંશમાં ઉત્પન્ન થયેલીઓ છતાં એણે આપણને દાસીની જેવી બનાવી દીધી; અને એ વેશ્યા આજે કુમારની પટ્ટરાણી થઇ પડી." છેવટે વિચાર કરીને એમણે એક રસ્તો શોધી કાઢયો. તે રસ્તો તેણીના નાશનો હતો. હંમેશને માટે તેને બીજી દુનિયામાં હવા ખાવાને મોકલવાનો હતો. "એમજ કરો, આપણા સર્વેના સુખનો એણે નાશ કરી નાખ્યો છે, માટે એ જીવશે તો આપણુ સર્વેને શૂળીની માફક હમેશાં દુઃખ રહેશે, અને જો તે એકલીજ મરશે તો આપણને સર્વેને સુખ થશે; માટે સમય આવતાં ઝેર આપીને એને પરલોકમાં મોકલી દેવી." એમ સર્વેએ નક્કી કર્યું.

યથાસમયે દાસીને ફોડીને ખુબ લાલચ આપી કનકવતીને ઝેર અપાવી દીધું. આ લોકમાંજ અનાચારનું ફળ અહીંને અહીંજ તેને મળી ગયું.

વિષયથી આર્ત્ત થયેલાં મનુષ્યો જગતમાં કયું પાપ નથી કરતાં ? પોતાના અલ્પ સ્વાર્થની ખાતર જીવો ઘોર પાપ કરીને દુરંત નરકમાં બેધડક ચાલ્યા જાય છે.

ઝેર ચડવાથી જેની ભોગેચ્છા અધુરી રહી ગઇ છે, સંસારની

વાસનામાંજ જેનું ચિત્ત રહી ગયું છે એવી કનકવતી આર્ત્તરૌદ્ર ધ્યાનમાં પડી ગઇ. મરણ સમયે જીવવાની ઘણી ઇચ્છા છતાં એ ભાવી ભવિતવ્યતા આગળ કોનું ચાલી શકે? સ્વતંત્રપણે જે કાર્ય જીવ કરી શકતો નથી તે પરાધીનપણે એને કરવું પડે છે. અત્યારે શરીરની રગેરગમાં ફરી વળેલું ઝેર કોઇ રીતે ઉતરે એવું નહોતું. દુનિયાના વિષમમાં વિષમ એવાં બન્ને પ્રકારનાં ઝેર કનકવતીનો પ્રાણ લેવાને તલસી રહ્યાં હતાં. કામ ક્રોધનું ઝેર તેના હૈયામાં ભર્યું હતું, એની સાથે બીજુ જીવલેણ બાહ્ય ઝેર મળ્યું હતું. એ બન્ને વિષથી વ્યાપ્ત એવી કનકવતીના હૃદયમાં અનેક દુઃખની લાગણી ઉત્પન્ન થઇ. જીવવાને અનેક વલખાં માર્યાં–બુમો પાડી, ધમપછાડા કર્યા; પણ એ સર્વે અત્યારે નકામું હતું. મૃત્યુના મુખમાંથી બચાવવાની કોઇની પણ તાકાત નહોતી.

મનુષ્યઇચ્છા કરતાં વિધિઇચ્છા બળવાન હતી, માણસની ઇચ્છા જુદી હોય છે, દૈવેચ્છા જુદાજ પ્રકારની હોય છે. એ દૈવેચ્છાને કોઇ ટાળી શકતું નથી. એની ઉપરવટ જઇને આજસુધીમાં કોઇએ પોતાનું મનમાન્યું કર્યું નથી, કોઈ કરવાને શક્તિવાન પણ થયા નથી, ઇંદ્ર, ચંદ્ર, સૂર્ય, ચક્રી ને વાસુદેવ એ બધા સમર્થ પુરૂષો કહેવાય છે. એમનાથી પણ સમર્થ અક્ષય વીર્યવાન અને અનંત વીર્યવાન તીર્થંકર ભગવંતો ગણાય છે. સર્વેને ભવિતવ્યતા સહન કરવી પડે છે. દૈવનું લેણું–કર્મોનું કરજ અવશ્ય ચુકવવું જ પડે છે. નહિતર ઋષભદેવ ભગવાન દીક્ષા લીધા પછી વર્ષ દિવસ પર્યંત આહાર રહિતપણે રહ્યા, એ કેમ બને? બાહુબળી એકજ જગ્યાએ વર્ષ દિવસ પર્યંત કાઉસગ્ગધ્યાને રહ્યા, શરીરે વેલડીઓ વીંટાણી ને એમાં પંખીઓએ પોતાના માળા કર્યા, છતાં પર્વતની માફક એ ધીર પુરૂષે આંખનું મટકું પણ માર્યું નહિ. એ બધું શા માટે? કર્મોનું કરજ ચુકવવા માટેજ. એ બધું એ જ્ઞાની મહાપુરૂષો પોતાની ઇચ્છાએજ–કર્મના નાશને અર્થેજ સહન કરતા હતા. મોહના પિંજરમાંથી મુક્ત થઇને મુક્તિમાં જવાને એ પ્રયત્ન કરી રહ્યા હતા. એવી સ્થિતિમાં પણ દુનિયાના સુખદુઃખોની એમને

ક્યાં પરવા હતી ? જ્યાંલગી શરીર ઉપર મમત્વભાવ રહે છે ત્યાં સુધીજ આત્મા બાહ્યદૃષ્ટિમાં રાચીને પોતાને સુખી યા દુઃખી માને છે, મોહમાયાને વશ પડીને અનેક પ્રકારનાં કુકર્મ કરીને મનુષ્યભવ હારી જઈ અધોગતિમાં તે ચાલ્યો જાય છે કે જેથી ઘણે કાળે પણ એ પ્રાણી પાછો અનેક જન્મ મરણ કર્યા છતાં પણ મનુષ્યજન્મ દેખી શકતો નથી. તો પછી ધર્મ પામવાની તો વાતજ શી કરવી ?

રંક ભિખારી કનકવતી ! ઉત્તમ મનુષ્યજન્મ પામી સુખ સમૃદ્ધિની સર્વે સંપત્તિ પ્રાપ્ત છતાં પૂર્વના ભોગોપભોગના અંતરાયે એ સર્વે વ્યર્થ ગયું હતું. એ ગુણવર્મા કુમાર અને કનકવતી રાજબાળા મનુષ્યભવમાં બન્નેનો અદ્ભૂત મેળાપ થયો, પરન્તુ અહીંથી બન્નેના આગામી ભવસ્થિતિ ન્યારીજ હતી. ગુણવર્મા દેવલોકનો અતિથિ હતો, કનકવતી ચોથી નરકની મેમાન હતી. સંસારમાં આ મેળાપ એ તેમનો આખરનો હતો, છતાં બન્નેએ તેનો જોઇએ તેવો લાભ તો નજ લીધો. હવે પછી અનંત કાળે પણ તેઓ સંસારમાં ફરીને મળી શકે તેમ નહોતું; કેમકે દેવલોકથી ચ્યવીને મનુષ્ય ભવ પામી ત્યાંથી ગુણવર્મા મુક્તિમાં જવાના હતા. કનકવતી નરકમાંથી નિકળ્યા પછી ભલે સંસારમાં પરિભ્રમણ કરે, છતાં ગુણવર્મા ફરીને એને નજ મળે; તેમ છતાં એ બાળા એની પણ સગી ન થઇ. એણે કુમારને દગો દીધો, તો દૈવે એને બરાબર ગુલાંટ ખવડાવી, મુક્તિવધૂનો લાડકો એ ગુણવર્મા, એણે તો સ્રીને માફ કરી. એના દુર્ગુણો તરફ ઉપેક્ષા કરી, તો એ મુક્તિવધૂનો અધિક લાડકો થયો. છતાં કુદરત કાંઇ રહેમ કરે તેમ નહોતી, કુદરતે તો કનકવતીને બરાબરજ શિક્ષા કરી હતી, ઘણા કાળ પર્યંત દુઃખ ભોગવ્યાજ કરે એવા ઠેકાણે એને ખેંચી હતી. કેમકે કરેલું પાપ તો કોઇને પણ છોડતું નથી.

તરફડિયાં મારતી અને ધમપછાડા કરતી કનકવતીને બચાવવાને ઘણી મહેનત કરવામાં આવી, અનેક કુશળ રાજવૈદ્યોને બોલાવવામાં આવ્યા. વૈદ્યોએ પોતાની અનેક યુક્તિ પ્રયુક્તિઓ વાપરી–ભિન્નભિન્ન જાતની ગુટિકાઓ અજમાવી. ભંડારમાંથી વિષ ઉતારનારાં મણિ મંગાવ્યાં, પણ જે દિવ્ય હતાં તે અદૃશ્ય થયાં. પ્ર-

ભાવ વગરનાં હતાં, તેમનાથી કંઇપણ લાભ ન થયો. તુટી તેની જગતમાં બુટીજ નથી. આયુષ્યની દોરી પૂર્ણ થતાં તે કોઇનાથી સાંધી શકાતી નથી, કોઇએ સાંધી નથી. સર્વેને હાથ ઘસતાંજ જવું પડે છે. કરેલાં કર્મો સર્વેને ભોગવવાં પડે છે. ચોથી નરક પૃથ્વીમાં કનકવતીની જગ્યા નિર્માણ થઇ ગઈ હતી. ઘણા કાળ પર્યંત જ્યાંથી નીકળી ન શકાય એવી સ્થિતિમાં એને દુઃખ ભોગવવાને રહેવાનું હતું. ત્યાં નહોતી દાદ કે ફરિયાદ ! એ દુઃખ—એ સંકટો જે નારકી ભોગવી શકે છે, તેનાથી થતી વેદનાને તેજ અનુભવી શકે. મનુષ્ય પામર પ્રાણીને એની કલ્પના પણ ક્યાંથી હોઇ શકે ? જો એની કલ્પના થાય તો તો પ્રાણી પાપજ ન કરી શકે, અનાચારજ ન સેવી શકે ! પરન્તુ યૌવનવયથી ઉન્મત્ત થયેલો મનુષ્ય અકાર્ય કરતાં તે વખતે પાછું વાળીને જોતો નથી કે હું શું કર્યે જાઉં છું.

કનકવતીની ઝેરના પ્રયોગથી મોતની છેલ્લી ઘડીઓ ગણાવા લાગી. એ પ્રિયતમ, એ સમૃદ્ધિ, એ સુખ, એ વાસનાઓ, એ વૈભવ સર્વે હાજર હતું, મોતની છેલી ઘડીએ એ સર્વે તે નિહાળી રહી હતી, પણ કોઇનામાં એને બચાવવાની શક્તિ ન હતી. ક્રમને આ સર્વેનો ત્યાગ કરીને તે અત્યારે એવા તો અંધકારવાળા સ્થાનમાં જતી હતી કે જ્યાં અનંત દુઃખ હતું—અંધકાર કારાગાર હતું.

ચોથી નરક પૃથ્વી જ્યાં ઓછામાં ઓછું સાત સાગરોપમ ને ઉત્કૃષ્ટ દશ સાગરોપમનું આયુષ્ય છે, વચલા ગાળાનું આયુષ્ય તે મધ્યમ આયુષ્ય ગણાય છે. જ્યાં પરમાધામીકૃત વેદના હોતી નથી, પરન્તુ અન્યોઅન્યકૃત વેદના અને ક્ષેત્રકૃત વેદના એ બે પ્રકારની વેદના હોય છે, એ નરક પૃથ્વીમાં કનકવતીનો જીવ કનકવતીનું સ્ત્રી શરીર છોડીને પોતાનાં દુષ્કૃત કર્મને અનુસારે સાત સાગરોપમથી અધિક આયુષ્યવાળા નારકીપણે ઉત્પન્ન થયો. નરકપૃથ્વીમાં ઉત્તરોત્તર એક બીજીથી અનંતગણું દુઃખ વધારે હોય છે. પહેલીથી બીજીમાં અનંતગણું, બીજીથી ત્રીજીમાં એમ ઉત્તરોત્તર અનંતગણું સમજી લેવું.

સાત સાગરોપમથી અધિક કાળ પર્યંત કનકવતીનો જીવ અનંતગણું દુઃખ ભોગવશે. ત્યાંથી નીકળીને પણ એ સંસારમાં અનંત-

કાળ પર્યંત ભ્રમણુ કરશે. ડગલે ને પગલે આપદાઓ—સંકટો—દુઃખો સહન કરશે, ને અકાળ મરણો કરશે. સાગરોપમ, સાગર+ઉપમા; સાગરમાં કેટલાં બિંદુઓ હોય અથવા સાગરની સમાન વર્ષોએ સાગરોપમ; એટલે દશ કોડાકોડી પલ્યોપમે એક સાગરોપમ થાય. અસંખ્યાતા વર્ષો એકઠાં થાય ત્યારે એક પલ્યોપમ થાય. પલ્યોપમની વિગત જાણુવા ઇચ્છનારે તેનું માન બીજા શાસ્ત્રોથકી જાણી લેવું. ક્રોડને ક્રોડે ગુણીએ તો કોડાકોડી થાય.

દીક્ષા ગ્રહણુ કર્યા પછી ભગવાન્ ગુણુવર્મા પોતાની આત્મશક્તિ ફોરવવામાંજ તત્પર રહ્યા. ગુરૂ સાથે વિહાર કરી શાસ્ત્રોનું અધ્યયન કરતા, યથાશક્તિ તપ કરી વિષયોને દહન કરતા, વાયુની માફક અપ્રતિબદ્ધપણે વિહાર કરી ભવ્યજનોને પ્રતિબોધ કરી રહ્યા હતા.

અનેક પ્રકારનાં તપ કરવાવડે દુષ્કર્મરૂપી અંધકારનો એમણે નાશ કરી નાખ્યો ને અંતકાળે સમાધિ મરણે કરીને સર્વે જીવો સાથે મૈત્રીભાવ ધ્યાવતાં ખમતખમણાં કરતાં ગુણુવર્મા કુમાર દેવલોકમાં ઉત્પન્ન થયા.

દેવલોકનાં સુખ દીર્ઘકાળ પર્યંત સાગરોપમ સુધી ભોગવીને ત્યાંથી ચ્યવીને ગુણુવર્મા કુમાર ઉત્તમ મનુષ્યજન્મ પામીને ચારિત્ર લઇ સિદ્ધિવધૂને વરશે.

એ પ્રમાણે અગડદત્ત મુનિએ ગુણુવર્માકુમારનું ચરિત્ર ધમ્મિલને કહી સંભળાવ્યું અને સ્ત્રીઓ ઉપર કંઇક પણુ મમત્વ હોય તો તેનો ત્યાગ કરવાને જણાવ્યું. એ દ્રષ્ટાંત સાંભળીને ધમ્મિલે કહ્યું–"ગુરૂરાજ! આપે સત્ય કહ્યું; મેં પણુ વિષયની આશાએ ઘણું કષ્ટ સહન કર્યું છે."

"તો પછી મોહલુબ્ધ કેમ થાય છે? એ વિષયોને તિલાંજલિ કેમ આપી શકતો નથી?" ગુરૂ મહારાજ અગડદત્તે કહ્યું.

"ભગવન્! શું કરૂં? મારી આશા પણુ હજી અધુરી છે. જો તે પૂરી નહિ થાય, તો કદાચ હું પણુ આ ભવારણ્યમાં ભૂલો પડીશ. કનકવતીની માફક મનુષ્ય ભવ હારી જઇશ; માટે, ભગવન્! કોઇ રસ્તો બતાવી મારૂં સંકટ નિવારો, મને ભવસાગરથી પાર ઉતારો.' ધમ્મિલે કહ્યું.

"ધર્મપસાયે સર્વે સારૂંજ થશે, આત્મા જો સુખની ચાહના કરતો હોય તો એણે ધર્મમાર્ગમાં જોડાઇ ધર્મારાધન કરવું. તેનાજ પ્રભાવે ગુણવર્મા ભવસાગર તર્યો. કનકવતી ધર્મથી રહિત હતી તો ભવારણ્યમાં ડુબી ગઈ. વળી મેં પણ એવાજ કષ્ટમાંથી આત્મસાધન તરફ લક્ષ્ય લગાડયું છે." મુનિરાજે કહ્યું.

"અહો! આપનું ચરિત્ર પણ ખચીત સાંભળવા જેવુંજ હશે, ત્યારે મારી માફક આપને શું દુ:ખ પડયું? સંસારનું બંધન કેવી રીતે તુટયું?" ધમ્મિલે પૂછયું.

"જો સાંભળ, એમાંથી કંઇક સાર ગ્રહણ કરજે." એમ કહીને અગડદત્ત મુનિએ પોતાનું આત્મવૃત્તાંત કહેવાનું શરૂ કર્યું.



# પ્રકરણ ૨૯ મું.

## અગડદત્તમુનિનું આત્મવૃત્તાંત.

આ ભૂમિ ઉપર પૃથ્વીને વિષે તિલક સમાન શંખપુરી નામે નગરી હતી. ઉત્સાહશક્તિ, મંત્રશક્તિ અને પ્રભુત્વશક્તિથી એ નગરી ત્રણે લોકમાં પ્રસિદ્ધ હતી. ધર્મ, અર્થ અને કામ એ ત્રણને બાધારહિતપણે સાધતો સુંદર નામે રાજા ત્યાં રાજ્ય કરતો હતો. તેને ચતુરસુલતણ, રૂપમાં રંભાસમાન, સૌભાગ્યવતી, શિયલવતી સુલસા નામે પટ્ટરાણી હતી. તેણીના ઉદરરૂપ સરોવરને વિષે હંસસમાન અગડદત્ત નામે પુત્ર થયો. અનુક્રમે વયમાં આવતાં તે ગુરૂ પાસેથી સર્વે વિદ્યાકળાનો જ્ઞાતા થઇને બહોંતેર કળાનો જ્ઞાતા થયો, ગુણવાન છતાં તેનામાં પણ એક દોષ પ્રગટ થયો. નગરમાં તે જ્યાં ત્યાં ચોરી કરવા લાગ્યો. એમ કરતાં સર્વે વ્યસનનો તે સેવનારો થયો, ન્યાયધર્મના પવિત્ર માર્ગથી તે દૂર ગયો અને પ્રજામાં તેથી તે ત્રાસ અને ભયરૂપ થયો; કેમકે વિધાતા ગુણવાનમાં પણ દોષારોપણ કરી દે છે. જ્યારે વિધિએ સૃષ્ટિ રચી ત્યારે રત્નને કિંમતી છતાં કલંકિત કર્યું. ચંદ્રમા જગતને આનંદદાયક છતાં મૃગના

કલંકથી અંકિત થયો–બનાવ્યો, કમળમાં સુગંધ, સુંદરતા સર્વ કંઈ મૂકયું ત્યારે કાંટા ઉપજાવ્યા. સંયોગમાં સુખને સ્વાદ મૂકયો તો તેની પછવાડે વિયોગ તૈયાર કર્યો. પંડિત છતાં નિર્ધનત્વ આપ્યું. સમુદ્રમાં અગાધ જલરાશિ છતાં તેને ખારો બનાવ્યો, ને ધનવાનમાં કૃપણતાને દોષ મૂકયો. ઉત્તમજનની સંગતિ છોડીને લક્ષ્મી મ્લેચ્છને ઘેર રહી. ધર્મી માણસ ધન અને સુત વગર રહે અને તેની નારી નીચજનની સોબત કરતાં પણ અચકાય નહિ. એવી રીતે વિધાતાએ ઉત્તમ વસ્તુઓમાં પણ એકેક દોષ મૂકયા છે.

એકદિવસ રાજકચેરીમાં નગરીના વ્યવહારી લોકોએ આવીને રાજાને ફરિયાદ કરી. " મહારાજ ! આપના કુંવરથી નગરમાં ત્રાસ ફેલાય છે. પ્રજાનાં ધન, માલ, આબરૂ, ઈજ્જત સર્વ કાંઇ લુંટાય છે. અનેક નિર્દોષ નરનારીઓ હેરાન થાય છે. આપ એ માટે કાંઇ બંદોબસ્ત કરો કે જેથી આપના રાજ્યમાં પ્રજા સુખે રહી શકે." વિરૂદ્ધ ભૂપ સમક્ષ કુંવરના અવગુણ કહેવા માંડ્યા. રાજકુંવરની ફરિયાદ સાંભળીને રાજા વિચારમાં પડ્યો. " ઓહો ! એકને એક પુત્ર પણ કુપુત્ર નિવડ્યો એનાં કરતાં તો મુઓ સારો; માતાપિતાના કુળની લાજ તો ગુમાવે નહિ. જેને જોતાં દીલ ઠરે નહિ એવો પુત્ર શું કામને ? આ પુત્રે તો રાતદિવસ વ્યસનોમાં રકત રહીને માતાપિતાની ઈજ્જત આબરૂ ઉપર મશીને કુચડો ફેરવ્યો. ધન પતિ, શ્રીમંત, રાજાઓ પુત્રને માટે દેવની માનતા કરે છે. એવી તપસ્યા–માનતા કરતાં પણ અવિનિત પુત્ર પ્રગટે તો સુખવનને તે ભસ્મ કરે. બચપણમાં માતા હુલરાવતી, લાડ લડાવતી છતી અનેક પ્રકારના તેને માટે મનોરથ કરે છે; પરન્તુ જ્યારે તે મોટો થાય ત્યારે શત્રુથી પણ અધિક થઇને બાપનું નામ બોળે છે. જેની ખાતર માતા મધુર ભોજનને ત્યાગ કરી સાદું, નિઃસ્વાદ અને નિરસ ભોજન કરે છે, અનેક પ્રકારના રોગના ભયમાંથી બાળપણમાં તેની રક્ષા કરે છે તેજ જ્યારે મોટો થાય ત્યારે જીવિતને નાશ કરવામાં શૂળ સરખો થાય છે. અનેક પ્રકારનાં કુવચને કહીને માતાપિતાને સંતાપ કરનારો થાય છે. મૂઢ પ્રાણી કુડકપટ કરીને જેને માટે ધન ભેગું કરી દુનિયાને ઠગે છે, પોતે ખાતો નથી, પીતો નથી અને દેશવિ-

દેશ રખડીને દાનધર્મ નહીં કરતાં પણ જેની ખાતર ભેગું કરે છે તેવું એકઠું કરેલું ધન ઘરમાં પુત્ર ભોગવે છે. બચપણમાં માતા તેનાં મળમૂત્ર ધૂવે છે, તેને માટે અનેક પ્રકારની આશા બાંધે છે, પણ મોટો થયો ને પરણ્યો કે માતાનો મટીને સ્ત્રીનો થઇ જાય, છે ને માતાને રડવા વખત આવે છે. વળી પરિજન પણ જ્યાંલગી પુત્ર નથી હોતો ત્યાંસુધી ધનની આશાએ સેવા કરે છે; ને પુત્ર જન્મ થતાં આશા મૂકી પોતાને ઘેર જાય છે. એવા પુત્રો મોટા થતાં દુરાચારી થઇને નામ બોળે છે. માતાપિતાને દુઃખ કરનારા થાય છે. ખરે ! મનુષ્ય કરતાં તો પશુ જાતિ સુખી હોય છે કે જેમને પુત્રની ચિંતા હોતી નથી અને સુખભર વનમાં રમે છે. બાળકવય પૂરી થતાંજ તેઓ ચાકરીમાં જોડાઇ વાહન વિગેરેમાં પોતાનું જીવતર પૂર્ણ કરે છે. આ તો માબાપ વૃદ્ધ થાય કે કયારે મરે ? એવી પુત્ર ચિંતા કરે કે પોતે છુટો થઇ મનગમતું કરી શકે. માતાપિતાનો કોઇપણ ઉપકાર હૈયામાં આવતોજ નથી. એવા પુત્રો સર્પના સરખા ભયંકર હોય છે. કેટલાક પુત્રો કોણિકરાય સરખા માતાપિતાને દુઃખદાયી હોય છે, કે જેઓ માબાપનો જીવ લેવામાં પણ આંચકો ખાતા નથી. એવા પુત્રને ઘરમાં રાખવો તે મણિથી ભૂષિત નાગને સંગ્રહવા જેવું છે. " ઇત્યાદિક વિચાર કરીને રાજાએ પ્રજાને ધિરજ આપી. કેમકે રાજાનો ધર્મ પ્રજાને પુત્રની માફક પાલન કરવાનો છે. જે રાજા પ્રજાનો પિતા થઇને રૈયત ઉપર ત્રાસ જુલમ વર્તાવે છે– અન્યાય કરે છે તે રાજા દીર્ઘકાળપર્યંત રાજ્ય ભોગવી શકતો નથી. પ્રજાનો નિઃશ્વાસ, તેના અંતરને દુઃખવવું એ રાજ્ય ઉપર કુદરતી ફટકો છે–ગેબી માર છે. કહ્યું છે કે—

" લાખો જીગરમાંના નિસાસા કોઇક દિન બુરું કરે,
માટે દયાની દષ્ટિથી પાળો પ્રજાને આદરે;
આ રાંકડી રૈયત કદિ સોંપી તમોને કુદરતે,
એને પ્રીતિથી પાળવી કે મારવી એને અરે ! "

પ્રજામાં સંતોષ હોય તો રાજ્ય આબાદીવાળું હોય છે, માટે રાજાએ રામરાજ્ય પ્રમાણે ધર્મરાજ્ય કરવું જોઇએ. જે રાજા પોતે રક્ષણ કરનાર છતાં પ્રજા દુઃખી હોય, અસંતોષી હોય, અધિકારી-

ઓના ત્રાસથી પીડાતી હોય, ને રાજા તે માટે કાંઇપિણ બંદોબસ્ત કરે નહિ તો એ રાજા રાજ્ય કરવાને લાયક નથી. રાજાએ ગુન્હેગારોને પછી તે મોટો અધિકારી હોય કે પુત્ર હોય, ગમે તે હાય તેને યોગ્ય શિક્ષા કરવી જોઇએ. ચોર, લુંટારા, જાલિમ, જુલ્મગારોના ભયો શોધીને નાબુદ કરવા જોઇએ અને પ્રજામાં શાંતિ, આબાદી, ધર્મભાવના, પ્રેમભાવના, જાહોજલાલી જાગૃત કરવી જોઇએ. વ્યાપારી લોકોને ઉત્તેજન આપીને સુધારા વધારા કરી રૈયતની અગવડતા દૂર કરી રૈયત કેમ સુખી થાય તે માટે રાત દિવસ નવનવા વિચાર કરવા જોઇએ. એમ વિચારી રાજાએ પ્રજાને કહ્યું–"તમારી અગવડતા હું સત્વર દૂર કરીશ, રૈયતને જેમ સુખ થશે તેવો પ્રબંધ કરીશ. હવેથી તમે નિશ્ચિંતપણે રહેજો." ભુપનો એ પ્રમાણે દિલાસો મેળવીને વ્યવહારીઆઓ રાજાને નમીને પોતાને સ્થાનકે ચાલ્યા ગયા.

હવે રાજાએ પુત્રને ખાનગીમાં બોલાવીને તેની તર્જના કરવા માંડી. "પુત્ર! સારા સારા વ્યવહારીયાઓ તારે માટે કડવી ફરિયાદ કરે છે. હજી તો રાજ્યની લગામ મારે હાથ છે, છતાં તું રૈયતને પીડે છે એ નવાઈ જેવું છે. તું જાણે છે કે આ મોટા સામ્રાજ્યનો ભવિષ્યમાં તું પણ ભોકતા થવાનો છે. રાજા નહિ છતાં પણ તું દુરાચાર–અન્યાય કરે છે તો સ્વતંત્ર રાજા થતાં તું કોણ જાણે શું જુલ્મો કરશે? રાજાને તો પ્રજાનું રક્ષણ કરે–પાલન કરે તેવો પુત્ર જોઇએ. તું તો પ્રજાનું ભક્ષણ કરનારો છે. તને શિક્ષા આપવી તે પણ અયોગ્ય છે. મારા કુળને તેં કલંકિત કીધું. વીંછી, કંટક, અને વંક કેમે કર્યા સીધાં થતાં નથી; તેમ તું પુત્ર છતાં મારે દીવા વિના અંધારૂં છે. લોકો કહે છે કે—

"ચોસઠ દીવા જો બળે, બારે રવિ ઉગંત;
અંધારૂં છે તસ ઘરે, જસ ઘર પુત્ર ન હુંત."

પણ એ જૂઠી કહેવત છે. જેના ઘરે તારા જેવો વંઠેલ પુત્ર છે, તેનાં માતાપિતા રૂવે છે. અરે ઓ અન્યાયી પુત્ર! સર્વ વ્યસનના સેવનારા! છેલ્લો હું તને હુકમ કરૂં છું કે મારા રાજ્યની હદ પાર થા! મારી નજર આગળથી દૂર થા! જ્યારે હું તેડાવું તે સમયે

મારી હજુર આવજે. ગરીબ પ્રજાને રંજાડનારા ! પ્રજાને વ્યર્થકારણે પીડી અન્યાય કરવા કરતાં તું દૂર થા. તને છેલ્લા શબ્દો કહી દઉં છું કે આજ ક્ષણે તું મારી નજરથી દૂર થા. " રાજા ક્રોધથી ધ્રૂજતા હતા. તેણે એકદમ ગુસ્સાથી રાજ્યની હદબહાર થવાની પુત્રને શિક્ષા કરી. કુંવર રાજાનો ગુસ્સો જોઇ થરથર કંપવા લાગ્યો. રાજાનો છેલ્લો હુકમ સાંભળીને પાછે પગલે તરતજ બહાર નીકળી વિલખો થયો અને દોસ્તદારો પાસે આવી સર્વે હકીકત કહી સંભળાવી. પછી કહ્યું કે– " ભાઇ ! રાજાએ–મારા પિતાએ તો મને નિરાશ કર્યો છે, માટે આવે સમયે તમે મારા મદદગાર થશો ? "

વાત સાંભળીને મિત્રો વિચારમાં પડ્યા. "કુમાર તો હવે સ્થાનક ભ્રષ્ટ થયો, સર્પ શંકરના કંઠમાં હોય છે ત્યાં લગીજ માન પામે છે. કહ્યું છે કે–રાખી શકે તો આપણું પાણી રાખ, રતિભાર ઉતરેલું પાણી લાખ ખરચે પણ પાછુ ચઢતું નથી. રાજાનું અપમાન પામેલાને લોકમાં કોઇ સલામ પણ કરતું નથી. અત્યારે એ કંગાળથી પણ વિશેષ કંગાળ છે, કેમકે રાંકને પણ રહેવાને ઝુંપડાં હોય છે અને કુમારને ઉભા રહેવા તો ઠામ પણ નથી." ઇત્યાદિ વિચાર કરી સૌ પોતપોતાને ઘરે ચાલ્યા ગયા, પણ કુંવરને કોઇએ આવકાર આપ્યો નહિ. પછી નિરાશ ચિત્તે અગડદત્તકુમાર માતા પાસે ગયો તો માતાએ પણ બોલાવ્યો નહિ. માતાને પ્રણામ કરી મહેલની બહાર નીકળ્યો. " અહો ! કેટલું બધું પરિવર્તન થઇ ગયું. આજે મારૂં કોઇ સગું ન રહ્યું ! એક રાજકુમારની આ દશા ! જેવી વિધાતાની ઇચ્છા ! એક પિતાજી નારાજ થયે છતે બધું જગત પલટાઇ ગયું. દુનિયામાં કોઇ કોઇનું નથી. જ્યાં ત્યાં ગુણોજ પૂજાનું સ્થાનક પામે છે. " આવા મનમાં વિચાર કરતો કુંવર નગર બહાર નીકળ્યો; પણ રાજાના ભયથી કોઇએ આશ્રય આપ્યો નહિ. એટલુંજ નહિ બલ્કે સ્વયં પ્રજાજ એના ત્રાસથી કંટાળી ગઇ હતી. જેનાં તેના ઘરમાં ચોરી કરવી એ તો તેને મન એક રમત હતી. ગમતની ખાતર માણસોને ત્રાસ આપવો, તેમને રંજાડવા, અનેક પ્રકારે ન કરવા યોગ્ય કર્તવ્યો તેમની પાસે કરાવવા તે તેને મન એક મોજ હતી. રૈયતની કોઇ સારી બ્હેન, બેટી

તેની નજરે પડી તો તેને સપડાવવા તે અનેક પ્રયત્ન કરતો. એવી રીતે સાતે વ્યસનમાં આસક્ત હોવાથી પ્રજાને મન તે રાક્ષસ સમાન હતો. ઘણી શિખામણો અપાયા છતાં સુધરવાની આશા તેને માટે ઓછીજ હતી, જેથી ન છુટકે આગેવાન વ્યવહારીઆઓએ રાજાને ફરિયાદ કરી હતી, જેને પરિણામે તે રાજાના કોપનો ભોગ થઈ પડ્યો હતો. અત્યારે તે રાજકુમાર છતાં કંગાળનો પણ કંગાળ હતો. ખાવાને અન્ન કે પીવાને પાણી તેમજ ઉભા રહેવાને જગ્યા પણ કોઇ તેને આપે તેમ નહોતું.

નગરમાં ભટકતો ભટકતો આખરે તે નગરની બહાર કામદેવને મંદિરે આવ્યો. પેટમાં ભૂખ અને તરસ બન્ને પોતાનું જોર અજમાવી રહ્યાં હતાં. નિરાશ ચિત્તે ત્યાં બેઠો. રાત્રી પડેલી હોવાથી ચંદ્રમાનું અજવાળું જગત ઉપર જામી રહ્યું હતું. ધન ધાન્યથી ભરેલી નગરી છતાં અત્યારે તેને મન ઉંચે આભ અને નીચે ધરતી સિવાય સર્વ કાંઇ શૂન્ય હતું. દુઃખથી તેણે એક મોટો નિઃશ્વાસ મૂક્યો.



## પ્રકરણ ૩૦ મું.

### 'દેશવટો.'

" દોસ્તી ભાઇબંધી કોઇ કામ નહિ આતા,
સચ્ચ કહા,હય આફતમેં કોઇ કામ નહિ આતા."

"કોઇ કુળવાન્ ખાનદાન કુટુંબનો નબીરો જણાય છે. ભાલપ્રદેશ ઉપર કેવું રાજતેજ ઝળકી રહ્યું છે. છતાં જણાય છે કે અત્યારે તો એને વિધિ પ્રતિકૂળ થયું છે. જ્યોતિષશાસ્ત્રો આવા પુરૂષના ભાગ્યને ઘણાજ ઉચ્ચ પ્રકારનું કહે છે. ચાહે તો મોટો રાજરાજેશ્વર થાય અથવા તો યોગીજનોને પૂજ્ય મહાન્ તપસ્વી યોગીશ્વર થાય, છતાં અત્યારે ચિંતાથી તેના સુંદર વદન ઉપર કેવી દુઃખની શ્યામ વાદળી પ્રસરી રહી છે." ત્યાં આગળ તરતનાજ ઉતરેલા એક નિમિત્ત જાણનારની દૃષ્ટિ અચાનક ચાંદનીનાં તેજમાં અગડદત્ત કુમાર ઉપર પડી. દૂરથીજ તેને જોઇને ઉપર પ્રમાણે તે મનમાં ગણગણ્યો. પછી "આવા ઉત્તમ પુરૂષની સેવા કદી વ્યર્થ જતી

નથી; માટે અવસર ઉચિત તેની ભક્તિ કરૂં; તેને યોગ્ય સલાહ આપું." એમ ધારી તેની પાસે આવી તેણે કહ્યું કે–" ભાઇ ! આવી મધ્યરાત્રે આમ એકલા કેમ જણાઓ છો ? છો તો કોઇ રાજવંશી જેવા ને આમ એકાકી કેમ ? " નિમિત્તિયાએ પૂછયું.

" હા, એક દિવસ તેમ હતું પણ અત્યારે હું તે સ્થાનથી ભ્રષ્ટ થયો છું. પિતાના કોપનો ભોગ થયો છું. " દુઃખ અને ભૂખ તરસથી પીડાતા કુમારે જવાબ આપ્યો.

" હોય ! વિધિની માયા છે. યથ વિધિ જે કરે છે તે સારૂં જ કરે છે. માણસને માથે દશા વીશી આવે છે. ઉત્તમ પુરૂષોનેજ આફત આવે છે, બીજાને નહિ. રામચંદ્રજીને ચૌદ વર્ષ વનવાસ વેઠવો પડ્યો. પાંડવ સરખા સમર્થ વીરપુરૂષો પણ વનવન રખડ્યા. ચંદરાજાને બાર બાર વર્ષ પર્યંત અપરમાતાના પ્રતાપથી મનુષ્ય છતાં તિર્યંચ–કુકડાનો અવતાર ભોગવવો પડ્યો, માટે દુઃખમાં ધીરજ રાખવી, ભાઇ ! સર્વે સારૂં થઇ જશે. ઉત્તમ પુરૂષે પિતાની લક્ષ્મી ભોગવવા કરતાં બાહુબળથી લક્ષ્મી ઉપાર્જન કરવી જોઇએ. તમારે પણ પરદેશમાં તમારા ભાગ્યની કસોટી કરવી જોઇએ." નિમિત્તિયાએ અવસરોચિત સલાહ આપી.

" મહારાજ! તમે કોઇ પંડિત જણાઓ છો. પંડિતની સલાહ હમેશાં સમયોચિતજ હોય છે, તેવીજ તમારી પણ છે. " કુમારે જવાબ વાળ્યો.

" હશે ભાઇ ! દુઃખીને ધીરજ દેવી તે અમારી ફરજ છે, પણ ભાઇ ! તમે ભૂખ્યા લાગો છો. મારી પાસે ભાતુ હાજર છે. જરી નાસ્તો કરશો ? " તેણે ભોજન માટે આમંત્રણ કર્યું.

" જેવી તમારી ઇચ્છા. " પેટમાં ભૂખ તો હતીજ, પિતાના આખરી હુકમ પછી કોઇએ તેનો અન્ન પાણી માટે ભાવ પણ પૂછયો નહોતો. વળી રખડવાથી થાકી લોથપોથ થઈ ગયો હતો. ક્ષુધાએ તેમાં વધારો કર્યો હતો, જેથી ભટ્ટજીનું–નિમિત્તિયાનું આમંત્રણ તરતજ સ્વીકારી લઇ ઝટ ઉભો થયો.

" પધારો ત્યારે. " નિમિત્તિયો તેને પોતાનું પોટકું હતું

"તમે તમારી વિદ્યા નિર્ભયપણે સાધ્ય કરો. હું ખડ્ગ ગ્રહણ કરીને તમારી પાસે ચોકી કરતો ઉભો છું. કોઇ તમને પીડી શકશે નહિ." કુમારે કહ્યું.

એમ કહી રાજકુમાર ખડ્ગ ખેંચીને તેમની ચોકી કરતો ઉભો, અને બન્ને જણ વિદ્યાનો જાપ કરતા મંત્ર સિદ્ધ કરવા લાગ્યા. તેમની ક્રિયાના પ્રાબલ્યપણાથી વજામાતા એકદમ પ્રગટ થઇ અને બોલી "હે રાજકુમાર ! આ બન્ને ખેડા ગામના ધણીના કુમાર એકજ માતાના ઉદરથી જન્મેલા છે, વયમાં આવતાં બન્ને જણા નીતિશાસ્ત્ર વગેરે ભણીને કળાકુશળ થયા; પરન્તુ જેવું પાત્ર તેવોજ લાભ થાય છે. એક સુમતિ અને બીજો દુર્મતિ. એ પ્રમાણે જગતમાં તે પ્રસિદ્ધ થયા. શત્રુઓથી પરાભવ પામી તે બન્ને પોતાની નગરી છોડી જમુના પાર ગયા. ત્યાં મથુરાના વૃંદાવનમાં તેમને એક જોગી મળ્યો. મંત્ર તંત્રનો જાણ અને ગુણનો સમુદ્ર એવો તે જોગી મહા સમર્થ હતો. ચોસઠ યોગિની પણ જેના ચરણમાં પડી નમન કરતી હતી, તે જોગીને નખોદપુરી નામે એક ચેલો હતો. તે અવિનયી, વ્યસની, જૂઠો અને દગાથી ભરેલો હતો. ગુરૂનો દ્વેષી થવાથી લોકોએ ગુરૂથી તેને દૂર કર્યો. દુર્મતિએ તેની સોબત કરી રોજ તેની પાસે સુવા લાગ્યો, અને તેઓ ભંગી જેવા ગુરૂનાં છિદ્ર જોવા લાગ્યા. જગતમાં જેવાને તેવા મળી જાય છે, આંધાને હૈયાકુટાઓ આવી મળે છે. જોઇતાને જોઇતું મળી રહે છે. મૂરખને મૂરખ મળે છે, ચતરને ચતુર મળે છે; નીચ જનો છુપાં કૃત્ય ગમે તે કરે પણ તે
કોણ ... બીજાનએંઠું ભૂંકે કે કુતરૂં રડે અથવા તો ખરનું સુખ ચાટે તેમ
થઇ શકે." કુમારે લઇને વટલાય તેને કોણ જુએ ? નખોદપુરી હમેશાં
" અમારા ... ા લાગ્યો, જેથી ગુરૂની સેવા માટે તે આવે તેપણ
શક્તિ અમારાથી બનેમકે તે મર્મ વચન કહીને ગુરૂને દમન કરી રંજા-
પરમાર્થમાં જાય, તે ... રાહુનો પરાભવ દ્વિજરાજ (ચંદ્ર) સહન કરે
સુધી ન ચૂકીએ." ... અમૃત રાહુ મેળવી શકતો નથી. ગુરૂ પણ
" મહારાજ ! છે ...ર રાખતા. આવા કુશિષ્યની સોબતથી દુર્મતિ
જવાથી—ક્યાં જવાથી ... શક્યો નહિ. પછી દેવી સુમતિને કહે છે—"હે

ગુરૂએ તને બે વિદ્યાઓ ઉલ્લાસથી આપી છે, તે વિદ્યાઓ તેં પણ ગુરૂને પાયે નમીને ગ્રહણ કરી છે. વળી ગુરૂએ તને તે વિદ્યા સિદ્ધ કરવાને અહીં મોકલ્યો છે; તેં પણ વિનયે કરીને મોહિની અને શત્રુપરાજયિની બન્ને વિદ્યાઓ મારી આગળ સિદ્ધ કરી છે, તો તે બન્નેની હું તને સિદ્ધિ આપું છું. મારાં વચનથી તે બન્ને વિદ્યાઓ તને સિદ્ધ થશે. હવે તું તારા ઘર પ્રત્યે જા. તારા ભાઇ આ દુર્મતિને એકે વિદ્યા સિદ્ધ થશે નહિ; કેમકે ગુરૂએ પ્રસન્ન થઇને તેને આપી નથી, પણ ગુરૂથી ચોરી કરીને એ વિદ્યાઓ તેણે લઇ લીધી છે તેથી તેને સિદ્ધ થશે નહીં." એમ કહીને દેવી અદશ્ય થઇ ગઇ. પછી ત્રણે જણાએ પોતપોતાનું કાર્ય પૂર્ણ કરીને ભોજન પકાવી ઉદરને ઈન્સાફ આપ્યો, અને શ્રમિત થયેલા હોવાથી આરામ લેવા લાગ્યા.

વિદ્યા, મંત્ર, તંત્ર, કે યંત્ર એ સર્વ વિનય વડે ગુરૂ પાસેથી પ્રાપ્ત કર્યા હોય તોજ ફળદાયક થાય છે. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—

लोभी मत्सरिणोंगभूषणपरो नीचप्रसंगी सदा,
छिद्रान्वेषक सद्गुरोरविनयी द्वेषी गुरुणामपि;
धूर्त्तोऽसत्यप्रजल्प लंपट खलः दुष्टः कुमार्गानुग-
स्तेषां यंत्रकमंत्रसाधनविधि सिध्यन्ति नो कर्हिचित् ॥ १ ॥

**ભાવાર્થ**—"અતિલોભી, ઘણો મત્સર કરનાર, ચૌર્યવૃત્તિવાળો, હલકા જનની સોબત કરનાર, અન્યનાં છિદ્ર જોનાર, સદ્ગુરૂનો અવિનયી, ગુરૂનો દ્વેષ કરનાર, ધૂર્ત્ત, હમેશાં અસત્ય બોલનાર, પરદારા-વેશ્યા લંપટ, ખળ, જીવહિંસાદિક દુષ્ટ કામ કરનાર અને કુમાર્ગે ગમન કરનાર-એવા પુરૂષોને યંત્ર, મંત્ર, તંત્ર કે કાંઈપણ સાધનવિધિ ક્યારે પણ સિદ્ધ થતાં નથી."

આરામ લઇને જાગૃત થયા પછી રાજકુમાર અને સુમતિને છુટા પડવાનો સમય આવ્યો, તેવારે સુમતિએ કુમારનો બહુ ઉપકાર માન્યો અને તેના સ્મરણ તરીકે કુમારને મોહિની મંત્ર આપ્યો. કુમાર પણ મંત્ર લઇને તેને નમસ્કાર કરી આગળ ચાલ્યો, અને સુમતિ દુર્મતિની સાથે પોતાને સ્થાનકે ગયો.

અંગડદત્તકુમાર ફરતો ફરતો અમરાવતી નગરીએ આવ્યો. તો ત્યાં બહારના ઉદ્યાનમાં કોઈ મુનિ ધર્મોપદેશ દેતા હતા. તેમને વંદન-નમસ્કાર કરીને ધર્મોપદેશ સાંભળવા તે બેઠો. મુનિનો ધર્મોપદેશ સાંભળી તેના ચિત્તમાં કષાયનો કાંઈક ઉપશમ ભાવ થયો, હૃદયમાં શીતળતા થઇ, જેથી દેશનાને અંતે મુનિપાસે જીવહિંસા અને ચોરીનો તેણે નિયમ લીધો. રાજકુમારે ગુરૂને નમીને "ભગવન્! નિયમ આપીને આજે મને સંસારથકી ઉદ્ધર્યો-મને ભવસાગરથી તાર્યો." વગેરે ભાવભર્યા-ભક્તિભરેલા શબ્દો કહી ગુરૂનો આભાર માન્યો.

"કુમાર! તમને આપેલા નિયમનું હંમેશ સ્મરણ કરજો. તેનું પાલન કરજો, પણ વ્રત લઈને તેનો ભંગ કરશો નહિ. ક્ષત્રીઓ લીધેલી પ્રતિજ્ઞા કદિ છોડતા નથી. બોલેલું વચન, આપેલો કોલ કદાપિ તોડતા નથી." આ પ્રમાણે કહીને ગુરૂએ હંમેશ વ્રતનું સ્મરણ અને રક્ષણ કરવા સૂચવ્યું.

"પ્રભુ! એ વ્રત-પ્રતિજ્ઞાઓ તો મારે પ્રાણ સાટે છે. ગમે તેવી સ્થિતિમાં પણ એજ મારૂં જીવન છે-જીવનનો મહામંત્ર છે. આપની પાસેથી લીધેલાં એ વ્રતોનું પ્રતિદિવસ હું પાલન કરીશ. ગમે તવી મુશીબતોમાં પણ હું તનું રક્ષણ કરીશ." કુમારે કહ્યું.

"એ વ્રત તમારી રક્ષા કરશે, અનેક આફતમાંથી-સંકટમાંથી પ્રચ્છન્નપણે તમને બચાવશે-સહાય કરશે. માણસોને કવચિત્ એવો પણ સંજોગ ઉભો થાય છે કે વ્રતભંગ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, પરંતુ એવા સમયે તેના સત્યની કસોટી થતાં એવી કઠીણ પરીક્ષામાંથી જો તે પાસ થાય છે-ફત્તેહ મેળવે છે, તો તે જીતી જાય છે. બારે માસ ભલેને વ્રત પાલન કરે પણ કસોટીના સમયે જો તે ચૂકી જાય-વ્રતનો ભંગ કરે તો તે સર્વસ્વ હારી જાય છે. તત્પર્યંત પાળેલું વ્રત તેનું વ્યર્થ જાય છે, તેની ખરી પરીક્ષા તો કસોટીના સમયેજ થાય છે." ગુરૂએ સમયોચિત કહ્યું.

"સ્વામિન્! મનુષ્યજન્મ જેવો ઉત્તમ જન્મ અને આપ જેવા ગુરૂનો સમાગમ તો પૂર્વના પુણ્યથી જ થાય છે અને તેમાં પણ વ્રત લેવાની ઈચ્છા તો એથી પણ અધિક પુણ્ય હોય તોજ થાય છે." કુમારે કહ્યું.

"બરાબર છે. પૂર્વે આરાધ્યું હોય તોજ આ ભવમાં ઉદય આવે છે-ઇચ્છિત થાય છે."

"પ્રભુ! આપના પસાયે સર્વ સારૂં થશે. સત્સંગતિનું પરિણામ હમેશાં સારૂંજ આવે છે."

"કુમાર! મનનું રક્ષણ કરતાં પરદેશમાં-માર્ગમાં એ સાચા મિત્રનું કાર્ય કરે છે તે ધ્યાનમાં રાખજે. જેમ બને તેમ પાપકાર્યથી દૂર રહેજે."

"આપનું વચન માથે ચડાવું છું." રાજકુમાર આ પ્રમાણે કહી ગુરૂને નમીને ત્યાંથી આગળ ચાલ્યો.

---

# પ્રકરણ ૩૧ મું.

## 'વાણારસીમાં.'

પવિત્ર સુરસરિતા-ગંગાના જળ પૃથ્વીના ઘણા પ્રદેશનું રૂંધન કરતાં જગતની સપાટી ઉપર વહી રહ્યાં છે. નાની નાવડીઓ તેમજ મોટાં વહાણો ગંગાનદીમાં આમતેમ ડોલતાં નજરે પડે છે. એ કાળાં ભ્રમર જેવાં જણાતાં ગંગાના જળ અગાધ ને ઉંડાં હતાં. નાના મોટા અનેક જળચર જંતુઓ તેમાં કલ્લોલ કરતા કવચિત્ કવચિત્ જલ સપાટી પર તરી આવતા હતા. માનવના ઉંડા હૃદયની માફક એ અધિક ઉંડા જળનું માપણી કરવાનું કાર્ય મહત્વભર્યું હતું. તેના બાંધેલા નકશીદાર ઘાટોથી નદીની શોભા ઘણીજ સુંદર જણાતી હતી. કિનારાપરજ મોટું કાશીનગર-વાણારસી શહેર આવેલું પોતાની શોભામાં અધિક વધારો કરી રહ્યું હતું. શહેરના મોટા મોટા બુરજો, મકાનો અને નગરીના દેખાવો કિનારે રહ્યાં પણ રમણીય જણાતા હતા. રામઘાટ, મણિકર્ણિકાનો ઘાટ, ભદેલીઘાટ વગેરે બાંધેલા ઘાટો શહેરને શોભાવી રહ્યા હતા. એ સુરસરિતાનું પવિત્ર જળ હજાર હજાર ગાઉથી લોકો

મંગાવતા હતા. તે એવું પવિત્ર ગણાતું હતું. સારા ભારતવર્ષ ઉપર તેના પવિત્રપણાની છાપ સચોટ હતી. જેવી રીતે ગંગાનું જળ પરદેશમાં પવિત્ર મનાતું હતું, તેવીજ રીતે કાશી શહેર પણ ભારતવર્ષમાં હિંદુઓને માટે પુણ્યનાં ધામસ્વરૂપ ગણાતું હતું. ભારતના મનુષ્યોને આધારરૂપ, પંથીજનોને પ્રાણસ્વરૂપ અને તૃષાતુર જનોને અમૃતમય એવી ગંગાનદીના તટ ઉપર અત્યારે પરદેશી જેવો જણાતો એક ક્ષત્રીય–પુરૂષ થાકયોપાકયો હાથપગ ધોતો અને શ્રમને દૂર કરતો નિર્મળ પાણી પીતો નજરે પડે છે. ગંગાના લાંબા પટને જોતો ઘડીકમાં શહેર તરફ જોતો મનમાં કાંઈ ગડમથલ કરતો તે જણાતો હતો. "વાહ ! ભારતમાં ગંગાનદી અને કાશીનું માહાત્મ્ય શ્રેષ્ઠ ગણાય છે તે સર્વાંશે સત્ય છે. જરાય અતિશયોક્તિ જેવું નથી. વારણા અને અસી એ બે નદીની મધ્યમાં આ નગરી વસી માટે વાણારસી કહેવાઈ. પૂર્વના સંચિતે કરીનેજ આવાં આવાં દુર્લભ સ્થાનો જોવાની–અવલોકન કરવાની માણસને તક મળે છે. ગંગાને અને પવિત્ર કાશીક્ષેત્રને લોકો તીર્થ તરીકે માને છે તે ખચીત તીર્થસ્વરૂપજ છે, એમાં કશું પણ ખોટું નથી. પાણી પીને થોડીવાર વિશ્રાંતિ લઇ શાંત મને તે પરદેશી મુસાફરે નગરીમાં પ્રવેશ કર્યો. અનેક પ્રકારનાં કૌતુક જોતો, ફરતો ફરતો તે નગરીનું નિરીક્ષણ કરવા લાગ્યો. અનુક્રમે એક મોટો મઠ તેના જોવામાં આવ્યો. ત્યાં અનેક વિદ્યાર્થીઓ–છાત્રો વિદ્યાભ્યાસ કરી રહ્યા હતા. સામે ગાદી ઉપર ઉપાધ્યાય પવનચંડ તેમને પાઠ આપી સમજાવી રહ્યા હતા. આપણો મુસાફર પણ જ્ઞાનનો રસ ચાખવાને ત્યાં ગયો ને ઉપાધ્યાયને નમીને તેમની આગળ બેઠો.

નવીન પરદેશીને પોતાની સમીપે બેઠો જાણીને પંડિતે સર્વ વિદ્યાર્થીઓને પાઠ આપીને એક પછી એક વિદાય કર્યા. પછી સ્નેહપૂર્વક પૂછ્યું–"ભાઇ ! કોણ દેશથી તમે આવ્યા છો ? અને તમારૂં નામ શું ? શા કારણે અહીં આવવું પડયું ? કયા ઉત્તમ વંશમાં તમે ઉત્પન્ન થયા છો ? તે સર્વ વાત નિવેદન કરો કે જેથી અમારો આત્મા સંતોષ પામે."

તેના જવાબમાં કુંવરે–તે પરદેશીએ પોતાનું ચરિત્ર ટુંકા-

ણુમાં કહી સંભળાવ્યું. અથથી તે ઈતિપર્યંત તેનું વૃત્તાંત સાંભળીને ઉપાધ્યાય બોલ્યા—" વત્સ ! માતપિતાને તજ્યા એ રૂડું કાર્ય કર્યું નહિ. જ્ઞાતિજનોમાં તેમજ સજ્જન વગેરે સમુદાયમાં એવું કામ કરતાં તને લજ્જા ન આવી. માતપિતા એ જગતમાં તીર્થસ્વરૂપ છે; જેથી ઉત્તમ જનો તો નિરંતર તેમના ચરણનું પૂજન કરે છે. શાસ્ત્રોમાં પણ માતપિતાનો પુત્ર ઉપર કેટલો બધો ઉપકાર વખાણ્યો છે. માતપિતા અને ગુરૂની કડવી વાણી પણ ભવિષ્યમાં હિત કરનારી થાય છે. રોગી માણસ ઔષધથી રોગનો નાશ થતાં વૈદ્યને વખાણે છે. માબાપ અને ગુરૂ ગમે તેટલી તાડના તર્જના કરે પણ એથી એ પુત્રને ઉન્માર્ગથી વારે છે—તેનું હિત કરે છે. ઝવેરી મણિને ઘસે છે ત્યારેજ તેનું તેજ વધે છે. માતાપિતા તો દોષને વખોડે પણ કાંઇ પુત્રને વખોડતા નથી. જેમ મંત્રનો જાણનાર જેના દિલમાં ભૂત પેઠું હોય તેને મંત્રવડે કરીને પછાડે છે, તેથી કાંઈ તે મનુષ્યને પછાડતો નથી પણ ભૂતને પછાડે છે. જગતમાં માણસ ગુણે કરીને મોટાઈ પામે છે, પારકો કે પોતાનો એવું કાંઈ તેમાં જોવાતું નથી; કેમકે શરીર ઉપરથી મળ દૂર કરાય છે, અને વનમાં જન્મેલું કુસુમ મસ્તકે ધરાય છે. માતપિતા, ગુરૂ એ સર્વ પોતપોતાના કુળમાં રહ્યા થકા મહત્તાને પ્રાપ્ત કરાવે છે. જો સાંભળ ! ઠાણાપુર નગરમાં સુંદર નામે વ્યવહારી હતો. તે વૃદ્ધ માતપિતાને ચરણે નમીને રોજ ભોજન કરતો. તેને વિજયમાન બે પુત્ર હતા, બહુ વ્યાપાર કરવાથી ઘણા દ્રવ્યનો તે સ્વામી થયો હતો. પણ કુદરતનો નિયમ છે કે જેમ લાભ વધતો જાય તેમ લોભ પણ વૃદ્ધિ પામે છે. જેમ ઇંધણથી અગ્નિ વધે છે તેમ લાભથી લોભ વધે છે. એવા તૃષ્ણારૂપી દાહને સમાવવા તો જ્ઞાન–વૈરાગ્યની જરૂર છે; પણ ગુરૂ વિના જ્ઞાન મળે નહીં ને અતિ લાભે સુભૂમ ચક્રવર્તીની માફક અતિ લોભ થાય. તે સુંદર વ્યવહારી પણ ઘણો માલ લઇને જહાજે ચઢ્યો. પોતાના માતાપિતા વિગેરેને સમજાવી બન્ને પુત્ર વિગેરેની સાથે તે વહાણે ચઢ્યો. ઘર હાટ વિગેરે સજ્જન કુટુંબી જનને ભળાવી પરદેશ ગયો. ભાગ્યયોગે સમુદ્રની મધ્યભાગે આવતાં જ પ્રચંડ પવનના પ્રતાપથી મોટો પ્રલય થયો—સમુદ્ર ખળભળી રહ્યો, સર્વે પ્રભુનું

નામ સ્મરણ કરતાં જળશાયી થયા અને વહાણ પણ શતખંડ થઇ ભાંગી ગયું. માતા, પિતા, પુત્ર, સ્ત્રી એ સર્વ જળમાં ડુબી ગયાં અને ભાગ્યયોગે સુંદર શેઠ એક કાષ્ઠના પાટીઆના અવલંબનથી સમુદ્રને કાંઠે આવ્યો. અનુક્રમે ભમતો ભમતો ઠાણાપુર નગરે તે પોતાને ઘેર આવ્યો. ત્યાં માતાપિતાનું મૃત કાર્ય કરીને નવી સ્ત્રી પરણ્યો: અનુક્રમે તેને પુત્રો થયા. ધન પણ કમાણો. એવી રીતે સ્ત્રી, પુત્ર, ધન વિગેરે સર્વ કાંઇ મળ્યું, પણ એક માતા પિતા ફરીને મળ્યાં નહિ, જેથી જીવિત પર્યંત તેનું હૈયું બળ્યા કર્યું."

ઉપાધ્યાયનો ઉપદેશ સાંભળીને તે ગુરૂના ચરણે નમીને બોલ્યો–"ગુરૂરાજ ! ખચીત આજે તમે મને પ્રતિબોધ કર્યો, જેથી મારાં મનોવાંચ્છિત સિદ્ધ થયાં. હે તાત ! તમારી શિક્ષા મેં માન્ય કરી, પણ હવે હમણાં મારૂં મન શાસ્ત્રકળા ભણવામાં આતુર થયું છે; જેથી ભણીગણીને પછી પિતાના ચરણ પૂજવાને માટે તમારી આજ્ઞા લઇને જઇશ." અગડદત્ત કુમારે એ પ્રમાણે કહીને ઉપાધ્યાયનું દિલ મનાવ્યું.

તેની એવા પ્રકારની વાણી સાંભળીને પંડિત મનમાં ઘણોજ ખુશી થયો. કુમારને પોતાને મંદિરે–મકાને તેડી જઇ સ્નાન પાન ભોજન વગેરે કરાવી સ્વચ્છ વસ્ત્રો પહેરવા આપ્યાં. પછી ઉપાધ્યાય બોલ્યા. "વત્સ ! પિતાને ઘેર રહીને જેવો વિલાસ કરતો હતો, તેવીજ રીતે અહીં પણ રહીને મન માને તેવી મોજ કર." પંડિતની લાગણી જાણી કુમારે તેમનો આભાર માન્યો. ગુરૂ વચન પ્રમાણ કરી માતપિતાની માફક ગુરૂની સેવા કરતાં ગુરૂ પાસે જ્ઞાનકળાનો તે અભ્યાસ કરવા લાગ્યો. શસ્ત્રકળાનો અભ્યાસ પણ કરવા લાગ્યો. વિનયથી શાસ્ત્ર અને શસ્ત્ર કળાનો તે પારંગામી થયો.



## પ્રકરણ ૩૨ મું.

### 'મદનમંજરી.'

"કેવી સરસ પુષ્પોની સુવાસ આવે છે ? શું આ બાગમાંથી કોઇ વૃક્ષની સુગંધી આવે છે ? તે શું કમળની છે કે ગુલાબની છે ? કાંઇ

કળાતું નથી. છતાં સુગંધી તો ચિત્તાકર્ષક છે એમાં સંદેહ નથી. આજે મારી ધનુર્વિદ્યા અજમાવું. એ સુગંધી કયાંથી આવે છે તેની તપાસ ચલાવું." કાશી નગરના એક રમણીય ઉપવનમાં-વાટિકામાં સ્વેચ્છાએ વિહાર કરતા-રમતા એક ધનુર્ધારી વીર-ક્ષત્રીય જેવા જણાતા પુરૂષે ઉદ્યાનમાં ફરતાં એ પ્રમાણે વિચાર્યું. મંદમંદ પવન મનને ખુશ કરી રહ્યો હતો. ઉદ્યાનની એ નાજુક લતાઓ પવનની લહેરીઓથી વાંકી વળીને આગંતુકને વધામણાં દઇ રહી હતી. નમી નમીને સલામો કરી રહી હતી. તરતજ એ દિલખુશ સુગંધી કયાંથી આવે છે? તે જાણવાને તે વીરપુરૂષે ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું. બરાબર લક્ષ્યવેધી મંદમંદ પવનની એ શિતળ લહેરીઓ સુગંધને જે દિશામાંથી ખેંચી લાવતી હતી, તે તરફ લક્ષ્ય રાખીને બાણ છોડયું. સાચા ધનુર્ધારીનું બાણ લક્ષ્યબિંદુનેજ વિંધે છે પછી લક્ષ્યાબંદુ ગમે તે સ્થિતિમાં હોય. વૃક્ષ ઉપર રહેલી અમુક ડાળીના અમુક પાંદડાને બાણાવળી બાણથી વિંધી નાંખે, છતાં નજીક રહેલાં પાંદડાંને લેશ માત્ર ઈજા થતી નથી. વીર ધનુર્ધારી અર્જુને તેજ રીતે રાધાવેધ સાધીને દ્રૌપદીને મેળવી હતી. ધનુષ્ય-માંથી એ વીર પુરૂષનું અમોઘ બાણ છુટયું કે તરતજ કુસુમનો એક નાજુક દડો છિન્ન ભિન્ન થઇને જમીન ઉપર પડ્યો. કુમારની નજર તેની ઉપર પડતાં ચમકયો. "અહો! આ શો ઉત્પાત! સ્ત્રીના કેશ કલાપને શોભાવનાર એ પુષ્પનો ગુચ્છ છે. નિશ્ચય કોઇ રમણીનો એ હશે! એ સુંદરી નજીકમાંજ હોવી જોઇએ. જેનો કુસમ દડો આવો અત્યંત સુગંધમય છે તેની પહેરનારી રમણી કેવી મનમોહક હશે?" એટલામાં પાછળ અપ્સરાનો તિરસ્કાર કરતી પોતાના મૃદુ અધરને મંદમંદ સ્ફુરાવતી નવીન યૌવનમાં આવેલી વસંતઋતુમાં વનવિહાર કરવાને જાણે વનદેવી આવી હોય તેવી બાળાને તેણે દીઠી. સાક્ષાત્ શક્તિજ જાણે સ્ત્રીનું રૂપ કરીને આવી હોય એવી તેણીને જોઇને કુમાર મોહ પામ્યો. રમણી પણ કામદેવના અનુજ બંધુ સમાન આ વીર પુરૂષને જોઇને મોહ પામી. તેણીએ પોતાના ભ્રુકુટીરૂપી ધનુષ્યમાંથી શરસંધાન કરી નેત્ર કટાક્ષરૂપી બાણો મૂકવાં શરૂ કર્યાં. જે કુમારનાં હૃદયમાં આરપાર ઉતરી ગયાં. આ કુમાર તે

આપણી કથાનો નાયક અગડદત્ત પોતેજ હતો. મંદ મંદ ડગલાં ભરતી ગજગામિની એવી પદ્મિની સમાન તે સુંદરી પાસે આવી. "કુમાર ! તૃણને કાપવા માટે કુહાડાના ઘાવ ન જોઇએ." પોતાનાં મૃગનયનો નચાવતી તે રમણી બોલી. "જુઓ ! મારો કિંમતી કુસુમ દડો તમે છિન્ન ભિન્ન કરી નાખ્યો. મારા હૃદયની શાંતિનો તમે ભંગ કરી નાખ્યો." બાળાએ મૃદુ ઠપકો આપ્યો.

"મહેરબાની કરીને તમારી આંખો ન નચાવો ! કામદેવના માર્ગે ચઢેલા આ મૃતકને વિશેષ ન મારો ! વિધિએ કઈ કુરસદે આ પ્રતિબિંબ પાડેલું છે કે જેને જોતાંજ મારૂં દિલ અતિશય મુંઝાયું છે." કુમારે સવિકાર દ્રષ્ટિથી તે રમણીને કહ્યું. કામના તાપથી સંતપ્ત થયેલું હૃદય તરફડતું હતું. શરીર વિહ્વળતાથી ધ્રૂજતું હતું.

"મારી પણ એજ સ્થિતિ છે. જ્યારથી તમને જોયા છે, ત્યારથીજ મારૂં મન મુંઝાઇ ગયું છે. અંતરના દુઃખની છુપી વાત કોને કહીએ ? કહીએ તો જગતમાં ઉલટાં ફજેત થઈએ–દિવાનાં ગણાઇએ." સુંદરીએ પોતાના દિલની વાત કુમારને કહી સંભળાવી.

"સુંદરી ! તું કોણ છે ? કયાં રહે છે ? કોની પુત્રી છે ? તે ખુલાસાથી કહે. રમણી ! જેવી સ્થિતિ તારી છે તેવીજ મારી છે." કુમારે સુંદરીની હકીકત જાણવાને ઇચ્છયું, છતાં હૃદયમાં તો કાંઈ કાંઇ મનોરથો થતા હતા. તેણીને પોતાની કરવાની આતુરતા વદન ઉપર સ્પષ્ટ જણાતી હતી. આકૃતિના સ્ફુટ ભાવોજ હૃદયના ગુહ્ય ભેદને ઉકેલી બતાવતા હતા.

"આજ કાશીનગરમાં બંધુદત્ત નામે ધુરંધર શેઠ વસે છે. જુઓ ! આ નાકની દાંડી સામે; દેવવિમાનને હસે તેવો પેલો સુંદર તેનો મહેલ છે. તે શેઠને લક્ષ્મીવતી નામે સ્ત્રી છે. જેને લક્ષ્મી હમેશાં પાયે પડતી રહે છે. તેમની હું મદનમંજરી નામે કુંવરી–બેટી છું. વિધાતાએ મને સૌંદર્યવાન ઘડી છે. યૌવનવયમાં એ સૌંદર્યને તેણે અધિક ખીલાવ્યું. પિતાની મહેરથી ગુરૂનો યોગ પામીને સ્ત્રીની ચોસઠકળામાં તે પ્રવીણ થઇ." એવી રીતે મંજરીએ પોતાની ઓળખ આપી. એ કોમળ હૈયું ધડકયા કરતું હતું. એકાંત હતી. નવીન યૌવન હતું.

સુંદર તરૂણનો યોગ હતો. હૃદયમાં હાવભાવ ભરી કોઇક ઉર્મિ ઉચ્છળી રહી હતી. શબ્દો તો જાણે એ ચંદ્રવદનમાંથી મોંઘેરાં પુષ્પો ખરતાં હતાં.

"તું પરણી છે કે કુમારી ? તારા એ જવાબમાંજ આપણા ભવિષ્યના સુખનો આધાર છે." પ્રશ્ન પૂછીને તેનો જવાબ સાંભળવાને કુમારનું હૃદય આતુર થઇ રહ્યું હતું.

"થોડા વખત પહેલાં અહીં એક શેઠનો બાળક હતો. તેની સાથેમાતપિતા ને સગાંસંબંધીએ મળીને મારો વિવાહ કર્યો; પરન્તુ મારો ને તેનો મેળ મળ્યો નહિ. એકદમ વાસભુવનમાં અમે એકત્ર મળ્યાં, પણ તે મૂર્ખ મારાથી બીને નાશી ગયો. તે પોતાને ઘેર જતો રહ્યો. કર્મથી વિટંબના પામેલી હું નિરાશ થઇને મારે મંદિર આવી. કૃપણના હાથમાં લક્ષ્મી આવે તેના કરતાં તો ન આવે તે સારી; મંદમતિ ઉપર પ્રસન્ન થઇને ભારતી શું કરે ? તેમજ ચતુર નારીને મૂર્ખ પતિ મળે તેના કરતાં તો મરણ આવે તે અતિ સારૂં. એ વાતને આજે ઘણા દિવસો વહી ગયા. ભાગ્યયોગે મહેલમાં ઉભા ઉભા અચાનક આજે તમારાં દર્શન થયાં, ને સ્નેહની મજબુત દોરીથી ખેંચાણી સતી હું તમારે ચરણે આવી છું. જેમ ચંદ્રમાના દર્શને ચકોરીનું હૈયું હરખાય તેમ તમારા દર્શને હું બ્હાવરી બની છું. હવે આ ભવમાં તો તમેજ મારા ભરથાર છો." મંજરીએ આશાભરેલાં હૈયાવડે પોતાના અંતરનો ભાવ સ્પષ્ટ કહી બતાવ્યો.

"બાળા ! સર્વાંશે તું મારે યોગ્ય છે. પણ જરીક વાંધાપડતું થયું છે .તારામાં થોડીક અચડણ આવી છે. એ લગાર વિચારવા જેવી વાત છે. હા ! તું તદ્દન વિવાહ રહિત–દોષ રહિત હોત તો કેવું સારૂં થાત ?"

"પ્રિયતમ ! એમ ન બોલો ! આજથી તમે મારા સ્વામી છો, હું તમારી દાસી છું. હે ધન્વંતરી ! કામરૂપી સર્પના ડંસથી હું ડંસાયેલ છું, તેનું આસ્તે રહીને ઝેર ઉતારો. કેરડાનો કાંટો હૈયામાં ભોંકાયો છે, તેને ધીમે ધીમે બહાર કાઢો. મને શાંતિ આપો. હું તમારે શરણે આવી છું. તમારા જેવા જંગુલી મંત્રના જાણ વ્હાલમ

વગરે એઝેર, એ કાંટો, એ વિરહનો તાપ કોણ નષ્ટ કરે ? ગુણવંત ! મારો એ અલ્પ દોષ ન જોશો, રોગગ્રસ્ત દુર્ગંધવાળી આંગુળી કાંઇ અળગી થતી નથી. દોષાકર એવો ચંદ્રમા પણ શિવજીના મસ્તક ઉપર રહીને તેમને વલ્લભ થયો; માટે ઉત્તમ પુરૂષો દોષ જોતા નથી, તે તો ગુણનેજ ગ્રહણ કરે છે. આકૃતિએ રાજકુમાર સમાન જાણીને મેં તમને મારા નાથ બનાવ્યા છે. ક્ષત્રીઓ શરણે આવેલાનો પ્રાણાંતે પણ ત્યાગ કરતા નથી. તેમ છતાં જો મારી પ્રાર્થનાનો ભંગ કરશો તો આપઘાત કરીને હું આજ રાતમાં જ મરી જઇશ અને આ અસંહ્ય દુઃખથી મુક્ત થઇશ ! ”

“ સુવદને ! જેવી તું મને ચાહે છે તેવોજ હું તને ચાહું છું. આ મારૂં હૈયું ઉકેલીને જો ! તારે માટે કેવો પ્રેમનો ઉભરો તેમાં ભરેલો છે ? હૈયુંજ હૈયાની સાક્ષી પૂરે છે. ” કુમારે જણાવ્યું.

“ મને છોડશો તો નહિને ? વ્હાલમ ! વચનથી કહો કે હું હંમેશ તારો ને તારોજ રહીશ. ”

“ પ્યારી ! તારા નેહ–સૌંદર્યે મને મુગ્ધ કર્યો છે. જીવન પર્યંતની હું તને મારી સહચરી બનાવીશ. ”

“ હાશ, હવે હું હરખાણી. આજે મારી આશા પૂર્ણ થઇ. ” બાળાએ કહ્યું.

“ અને હું પણ ભાગ્યશાળી કે તારા જેવી રાજ્યરાણી મને મળી. ” એમ બોલતો ધડકતે હૈયે કુમાર એકદમ મંજરીની લગોલગ આવીપહોંચ્યો.

ગૃહના વિશાળ ઉપવનમાં અત્યારે એકાંત હતી, અવરે જનના આવાગમનના અભાવથી શાંતિ જણાતી હતી; છતાં આ નવીન પ્રણયી યુગલનાં ભૂખ્યાં દિલડાં અશાંતિથી ધડકી રહ્યાં હતાં. કામદેવ પોતાનું દિવ્ય ધનુષ્ય ધારણ કરીને મદનયુદ્ધમાં તેમને પરાસ્ત કરવાને સજ્જ થઇ ઉભો હતો. એ વીર ધનુર્ધારીને કયો સંસારી જીવ જીતી ગયો છે ? નિરંતર વેદનું અધ્યયન કરનારા સૃષ્ટા સ્વરૂપ બ્રહ્માને–ચતુર્મુખધારીને પોતાની પુત્રીમાં તેણે લપટાવ્યા. હિમાલયતનયા પાર્વતી–ભવાની જેવી પત્ની છતાં શંભુએ ગંગાને ઉપપત્ની બનાવીને પાર્વતી-

ના ભયથી તેને પોતાની મસ્તક ઉપર રહેલી જટામાં છુપાવી. અરે એથી પણ વધારે તો એ છે કે એક ભીલડીમાં એ ભોળાનાથ–શંકરે આસક્ત બનીને ફજેતી કરાવી; અને વિષ્ણુ તો સ્ત્રીઓના ઝઘડા ચુકવવામાંથીજ નવરા ન પડ્યા. એવા ઘણા મહાન પુરૂષોને પરાજય પમાડીને સ્ત્રીઓએ આધિન બનાવ્યા છે.

અગડદત્ત કુમારે પણ એ કેળના ગર્ભ જેવી મંજરીનો નાજુક હસ્ત પોતાના હાથમાં લીધો. "મંજરી! પ્રિય મંજરી! આજથી સમજ કે તું મારી પ્રાણપ્રિયા છું." અવાજમાં ધ્રૂજારી હતી. અંદર છુંપાયલી મદનની ભાવના હતી. તે ભાવના મંજરી કળી ગઇ.

"પ્રાણનાથ! હું આપની દાસી છું. આપની આજ્ઞાને આધિન છું." મોહકતા, મૃદુતા સર્વ કાંઇ અવાજમાં હતું. એકાંતમાં ઉછળતા હૈયાના શબ્દો સાંભળનારને કેવા મધુર લાગે છે તે તો તેનો અનુભવીજ સમજી શકે.

"તો ચાલો! આપણે આ લતાકુંજમાં જઈએ. ઉછળતા હૈયાનાં હીર શાંત કરીએ." રાજકુમારે કહ્યું.

"પણ હજી આપણાં લગ્ન થયાં નથી, ત્યાં લગી આપણે થોભવું જોઇએ, પ્રિયતમ!" પોતાનો કોમળ હાથ કુમારના ખભા ઉપર મુકતાં મંજરીએ કહ્યું. "આપણે ગાંધર્વ વિધિથી લગ્ન કરી લેશું, પ્રાણ!" કુમારે કહ્યું.

"હું અહી રહું ત્યાં સુધી તારે પિતાને ઘરે રહેવું ને સ્નેહ સાચવવો. જ્યારે અમે દેશ જઈશું ત્યારે તને તેડી જઇશું. પટ્ટરાણીપદ પણ તને આપશુ." કુંવરના આ શબ્દો સાંભળી મંજરી ખુશી થઈ.

પછી મંજરીએ પુષ્પની માળા ગુંથીને "પ્રાણેશ! આપણા પ્રેમની નિશાનીરૂપ આ પુષ્પમાળ–વરમાળ આપને પહેરાવું છું." એમ કહીને કુંવરને માળા પહેરાવી અને પુષ્પથી વધાવ્યા. આંખો નૃત્ય કરવા લાગી, હૈયું હર્ષથી ઉભરાવા લાગ્યું. હૃદય ઉપર નીતિનો અંકુશ છતાં લોહ ચુંબકની માફક એ સ્નેહભીનાં હૃદય

એક બીજા તરફ આકર્ષાયાં. એક બીજાનાં મુગ્ધ થયેલાં એ, હૃદયો એક બીજા સાથે યંત્રની માફક અથડાયાં, મળ્યાં, ભેટ્યાં અને તૃપ્ત થઇને છુટાં પડ્યાં. તૃપ્તિનો આનંદ, હૃદયની શાંતિ, મિલન પછીના સમયમાં અવર્ણનિય હતાં,



# પ્રકરણ ૩૩ મું.

## 'ગજમદમર્દન'

"હાક પડે રાજપુત છુપે નહિ, સૂર્ય છુપે નહિ વાદળ છાયા;
દેશ ફરે પરદેશ ફીરે પણ, કર્મ છુપે નહિ ભભૂત લગાયા."

સમસ્ત કાશીનગર અત્યારે ભયાક્રાંત છે. જેમ જેમ લોકો વાતો સાંભળતા જાય છે તેમ તેમ આખા શહેરમાં નાસભાગ થતી જોવાય છે. બજારમાં વ્યાપારીઓ દુકાનો ચપોચપ બંધ કરવા લાગ્યા, કોઇ આમ તેમ સંતાવાની જગ્યા શોધવા લાગ્યા, તો કોઇ વૃક્ષ ઉપર ચડીને પોતાનો જાન બચાવવાનો યત્ન કરવા લાગ્યા. લોકોમાં શોકની છાયા પ્રસરી રહી છે. એવી કોળાહળભરી સ્થિતિમાં એક ક્ષત્રીય જેવા જણાતા ઘોડેસ્વારે નગરીમાં પ્રવેશ કર્યો, દરવાજામાં પ્રવેશ કરતાંજ દરવાજો બંધ કરી દીધો અને પોતે એક ખુણામાં ભરાઇ બેઠો. ઘોડેસ્વાર વયમાં તરૂણ અને પરદેશી જેવો જણાતો હતો, છતાં આ નગરીમાં રહેતો હોવાથી જાણીતો હતો. નગરીમાં પ્રવેશ કરી તુરંગને રમાડતો આગળ ચાલ્યો, તો કોઇ વીર સુભટો ભાલાં ધરીને ધસ્યા જતા હતા, કોઈ ખડ્ગ પકડીને દોડ્યા જતા હતા, ત્યારે કોઇ ભયના માર્યા છુપાવાનો યત્ન કરી રહ્યા હતા. તરૂણ ઘોડેસ્વાર વિચારમાં પડ્યો. "અરે! આ છે શું? તેની કાંઇ સમજ પડતી નથી." પૂછે પણ કોને? અત્યારે વાત કરવા જેટલી કોને ફુરસદ હોય કે જે વખત જાન ગુમાવવાની ભયંકર જોખમદારી સમાયલી હોય. આવી ભયભરી લોકોની કફોડી સ્થિતિ જોતો તે સાવધાનપણે અનુક્રમે બજારમાં આવ્યો. ત્યાં ગોખમાં ઉભેલા એક

માણસને પૂછયું "કેમ ભાઇ ! આ શું તોફાન છે ? શું કંઇ ભય ભરેલી વાત છે ? કહો, શા સમાચાર છે ?"

"અરે ભાઇ ! તમે નગરમાં રહો છો ને જાણતા નથી ! નગરીમાં મોટો ઉત્પાત થઈ રહ્યો છે. અહીંનો રાજા ભૂવનપાલ જેનો મહિમા પૃથ્વીમાં ગવાય છે, બળમાં પણ જેની કોઈ સ્પર્ધા કરી શકે તેમ નથી, અને જેના નામમાત્રથી શત્રુઓનાં હૃદય થડકી રહ્યાં છે, તે રાજાનો માનીતો પટ્ટહસ્તી ચંપક સર્વ હાથીઓમાં મુખ્ય છે. મદમાં આવેલો તે અત્યારે મહાવતને પણ નહિ ગણકારતો આલાનસ્થંભ ઉખેડીને નગરીમાં જ્યાં ત્યાં ભયંકર નુકશાન કરી રહ્યો છે. કોઇનાંઘર પાડે છે, કોઇનાં હાટ તોડી પાડે છે, વચમાં આવતા માણસોને સૂંઢમાં ભરાવીને ઉછાળે છે, ભયંકર ત્રાસ વર્તાવે છે, તમે પણ નાસો, નહિતર આ તુરંગને મારશે, તમને પણ સપડાવશે, જ્યાં લગી આ તરફ આવ્યો નથી ત્યાં સુધી નાસવાની તમોને તક છે. જુઓ! આ સુભટો ! કોઈ ભાલાં ધરીને, કોઇ ખડ્ગ ખેંચીને તેને વશ કરવાને ધસ્યા જાય છે. છેવટે પોતાની સુંઢથી ધળને પણઉછાળતો, વર્ષાઋતુમાં આકાશપર છવાયેલા આષાઢી મેઘ સરખા શ્યામ સ્વરૂપવાળો, તેમજ જેનાં નેત્ર ક્રોધથી અગ્નિમાં ધગાવેલાં તામ્ર સમાન રક્તવર્ણીય બન્યાં છે, સાતે શ્રોત જેનાં શ્રવી રહ્યાં છે, જાણે ચાલતો જંગમ ગિરિ હોય નહીં શું ? એવો આ હાથી આવે છે, અને તેની પાછળ સાંકળ ઘસડાતી આવે છે. પણ કોઈની તેને પકડવાની હિંમત ચાલતી નથી." એટલું કહીને તે માણસ અંદર ચાલ્યો ગયો. લોકો પણ બુંબારવ કરતા ગજરાજના માર્ગમાંથી દૂર ને દૂર નાસવા લાગ્યા. ગજરાજ સામેથી ધસ્યો આવતો હતો, પણ આ તરૂણ ઘોડેસ્વાર ભય રહિતપણે તેની સામે ઘોડો ખેલાવતો ચાલ્યો જતો હતો. દૂરથી પોતાની સન્મુખ તેને નિર્ભયપણે આવતો જોઇને ગજરાજ અધિક ક્રોધવાળો થઇ તેની જ સામે ધસ્યો. ગજરાજને પોતાની સન્મુખ આવતો જાણી એ ચતુર ઘોડેસ્વાર તરતજ ઘોડા ઉપરથી નીચે ઉતરી પડ્યો. પોતાનું એક ઉત્તરીય વસ્ત્ર છોડી લઘુલાઘવી કળાથી ગજરાજની સન્મુખ દોડી જઈ તેણે પાથરી દીધું, અને દૂર જતો રહ્યો. ગજરાજે પણ તે વસ્ત્રને પુરૂષ જાણીને પોતાના દંતુ-

શળથી પ્રહાર કરવા માંડ્યા. તે સમયે તેની દૃષ્ટિ ચુકાવીને ઘોડેસ્વાર તરતજ તેને પૂંછડે વળગ્યો, અને હાથીને દોડાદોડ કરાવી ખૂબ ભમાવ્યો. એવી રીતે હાથી અને કુમારનું બુદ્ધિયુદ્ધ થવા લાગ્યું. ઘોડેસ્વારે આમતેમ ભમાવી ભમરીઓ લેવડાવીને હાથીને ખૂબ ફેરવ્યો.

લોકો તો હાહાકાર કરવા લાગ્યા કે ' હાથીએ એક પરદેશી મુસાફરને હણ્યો, પણ કોઈની વચમાં પડવાની હિંમત ચાલતી નહોતી. ગજરાજ ક્રોધાંધ હતો, મદાંધ હતો, તેની ભીષણ આકૃતિ જોઇને દૂરથીજ સુભટો તેને પ્રતિબદ્ધ કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. એ મદોન્મત્ત ગજરાજ તેમની આવી બાળચેષ્ટાની પરવા કરે તમ ક્યાં હતું.

મદનમંજરીએ સખી મારફતે પોતાના પ્રિયતમની આ વાત સાંભળી તેવી મૂર્છા પામી ગઈ. સાવધ થતાં શોકાકુળ બનીને વિલાપ કરવા લાગી. અંતરમાં અતિ દુઃખ ધરવા લાગી. "હા ! જેને મેં પોતાનું જીવીત અર્પ્યું છે તે તો આમ મને રણમાં મૂકીને ચાલી જવાની તૈયારી કરવા લાગ્યો જણાય છે. અરે ! ક્રૂર વિધિ તેં આ શું કર્યું ? તું માણસને આશા આપી તેનો નાશ શામાટે કરે છે ? અથવા તો વિશેષ શું કહું ? હું જ એવી મંદભાગ્યવાળી છું કે પતિને મેળવી શકતી નથી. એક મૂર્ખ નીકળ્યો અને બીજો નાશી ગયો. ત્રીજો ચતુર-મનમાનતો મળ્યો ત્યારે વિધિએ-વક્રવિધિએ ઝુંટવી લેવા માંડ્યો ! હા ! હા ! દૈવ તેં આ શું કર્યું ? "

" બાઇ ! શા માટે શોક કરો છો ? જરા પરિણામની તો રાહ જુઓ ! જે વીરપુરૂષે જાણીબુજીને એ હાથી સામે ઝંપલાવ્યું હશે તે કાંઇ મરવાને માટે નહીં હોય ! હજુ કાંઇ બાજી બગડી ગઇ નથી. એ હાથી અને એ પરદેશી એક બીજા પોતપોતાનો દાવપેચ ખેલી રહ્યા છે. એક બીજાને સકંજામાં લેવાની રમતો રમી રહ્યા છે. એમાં આખરે તો વિધિ સારૂંજ કરશે. દુષ્ટનું દમન થતાં સાચો માણસ વિજયને વરે છે. બેન ! ધીરજ ધરો. હૈયામાં શાંતિ રાખો. " તેની માનીતી સખીએ મંજરીને ધીરજ આપી તેના શોકપૂર્ણ દિલને શાંતિ આપી.

"સખી ! તું જા અને તેમની ખબર લાવ. મને તેમના વિજયની શુભ વધામણી આપ. હું તેમના વિજય માટે અનંત શકિતમાન્ પરમપ્રભુની પ્રાર્થના કરીશ. મારા એ પૂજ્ય સ્વામી હાથીને વશ કરી તેનું દમન કરે તેમાટે હું તેમને વિનવીશ." મંજરીએ પોતાનું અભીષ્ટ કર્તવ્ય સૂચવીને સખીને યોગ્ય સૂચના કરી.

"સખી ! શાંતિ રાખો ! હું જઇને તેનું પરિણામ જોઇ આવું ને તમારૂં ભાગ્ય હોય તો કાંઈ સારી વધામણી આપું. તેટલો સમય તમે શોક ન કરતાં ઇષ્ટસિદ્ધિના કર્તવ્યમાં મશગુલ રહેજો–તમારા આત્માને પ્રભુની ભકિતમાં–તેના ધ્યાનમાં જોડજો, કે જેથી તમારૂં મનોવાંચ્છિત સત્વર સિદ્ધ થાય, તમારી આશા પરિપૂર્ણ થાય." સખી મંજરીને પોતાના કર્તવ્યમાં લીન રહેવાનું સૂચવીને પરિણામ જોવાને માટે તરતજ બજારમાં ગઈ.

હાથી અને કુમાર બન્ને એકબીજાને સકંજામાં સપડાવવાની પેરવી કરી રહ્યા હતા, તેમાં કોઇ રીતે એ કુમાર હાથીના સપાટામાં આવ્યો નહિ. પણ કુમારનો ઉદ્દેશ તો હાથીને દોડાવીને થકવવાનો હતો. પરિણામ પણ તેજ આવ્યું. ગજરાજ આખરે થાકયો અને મદરહિત થઈ ગયો. તેનો મદ ગળી ગયો એટલે તરતજ કુમાર તેની ઉપર ચઢી ગયો, અને તેના કુંભસ્થળમાં વજ્રસમાન મુષ્ટિનું તાડન કરીને તેને હતાશ કરી દીધો. તેની ખુમારી ઉતરી જતાં તરતજ તે શાંત થઇ ગયો, અને પોતાનાથી પણ અધિક બળવાળા કુમાર ઉપર તે પ્રસન્ન થયો. પછી નીચે ઉતરી મહાવતને બોલાવી એ ગજરાજને કુમારે સોંપી દીધો. તે તેને હજારો સુભટો અને માણસોની મધ્યમાં આલાનસ્થંભ આગળ લઈ ગયો, ને આલાનસ્થંભે તેને બાંધ્યો.

ગજરાજના મદનું મર્દન થતાંજ તેમની સાહમારી જોનારા હજારો લોકો ખુશી થયા, ને તેનાં વખાણ કરવા લાગ્યા. "અરે ભાઇ ! તમે ભલે આવી ચડ્યા. જગતમાં તમે અમૂલ્ય ચિંતામણિ રત્ન સમાન છો. પરાક્રમમાં ઇંદ્રના અનુજ બંધુ સમાન છો, જેથી આજ આ નગરીને ગજરાજના ભયમાંથી તમે મુકત કરી. અમારા ભાગ્યયોગેજ તમારા જેવા ઉત્તમ પુરૂષનું અહીં આવાગમન થયું

છે.” એ પ્રમાણે લોકોથી પ્રશંસા કરાતો કુમાર પોતાના તુરંગ ઉપર ચઢીને પોતાને સ્થાનકે જવાની તૈયારી કરતો હતો, ત્યાં તો પવનચંડ ઉપાધ્યાય આવી પહોંચ્યા અને પુત્રની જેમ હર્ષથી તેને વધાવી લીધો. હાથી મહાવત સાથે રાજમંદિરે ગયો ત્યારે કુંવર પાઠક સાથે પોતાને સ્થાનકે જવા લાગ્યો. તે વારે નગરનાં નરનારીઓ હર્ષથી પુષ્પોવડે તેને વધાવતાં હતાં. સ્ત્રીઓ દૂરથી તેનાં દુખણાં લેતી હતી. એવી રીતે નગરીની સૌભાગ્યવંતીઓથી પૂજાતો અને પુરૂષોથી વંદન–નમન કરતો કુમાર પાઠક સાથે પોતાને સ્થાનકે આવ્યો. ત્યાં તો રાજાનું તેડું આવ્યું, જેથી પાઠક અને કુમાર બન્ને લાખો નરનારીઓથી વધાવાતા નૃપસભામાં આવ્યા. કુમારે રાજાને પ્રણામ કર્યા. નૃપે તેને બહુમાન–આદરસત્કાર આપીને પોતાની પાસે બેસાડ્યો. ઉપાધ્યાયને પણ યોગ્ય સત્કાર કરી બેસાડ્યા. નૃપે કુમારની પ્રશંસા કરી પૂછ્યું. “હે વત્સ ! તારા ગુણે કરીને જણાય છે કે તું ઉત્તમ એવા રાજકુળને શોભાવનારો હોઇશ. તેમાં પણ તારા જેવા પરાક્રમી તો લાખોમાં એકાદજ નીકળે છે. કેમકે–હીરો તો રત્નની ખાણમાંજ પાકે છે.

“ शैले शैले न माणिक्यं, मौक्तिकं न गजे गजे ।
साधवो नहि सर्वत्र, चंदनं नहि वने वने ॥ १ ॥

ભાવાર્થ—પર્વતે પર્વતે કાંઇ માણેક નિપજતાં નથી, તેમ દરેક હાથીઓમાંથી મોતી ઉત્પન્ન થતાં નથી, સર્વત્ર ઉત્તમ એવા સાધુ પુરૂષો હોતા નથી, તેમ દરેક વનમાં કાંઇ ચંદન હોતું નથી.

છતાં અમારી જાણની ખાતર કહો કે તમે કયો વંશ અને કયું નગર શોભાવો છો ?” રાજાનો પ્રશ્ન સાંભળીને શરમથી કુમાર મૌન રહ્યો. ઉત્તમ પુરૂષો આપવડાઈ સ્વમુખે કહેતા નથી; પણ ઉપાધ્યાયે રાજાની આજ્ઞા મેળવી તેનો સકળ વૃત્તાંત કહી સંભળાવ્યો. રાજા એથી અધિક પ્રસન્ન થયો. “આહા ! સુંદરરાય તો અમારા મિત્ર છે, અમારી ને તેમની વચે તેં અંતર રાખ્યો; તું આ નગરીમાં કયારનો આવ્યો છે. તે અમને જણાવ્યું પણ નહિ. વત્સ ! હવે આપણા રાજમંદિરમાં રહીને મનગમતા ભોગો ભોગવ.”

"મહારાજ ! આપની પ્રસન્નતા એ મારાં અહોભાગ્ય છે. હાલમાં હું પાઠકને ત્યાં રહીને શસ્ત્રકળા અને શાસ્ત્રકળામાં પ્રવિણુતા મેળવું છું. પાઠક મારા ધર્મપિતા છે, આશ્રયદાતા છે, તેમનું મકાન પણ આપનુંજ મંદિર છે ને ?" અગડદત્ત કુમારે વિનયથી રાજાને પ્રત્યુત્તર આપ્યો.

"વત્સ ! જેવી તારી ઈચ્છા ! આ મંદિર, આ રાજસભા તારા વગર સૂની છે, અવાર નવાર આવી અમારી રાજ્યસભાને અલંકૃત કરજે-શોભાવજે. અમારા સરખું કામકાજ સુખેથી ફરમાવજે." રાજાએ અતિ આગ્રહ નહિ કરતાં કુમારની મનોઈચ્છાને અનુસરીને કહ્યું, પણ રાજ્યસભામાં આવવાની ભલામણ કરી.

"એમાં હું મોટું માન સમજું છું. આપે પુત્રની માફક મારૂં અધિક વાત્સલ્ય કર્યું છે, એ એશાન પણ શું આપનું ઓછું છે ? હવે હું આપની રજા લઈશ." કુમારે રાજાનો ઉપકાર માનીને રજા લીધી.

"જો આ રાજ્ય તારૂં પોતાનુંજ સમજજે. જેવો સુંદરરાય તારો પિતા છે તેવોજ મને ગણજે. કાંઈપણ ભેદભાવ રાખીશ નહિ." એમ કહીને રાજાએ કુમારને ઉત્તમ વસ્ત્ર આભૂષણોનો સરપાવ આપ્યો. શુભલક્ષણોપેત ઉત્તમ અશ્વ કુંવરને બેસવાને ભેટ આપ્યો. એવી રીતે રાજાનું માન પામીને કુંવર પાઠક સાથે પોતાના આશ્રમમાં આવ્યો.

દાસીને પોતાના પ્રિયતમના સમાચાર લેવા મોકલીને મંજરી પવિત્ર સાદું વસ્ત્ર પહેરી દેવની પ્રાર્થના કરવા લાગી. એક ચિત્તે પ્રભુનું ધ્યાન કરવા લાગી. ધ્યાનમાં—ભક્તિ ભાવનામાં કેટલોક સમય વીતી ગયો. એટલામાં સખીએ આવીને વધામણી આપી "બાઈજી! ખુશ ખબર ! ખુશ ખબર !"

સખીનાં શબ્દો શ્રવણગોચર થતાં મંજરીએ પોતાનું ધ્યાન પરિપૂર્ણ કર્યું. "સખી ! કહે ! કહે ! શું થયું ? પરિણામ શું આવ્યું ?" એ સાદા જણાતા શબ્દો કેવા ભાવભર્યાં હતાં, તે કોણ સમજી શકે ? સાંભળનાર બિચારી અલ્પજ્ઞ સ્ત્રી હતી. એવી

ભાવભરી–હેતભરી વાણી તો જાણભેદુજ સમજી શકે–એનો મર્મ જાણી શકે કે એ કેવા હૈયાના ઉમળકા ના શબ્દો હતા ? ઉંડાણમાં રહેલા પ્રેમના પ્રવાહમાંથી નીકળીને એ બહાર આવેલા હતા.

" બ્હેન ! તમારૂં પુણ્ય જાગૃત થયું. એ રાજકુંવરે–તમારા માનીતાએ ગજમદમર્દન કરીને પોતાનું વિજયી કાર્ય પૂર્ણ કર્યું."

" તો સમજ કે તારૂં મ્હોં પણ સાકરથી ભર્યું ! "

" બસ ! માત્ર સાકરથીજ પતાવશો કે ! "

" ના ! ના ! લે, આ મારા હૈયાનો હાર. " મંજરીએ પોતાના કંઠમાં રહેલો હાર કાઢીને સખીને અર્પણ કર્યો.

" ના ! ના ! બેન ! રાખો; એ તો તમનેજ શોભે ! હું તો સહેજ હસું છું. " દાસીએ ભાવ કર્યો.

" હવે ભાવ શાને ખાય છે ? વળી કોઇક દિવસ એની કિંમત મજરે લેવાશે. " મંજરીએ એમ કહીને હાર અર્પણ કર્યો.



## પ્રકરણ ૩૪ મું.

### ' અદ્‌ભૂત લુંટારો '

" મહારાજ ! દુઃખની વાત શું કરીએ, આપ સમાન શિરછત્ર છતાં તેમજ વારાણસી–કાશી નગરી દેવનગરી છતાં અત્યારે તુચ્છ ગામડાથી પણ તુચ્છ થઇ ગઇ છે. અહીં શ્રીમાન, અમીર, ઉમરાવ કે હરકોઇની લાજ રહી નથી. એવો ઉત્પાત હાલમાં કેટલોક વખત થયાં બન્યા કરે છે. કોઇક ચોર અદૃશ્ય રહીને આ નગરીને એવી તો લુંટી રહ્યો છે કે અમે બધા નિર્ધન થઇ ગયા છીએ, છતાં અમારો કેડો છોડતો નથી–પકડાતો નથી. રાજમંદિરમાં દેવસમાન સુખ ભોગવનાર આપને એ અમારા દુઃખની શી ખબર હોય ? આપને આવી પ્રજાના ત્રાસની વાત કોણ કરે ? ન છુટકે આજે અમે આપને અરજ કરવા આવ્યા છીએ,

માટે પ્રભુ ! તમે પ્રજાના સ્વામી છો–રક્ષણ કરનારા છો–સમર્થ છો, માટે એ અદૃશ્ય ચોરને પ્રગટ કરીને તેને શિક્ષા કરો; નગરીને ભયના ત્રાસમાંથી મુક્ત કરો. રોજ પ્રભાત થાય છે ને નવી નવી બુમ પડે છે. આવો સખ્ત બંદોબસ્ત છતાં કોણ જાણે એ કેવી રીતે લુંટે છે? તેને હાથ કરવાનો અમારો ગર્વ તો ગળી ગયો છે; માટે રાજન્! આપે તે સંબંધી પ્રયત્ન કરી અમને સંકટમાંથી મુક્ત કરવા જોઇએ. આપ સમાન ધણી છતાં અમારે–પ્રજાજનને શાની ભીતિ હોય? સૂર્યનો ઉદય છતાં શું અંધકાર હોઇ શકે? પણ આ તો વિપરીત વાત બની છે." રાજા એક દિવસ રાજસભામાં બેઠેલા હતા, તેના અમીર, સામંત, સરદારો, મંત્રીઓ વગેરે પોતપોતાના આસને બિરાજેલા હતા, તે સમયે અગ્રગણ્ય મહાજનમાંથી પાંચ ડાહ્યા પુરૂષોએ આવીને રાજાને ઉપરની ફરિયાદ કરી, કે જે પુરૂષો પ્રજામતથી ચુંટાયેલા હતા. તેઓ રાજાને પણ માનનીય એવા નગરના માનવંતા મુખ્ય પુરૂષો હતા, બુદ્ધિ અને લક્ષ્મીથી ઉજ્વળ મોટા વ્યવહારી હતા. વ્યવહાર અને વ્યાપારમાં પ્રમાણિક ને કળા કુશળ હતા.

રાજાએ તેમની વાત સાંભળીને તરતજ ક્રોધાયમાન થઇ કોટવાળને બોલાવ્યો અને કહ્યુ–"અરે દુષ્ટ! અધમ! રાજનો પગાર ખાય છે ને પ્રજાની રક્ષા તો આવીજ રીતે કરે છે! કોઇ ચોર પોતાની કુટિલ કળાઓ ફેરવી પ્રજાને લુટે છે–હેરાન કરે છે, છતાં રે નરાધમ! તેની તું ઉપેક્ષા કેમ કરે છે? યાદ રાખ કે એની શિક્ષા આજે તારે ભયંકર રીતે ભોગવવી પડશે–અધિકાર ઉપરથી દૂર થઇ તારે જેલખાને સડવું પડશે!"

"મહારાજ! શાંત થાઓ, પ્રભુ! એમાં મારો જરાય દોષ નથી. રાતદિવસ હું સુભટો સાથે જુદી જુદી બુદ્ધિનો ઉપયોગ કરીને તેને પકડવાનો પ્રયત્ન કરૂં છું, પરન્તુ વિદ્યામંત્રોથી ભરેલો તે ક્યારે નગરમાં આવે છે? ક્યાં ફરે છે? તે સખ્તમાં સખ્ત અમારી ચોકી છતાં સમજાતું નથી. અનુમાન થાય છે કે રોજ તે નવા નવા વેશ કરી વખતે કવખતે નગરમાં ઘુમે છે. અદૃશ્યપણે તે પ્રજાને લુંટીને

હેરાન કરે છે, પણ પકડાતો નથી.” કોટવાળ ભયથી થરથરતો હતો. રાજાનો ક્રોધ વિનયવંત શબ્દોવડે શાંત થાય તેવા ઉપાય શોધતો હતો, જેથી તેણે નમ્રતાથી રાજાને આ પ્રમાણે કહ્યું.

કોટવાળનાં વચન સાંભળીને રાજા શાંત થયો, તેણે પ્રજાને-તેના નાયકોને શાંતિ આપી. “શેઠજી ! એ કોઈ સામાન્ય ચોર નથી લાગતો. વિદ્યામંત્રથી ભરેલો એ અદ્દભુત લુંટારો આજદિન સુધી નિર્ભયપણે તમોને હેરાન કરી રહ્યો છે, તે માટે હવે અમે સખ્તમાં સખ્ત ઉપાય લેશું, થોડાક દિવસમાં તમારી એ આફત અમે દૂર કરશું, એ નિશ્ચયથી સમજજો.” રાજાનાં વચન સાંભળીને પ્રજાના નાયકો રાજા આગળ ભેટણું મૂકી, રાજાને નમીને પોતાને સ્થાનકે ગયા.

રાજાએ સભા બરખાસ્ત કરી અને મંત્રણાગ્રહમાં રાજા, મંત્રી, પુરોહિત, કોટવાળ અને સેનાપતિ એ પાંચની પંચપુટિ તે માટે વિચાર કરવા લાગી, કેમકે પંચ ત્યાં પરમેશ્વર એ લોકોકિત કહેવાય છે, ત્યાં કાર્ય પણ ત્વરાથી સિદ્ધ થાય છે. રાજાએ કહ્યું. “જુઓ! અદૃશ્ય રહીને એ ચોર પોતાની કુટિલ ચૌર્યવિદ્યા અજમાવીને પ્રજાને કનડે છે. કોટવાલના સખ્ત બંદોબસ્તનો પણ કાંઈ હિસાબ ગણે છે ?”

“જરા પણ નહિ. એ ચાલાક પોતાની ચતુરાઇ ઉપરજ મુસ્તાક રહે છે. કોઇની પણ ક્યાં પરવા કરે છે ?” મંત્રીએ રાજાનું કથન સાંભળીને કહ્યું.

“પ્રભુ! હું ચોકી પહેરામાં લેશ પણ ન્યૂનતા રાખતો નથી. રાત દિવસ હું અને સુભટો હથિયારબંધ રહી તેને પકડવાને ફરીએ છીએ, પણ એ ક્યાંય નજરે ચડતો નથી.” કોટવાળે પોતાનું વૃત્તાંત કહ્યું.

“છતાં દરેક પ્રભાતે એની બૂમ પડે છે, એ ખરૂંને ?” પુરોહિતે વચમાં કહ્યું.

“તે કેમ બને છે એજ સમજાતું નથી.” સેનાનાયકે કહ્યું.

“નથી કેમ સમજાતું ? ચોર પોતાની અદૃશ્ય વિદ્યાથી નગ-

રમાં દાખલ થાય, ફરે-હરે, તે દરેકને જોઇ શકે પણ તેને કોઈ દેખી શકે નહિ. એ અદૃશ્ય વિદ્યાના બળથી ધોળે દિવસે ગમે તે કરી શકે; છતાં એક તો શું બલ્કે સાત સાત કોટવાળો પોતાના સુભટો સહિત તપાસ રાખે તોપણ તે હાથમાં ન આવે. ગમે તેવી ચોકી -બંદોબસ્ત છતાં તેની પાસે થઇને નીકળે અને એ ચોકી પહેરા-નેજ લુંટે, પણ તેને ભય ન લાગે. તે કામ તો તેને મન એક રમત જેવું હોય." મંત્રીએ પોતાનો અભિપ્રાય રજુ કર્યો.

"ગમે તેમ હોય છતાં તેને પકડવાનો પ્રયત્ન તો કરવોજ જોઇએ." રાજાએ કહ્યું.

"બેશક. ચોર ગમે તેવો શકિતસંપન્ન-સાધનસંપન્ન હોય છતાં આપણે તેને પકડવાને એક પછી એક ઉપાયો અવશ્ય લેવા જોઇએ, નહિતર પ્રજામાં રાજાની હાંસી થાય. વળી નિર્ભય થઇને ચોર રાજમંદિરમાં પણ પ્રવેશ કરવાની હિંમત ધરે; ને આપણું રાજ્ય ભયભરેલી સ્થિતિમાં આવી પડે." મંત્રીએ કહ્યું.

"મંત્રીશ્વરની આગાહી બેશક સત્ય છે. પ્રભુનો ઉપકાર માનો કે હજી લગણ તેણે રાજમંદિરમાં પ્રવેશ કર્યો નથી. તે પહેલાં જ આપણે તેને માટે પ્રયત્નશીળ થયા છીએ." પુરોહિતે વચમાં કહ્યું.

"તો તે માટે આપણે શું કરવું ? મંત્રીશ્વર ! તમારૂં ધ્યાન કંઈ પહોચે છે ?" રાજાએ પૂછ્યું.

"જુઓ ! એક રાત મહારાજે પૂર્વ દિશાના દરવાજે રહીને ચોકી કરવી, પ્રધાને ઉત્તર દિશાના દ્વારે રહેવું, પુરોહિતે દક્ષિણ દિશાનો દરવાજો સાચવવો, સેનાપતિએ પશ્ચિમ દિશાએ રહેવું અને સુભટોને લઇને ખુલ્લાં શસ્ત્રોએ કોટવાળે નગરમાં ભ્રમણ કરતા રહેવું. પ્રથમ આ પ્રયોગ અજમાવી જોઈએ ! ચોર સપડાય છે કે નહિ. નહિતર વળી તે પછી કાંઇ બીજી મંત્રણા કરશું." પ્રધાને પોતાને યોગ્ય લાગી તેવી સલાહ આપી.

એ ઠીક સલાહ છે આજ રાતના સર્વ જણાએ પોતપોતાની જગ્યા સંભાળી લેવી અને કોટવાળે સુભટો સહિત નગરમાં બધે ફરતા રહીને તપાસ રાખવી." રાજાએ કહ્યું.

"આપનો હુકમ અમે અંગીકાર કરીએ છીએ." સર્વેએ રાજઆજ્ઞા મસ્તકે ચઢાવી.

"ઠીક ત્યારે, રાત્રીના પ્રથમ પહોરથીજ સર્વે પોતપોતાનાં દ્વાર સાચવીને રહેજો. હું પણ તૈયાર થઇને પૂર્વ દિશાના દ્વારે સમય થતાં હાજર થઇ જઇશ." રાજાનો છેલ્લો હુકમ સાંભળીને સર્વે ત્યાંથી વીખરાયા.



## પ્રકરણ ૩૫ મું.

### 'તસ્કરવિદ્યા.'

"ભાઇ! આજે તમે જરૂર પકડાઇ જવાના છો. રાજા, પુરોહિત, મંત્રી, અને સેનાપતિ એ નગરના ચારે રત્નોએ ચારે દરવાજા પોતાના અધિકારમાં લીધા છે; અને રાત્રી દિવસ સુભટો સહિત કોટવાળ નગરમાં ફરતો રહેવાનો છે. કહો, હવે તમને બહાર જવા આવવાનો લાગ ક્યાંથી મળશે? નક્કી હવે તમારો આ પાપનો ઘડો ભરાઈ ગયો છે, તે સ્વતઃ ફુટી જશે. આમાંથી તમે છટકી જઇ શકો તેમ લાગતું નથી." નગરીની અંદર એક ધોબીનું ઘર આવેલું હતું. તે ઘરનો ધણી ધોબી તરતમાંજ બહારથી આ નવા સમાચાર લાવ્યો હતો. તેના ગીજણાને નગરમાં નવીન ખબર જાણવાને તેને મોકલ્યો હતો. તેણે આવીને પોતાના ઘરમાં રહેલા મેમાનને બહારથી જે કાંઇ નવીન સમાચાર જાણ્યા હતા તે કહી દીધા. પહેલે મજલે અંદરના ઓરડામાં પલંગ ઉપર સુતેલો તે ધોબીની વાત સાંભળીને બેઠો થયો-સ્વસ્થ થયો અને બોલ્યો-"શું એ ચારે જણા મને પકડવાને પ્રયત્ન કરી રહ્યા છે અને આજે તે બધા ચોકી સાચવીને બેઠા છે? તેમજ પેલો બાયલો કોટવાળ મને પકડવાને નગરમાં સુભટો સહિત રખડે છે? કેવા મૂર્ખના સરદારો! ઠીક છે, હું પણ જોઉં છું કે તેઓ મને કેવા પકડે છે અથવા તો તે પોતેજ મારી માયાનો ભોગ થઈ પડે છે કેમ?" એના એ શબ્દો નગરૂરીભર્યા હતા એમ સાંભળનારને જણાતું હતું. કુદરત જેને અનુકૂળ હોય,

પોતાના ગમે તેવા ધંધામાં પોતે ફાવતો જતો હોય અને તેના પ્રતાપે સારૂં દ્રવ્ય પેદા કર્યું હોય ત્યારે દ્રવ્યની શક્તિજ એવી છે કે માણસને સ્વાભાવિક રીતેજ મગજ ઉપર ખુમારી આવે છે. અભિમાન–અહંકારની કોટીએ તે ચઢે છે. અલ્પજ્ઞ એવા મનુષ્યને ભવિષ્યના પડદામાં છુપાયલા એ જ્ઞાનની ક્યાંથી ખબર હોય કે મગજ ઉપર પ્રસરી રહેલી એ ખુમારીની પાછળજ ખુવારી રહેલી છે. ઉંચે ચઢે તે પડવાનેજ માટે. તસ્કરને એ પ્રકારનું અભિમાન સ્ફૂર્યું હતું.

“ નગરના એ ભૂષણ સરખા રાજા, પ્રધાન, પુરોહિત અને સેનાપતિ એ ચારેને તમે જીતી લેશો ? ” ધોબીએ મેમાનને કહ્યું.

“ બેશક ! એ મારી આગળ લાચાર છે. મારી વિદ્યા આગળ તે હતાશ છે. તમે જોશો કે મને પકડવા જતાં તે પોતેજ બની જશે, લોકોની હાંસીને પાત્ર થશે. ” ચોરે તોછડાઇથી કહ્યું.

“ ત્યારે તો તમે બહુ બળવાન ! તે બધા જો તમારાથી હારી જાય તો તો હું તમને હોંશિયાર માનું ! તમારી ચતુરાઇ ત્યારેજ વખાણું ! ” ધોબીએ કહ્યું.

“ ઠીક છે જુઓ, ત્યારે ! રોજ એકેક જણને બનાવીશ ને તે તમને પણ બતાવીશ. ” વસ્ત્રાભૂષણ પહેરી સાવધ થઇને તે બજારમાં નીકળ્યો. બજારમાં લોકોના મુખેથી પણ તે પ્રમાણે વાત પોતે સાંભળવા લાગ્યો. એ પ્રમાણે જનશ્રુતિથી શ્રવણ કરતો અને ફરતો તે કોઇ દેવાલય નજીક પહોંચ્યો, ત્યાં આગળ કોટવાળને જુગાર રમતો દીઠો. “ મૂર્ખ, ગધેડો, ચોર પકડવા નીકળ્યો છે ! ” આમ મનમાં બબડતો ચોર પણ તેમની વચ્ચે જઇને રમવા બેઠો. હારજીતની હોડ થવા લાગી. એકબીજા ચડસ ઉપર આવ્યા અને રમત પૂર્ણ જોસથી જામી. ચડસમાં ને ચડસમાં તલારક્ષકે પોતાની નામાંકિત મુદ્રિકા રમતમાં મૂકી. રમત રમતાં તે પણ પેલા ચોરે જીતી લીધી. તે પછી કોટવાળ રમત પૂરી કરીને નગરમાં પોતાના યોદ્ધાઓ સાથે ફરવા લાગ્યો. પેલો ચોર મુદ્રિકાનો કેવી રીતે ઉપયોગ કરવો તે બરાબર સમજતો હતો. કોટવાળ તો ચોરની શોધ માટે વેશ્યાવાડે, ધોબીવાડે, કલારના સ્થાનકે, માળીવાડે,

કુંભારવાડામાં એમ અનેક ઠેકાણે તપાસ કરતો ભ્રમણ કરતો હતો. ત્યારે ચોર તે મુદ્રિકા લઇને કોટવાળને ઘરે પહોંચ્યો. તેની પત્નીને બોલાવીને કહ્યું. "બાઈ! તમારા પતિ કોટવાળસાહેબ ચોરને પકડવાને નગરમાં ભમે છે, તેમ જાણીને ચોરના મિત્રોએ દગાથી એકાંતમાં બોલાવીને તેમને મુશ્કેટાટ બાંધી લીધા છે. તે કાંઇ પણ આપ્યા વગર છોડે તેમ નથી. રાજા તેમની ફજેતી જાણતાં તમારાં ઘરબાર લુંટી લેશે, માટે જો તમારે તમારા સ્વામીને બચાવવા હોય તો ઘરમાંથી જે કાંઇ ધન હોય તે કાઢી આપો."

"એ બધી વાત તમારી સાચી, પણ મારા સ્વામીએ કાંઇ નિશાની તમને આપી છે કે એમજ કહ્યું છે?" કોટવાળની પત્નીએ ચતુરાઇ ચલાવવા માંડી.

"હા, જુઓ આ મુદ્રિકા તેમની છે તે તમે ઓળખો છો? ઠીક થયું કે તમે યાદ કરી." એમ કહીને ચોરે કોટવાળ પાસેથી જીતી લીધેલી નામાંકિત મુદ્રિકા બતાવી. કોટવાળપત્નીએ તે જોઇને ઓળખી. હવે પૂરેપૂરી ખાત્રી થવાથી ઘરમાં જેટલી માલ મીલકત, ઝવેરાત, વસ્ત્ર, જરીયાન હતું તે કાઢી આપ્યું. તે સર્વ વિદ્યાને બળે ચોર પ્રચ્છન્ન રીતે ઉપાડી ગયો. એવી રીતે કોટવાળને અત્યારે તો ભીખ માગતો ને ભૂખે મરતો કર્યો. એકનું પતાવી ચોર નિશ્ચિંત થયો.

થોડી વારે તે ચોર સામાન્ય વેશ કરીને પશ્ચિમદિશાએ ચોકી ઉપર રહેલા સેનાપતિ પાસે જઇને એકાંતમાં કહેવા લાગ્યો—"સેનાપતિસાહેબ! મુજ ગરીબની એક અરજ છે તે જરા સાંભળીને મંજુર કરો. અહીં વાણારશી નગરીની બહાર વનમાં એક અવધૂત જોગી રહે છે. તે મંત્ર તંત્રનો જાણ છે. આજ વર્ષ દિવસથી હું ભવિષ્યના સુખની આશાએ રાત દિવસ તેમની સેવા કરતો હતો. આજે તે મહાપુરૂષ મને પ્રસન્ન થયા, ને એક અદ્ભુત મંત્ર આપ્યો, પણ એની સાધન કરવાની વિધિ દુષ્કર હોવાથી અમે વણિક એનાથી ડરીએ, તેથી અમારાથી સધાય તેમ નથી."

વણિકરૂપે ચોરની વાણી સાંભળીને ભોળા સેનાપતિએ કહ્યું—"કેવો છે તે મંત્ર? તેની વિધિ કેવી છે? તે કરવાથી ફાયદો શું થાય?"

"સાહેબ ! ફક્ત એકજ રાત નિર્ભયપણે જાપ કરે તો દેવતા પ્રગટ થઇને વરદાન–ઇચ્છિત વર આપે. એ વરદાનથી આખું વિશ્વ નજરે પડે, તો એક ચોરમાત્રનો તે શું હિસાબ ? તેમજ વળી સો હાથીનું બળ આવે, એથી તમે જગતવિખ્યાત થશો–સારી નામના મેળવશો." ચોરરૂપ વણિકે મીઠી મીઠી સાકર પીરસી અને સેનાપતિ સાહેબના મ્હોડેથી તેનો રસ ઝર્યો.

"જોગી તે વનમાં અદૃશ્યપણે રહે છે. પ્રથમ આપણે તે સ્થળે જઇને પંચ રત્નથી યોગીના પદને પૂજી, ઘૃતનો દીપક ને ધૂપઘટા કરીએ પછી હું તમને મંત્ર શિખવીશ ને સધાવીશ. જો તમને તે મંત્ર સિદ્ધ થાય અને તમારી ઇચ્છા પાર પડે તો એકાદ ગામ મને આપજો, એટલે મને સંતોષ !" તે વણિક–ચોરે જણાવ્યું.

સેનાપતિએ વિચાર્યું–"વાહ ! વાત તો બહુ સારી છે. મંત્રને સાધ્ય કરીને જગતમાં મારૂં નામ અમર કરૂં ! સકળ કાર્ય સિદ્ધ કરૂં !" એમ વિચારી તરતજ ત્યાંનું કાર્ય પોતાના માણસોને ભળાવી પોતે ઘોડેશ્વાર થયો અને તે ચોરની સાથે વનમાં ચાલ્યો. પછી એક મોટા વડવૃક્ષ જેવા ઝાડ તળે આવીને સેનાપતિએ જમીન ઉપર પાંચ રત્ન મૂકીને અદૃશ્ય રહેલા યોગીની પૂજા કરી. પછી મંત્રસાધન કરવાને માટે ત્યાં એક પડદો બંધાવ્યો અને તે ચોરના કહ્યા પ્રમાણે અંગ ઉપરથી આભૂષણ વસ્ત્ર વગેરે ઉતારી પડદામાં જાપ કરવાને બેઠો. ચોરે મનઃકલ્પિત એક મંત્રનું સ્મરણ કરાવી તે જપવાને કહ્યું. એ પ્રમાણે સેનાપતિ બધી દુનિયાનું રાજ્ય લેવાને માટે મંત્ર જપવા લાગ્યો. પેલો ચોર રત્ન તથા સેનાપતિના આભૂષણ વસ્ત્ર વગેરે રાંકેલી ઘોડે બેસી રવાને થઈ ગયો. જેમ સૂર્ય અસ્ત થયે છતે તાપ અદૃશ્ય થાય તેમ સેનાપતિ પડદે પેઠો કે ચોર તરતજ નજર ચૂકાવીને નાસી ગયો. એવી રીતે ચોરનો બીજો દાવ પૂર્ણ થયો.

હવે ત્રીજો દાવ અજમાવવાને પ્રધાન ઉત્તર દિશામાં ચોકી ઉપર રહ્યા છે ત્યાં જઇ પ્રધાનને ઠગવાનો ચોરે વિચાર કર્યો. ઘોબીને ઘેર જઈ રૂપાળી આહીરણનો સ્વાંગ ધર્યો. જાણે નરી રૂપસુંદરી મહિયારણ ! માથે દહીંની મટુકી મૂકીને તે આહીરણ ઘોબીને મકાનેથી બજારે

નાકળી. મટકીમાં દહીંને બદલે ચદ્રહાસ મદિરા પ્રધાનજીનો ઘાટ ઘડવાને ભરી હતી. બજારના લોકો તો એ રૂપસુંદરીને જોઇને પોતાનું ભાન ભૂલી જવા લાગ્યા. "વાહ ! શી રૂમઝુમ કરતી ચાલી જાય છે ? એનાં નખરાં તો જુઓ ! બજારમાં ગોરસ–દહીં વેચતી વેચતી, આંખના અણુસારા કરતી, મંત્રીશ્વર જ્યાં ચોકી ઉપર બેઠા છે ત્યાં આવી; અને એ મધુરી કોયલની જેમ ટહુકી. "દહીં લેવું છે દહીં. આ મીઠું ગોરસ લ્યો ગોરસ." એ મીઠો મનમોહક સૂર મંત્રીશ્વરના અંતરમાં ઉંડો ઉતરી ગયો. તે સાથેજ તેમનો વિવેક અદશ્ય થયો. બુદ્ધિ બહેર મારી ગઇ. કર્તવ્યતા વિસરાઇ ગઇ. "બોલાવો એ મહિયારીને !" તરતજ હુકમ થયો.

થોડીવારમાં મહિયારીને સિપાઇએ મંત્રીશ્વરની પાસે હાજર કરી. ઓરડામાં પ્રધાન અને મહિયારી એકલાં પડ્યાં. મહિયારી પણ હાવભાવપૂર્વક પોતાના મહીનાં વખાણ કરતી નેત્રકટાક્ષો પ્રધાન ઉપર ફેંકવા લાગી "પ્રધાનજી ! એ મહી મહી નથી, પણ મહીના રૂપમાં ખાસ અમૃત છે. અહો ! તેનાં શું વખાણ કરૂં ? મારા હાથનું જરી લેશો ?"

મહિયારણના હાવભાવ ને મોહનાં બાણોથી પ્રધાન તો પ્રીદા પ્રીદા થઇ ગયો. મહિયારીના ગળામાં હાથ નાખી "જરા અહીં તો આવ ! તારા આ નાજુક હાથોથી તારૂં આ સ્વાદિષ્ટ મહી મને ખવરાવ–મારૂં અંતર બહેલાવ !" એમ કહી તેને પાસે બેસાડી અને તેનો નાજુક હાથ રમાડવા લાગ્યો.

"મોટી મહેરબાની સાહેબ ! આપ મારૂં મહી ખુશીથી આરોગો ! આરોગીને આ દાસી ઉપર પ્રસન્ન થાઓ તો પછી પૈસા આપજો." આમ કહીને આહીરણે મંત્રીને લોભાવ્યો–ફસાવ્યો.

"લાવ ! લાવ ! ઝટ લાવ !" એ પ્રેમની પુતળીના હાથનુ મહી ખાવાને પ્રધાનનું હૃદય અધીરૂં બન્યું; કેમકે પુષ્પધન્વાના મૂઢ મારથી તે હતાશ–લાચાર થઇ ગયો હતો.

એણે ઝળકતી રૂપાની પ્યાલીમાં આસ્તેથી મટુકીમાંથી ચંદ્રહાસ મદિરા કાઢી અને એ પ્રેમપ્યાલી મંત્રીશ્વરને મ્હોડે

અડાડી. “ પીઓ ! મારા સાહેબ ! આ દાસીની તુચ્છ વાનગી ! પીઓ ! ” વિષયી નરો હમેશાં વિશ્વાસુ હોય છે. એ વિશ્વાસમાં મૂર્ખ બનીને અન્તે ઘણા અનર્થોના ભોગ બને છે. તે સ્ત્રી–આહેરણે એ ચાર પ્યાલી ઉપરાઉપરી પ્રધાનને પાઈ દીધી. તરતજ મંત્રીનું ચૈતન્ય નષ્ટ થયું. તે મૂર્ચ્છિત થઇને ભૂમિ ઉપર પડ્યો. પછી તેમનાં દાઢી અને મૂછ અર્ધાં અર્ધાં ચોરે મુંડી નાંખ્યાં અને બન્ને પગ હેડમાં જડી લીધા. મુખ ઉપર ખાસડું મૂક્યું, અને તેના વસ્ત્ર આભરણ સર્વે ઉતારી લીધાં. બીજી પણ ત્યાંથી જે મીલકત હતી તે જોઇ તપાસીને કબજે કરી લીધી. જેમ આવી હતી તેમ ઘણાના હૃદય ધડકાવતી તે નિર્ભયપણે મંત્રીને લુંટી–બેહાલ કરીને ધોબીને ઘરે ચાલી ગઈ. સ્વસ્થ થઇને પોતાનો નારી વેશ ઉતારી નાખ્યો, અને નિરાંતે શ્રમ ઉતાર્યો.

ચોથા દાવ માટે પૂર્વદિશાએ રાજા પોતે દરવાજે ચોકી કરતો રહ્યો છે. હવે રાજાને ઠગવા માટે પોતે ધોબીનો વેશ કરીને ગધેડા ઉપર લુગડાંની લાદી નાખી મધ્યરાતે ચાલ્યો. રાજા જ્યાં ચોકી કરતો હતો. ત્યાં પૂર્વ દિશાના દરવાજાપર નિર્ભયપણે તે આવ્યો. દરવાજામાંથી બ્હાર નીકળે છે, ત્યાં રાજાએ પૂછ્યું “ તું કોણ છે ? અને ક્યાં જાય છે ? આજકાલ નગરીમાં આટલો બધો ચોરનો ઉપદ્રવ છતાં આશ્ચર્ય છે કે તું નિર્ભય બન્યો છે ! ”

“ મહારાજ ! શું કરૂં ? નોકર છું, તેથી આ કરવું પડે છે.” તે ચોર–ધોબીએ જવાબ આપ્યો.

“ કોનો નોકર છે ? નોકરી તો દિવસની હોય કે રાતની ? ” રાજાએ પૂછ્યું.

“ મહારાજ ! આપની પટ્ટરાણીનાં–પદ્મનીનાં ચીર ધોવા માટે મધ્યરાતના મારે નીકળવું પડે છે, કેમકે દિવસે તે ભીંજાવેલા ચીરની સુગંધીથી ભમરાઓ આવીને ચીર ઉપર બેસી તેને બગાડી નાંખે છે; માટે રાણીસાહેબનો હુકમ એવો છે કે તારે નિયમિતપણે મધ્યરાતે જવું. શું કરીએ ? કઠીણમાં કઠીણ સેવા પણ અમારે ગમે તેવા ભયમાં ઉઠાવવી પડે છે.” ધોબીએ ખુલાસો કર્યો.

"પણ ચોરનો ભય હાલ ઘણો છે, તેથી તું નગર બહાર કેવી રીતે જઇ શકશે ?" રાજાએ ધોબીને કહ્યું.

"મહારાજ ! આપની તીખી તલવાર જ્યાં ફરતી હોય ત્યાં મને ભય શાનો હોય ?" રાજાને મોટા માને ચઢાવ્યો.

"ઠીક, જા, જો કદાચ ચોર નજરે પડે તો ત્યાંથી ડીંડીર વગાડજે; એટલે હું આવી પહોંચીશ." રાજાએ ધોબીને જવાની રજા આપી.

"જેવો મહારાજાનો હુકમ ?" કહી ધોબી નગરની બહાર તળાવને રસ્તે પડ્યો. ત્યાં સરોવરને કીનારે જઇને ચુને લેપ કરેલો એક ઘડો કાઢીને સરોવરના પાણીમાં આઘે લઈ જઇને તરતો મૂકી દીધો, અને તરતજ ડીંડીર વગાડયું. તે સાંભળી રાજા તુરંગ ઉપર ચડીને ત્યાં આવી પહોંચ્યો. "કેમ શું છે ?" રાજાએ પૂછ્યું.

"મહારાજ ! આપના ભયથી જુઓ આ પાણીમાં તે ચોર જાય છે." ધોબીએ–ચોરે અજવાળી રાતમાં તરતો ઘડો હતો તે આંગળીથી રાજાને બતાવ્યો.

તરતજ રાજાએ પોતાનાં વસ્ત્ર આભૂષણ વગેરે ચોર–ધોબીને આપ્યાં અને અશ્વની લગામ તેને સોંપીને કચ્છ મારી પોતે સરોવરમાં પેલા ઘડાને–ચોરને પકડવાને તેની પાછળ પડ્યો. તે એકચિત્તે ઘડો જતો હતો તે તરફ તરતો ચાલ્યો. આ તરફ ચોર રાજાનાં કપડાં ચઢાવી તુરંગ ઉપર બેસીને દરવાજે આવ્યો. અંધારામાં–થોડા પ્રકાશમાં સુભટોએ રાજા તરીકે તેને જાણ્યો. નગરના દરવાજા તેણે બંધ કરાવી દીધા અને કહ્યું કે ચોરને બહાર કાઢયો છે. માટે તમે દરવાજો ઉઘાડશો નહિ. ગમે તેટલાં દંભ–પાખંડ કરે પણ પ્રભાત લગી ઉઘાડશો નહિ." એમ કહી ઘોડો દોડાવી તે પોતાને ઠેકાણે ચાલ્યો ગયો.

હવે આ તરફ રાજા તરતાં તરતાં સામે કાંઠે ગયો. ત્યાં દંડવડે તાડન કરતાં ઘટ ભાંગી ગયો. તેથી તે તરત સમજ્યો કે "દગો થયો. એ ધોબીજ ચોર હતો. કિનારે આવ્યો પણ કોઇ મળે નહિ. બંનિ હુગડે

દરવાજે આવ્યો તો દરવાજો બંધ હતો. ચોરે દરવાજો બંધ કરાવી પક્કો બંદોબસ્ત કરીને રાજાને રખડાવ્યો હતો. બહારથી તેણે દરવાજો ખખડાવવા માંડ્યો, પણ દરવાન દરવાજો બંધ કરીને સુતેલો તે દરવાજો ઉઘાડે નહીં. ઘણુંએ કહ્યું કે, "હું જ રાજા છું, ચોર મને ઠગીને મારાં વસ્ત્રો પહેરી લઇ મારા ઘોડા ઉપર બેસી નગરમાં ભાગી ગયો છે." પણ રાજા સાહેબની વાત અત્યારે તો નામંજુર થઇ.

દરવાને કહ્યું "રાજાજી તો ક્યારનાય ચોરને બહાર કાઢીને શહેરમાં ચાલ્યા ગયા છે; માટે નક્કી તુંજ ચોર છે. અત્યારે કોટી પ્રયત્ને દરવાજો નહીં ઉઘડે." ઠંડીના દિવસોની એ ઠંડી સહન કરીને રાજાએ રાત્રી નગર બહારજ વ્યતીત કરી. પ્રભાતે દરવાજો ઉઘડતાં સૌએ રાજાને ઓળખ્યા.

હવે પાંચમે દાવે ચોર પુરોહિતની હાજરી લેવાને દક્ષિણ દિશાના દરવાજા તરફ નીકળ્યો. પુરોહિત ગણપતિના મંદિરે ચોર પકડવાને માટે જાપ કરતો બેઠો હતો. ત્યાં અદૃશ્યપણે ગણપતિની મૂર્ત્તિ પાછળ રહ્યો. તરતજ ચોર પ્રત્યક્ષ રીતે બોલ્યો—"વત્સ! માગ! માગ! તારે શું જોઇએ, તારી ભક્તિથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું."

"પ્રભુ! ગણપતિદેવ! જો તમે પ્રસન્ન થયા હો તો આ નગરીને રંજાડનારો ચોર મને સોંપો, એજ મારે અભિષ્ટ ફળ જોઇએ છીએ." પુરોહિતે ગણપતિ પ્રસન્ન થઇને બોલ્યા, એટલે ચોરની માગણી કરી.

"તારે ચોર જોઇએ છીએ. ઠીક, ચાલ મારી સાથે હું તને તેના રહેઠાણમાંથી તને સોંપી દઉં." એમ કહી ગણપતિની આકૃતિ સમાન એક આકૃતિ મૂર્ત્તિમાંથી જાણે પ્રગટ થઈ હોય તેમ પ્રગટ થઈ. તેનો હાથ પકડીને પુરોહિત ધસમસ્યો, તેની સાથે સાથે ચાલ્યો. જંગલમાં લઇ જઇને ચોરે તેને મંત્રબળથી વાંદરો બનાવી એક પીપળાના વૃક્ષે બાંધી તેને હાથે ટીંપણું બાંધ્યું. હાથમાં જપમાળા આપી, અને મસ્તક ઉપર યજ્ઞોપવિત નાખી ત્યાં રાખ્યો. એક ચીઠી લખીને ઝાડે ચોડી તેમાં જણાવ્યું કે—'રાજા તમારા માટે બે દિવસ

મહોત્સવપૂર્વક- શાંતિકર્મ કરશે, તો તમે પાછા પુરોહિત થશો. ત્યાંલગી એ દિવસની આ ઠકુરાઈ ભોગવો. ' એ મુજબનો પત્ર વૃક્ષે ચોડી ચોર પોતાને સ્થાનકે ચાલ્યો ગયો.

પ્રભાતમાં રાજાને ખબર પડી, ત્યાં આવી ખેદપૂર્વક મહોત્સવ કર્યો, એટલે પુરોહિત મૂળ સ્વરૂપે પ્રગટ થયો, અને રાજા સાથે પોતાને ઘેર ગયો. રાજા પાસે ચારે જણની ફરિયાદ આવી કે ચોર અમુક અમુક રીતિએ અમને ઠગી ગયો છે. રાજા પોતે પણ ઠગાયો હતો, જેથી નગરમાં ઉત્તમ ગણાતા આ પાંચે ઝંખવાણા પડયા. લોકમાં હાંસીને પાત્ર થયા. હજારો લોકો એમનાં કૌતુક જોવાને એકઠા થયા. વારંવાર હસી, ઠઠા–મશ્કરી કરવા લાગ્યા. આ રીતે પાંચે જણનો પ્રયત્ન એક સાથે નિષ્ફળ ગયો, જેથી એ સર્વેનાં મોં પડી ગયાં હતાં. ચિંતાની આછી આછી વાદળીથી શ્યામ સ્વરૂપ થયાં હતાં. હવે પાંચમે દિવસે રાજસભામાં સાત દિવસમાં શત્રુને દમન કરવાનું પણ અગડદત્તકુમારે કર્યું.

—⁂—

## પ્રકરણ ૩૬ મું.

### ' રિપુદમન. '

સાત દિવસનું પણ કરીને અગડદત્તકુમાર હાથમાં ખડ્ગ ગ્રહી રાજાની આજ્ઞા મેળવીને નીકળ્યો. રાજ્યસભા અને રાજા તેનું સાત દિવસનું પણ જોઇને આશ્ચર્ય પામી. 'આવો મહાધૂર્ત્ત ચોર ચતુરાઈમાં નિપુણ તે રાજકુંવરથી કેમ પકડાશે. ? ' જો સાત દિવસમાં તે નહિ સપડાય તો અગ્નિમાં પ્રવેશ કરી કુમાર નકકી પોતાની પ્રતિજ્ઞા પૂરી કરશે, અને આવું અમૂલ્ય રત્ન આ જગતમાંથી અને આ નગરીમાંથી નાશ પામશે. પ્રભુ ! પ્રભુ ! વિધિ ઇચ્છિા બળવાન છે. જેમ જેમ વાત નગરમાં ચર્ચાતી ગઇ તેમ તેમ સર્વ કોઇ કુંવરનો વિજય ઈચ્છવા લાગ્યું. કેટલાંક નરનારીઓ તો કુંવરનું કાર્ય સિદ્ધ થાય, તેને વિજય મળે ને નગરીની આફત ટળે તે માટે બાધા, માનતા

કરવા લાગ્યા. કેટલીક સ્ત્રીઓએ અમુક વ્રતનાં નિયમ લીધાં. કેટલાંક દાન, પુણ્ય, ધર્મ વગેરે ઉત્તમ કાર્યો કરી વિજયથી વીરનો વિજય ઇચ્છવા લાગ્યાં. વિધિની કળા કળી કેમ શકાય? જે નર પોતાની જન્મભૂમિમાં. પોતાના માતાપિતાને અકારો થયો તે પરભૂમિમાં રાજસન્માન પામ્યો, લોકપ્રિય થયો. ખરે મનુષ્યના ભાગ્યનો છુપો ભેદ અલ્પજ્ઞ મનુષ્યોથી અજાણ્યુ હોય છે. વિધિ કોઇ વખતે ખોટામાંથી પણ સારૂં કરે છે. નિરાશામાંજ અમર આશા છુપાયલી હોય છે. અંધકારનો નાશ થતાંજ સવિતાનારાયણ પોતે ઉદય પામે છે. દુઃખમાંથીજ સુખની ઉત્પત્તિ થાય છે. ગજમદ મર્દન કરીને આ રાજકુંવરે નગરવાસી નરનારીનાં હૃદય જીતી લીધાં હતાં, એમાં વધારો કરવાની કુદરતે તેને આ બીજી અમૂલ્ય તક આપી હતી; જેથી નગરીનાં નરનારીઓ તેની કાર્યસિદ્ધિ માટે સ્વતઃ ઉલ્લાસથીજ તપ, જપ, વ્રત, નિયમ અને દાન પુણ્યમાં સાવધાન થયાં હતાં.

કમરમાં તલવાર આનંદથી નૃત્ય કરી રહી છે, એવો આ રાજકુમાર નગરમાં ફરતો ફરતો કંદોઇ, વેશ્યા વગેરે સ્થાનકોનું અવલોકન કરતો કામદેવના મંદિરે ગયો. હૃદયમાં અચાનક કાંઇ વિચાર આવવાથી પૂજારીને બોલાવી નાહી ધોઇ સ્વચ્છ નિર્મળ થઇ કામદેવને નમી પૂજીને તેની આગળ ધૂપ, દીપ પ્રગટાવી પોતે ધ્યાન લગાવીને રાત્રીને સમયે બેઠો. પૂજારીને ધ્યાન રાખવા સૂચવ્યું. તેના ધ્યાનથી કામદેવ પ્રગટ થઇ બોલ્યો–"હે મહાસત્વ! એ મહાધૂર્ત્ત ચોરની, તને શી વાત કહું? તે મને પણ લુંટી ગયો છે! મારી પ્રિયા રતિની પ્રીતિમાં નિમિત્તભૂત એવા મારાં શણગાર પણ રાત્રીને સમયે તે હરી ગયો છે. મંદિરમાં એણે બે સ્ત્રીઓને નગ્ન કરી, તેમાં હું વચમાં પડ્યો, તો મેં માર ખાધો."

રાજકુંવર નિરાશ થઈ પોતાનું કાર્ય આટોપી વસ્ત્ર સજીને ત્યાંથી નીકળ્યો. "આહા! આ ચોર કોઇ ઉસ્તાદ જાદુગર જણાય છે, જેણે દેવોને લુંટવાની હિંમત કરી, તેને મનુષ્ય શું હિસાબમાં હોય? એ માનવ અને તેમાં પણ ચોર છતાં કોઇ અસાધારણ વ્યક્તિ જણાય છે, ઠીક છે, અત્યારે તો હવે પ્રભાત થઈ ચુકી છે, આવતી રાતના

હવે મહાકાળીનું આરાધન કરશું." એમ વિચારી કુમાર પોતાના સ્થાનકે ગયો.

બીજે દિવસે નિશા સમયે તે રાજકુંવર મહાકાલીનાં મંદિરે આવ્યો. ત્યાં શુદ્ધ થઇને જાપ જપતો બેઠો, તે વારે મહાકાલી ધ્યાનાંતે પ્રગટ થઇને બોલી—"હે વત્સ ! એ ઠગારાની શું વાત કહું ? એક દિવસ મારા મંદિરમાં આવ્યો, તે શકુન જોવાની ખાતર ક્ષણવાર થોભ્યો; અને મારા પગનાં ઝાંઝર ઉપર નજર પડી, તે પણ તે અધમ ઉપાડી ગયો."

"અરે ! એ અધમ ચોરે દેવોની પણ લાજ લેવામાં બાકી નથી રાખી. તો પછી હવે બીજા કોની રાખે? માટે હવે તો આત્મશક્તિ ઉપરજ ભરોસો રાખવો." કુમારે વિચાર્યું.

"સત્ય છે, તારા સત્વથીજ એ સપડાવાનો હશે તો સપડાશે, અમે ઇચ્છીએ છીએ કે તારો વિજય થાય." એમ કહી દેવી મહાકાલી અદશ્ય થઇ ગઇ.

રાજકુંવર ત્યાંથી નીકળ્યો. અનુક્રમે નગરમાં ફરતાં ફરતાં છ દિવસ નીકળી ગયા, છતાં ચોરનો કાંઇ પણ પત્તો મળ્યો નહિ. જેથી તેને ચિંતા થઇ અને નગરીના લોકો પણ વિલખા થયા. એ ધૂર્ત્ત આવતી કાલ સુધીમાં ન પકડાય તો નક્કી કુંવરનો જાન જશે. મહા ભુંડું થશે. ચિંતામાં સાતમા દિવસનો પ્રભાત થયો. કાશીનગરીમાં આજનો દિવસ ઘણોજ મહત્વ ભર્યો હતો.

સાતમા દિવસના પ્રભાતમાં રાજકુંવર નગરમાં ફરતો ફરતો નગર બહાર નીકળી ગયો. ચિત્તમાં અશાંતિ છવાયેલી હતી, વદન ઉપર શોકની છાયા ફેલાઈ હતી. એવો કુમાર નગર બહાર ઉદાસ ચિત્તે સ્મશાનમાં આવ્યો. ત્યાં એક મોટા વડલાના વૃક્ષ નીચે નિરાશ થઇને બેઠો. એક મોટો ઉંડો નિઃશ્વાસ મૂકયો. "આજે સાતમો દિવસ હતો પોતાના સત્વની કસોટીનો મહત્વ ભર્યો દિવસ હતો. મનુષ્ય તો પ્રયત્ન કરે છે, ફળ તો દૈવસત્તાને આધિન છે. આજે જો ચોરનો પત્તો ન મળે, તો આવતી કાલનું પ્રભાત ! કુદરતનું આ અનુપમ સૌંદર્ય પોતે અવલોકન કરી શકશે નહિ. ખેર ! જેવી

વિધિની ઇચ્છા !" વિચારમાં–ઉદાસીનતામાં તે ત્યાં બેઠા, અને ચારે દિશાએ અવલોકન કરવા લાગ્યો. તલવારને કપડાના અંદર છુપાવી હતી, એની વિહ્વળતા વધી ગઈ હતી, એવી સ્થિતિમાં મધ્યાન્હ સમય વીતી ગયો. દિવસનો ચતુર્થ પ્રહર શરૂ થયો. "થયું હવે ચતુર્થ પ્રહર વીતી જતાં પોતાના જીવનની સમાપ્તિ હતી. બહુ તો આજની રાત ! આવતી કાલે પ્રભાતમાં તો પ્રતિજ્ઞા પૂરી કરવાની હતી. કાર્ય થાઓ કે નહિ, લોકો નિંદો વા સ્તવો, લક્ષ્મી રહો કે જાઓ, મરણ કાલ આવતું હોય તો ભલે આજ આવો, પણ ઉત્તમ પુરૂષો કદિ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરતા નથી." એવા વિચારમાં દિવસના ચોથા પહોરે દૂરથી કોઇ અબધૂત યોગીને આવતો પોતાની તીક્ષ્ણ નજરે જોયો. કંઠમાં રૂદ્રાક્ષના માળા નાભી પર્યંત રહી ગઈ હતી, શરીરે રક્ત વસ્ત્ર ધારણ કર્યાં હતાં, ત્રિદંડ કુંડી હાથમાં ધર્યાં હતા, ભાલપ્રદેશ ઉપર ભસ્મની મોટી આડ રેખાઓ કરેલી હતી, મસ્તકે છત્રી ધારણ કરી હતી, ખીલેલા ફુલની માફક જેની નાસિકાનાં પોપચાં ખીલી રહ્યાં હતા, મસ્તકના કેશ પીળા અને આંખ રક્ત વર્ણવાળી હતી, જેના હાથ જંઘા ગ્રીવા મોટાં હતાં. એવો વેશ પરાવર્તન કરેલો, પરદેશી જેવો જણાતો, આકૃતિએ કરીને ભયંકર લાગતો પરિવ્રાજક તેની તરફ ચાલ્યો આવતો કુમારે દીઠો. "હાં ! મેમાન આવે છે ખરા ! મહારાજ ધોખીથી ઠગાયા, મંત્રીશ્વર મોહિની–આહેરણમાં ફસાયા, પુરોહિત ગણપતિના ભ્રમમાં ભૂલ્યા, સેનાપતિ વણિક વેષધારીમાં ડુલ્યા, કોટવાળ જુગારમાં ઝુલ્યા, એ સર્વે રૂપ કરનાર એકજ વ્યક્તિ ! અને તે વ્યક્તિ અદ્ભૂત શક્તિ ધરાવનાર એ ચોર ! આજે વળી આ કોઈ પરિવ્રાજક આવે છે. આપણે તો એ ચોર છે એમ સમજીનેજ શરૂઆત કરવી." એવા વિચાર તરંગમાં તો મેમાન નજીક આવી પહોંચ્યો.

એ પરિવ્રાજકને આ રાજકુંવર પગે પડ્યો. અદ્ભૂત વેષધારી પરિવ્રાજકે તેને આશિષ આપી. "વત્સ ! કેમ નિરાશ જણાય છે, કંઇ દુ:ખ હોય તે કહે !" જાણે મહાન્ ઉપકાર કરનારો કોઈ પરમ પુરૂષ હોય તેવી હેત પ્રીતની ઉદાર લાગણીથી મિત્રભાવે તે પરિવ્રાજકે રાજકુંવરને પૂછ્યું.

"મહારાજ ! મહાત્મન્ ! આપ તો કોઈ દિવ્ય પુરૂષ જણાવ

છો. કયાં તમે ને કયાં હું ? તમે સમર્થ યોગી અને હું સંસારમાં ગરીબાઈના દુઃખમાં સડતો કંગાળ પ્રાણી–પરદેશી. જુગારમાં સર્વ દ્રવ્ય હારી જવાથી અત્યારે દ્રવ્ય વગર હું મહા મુશીબતમાં આવી પડ્યો છું. આપઘાત કરવાના વિચારમાં છું ! દુઃખના એ દોહલા દિવસો હવે શે ગુજારવા ? દ્રવ્ય ન હોય તો મરણ એજ કંગાળને માટે તો શરણ છે. કેમકે વ્યાધિ, વ્યસન, વિવાદ, વૈશ્વાનર ને વૈર એ પંચ વવા વધ્યા, તો જરૂર દુઃખમાં નાખે !" કુંવરે પોતાની વાત કરી.

"એ તુચ્છ દ્રવ્યની ખાતર તું આટલો બધો દુઃખી બન્યો છે." જોગીએ પૂછ્યું.

"બેશક ! દારિદ્ર છે એ મનુષ્યનું આયુષ્ય છતાં મૃત્યુ છે. રોગ નહિ છતાં પણ એજ મહાન્ રોગ છે. જગતમાં એથી બીજું કયું મહાન્ દુઃખ હોય ? " કુંવરે કહ્યું.

"એ સર્વ તેં અસત્ય કહ્યું, સૂર્યના ઉદયે કદાપિ હિમ પડે કે ? દારિદ્રરૂપી મૂળનો નાશ કરવાને મને કુહાડા સરખો વિદ્યમાન તું સમજ ? " યોગી બોલ્યો.

"મારૂં દારિદ્ર દૂર કરો તો આપનો મોટો ઉપકાર ! જોગીરાજ ! " કુંવરે મર્મમાં કહ્યું "ઠીક છે, હાલમાં તું અહીંજ બેસ ને સમય થતાં હું તને તેડવા આવીશ. તારૂં દારિદ્ર કાપીશ." એમ કહી જોગી સ્મશાન તરફ ચાલ્યો ગયો.

કુંવરે વિચાર્યું—"આ ભાઈમાંજ કંઇક દાળમાં કાળું જણાય છે. નગરીમા તોફાન આમના સિવાય બીજા કોનું હોય ? ચાલો જોઇએ ! રાતના તે આવીને શું કરે છે ? " એમ વિચાર કરતાં રાત્રી પડી.

રાત્રી હમેશાં ચાર જણને પ્રિય હોય છે. ઘુવડ, ચોર, ભૂત ને વ્યભિચારી. લોહનાં બે મોટાં કાતરીયાં લઇને તેમજ હાથમાં તરવાર ધારણ કરીને પરિવ્રાજક કુમારની પાસે પહોર રાત્રીને સમયે આવ્યો, અને તેને લઇને તે નગરીમાં પેઠો. પ્રથમ તેણે લોકોની નજર બાંધી અને અદૃશ્ય વિદ્યાએ તે નગરમા ચાલ્યો. એક કોટીધ્વજના ઘર આગળ આવી કાતરિયાથી ભીંત કાપીને–તેમાં બાકોરૂં પાડી ઘરમાં પેઠો. તેની સાથે કુમાર પણ પેઠો. વસ્ત્રાભરણ તથા ઝવે-

રાતની પેટીઓ લઈને બન્ને જણા ત્યાંથી યક્ષના મંદિરમાં આવ્યા. ત્યાં આગળ કોઇ પરદેશી સુતા હતા તેમને દામ આપવાના કરી પેટીઓ તેમના મસ્તકે ચડાવી. તેઓ નગર બહાર પિતૃવનની પાસેના આમ્રવનમાં આવ્યા. ત્યાં મોટા વડલાના તરૂવરતળે પેટીઓ ઉતરાવી વિશ્રાંતિ લેવાને સૂતા. ચોર પણ કપટનિદ્રાએ પોઢી ગયો. પેલા મજુર પણ એક બાજુએ ઘોરનિદ્રામાં પડ્યા. રાજકુંવર સુતાં સુતાં વિચાર કરવા લાગ્યો કે "આમ શત્રુઉપર વિશ્વાસ રાખીને સુવું એ જોખમભર્યું છે. તે ઘણી શક્તિવાળો, પ્રપંચી અને અપાર ધૈર્યવંત તેમજ બુદ્ધિવંત છે. રખેને બકરૂં કાઢતાં ઉંટ ઘુસી જાય." આમ વિચારી તરતજ ખડ્ગને સંતાડી પોતાના ખીછાને વસ્ત્ર રાખીને તે આસ્તેથી ઉઠી વડના કોતરમાં ગડી ગયો. થોડીવારે શાંતિ થઇ અને બધા જંપ્યા એટલે ચોરે હાથમાં ખડ્ગ ગ્રહીને ભારવાહક પરદેશીને મારી નાંખ્યા અને કુંવરની પથારી ઉપર ઘા કર્યો. પથારીના બે ભાગ થયા. ચોર ચમક્યો. "અરે પથારી તો શૂન્ય છે, એ ધૂર્ત્ત ક્યાં ભાગી ગયો ?" આમતેમ જોવા લાગ્યો. એટલામાં એકદમ કોતરમાંથી ખડ્ગ એંચીને કુંવર કુદ્યો. તે બિચાર કરતા ચોરની ઉપર પડ્યો. તેને ગળચીથી એક હાથે પકડ્યો અને કહ્યું–"અરે વિશ્વાસઘાતી ! પાતકી ! જેમ કેશરીસિંહ આગળ હરણીયું રાંક છે તેમ મારી આગળ તને સમજજે."

અચાનક ઉપર પડી ગળચી પકડવાથી–દબાવાથી ચોર મુંઝાયો, તેણે છુટવાનો પ્રયત્ન કર્યો પણ સખ્ત દ્રબાણ હોવાથી ગુંગળાવા લાગ્યો. પોતે મજબુત હતો છતાં અત્યારે તેને સમજ પડી કે મજબુતને માથે પણ મજબુત તેને મળ્યો હતો. વિધિએ શેરને માથે સવાશેર પેદા કર્યો હતો. ચોરે તરતજ પોતાની તલવાર ઉંચકી, ને જેવો કુમાર ઉપર ઘા કરવા જાય છે તેવીજ કુમારની તલવાર તેની તલવાર ઉપર પડી, જેથી તેની તલવાર ખણણણ કરતી દૂર જઇને પડી. ચોર નિઃશસ્ત્ર થયો. ચોરે જાણ્યું કે 'આજે સોયે વર્ષ પૂરાં થઈ જશે, મનના મનોરથ મનમાંજ રહેશે.' જેથી પોતાનું હતું તેટલું બળ અજમાવ્યું, પણ લાચાર ! તેનો પાપનો ઘડો ભરાઈ ગયો હતો. પુણ્ય અને પાપની

લડાઇનો રંગ સંપૂર્ણપણે જામ્યો હતો. ચોર એકદમ આંચકો મારી છુટો થયો ને કુમારને મારવાને ધસ્યો. બાહુ યુદ્ધ ને મલ્લયુદ્ધની માફક તેની પણ પરીક્ષા થઇ. એકબીજાને નીચા પટકતા, દાવપેચ રમતા, એકબીજાને મારવાની યુક્તિ કરતા તેઓ ભૂલાવામાં નાખી સપડાવાની તક ખોળવા લાગ્યા. પણ ચોરના દિવસો ભરાઇ ગયા હતા. પાપપુન્યની લડાઇમાં આખરે તો પુણ્યનોજ જય થાય છે. તેથી મજબુત એવો પણ ચોર થાકી ગયો, છેવટે-ભય પામ્યો. થાકીને લોથપોથ થઇ ગયો. તે નાંશી જવાનો લાગ જોતો હતો. પોતાનું છેવટનું બળ અજમાવી કુમારના પંજામાંથી છુટો થઇને તે નાઠો. ખડગ ગ્રહણ કરી કુમાર ચોરની પછવાડે દોડ્યો. નાસતા ચોરની જંઘા ઉપર ઘા કરીને તેને નીચે પાડ્યો. થઇ રહ્યું, બસ ખેલ ખલાસ થઇ ગયો. છેવટે તો સત્યનો વિજય થયો. ચોરની જીવનયાત્રાની છેલ્લી ઘડીઓ હવે પૂરી થતી હતી. પોતે મરી જશે તો બધું અંધારામાં રહી જશે જેથી ગુહ્ય વાત તેણે કુમાર પાસે પ્રગટ કરી. " ભાઇ ! આજસુધી હું સમજતો હતો કે જગતમાં હું એકજ વીર પુરૂષ છું, પણ નહી, બહુ રત્ના વસુંધરા છે. પૃથ્વી એકએકથી ચઢીયાતા પુરૂષો ઉત્પન્ન કરે છે. ગર્વીજનોના ગર્વનું મર્દન કરે છે. હું તારી ઉપર પ્રસન્ન થયો છું. મારી એક વાત સાંભળ ! આ શૂન્ય દેવાલયની પાછળ વડલાનું વૃક્ષ છે. તે એક કોશના વિસ્તારે આસપાસ ઉપર ફેલાયેલું છે. તેના કોતરમાં જોશો તો એક મોટી શિલા જોવામાં આવશે. તેને દૂર કરશો એટલે અંદર મોટું ભોંયરૂં છે. તે મારૂં રત્નભુવન-રહેવાનું મંદિર છે. તેમાં વીરમતિ નામે મારી બેન રહે છે, તે મેં અત્યારે તને અર્પણ કરી છે. હજી તે કુમારી છે અને નવીન યૌવનમાં આવેલી છે. મારો ધન માલ બધું તને અર્પણ કરવામાં આવે છે. આ મારૂં ખડ્ગ બતાવજે, એટલે તેના સંકેતથી તે તને પરણશે. તમે તેના નામથી બોલાવશો એટલે દ્વાર પણ ઉઘાડશે. તેને તમે દ્રવ્ય સહિત ગ્રહણ કરી તમારે ઇચ્છિત સ્થાનકે જજો અને સુખી થજો." એટલું બોલતાં તો ચોરની જીભ ખેંચાવા લાગી. હવે તેના છેલ્લા શ્વાસોશ્વાસ હતા. પીડામાં વધારો થતો હતો. પાટો બાંધ્યા છતાં શરીરમાંથી રક્ત વહી જતું હતું. ઇંદ્રિયો મંદ

થતી જતી હતી. એ મજબૂત અને સમર્થ વ્યક્તિમાં અત્યારે અલ્પ પણ શક્તિ ન હતી. "જોયું પાપ પુન્યનું પરિણામ! આખરે તો આ હાલ છે. જે ધનમાલ માટે તેં અનર્થ કર્યા, વિદ્યાઓ સાધ્ય કરી, અજમાવી, શક્તિઓનો ગેરઉપયોગ કર્યો, એ સર્વ આજે કયાં છે? અરે મુસાફર! કરોડો ગમે એકઠુ કરેલું દ્રવ્ય આપતાં મૃત્યુથકી બચતો હો તો બચ!" કુંવરે તેને કહ્યું.

ચોર બોલ્યો–"એ ક્રૂર મૃત્યુના ભયથી કોઇ બચાવનાર નથી, પ્રભુ એકજ એના થકી છોડાવનાર છે." તે વિશેષ ન બોલી શકયો. તુટક તુટક માત્ર એટલાજ શબ્દો તેના મુખમાંથી નીકળ્યા. શરીર ઠંડું પડવા લાગ્યું.

"તારા ત્રાસથી આખું આ કાશી નગર ભયથી વિહ્વળ અને અશાંત હતું. આવતીકાલથી તે નિર્ભય થશે. તારો નાશ સાંભળીને તે સર્વે ઘણા ખુશી થશે. જેનો જેનો માલ હશે તે તે લોકોને સોંપવામાં આવશે. ભલા માણસ! તેં એકઠી કરેલી દોલત તો અહીંયાંજ રહી, તે કાંઈ તારી સાથે આવી નહી. પણ ખચીત તે નિમિત્તે એકઠું કરેલું પાપકર્મ તો જરૂર તારી સાથે આવશેજ. ઘણા કાળ પર્યંત તે તને હેરાન કરશે. સમજજે કે આ તો હજી તેની શરૂઆત છે." એટલું સાંભળતાં તો ચોરને ડચકાં આવવા લાગ્યાં. ત્રીજે ડચકે આ સંસારની જીવનયાત્રા પૂરી થઇ. એ અમર આત્મા આ મનુષ્યભવનું મકાન ખાલી કરીને તથાપ્રકારના કર્મોને અનુસારે મળેલા નવા મકાનમાં ચાલ્યો ગયો. તેના મૃતકને જોતો કુમાર ગણગણ્યો. "કેવો મજબૂત અને વિદ્યાસંપન્ન વીરનર હતો છતાં અનીતિથી એનો નાશ થયો. આખરે તો સત્યનોજ જય થયો."

## પ્રકરણ ૩૭ મું.

## વિરમતિ.

અગડદત્ત કુમાર ચોરનું વાસભુવન જોવાને તેની આપેલી નિશાનીએ ગયો. મોટા વડલાના કોતરમાં પ્રવેશ કરીને બળપૂર્વક પત્થરની શિલા તેણે ખસેડી નાખી અને તે ભોંયરામાં–પાતાલમાં

ઉતરી ગયો. પરાક્રમી પુરૂષોને ગમે ત્યાં જવા છતાં ભય હોતોજ નથી. એ અણુમોલ અગહળતું રત્નભુવન રાજાઓનાં મંદિર કરતાં પણ શ્રેષ્ઠ હતું. અંદર જતાંજ તેની રચના જોતાં કુમારને શાંતિ થઈ. તેની આંખો અતિશય આનંદ પામી. દ્વાર પાસે જઈ વીરમતિ નામનો પોકાર કરીને દ્વાર ઉઘડાવ્યું. વીરમતિ પણ પોતાના બંધુને બદલે અન્ય સ્વરૂપવાન વ્યક્તિને આમ અણુધારી રીતે આવા ગુપ્ત સ્થાનકમાં જોઇને ચમકી. એ મનમોહન બાળા એકી ટસે જોઈ રહી. આ કુમારિકા અત્યાર પર્યંત અવિવાહીત હતી. સ્ત્રીઓની કળાઓમાં કુશળ હતી. રૂપ, યૌવન, ચતુરાઈ, લક્ષ્મી સર્વે તેની ઉપર પ્રસન્ન હતાં. છતાં તેનું ભાગ્ય કવચિત તેને ઉલટી મતિ સૂઝાડતું હતું. વિધાતાએ ફુરસદને સમયે ઘડેલી આ બાળા હજુ સુધી અણિશુદ્ધ હતી, તેનું કારણ કાંઇ તેનું માનસિક બળ નહી પણ આવી એકાંત એજ પ્રધાન કારણ હતું. તેના હૃદયમાં પુષ્પધન્વાના ધનુષ્યનો મધુરો ટંકાર ઉંડો ઉતરી ગયો હતો; છતાં એ હૃદયને ભાવતું મેળવવામાં તેના ભાઇની આવી ચોકસાઇથી કંઇ પણ સાધન તેને અનુકૂળ નહોતું. મદનના તાપથી ઉપરથી સુંદર એવા સુખ સગવડનાં અનેક મનમાનતાં સાધનો છતાં તેને ઉંડાણમાં દુઃખ હતું. ભોંયરામાં આવ્યા પછી કોઈ પણ પુરૂષના મુખનું દર્શન થયું હોય તો તે આજે જ થયું હતુ. પોતાના ભાઇનો આવો તેની ઉપર બંદોબસ્ત છતાં એ બાળા ભાઇને પૂર્ણપણે ચાહતી હતી.

રાત્રીનો ચતુર્થ પ્રહર પોતાનું કાર્ય કરી રહ્યો હતો, તેવા સમયમાં આમ એકાકી અન્ય સુંદર યુવકને જોઇને એ નવયૌવન બાળા ચમકી-આશ્ચર્ય પામી. તેમજ એ કામદેવના મંત્રને આમંત્રણ કરતી મનમોહક બાળાને જોઇને રાજકુંવરની આંખો પણ આનંદથી નૃત્ય કરવા લાગી. વારંવાર જોયા છતાં જગતમાં કોઇને તૃપ્તિ થઈ છે કે આને થાય ? બન્ને યુવાન હતાં, એકાંતમાં હતાં, પ્રદ્યુમ્નના મદથી મદોન્મત્ત હતાં; છતાં સમય પ્રતિકૂળ હતો. કામદેવના મંત્રનું આમંત્રણ હમેશાં જો સ્ત્રીયાથી શરૂ થાય છે તો અંતિમ પરિણામ પર્યંત મીઠાશ ટકી રહે છે. હૃદયમાં જેવી

મીઠાશ હોય છે તેવુંજ ફળ–સુખ પ્રાપ્ત થાય છે. અહીંયાં વિધિનો રંગ કાંઇક જુદોજ હતો. વીરમતિએ કુમારને પૂછ્યું.

"મારો બાંધવ ક્યાં છે? અને તમે કોણ છો?" એ ધડકતા હૃદયે પૂછાયેલા શબ્દો હતા. તેનું વામેતર–જમણું લોચન ફરક્યું. અંતરમાં અનિષ્ટની શંકાઓ થવા લાગી. પ્રશ્નનો પ્રત્યુત્તર સાંભળવાને હૃદય અધીરૂં અધીરૂં થઇ રહ્યું હતું. આતુર આંખો અત્યારે બીજી કોઈ પણ બાબત ભૂલી જઈ આ પ્રશ્નોત્તર સાંભળવામાંજ લીન હતી.

"વીરમતિ! તારો ભાઈ અત્યારે આ દુનિયા ઉપર નથી. તને આવા સમાચાર આપવાને માટે હું આવ્યો છું." રાજકુંવરે સ્થિરતાથી કહ્યું.

"હા! મારો ભાઇ આ જગતમાં નથી? તે ક્યાં ગયો? શું તે મરી ગયો? કયા દુષ્ટે તેને માર્યો?" બેભાનમાં ને બેભાનમાં તે લવી ગઈ. શોકથી વિહ્વળ થઇ ગઇ.

"હા! બાળા! તે મરી ગયો. કરેલા પાપોની–બદકામોની શિક્ષા ભોગવવાને તે પરલોકમાં ગયો." ધીરજથી કુમારે જવાબ આપ્યો.

"પાપ! બદકામ! શિક્ષા ભોગવવાને પરલોકમાં ગયો! તે જાણ્યું પરંતુ યમને પણ ભયંકર એવા મારા ભાઇને કયા દુષ્ટે માર્યો?"

"મેં! બાળા! મેં માર્યો!" હિંમતથી કુંવરે કહ્યું.

"તમે! શા માટે માર્યો? માફ કરજો; ભાઇના મરણના-ગમથી હું દિવાની થઇ ગઇ છું. મને પોતાને પણ હમણાં ભૂલી ગઇ છું." બાળા કાચું કાપેંજતી હતી પણ વળી બગડતી બાજી સુધારી.

"તેના અત્યાચારથી! મહારાજના હુકમથી!" આમ કહી ટુંકમાં ચોર સંબંધી સર્વે વ્યાખ્યા કુંવરે કહી બતાવી, અને નિશાનીમાં ચોરનું ખડ્ગ કપડામાં છુપાવેલું તે બતાવ્યું.

ભાઇનું ખડ્ગ તેણીએ ઓળખ્યું, તે વડે ભાઇએ સૂચવેલી નિશાની બાળા સમજી ગઇ, અન ભાઇનું વેર–ખુનને બદલે ખુન કરવાને તત્પર થઈ. તેણીએ માયા વિસ્તારવા માંડી. ગમગીન થયેલી બાળા એકદમ ખુશી થઇ. "સ્વામિન્! તમારી જેવા વીરપુરૂષને

પામીને મારી જીંદગી આજે સફળ થઇ. આપ આ પલંગ ઉપર બેસો, હું ઉપર જઇને વિવાહની સામગ્રી તૈયાર કરૂં, પછી લગ્ન કરીને આપ અહીંયાં–આ રત્નભુવનમાં રહો ! મારી સાથે અખંડ સુખ આનંદ ભોગવો." એમ કહી કુંવરને પલંગ બતાવી તે માળ ઉપર ચાલી ગઇ.

કુમાર આરામ લેવાને પલંગ તરફ ચાલ્યો. પણ વિચાર થયો કે–"આ સુંદરીનું કપટ તો ન હોય ! કેમકે એ પણ ધૂર્ત્તની બ્હેન છે, કોણ જાણે ચોરે આ ખડ્ગ બતાવવા વડે કાંઈ ગુપ્ત નિશાની પણ સૂચવી હોય. ઉપરથી ઉજ્વળ અને પવિત્રતાનો ડોળ કરતા મનુષ્યો અંતરમાં કાળા હોય છે, તેમ આ સુંદર બાળાની કૃતિ તેવી તો ન હોય ? માટે સાવધ રહેવામાં આપણું શું જાય છે ? વળી પ્રચ્છન્ન રહેલી આફતમાંથી સાવધ રહેતાં લાભ તો અવશ્ય થાય છે. તેમજ સર્પ, શત્રુ, વાણીયા, શસ્ત્રધારી, વાંદરા, ઠગ, ઠાકર, સોની, પરદારા અને મંજાર–તેનો વિશ્વાસ શ્યો ! સમય પામીને તેઓ શું કરી નાખશે તેની ખાતરી શી ?" એમ વિચારી એક મોટો પત્થર તે પલંગ ઉપર નાખ્યો કે જેથી એ કૃત્રિમ પલંગ ચૂર્ણ થયો ને પત્થર નીચે કુવામાં પડ્યો. કુંવર ચમકયો અને ખુણામાં ભરાઈ ગયો.

પલંગ તુટી અંધાર કુવામાં પડવાના ધબકારાથી બાળા ખુશી થઇને નીચે ઉતરી. "દુષ્ટ ! મારા બાંધવને હણવાનું ફળ ભોગવ ! તું પણ એ અંધારા કુવામાં રીબાઇ રીબાઇને મર !" એમ કહી કુવા પાસે આવી.

તરતજ કુમારે છલંગ મારી તેને પકડી લીધી અને કેશે ગ્રહીને નીચે પટકી બેચાર લાતનો પ્રહાર કર્યો. "માયાવી રંડા ! શું કરૂં કે તું અબળા છે નહીતર આ અંધારકૂપમાં તનેજ હોમી દેત, પણ તારા જેવો નિર્દય હું થતો નથી. ચાલ, હવે રાજદરબારમાં, ત્યાં તારો ન્યાય થશે." એમ કહી તેને મજબૂત રીતે બાંધીને વાસભુવનમાંથી બહાર નીકળ્યો અને મંદિર શિલાએ કરીને બંધ કર્યું.

વીરમતિ તો રાજકુંવરને જીવતો જાગતો અને પોતાની ઉપર આક્રમણ કરતો જોઇ અંધારામાં જેમ વિજળી ઝબકે તેમ ઝબકી. પણ

તે વિચાર કરે તે પહેલાં તો રાજકુંવરે તેને બરાબર સપડાવી દીધી. કેશ ખેંચી ઘસડતાં તેણીને રત્નભુવનમાંથી રાજસભામાં લાવવાને બહાર કાઢી. તે બહાર નીકળ્યો એટલામાં તો તેનું ચિંતારૂપી અંધકાર અદ્રશ્ય થયું અને સહસ્રકિરણનો ઉદય થયો, ઉદયાચલ પર્વત તરફ સાત અશ્વોએ નોતરેલા અને અરૂણ નામે લંગડા સારથીથી શોભતા તેણે પોતાની મુસાફરીનો રસ્તો શરૂ કર્યો ને નભોમંડલમાં તે ઉચેને ઉચે ચઢવા લાગ્યો.

આઠમા દિવસનો લગભગ પ્રહર દિવસ ચઢ્યો ત્યારે રાજકુંવર વીરમતિને આગળ કરીને નગરના દરવાજામાં પેઠો. બંધને બાંધી આગળ કરેલી એક સુંદર કુમારિકાને જોઇને લોકો હસવા લાગ્યા. જોવાને આખુ નગર ઉલટયું. “ લ્યો ! કુંવરજી ચોરને પકડી લાવ્યા ! ” એવી હાંસીવાળી લોકોકિત સાંભળતો કુંવર તે બાળાને લઇને રાજસભામાં આવ્યો અને ચોરની સહોદરી રાજાને ચરણે છોડી પોતે નૃપને નમ્યો. પછી અથથી ઇતિ પર્યંત સર્વે હકીકત કહી સંભળાવી અને જ્યાં ચોરનું મૃતક પડયું હતું ત્યાં સુભટો મોકલી તે મંગાવ્યું. રાજાએ પછી ચંડાળોને સોંપી અગ્નિસંસ્કાર કરવાનો હુકમ આપ્યો. ભોંયરામાં જે જે જરઝવેરાત હતું તે સર્વ રાજાએ સેનાપતિ–મંત્રીને મોકલીને સુભટો માર્ફતે રાજસભામાં મંગાવ્યું. જેનો જેનો માલ લુંટાયો હતો તેની ખાતરી કરીને પંચ માર્ફતે સૌસૌને હવાલે કર્યો. એવી રીતે નગરની પ્રજા ત્રાસમાંથી મુકત થઇ પછી વીરમતિને માફી આપી જેથી તે પોતાની પલ્લિમાં ચાલી ગઇ.

રાજકુંવરના આ બીજા અદ્‌ભુત કાર્યથી રાજા અતિ પ્રસન્ન થયા. રાજાને કમલસેના નામે પુત્રી હતી, જે આજ લગી કુમારી હતી. રાજાએ તે કમલસેના કુમારને આપી. જોશીને બોલાવી શુભ મુહૂર્ત્તે તેમનાં બન્નેનાં મોટા મહોત્સવપૂર્વક લગ્ન થયાં. મોટા મોટા વરઘોડા કાઢયા, કન્યાદાનમાં રાજાએ અલંકારથી શોભતા હજાર હાથી, દશ હજાર તુરંગ, ક્રોડ સોનૈયા અને લક્ષ ગામે કરીને શોભતો એક રમ્ય દેશ એટલું આપ્યું. વસ્ત્રો, અલંકારો, જરઝવેરાત, વાહન, દાસ દાસી એ સર્વે મનમાનતું આપ્યું. એક સુંદર મહેલ બંધાવી આપ્યો, જેમાં કમલસેના અને રાજકુમાર અનેક

પ્રકારનાં સુખોનો અનુભવ કરતાં અને વિવિધ પ્રકારના વિલાસ ભોગવતાં રાજાના અધિક માન સન્માનથી આનંદમાં દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. દીન દુઃખી અને અનાથજનોનો ઉદ્ધાર કરતાં અનેક પ્રકારે લક્ષ્મીનો સદ્વ્યય કરવા લાગ્યા. એવી ઠકુરાઈની સ્થિતિમાં પણ રાજકુંવર ઉપાધ્યાયજીને તાત સમાન માન–સન્માન આપતો હતો. દાનધર્મમાં લક્ષ્મીનો સદ્વ્યય કરતો હતો. વૈભવવંત સ્થિતિમાં માનવજન્મની સાર્થકતા કરવા માટે અપૂર્વ લ્હાવો લેતો હતો.

વ્યવહારને પાળતાં છતાં પણ મુનિવર જેમ નિશ્ચય પદ તરફ સ્થિર દષ્ટિ રાખીને કાર્ય કરે છે, તેવી રીતે કમળસેના સાથે લક્ષ્મીની મદદ વડે પ્રભુતાના ગૌરવવડે મનુષ્યજન્મનાં ઉત્તમમાં ઉત્તમ સુખ ભોગવતાં છતાં તેની દષ્ટિ વણીકતનયા મદનમંજરીમાં લીન હતી. એટલું મદનમંજરીનું સદ્ભાગ્ય હતું કે તે તેણીને ભૂલી શકતો નહોતો. મંજરી તેની આશામાં ને આશામાં જીવન વીતાડતી હતી. સ્વામીના વિયોગે સ્વામીના ધ્યાનમાંજ ચિત્તને પરોવતી ભવિષ્યના સુખની આકાંક્ષાઓ કરતી વિરહવ્યથામાં પોતાના દિવસો વ્યતીત કરતી હતી. જ્યાં લગી ઉપાધ્યાયને ત્યાં કુમાર હતો ત્યાંસુધી તો કવચિત તેના દર્શનનો લાભ મળતો હતો. એકબીજાની આંખોવડે, ચેષ્ટા વડે હ્રદયના ભાવો સમજવાની અમૂલ્ય ઘડી પ્રાપ્ત થતી હતી, તે સર્વે હાલમાં તો ગ્રીષ્મરૂતુમાં તલાવડીની જેમ સુકાઈગયું–કરમાઈ ગયું. એકને સુખ મળ્યું તો બીજીને દુઃખ પ્રાપ્ત થયું.

સ્વદેશમાં માણસને પોતાનું ભાગ્ય વિરોધી જણાય તો પરદેશમાં જઈને ભાગ્યની કસોટી કરવી. એક સ્થાનકે પરાભવ થાય તો સ્થાનાંતર કરવું. ઉત્તમ પુરૂષો એકજ સ્થાનકે રહીને નાશ પામતા નથી.

एकस्थाने न तिष्ठन्ति, सिंहा सत्पुरुषा गजाः ।
तत्रैव निधनं यान्ति, काकाः कापुरुषास्तथा ॥ १ ॥

ભાવાર્થ—એકજ સ્થાનકે રહેવાથી કાગ અને કાપુરૂષ–મૂર્ખ પુરૂષ નાશ પામે છે, પરન્તુ સિંહો, સત્પુરૂષો અને ગજેંદ્રો પરાભવ થતાં તુરતજ અન્ય સ્થાનકે ચાલ્યા જાય છે.



# પ્રકરણ ૩૮ મું.

## 'મન્મથની મુંઝવણ.'

"તપું છું હું બળું છું હું, મરૂં છું હું અરે પ્યારા;
રીબાવે શું સતાવે શું ? હું તારી છું તું મારો થા."

બજારમાં એક સુંદર તરૂણ તુરંગને રમાડતો ચાલ્યો જતો હતો. અનેક લોકો તેને માન આપતા અને તેની અશ્વ ખેલવવાની ચાલાકીથી ખુશી થતા હતા. પ્રથમ હંમેશ અશ્વ રમાડવાને જે પુરૂષ શહેરમાં નીકળતો હતો તેનું તો અત્યારે દર્શન પણ દુર્લભ હતું. હવે તો ક્વચિત્જ તેને બહાર નીકળવાનો લાભ મળતો હતો, કેમકે પુષ્પધન્વાના રમણીય મંદિરમાં કામદેવના મંત્રનો જાપ જપાતો હોવાથી–રાજકન્યાના લગ્ન પછી તેની સાથે પ્રીતિના સંગઠનમાં જોડાવાથી બહાર ફરવા હરવાનું બંધ થઇ ગયું હતું. કેટલેક દિવસે આજે પ્રિયાના પ્રેમપાશમાંથી છુટો થઇને કુવર અશ્વ ખેલાવતો બજારમાં જતો હોવાથી લોકોને દર્શન કરવાની ઘણે દિવસે તક હાથમાં આવી હતી. એમ કરતાં કુંવર ઘણો દૂર નિકળી ગયો–એકલો પડ્યો. અશ્વની ગતિ પણ ધીમી કરી. તેવામાં એક સ્ત્રીએ પાસે આવીને કુંવરને પુષ્પથી વધાવી એકાંતમાં તેને એક કાગળ આપ્યો. કુંવરે કાગળ ઉકેલીને વાંચવા માંડ્યો.

પરમ પ્રિય વ્હાલા સ્નેહી !

પત્ર લખતાં વિરહના મર્મભેદી ઉભરાથી હૃદય આપના વિયોગે રડી રહ્યું છે. આપના સ્નેહસમાગમ માટે તલસી રહ્યું છે. હવે તો આપ મોટા માણસ થયા, રાજા થયા, રાજાના જમાઇ થયા, એટલે આ દાસી ક્યાંથી યાદ આવે ? જેને આપે પટ્ટરાણી પદ આપવાનો કોલ દીધો છે તેના સાક્ષીભૂત વન, તરૂ અને વ્યંતર દેવ છે. તેનો આજે તમે ત્યાગ કર્યો. પ્રાણેશ ! આ કઇ દિશાનો વાયુ વાય છે તે સમજાતું નથી. અરેખર, ગંગાજળ પામીને છિલ્લર જળ કોણ પીએ ?

સૂર્ય પૂર્વદિશામાં ઉદય પામે છે ત્યારેજ પ્રકાશમય દિવસ મનાય છે, બાકી પશ્ચિમ દિશાએ જતાં તો રાત્રીને નામેજ તે ઓળખાય છે. આપે પણ બન્ને પ્રિયાઓને સાચવવી એજ નીતિ છે. વન વન ભટકતો ભમરો કેતકી અને માલતીમાંજ પ્રસન્ન રહે એજ વાસ્તવિક છે. જાઇ ચંબેલી આદિ નવીન ફુલની સુગંધ લેતો જાય, અને કેતકીને વિસારી દે એ શું ઠીક છે? પણ જ્યારે એ પ્રેમપરિપૂર્ણ કેતકીનું સ્મરણ થતાં ભ્રમર વિરહથી દહન થવા લાગ્યો, તેવારે હંસે પૂછ્યું–' કેમ ભાઇ ! આ શું કરો છો ? '

તે વારે ભ્રમરે કહ્યું. " મરવો, ડમરો, જાઇ, જુઇ કંઈ રૂચતું નથી, પણ કેતકીનાં મારૂં મન મુંઝાઇ ગયું છે. તેના વિયોગે હું દહન થાઉં છું, કેમકે વેધકતાની ગતિ વેધકજ જાણી શકે છે. અંધ વસ્તુનું સ્વરૂપ શું કહી શકે ? બહેરો ગાણું કેમ સાંભળી શકે ? "

હંસ કહે.–"ભાઇ! હું પણ તમારા જેવો વિયોગી–વેધકી છું, તેથી પૂછુ છું કે તમારૂં શરીર સર્વે સ્યામ સ્વરૂપ છે અને પુંઠ કેમ પીળી છે ? "

" મને પ્રેમપીડાનો ઘાવ લાગ્યો છે, જેથી શરીર સ્યામ થઇ ગયું છે. પણ પુંઠે હલદી ચોપડી છે, માટે પીળાશ જણાય છે. " ભ્રમરે કહ્યું.

એવીજ રીતે મનુષ્યો પણ ભ્રમરની ઉપમા સરખા છે. એ વાત હે રાજન! હૈયામાં ધારી રાખજો. રણશૂરા ક્ષત્રીને કમલિનીમાં શું ઘાવ લાગ્યો કે બીજું બધું ભૂલી ગયા છો ? વનમાં ભમતા પોપટને દાડમમાં લલચાવી પાંજરામાં પૂર્યો. એવોજ ઘાટ આપનો પણ છે; અને સ્નેહઘેલી મેના રડતી રડતી રાહ જુવે છે કે સ્વામી કયારે આવે ? કયારે ભેટે ? જ્યાં લગી આપ વાસુધર હતા ત્યાં લગી તો દ્રષ્ટિ મેળાપ થતો, કદિ કદિ આંખો પણ નાચતી, શરીર પણ ચેષ્ટા કરતું હતું, એ બધું અત્યારે તો કરમાઇ ગયું. વિરહની વ્યથાથી પ્રેમની વેદિકા ઉપર પ્રાણની આહુતિ અર્પવાને તત્પર થઇ, પણ ઉત્તમ જનના વચનથી હું આશા બાંધીને ધીરજ ધરી રહી છું ને તમારા નામનો જાપ કરૂં છું.

પ્રાણનાથ ! એક વચનના મિષે કરીને વિભીષણને રામે લંકા-પતિ બનાવ્યો હતો તે યાદ રાખજો. અને આ પત્ર વાંચી વિચારી આપનું વચન યાદ કરીને ઉત્તર આપજો. એજ વિનંતિ.

લી.

**આપના ચરણકમળની દાસી.**

" બાઈ ! આ કાગળ લખનારી કોણ છે ? " વિશેષ ખુલાસો જાણવાના હેતુએ કુંવરે દાસીને પૂછ્યું.

" મહારાજ ! પેલા બાગમાં જે બાળા સાથે આપને પ્રથમ દ્રષ્ટિમિલન થયું હતું, જેણીને વચનામૃતે કરીને, પ્રેમભીના હૃદય-વડે કરીને આપે સીંચી હતી. જે રાત દિવસ પ્રેમનજરથી આપને નીરખી રહી હતી, એવી શેઠસુતા મદનમંજરીએ આ પત્ર રડતે હૃદયે લખ્યો છે." દાસીએ પૂર્વ વાતનું સ્મરણ કરાવી સ્ફુટ રીતે કહ્યું.

" પ્રાણપ્રિયા મદનમંજરીએ ? " રાજકુંવરે ઉત્સુકતાથી પૂછ્યું.

" હા, તે તમારી દાસીએ. હસ્તીદમન કરી રાજાને પ્રસન્ન કર્યા, અને ચોરનો ઘાત કરીને રાજકન્યાને પરણ્યા, એવા એક પરદેશી રાજકુંવરના ગુણો સાંભળીને હર્ષિત થયેલી તેણીએ આપની ઉપર વિશ્વાસ લાવીને મને મોકલી છે." એમ કહીને તેણીએ આપેલી મોતીની માળા કુંવરના કંઠમાં પહેરાવી.

" આહા ! શું આવો બેહદ પ્રેમ મારી ઉપર ધરાવે છે ? હું દૂર :છતાં રાત્રીદિવસ તે મારૂંજ રટણ કરે છે ? " કુંવરે આશ્ચર્ય પામતાં કહ્યું.

" અરે ! રટણ તો શું ? આપના વિયોગે એ સતીના દુઃખની વાત શું કહું ? એક વખત મેં તેણીને વિષપાન કરતાં બચાવી, બીજી વખત ગળાફાંસો ખાતી દેખીને તે મેં કાપી નાંખ્યો, ધીરજ આપી અને આપની ઉપર કાગળ લખવા સૂચવ્યું. " ચતુર દાસીએ મંજરીની વિતક વાત કહી સંભળાવી અને કુંવરની લાગણીને અધિક આકર્ષી લીધી.

"અરે! પ્રાણવલ્લભાની આટલી બધી અધીરાઇ! એને કહેજે કે પ્રિયે! ધીરજ ધરીને રહો! થોડા દિવસમાં તમને તેડી જઇશું! અમારૂં વચન કદિ મિથ્યા નહી થાય." એમ કહી વસ્ત્ર આભૂષણ, તાંબુલ આદિવડે દાસીનો સત્કાર કર્યો.

"આપના વચનથી હું તેણીને ધીરજ આપીશ. સંતોષથી થોડા દિવસ ગુજારવા ભલામણ કરીશ." દાસીએ કહ્યું.

"બેશક, એને શાન્તિ આપજે. આ મારી રત્નજડિત મુદ્રિકા એ મારી પટ્ટરાણીને આપજે ને કહેજે કે આ તારા સ્વામીની મુદ્રિકા તું તારી અંગુળીએ ધારણ કરીને મુદ્રિકાને શોભાવજે." એમ કહીને દાસીને વિદાય કરી, પોતે પણ રાજમંદિર તરફ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૩૯ મું.

### 'સ્વદેશ ગમન'

એક દિવસ જમીને રાજકુંવર આરામથી પોતાના દિવાનખાનામાં બેઠો હતો, ત્યાં પ્રતિહારીએ આવી નમન કરીને અરજ કરી. "સ્વામિન્! શંખપુરીથી કોઇ બે ઉત્તમ માણસો આપનાં દર્શન કરવાને ઇચ્છે છે. આપનો શું હુકમ છે?"

રાજકુંવર શંખપુરી નામ સાંભળીને ચમકયોં. દીર્ઘ સમયે તેને પોતાનું વતન યાદ આવ્યું. "કોણ પુરૂષો આવ્યા હશે? શું પિતાએ મોકલ્યા હશે કે સ્વત: તે લોકો આવ્યા હશે?" એમ વિચારી તરતજ હુકમ કર્યો. "જા, તેમને અંદર તેડી લાવ."

પ્રતિહારી રાજકુંવરના હુકમથી તે બન્નેને અંદર કુંવર પાસે તેડી લાવ્યો. જેતાંજ કુમારે ઓળખ્યા, સુવેગ અને વાયુવેગ એ નામના પિતાના તે બે વિશ્વાસુ પ્રધાનો હતા. તેમણે પણ કુમારને ઓળખીને આનંદિત હૃદયવડે પ્રણામ કર્યા. કુંવરે પણ ઉઠીને તેમને સ્નેહથી આલિંગન દીધું, પોતાની પાસે બેસાડી સ્નેહથી માતાપિતા-

ના સમાચાર પૂછવા માંડ્યા. "મારાં પૂજ્ય માતાપિતા આદિ સર્વે કુશળ તો છે ને ?"

"કુમાર! તમારાં માતા અને પિતા બન્ને કુશળ છે, પણ પુત્રને વિયોગે તે દુઃખે દિવસો નિર્ગમે છે. આંખમાંથી અશ્રુ સારતાં પણ તેમના હૃદયનો તાપ શાંત થતો નથી, જેથી મરણને ઇચ્છતા તમારા પિતાજી તમારી કીર્ત્તિ સાંભળીને આશા બાંધી જીવન વ્યતીત કરી રહ્યા છે. તમારૂં ગજમદમર્દન અને ચોરદમનનું વૃત્તાંત સાંભળી આપણા નગરના લોકો મહારાજ સહિત સર્વે ખુશી થયા છે. આપ રાજકન્યાને પરણ્યા છો અને દેવની પેઠે સુખમાં સમય નિર્ગમન કરો છો, તે સુણીને બધા લોકો ખુશી થયા છે, જેથી મહારાજે અમને આપની પાસે મોકલ્યા છે." સુવેગે યથાસ્થિત સ્થિતિ વર્ણવી બતાવીને કહ્યું. "જેવા આપણા નગરવાસીજનો આપની કીર્ત્તિ સાંભળીને ખુશી થયા છે, તેવીજ રીતે અમે નજરે જોઇને આજે વિશેષ પ્રસન્ન થયા છીએ."

સુવેગનાં વચન સાંભળીને સ્વદેશ તરફની લાગણી ને માતાપિતાની ભક્તિ કુંવરના હૃદયમાં ઉભરાઈ આવી. તેની આંખમાંથી પણ અશ્રુ ઝરવા લાગ્યાં અને દુઃખિત થઇને બોલ્યો—"જગતમાં મારા અવતારને ધિક્કાર છે કે માતા પિતાને હું શત્રુ સમાન થયો. અવિનિત ને દુરાચારી થયો. પુત્ર તો ચંદન સરખા હોવા જોઇએ કે ચંદન ઘસવાથી જેમ સુગંધ આપે તેમ પુત્રો પણ પિતાના ઉજ્વળ વંશની કીર્ત્તિ વધારે; હું તો માતાપિતાને ક્લેશનું કારણ થયો. ગૃહે વસતાં પણ હું તેમના દુઃખનું કારણ બન્યો; દેશાવર જતાં પણ મેં દુરાત્માએ તેમને દુઃખી કર્યાં, છતાં આશ્ચર્ય છે કે અવિનિત એવો હું સુખશ્રીને કેમ વર્યો ?" કુંવરે પશ્ચાત્તાપ કરતાં દુઃખથી હૃદયનો ઉભરો હલવ્યો.

"કુમાર! ખેદ કરો નહીં. માતાપિતાને કાંઇ પુત્ર દુઃખદાયક ન હોય, પણ એનામાં જે દોષ રહેલ છે તેજ માત્ર દુઃખકારક છે. જગતમાં પોતાના શરીરથી અધિક લક્ષ્મી, તેથી અધિક પ્રિયા, તેનાથી વધારે પુત્ર અને તેથી વિશેષ ધર્મ હોય એવો સામાન્ય નિયમ છે.

તે માટે પુત્રનું અધિક ગૌરવ છતાં તમારૂં ભાગ્ય કસવાને મહારાજે-તાતે તમને દેશવટો આપ્યો, અને પરદેશમાં જવાથી તમારા દોષો દૂર થયા, ગુણો પ્રગટ થઇને તે સૌભાગ્ય લક્ષ્મીને વર્યા. દૂરથી પણ પુત્રનાં વખાણ સાંભળીને તમારા તાત પ્રમુદિત થયા. પુત્રના પરદેશમાં આવાં પરાક્રમ સાંભળીને કયા પિતાને હર્ષ ન થાય ? લોકો મલીન એવા વસ્ત્રને તજે છે તે ધોબીને ઘરે કુટાઈ-ધોવાઇ તડકે તપે છે, ત્યારેજ ઉજ્વળ-નિર્મળ થાય છે. ઘસાય છે ત્યારેજ ચંદન સુગંધી પામીને દેવસેવા સમયે તેનો ઉપયોગ થાય છે. કુમાર ! તમારા દર્શનરૂપી મંદ મંદ વાયુની શિતળ લહેરીથી તાતના હૃદયનો તાપ શાંત થશે. તમારા મુખનું દર્શન કરવાને માતાપિતા અધિક ઉત્કંઠિત છે-આતુર છે. શંખપુરીની રૈયત પણ તમને જોવાને ગાંડી ઘેલી થઈ રહી છે. એક ક્ષણ પણ તેમની જુગ જુગ સમાન જાય છે. તમને અધિક શું વિનંતિ કરીએ ? " સુવેગે સર્વ હકીકત કહી સંભળાવી.

પોતાના વતનની સ્થિતિ સાંભળીને કુંવરનું હૃદય સ્વદેશ તરફ જવાને પ્રેરાયું. દેશ અને ગામોની યોગ્ય વ્યવસ્થા કરીને અધિકારીઓ નીમી દીધા. તે સર્વેના ઉપર એક પટાવત નીમ્યો. પછી પવનચંડ ઉપાધ્યાયને તેડાવી વિનયથી નમીને સ્વદેશગમનની વાત કહી. ગુરૂએ તરતજ અનુમતિ આપી-આશિષ આપી. "વત્સ! કામ, અર્થ બન્ને પરિપૂર્ણ સાધ્યા પણ ધર્મ સાધ્યા વિના તે શોભતા નથી, ધર્મથીજ પુરૂષનો જયકાર થાય છે માટે ધર્મસાધન કરજે. " ગુરૂનાં વચન સાંભળીને કુમારે આઠ દિવસ પર્યંત અઠ્ઠાઇ મહોત્સવ કરીને જિનચૈત્ય, જિનપૂજન આદિ અધિક ધર્મસાધના કરી. અનેક પ્રકારે જિનમંડપમાં ઉત્સવ, નાટક વગેરે થવા લાગ્યાં. તે જોવાને નગરના ગુણી લોકો એકઠા થયા. સ્વામીવત્સલ કર્યાં. યોગ્યજનોને પહેરામણી આપીને સત્કાર્યા, અને મંજરીને હીરારત્નજડિત કસબી કંચુઓ મોકલાવ્યો, ને જવાનું મુહૂર્ત પણ જણાવી તૈયાર થવાને સૂચન કર્યું.

અઠ્ઠાઇ મહોત્સવ પૂર્ણ થયા પછી કુંવર પાઠકપત્ની રત્નવતી

ને પગે લાગવા ગયો. ત્યાં જઇ તેમના ચરણમાં નમીને કહ્યું.—"માતા! તમે મને શુભ આશિષ આપો! તાતનું તેડું આવવાથી હું હવે સ્વદેશ જવાને ઇચ્છું છું."

"વત્સ! તું હવે સ્વદેશ સીધાવીશ. એ વિયોગનાં દુ:ખ અમારાથી કેવી રીતે સહેવાશે? એ સુલસા સતીને ધન્ય છે કે જેણીએ તારી જેવા વીરને જન્મ આપ્યો છે." રત્નવતી દુ:ખી દીલે કહેવા લાગી.

"માતા! ઉત્તમ નર સાસરે ન શોભે. એથી માતા પિતા સ્વજનજન લજવાય; માટે આપ આજ્ઞા આપો. અમે હવે સ્વદેશ જઇશું."

"બેટા! કુશલ રહો! દૂર છતાં તમે મારા હૃદયમાં નિરંતર વસેલા છો." ગુરૂપત્નીએ કુંવરને આશિષ આપી. કુમારે ગુરૂપત્નીને દશ ગામ અર્પણ કર્યા.

રાજકુંવર ગુરૂપત્નીની રજા લઇને રાજા પાસે આવ્યો. રાજાને પ્રણામ કરી અરજ કરી. "મહારાજ! તાતનું તેડું આવ્યું છે, માતપિતાને મળવાને મારૂં દિલ ઉભરાણું છે, તેથી અમને હવે રજા આપો. કેમકે શંખપુરી જવાનો માર્ગ ઘણો દૂર છે." કુંવરે રજા માગી.

"કુંવર આટલાબધા દિવસ રહ્યા પણ ક્ષણની માફક તે વહી ગયા. ખરે! પુત્રી ઉત્પન્ન થઇ તે અંતે તો પારકી જ છે. એમાં ખોટાઈ શું સમજવી? કયાં તે આપણા ઘરની વસ્તી છે? બદામનું નાણું એ નાણું નહિ, ઘેંશ છાશનું ખાણું એ ખાણું નહિ, કાંસાનું વાસણ એ કાંઇ ધન નહિ, તમરાનું ગાણું એ ગાણું નહિ, બકરીનું દુઝાણું એ દુઝાણું નહિ, પારકા ઘરનું ઘરેણું તે કાંઇ ઘરેણું નહિ, બોરકુટનું અથાણું તે અથાણું નહિ. વળી વાદળની છાયા, દંભી જનની માયા, પરદેશીની પ્રીત, બળી ભૂમિએ ખેતી અને પરાયે ઘેર વસ્તી રાખવી એ કેમ બને?" એમ વિચારી રાજાએ અંત:પુરમાં જઇને રાણીને સર્વે હકીકત નિવેદન કરી. કુંવરને વળાવવાની સર્વે તૈયારી કરી. રથ, ઘોડા, હાથી, વસ્ત્ર, આભૂષણ, દાસ, દાસી વિગેરે કુમારને આપીને રાજાએ પુત્રીને માટે કુંવરને ભલામણ કરી. "કુંવર! એ મારી પુત્રી ઉચ્છરંગમાં

ઉછરી-લાડકી થઈ છે, તેને હે ગુણવંત ! તમારે ખોળે અમે મૂકી છે. જેથી તમે નવી નારી પરણો, પણ એને વિસરશો નહિ-એનું દિલ દુભવશો નહિ. " રાજાએ પુત્રી માટે ભલામણ કરી, કુંવરે તે સર્વે વાત માથે ચઢાવી.

ભોજન સમય થવાથી આ છેલ્લું ભોજન સર્વ પરિવાર સાથે રત્નવતીને ઘેર કર્યું. પાઠકપત્નીએ સર્વ પરિવારને ભક્તિએ કરી જમાડ્યા, સંતોષ્યા. ગુરૂપત્નીએ પુત્રને તિલક કરીને શણગાર સજાવી વધાવ્યા, દુઃખડાં લીધાં અને કહ્યું-" વત્સ ! વહેલા આવજો ! માતાને જઈને શિઘ્ર મળજો ને શાતામાં રહેજો. કોઈ કોઈ વેળાએ અમને સંભારજો. " કુંવરે પાઠકને ઘરે ઘણું ધન ભર્યું. પછી રજા લઈ પરિવાર સહિત ત્યાંથી નીકળ્યો. રાજાએ પણ પુત્રીને વળાવી. બધો સજ્જન પરિવાર નગર બહાર આવ્યો. નગરના લોકો કુમારના ગુણો વખાણતા વળાવવા ચાલ્યા. શુભ શુકને ચાલતાં નગરની બહાર આવ્યા. ઓળખીતા સર્વને ત્યાં મળવા બોલાવ્યા. રાજારાણી પણ સૈન્યસુભટો સાથે ત્યાં આવ્યા. કમળસેનાને બોલાવી હિતશિક્ષા આપી. " બેટા ! પતિની આજ્ઞામાં રહેજે. લજ્જા એજ સ્ત્રીનું ભૂષણ છે તે ભૂલતી નહીં. સાસુ સસરાની માતપિતાની પેઠે સેવા કરજે. શોક્યની સાથે સખીપણાથી વર્તજે. નણદી-દેરાણીનાં મન સાચવજે. ગુરૂનો વિનય કરજે. સમતા રાખજે. દાનગુણ દીપાવજે. એ સર્વે તું ભૂલતી નહીં. શ્વસુર અને પિતૃવંશને શોભાવજે. " એમ શિખામણ આપીને આંસુભરી આંખે દીકરીને ભેટીને રાજારાણી નગર તરફ વળ્યાં. કમળસેના સખીવૃંદ સાથે રથમાં બેઠી અને કુમારે સેના સાથે ધીરે ધીરે પથે પડવા જણાવ્યું. તે મુજબ આગળ જઈ દિવસ અસ્ત થયે તેમણે પડાવ નાંખ્યો.

થોડા બાકી રહેલા સુભટોને નગરબહાર મૂકીને એકાકી કુંવર સૂર્ય અસ્તાચળ તરફ ગયો ત્યારે અંધકારસમયે નગરમાં ગયો. ત્યાં માલણને ઘરે મદનમંજરીનો મેળાપ થતાં તેને લઈને રથમાં બેસારી કુંવર નગરબહાર આવી સુભટોને મળ્યો અને માલણને દાનદક્ષિણા આપીને વિદાય કરી. હવે સુભટો સહિત મદનમંજરીને રથમાં બેસારીને કુંવર શૂન્ય માર્ગે ચાલ્યો. જગતમાં સામાન્ય નિયમ છે કે જે

સોમલ ખાય તેને વચ્છનાગનો શું હિસાબ ? ધત્તુરાનાં ફળનો પણ તેને શું હિસાબ ? જે પર્વતને ઓળંગે, જલધિનાં જાળ તરે તેને ટેકરી કાંકરીની શી વિસાત ? છિલ્લર જળનો શો હિસાબ ? જેણે સર્પો ખેલાવ્યા હોય, વાઘ રમાડ્યા હોય તે વીંછીના ડરાવ્યા કેમ ડરે ? જેને જેમાં ચિત્ત લાગ્યું તે તેના વગર કેમ રહે ? મૂર્ખ લોકો તે માટે ગમે તેમ કહે પણ પ્રેમીઓને તેની પંચાત હોતી નથી. આગળ ચાલતાં તેઓ સૈન્ય ભેગા થઈ ગયા. બે સ્રીઓ, સૈન્ય અને સુભટો સાથે કુંવરે પોતાની મુસાફરી સ્વદેશ તરફ શરૂ કરી.



# પ્રકરણ ૪૦ મું

## માર્ગમાં.

વિંધ્યાચળ પર્વતની તળેટીમાં એક સરોવર સમીપે તે મોટી સેનાએ પડાવ નાખ્યો. નજીકમાં આસપાસ મદ ઝરતા હસ્તીઓ ફરી રહ્યા હતા. જ્યાં ત્યાં મહિષો નજર આગળજ જોવાતા હતા. શાર્દુલ, ચિત્રા આદિ હિંસક પશુઓ પણ દ્રષ્ટિગોચર થતા હતા. ભીલ્લ ભીલ્લડીઓ તો હજારોગમે ફરતાં જોવામાં આવતા હતા. એવી ભયંકર જગ્યાએ મોટા મોટા તંબુઓ શોભી રહ્યા હતા. છાવણીના માણસો ભોજનકાર્યથી પરવારીને કોઇ વાતો કરતા, તો કોઇ આરામમાં, કોઇ ફરવા હરવામાં પોતાનો વખત વીતાવી રહ્યા હતા. એવા અનેક કોળાહળ વચ્ચે દિવસ પસાર થયો. સૂર્ય અસ્ત થતા ધીરે ધીરે અંધકારનું પ્રાબલ્ય વૃદ્ધિગત થવા લાગ્યું, તેમ સૈનિકો, સુભટો વગેરે સર્વ કોઇ શયનની તૈયારી કરવામાં પડ્યું. કેટલાક ચોકી કરનારા છાવણીમાં આમતેમ ફરતા છાવણીની રક્ષા કરતા હતા. તે સિવાય સર્વે જંપ્યું હતું. મધ્યરાત્રી ધીમે ધીમે પાસે આવતી હતી તેમ તેમ જંગલની-પર્વતની ભયંકરતા અધીક જણાતી હતી. તેવે સમયે ભીલ્લોનું મોટું ટોળું શસ્ત્રબદ્ધ એક સ્થાનકે ચુપચુપ ઉભેલું ઉપરીના સંકેતની રાહ જોતું આતુર નયને તૈયાર-સાવધ હતું.

નિવૃત્ત થતાં કુંવરે રણભૂમિમાં પોતાનું સૈન્ય જોયું નહિં. મનમાં અનેક ભાંજગડ કરતાં દંપતી સરોવરતટે આવી સ્નાન, દંતધાવન કરી તરૂ નીચે વિસામો લેતા બેઠા, આરામ લઈને મુસાફરીની તૈયારી કરવા માંડી. બાણનું ભાથું પીઠઉપર લાધી બલે ધનુષ્ય ભેરવી મંજરીને રથમાં બેસાડી કમલાની ચિંતા કરતો કુમાર શેષ રહેલા સુભટો સહિત તે શંખપુરીને માર્ગે ચાલ્યો. અનુક્રમે અર્ધ પંથ કાપતાં બે પુરૂષ તેને રસ્તામાં મળ્યા, તેમને કુંવરે પૂછ્યું—" ભાઈઓ ! આ રસ્તો તો શંખપુરી તરફ જાયછે ને ? "

"અહીંથી બે રસ્તા જાય છે, તેમાં આ રસ્તો લાંબો છે તે શંખપુરી તરફ નિર્વિઘ્નપણે જાય છે, બીજો રસ્તો ઘણો નજીકનો છે, તે પણ શંખપુરી જાય છે છતાં ઘણો વિષમ અને ભયભરેલો છે." એક મુસાફરે કહ્યું.

" કેવી રીતે ભય ભરેલો છે ? " કુંવરે પૂછ્યું.

" આ રસ્તે માર્ગમાં દુર્યોધન નામે જબરજસ્ત ચોર બહુરૂપીની માફક અનેક રૂપ કરતો, જેને તેને છળતો, લુંટતો ને યમરાજને મંદિરે મોકલતો એવો દુષ્ટગતિના પરિણામવાળો ફરે છે. વળી યમરાજના અનુજ બંધુ સમાન સાક્ષાત કાળ હોય એવો એક વનહસ્તી ફરે છે. મદોન્મત્ત એવો મૃગેન્દ્ર ભયંકર ગર્જના કરતો મનુષ્યોનો સંહાર કરતો ફરે છે. તમે અર્ધ રણ વટાવ્યું છે, હવે અર્ધ રણ બાકી રહ્યું છે. ટુંક રસ્તામાં આવા ભયો રહેલા છે. તમને યોગ્ય લાગે તે પંથે જાઓ. તમારૂં કલ્યાણ થાઓ. " એમ કહી તેઓ જવા લાગ્યા. કુંવરે તેની આશિષ અંગીકાર કરીને તેને પાંચ મહોરો આપી. રથ આગળ કરીને તે ટુંકે રસ્તે ચાલ્યો. આગળ જતાં બાર મનુષ્યો તેને મળ્યા. તે અલ્પશ્રુતધારી મુનિઓ હતા. ગીતાર્થને અનુસરતા એવા તેઓ કુંવરનો સાથ પામીને તેની સાથે ચાલવા લાગ્યા. મધ્યરણમાં પહોંચતાં એક કાપાલિક જોગી મળ્યો. શરીરે ભસ્મ લગાવી, મસ્તક જટાથી શોભાવી, કપાળની માળા કંઠમાં ધારણ કરી, હાથમાં કમંડળ લઈને તે કુમાર પાસે આવ્યો. દક્ષિણ કર ઉંચો કરી આશિષ આપતો તે બોલ્યો. " હે સાર્થેશ ! કોડ વરસ પર્યંત જીવો. સંસારનું કુટ સ્વરૂપ વિચારી જોગી બનીને હું ગોકુળ ગામમાં રહું છું. કાપાલિક જોગી પાસે ભેખને ધારણ કરી ઘણા દિવસોથી તીર્થયાત્રા કરતો

કરૂં છું. આજે મારે પણ શંખપુરી તરફ જવું છે, જેથી તમારી સાથે અમે આવશું, પણ મારી પાસે ભાર છે, તેમજ ભક્તજનોએ દેવપૂજા નિમિત્તે સાત દિનાર આપેલા છે, તે લઇ તમે રથમાં મૂકો. જેથી નિર્ભયપણે હું તમારી સાથે ચાલી શકું. દુર્યોધનના ભયથી ડરતો હોવાથી તમારો સાથ મને ઠીક ઉપયોગી થશે. ” એમ કહી ભાર હતો તે કુંવરને આપી દીધો. પછી તે ભજન ગાતો રસ્તામાં સર્વને રંજન કરતો ચાલવા લાગ્યો, છતાં કુંવરને તે અવિશ્વસનીય લાગ્યો. એવાજ પરિવ્રાજકના વેશવાળાએ કાશી નગરને ત્રાસ આપ્યો હતો, જેથી આ કાપાલિક તેને ભયંકર લાગ્યો. મૌનપણે તે તેની ચેષ્ટા જોતો સાવધાનપણે માર્ગ કાપવા લાગ્યો. અનુક્રમે માર્ગ કાપતાં ગોકુળ ગામ આવ્યું. ત્યાં ગોકુળથી દૂર વનમાં સર્વેએ કુમારની આજ્ઞાથી ઉતારો કર્યો. ભોજનનો સમય જાણીને જોગીએ નૃપપુત્રને વિનંતિ કરી. “ કુમાર ! આજ તમે અમારા પરોણા થાઓ. પરિવાર સહિત સર્વને હું ભોજન કરાવું. ગોકુળ ગામ મારૂં છે, ત્યાં દૂધ, દહીંની ખોટ નથી. ગયું ચોમાસું મેં અહીં પસાર કર્યું છે, તેથી આહિરો મારા રાગી છે. જેથી મારા કહેવા માત્રથી ગોરસ લાવીને આપની ભક્તિ કરશે. માટે હું આવું ત્યાં લગી આપે જવું નહિ, કેમકે આપની ભક્તિ કરવાથી મારો જન્મ સફળ થશે. લોકમાં મારી લાજ આબરૂ વધશે. ” એમ કહીને તે ગામમાં ગયો. અલ્પ સમયમાં મધુર ગોરસ બનાવીને લાવ્યો અને કુમારની આગળ રજુ કરી બોલ્યો— “ કુંવર ! આ આરોગો ને મારા જન્મને સફળ કરો. ”

“ ઋષિભોજન મને કલ્પે નહિં, મહારાજ ! વળી ગોરસના ભોજનથી રસવિકાર થાય છે માટે એ વાતજ આપ કરશો નહિં. ” આમ કહીને કુંવરે તે ભોજન કર્યું નહિં.

કુંવરના સાથને તેણે દહીં દુધનું ભોજન કરાવ્યું. કુંવરે આંખોને ઇસારે જેમ ગુરૂ કુશિષ્યને વારે તેમ તેમને વારવા માંડયા; પણ તેમણે તો પેટપૂર આરોગી જમી લીધું. પછી તંબોળ લઇને વિષમિશ્રિત ભોજન કરી તરૂ તળે જઇને સૂતા, તે હંમેશને માટે સૂતા.

અહીં મદનમંજરી પાસે કુંવરે ભોજન રંધાવ્યું અને તે જમ્યો; એટલામાં ખડ્ગ ખેંચીને રોષે ભર્યો જોગી કુમાર ઉપર દોડ્યો. કુમાર

તો સાવધજ હતો. જોગીએ ઘાવ લગાવતાં કહ્યું–"રાંકડા! ચંદ્રમુખી જેવી રમણીને લઇને કયાં જઈશ ? હવે જો, હું જ દુર્યોધન ચોર છું ! તારા પંથી બધા હંમેશને માટે સુતા છે તેમ સમજ ! હવે તેજ તારી ગતિ છે." એ પ્રમાણે બોલી ઘાવ કરવા જતાં તરતજ કુમારની તલવાર તેના હાથ ઉપર પડી, તલવાર સહિત તેનો હાથ નીચે પડ્યો. તરતજ કુંવરે તેની કુક્ષિમાં એવો તો જોરથી લાતનો પ્રહાર કર્યો કે "હા! હા !" કરતો તે ભૂમિશાયી થયો. જગતમાં એવો નિયમ છે કે જે વહેલો તે પહેલો. એજ પ્રમાણે કુમારે સાવધપણે પહેલ કરી તો તેની જીત થઇ. મરવા પડેલા દુર્યોધનને પાણીની તૃષા લાગી જેથી કુમારે પાણી લાવીને તેને પાયું.

પાણી પીને મરણની આખરની ઘડીએ કાંઇ સ્વસ્થ થતો તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને રાજકુંવરના ગુણોનું સ્મરણ કરવા લાગ્યો. "અહા ! ધન્ય છે એની દયાળુતાને ! હું શત્રુ છતાં તેણે મારી ઉપર કેવી કરૂણા બતાવી ? મારો જન્મ તો પાપકૃત્યમાંજ પૂર્ણ થયો. પાપીઓનાં મરણ અકાળેજ નિર્માણ હોય છે. ધિગ્ છે મારા અવતારને ! હિંસા, ચોરી, વ્યભિચાર આદિ અત્યાચારો–દુરાચારોમાં મારૂં જીવતર સમાપ્ત થયું. પાપ કરીને મેળવેલી એ અનર્ગળ ઋદ્ધિ આ લોકમાંજ ત્યાગ કરીને મારો જવાનો સમય આવ્યો. જેની ખાતર મેં પાપ કરવામાં પાછું જોયું નથી એ લક્ષ્મી મને અત્યારે નથી બચાવી શકતી, નથી મારી સાથે આવી શકતી ! હા ! હતાશ ! મહા પ્રયાસે–પાપે કરીને મેળવેલી એ લક્ષ્મી અને પ્રિયા મુવા પછી બીજાનેજ હાથ જાય છે. આજે મારી પણ એજ સ્થિતિ થઇ. જેવું ભવિષ્ય હોય છે તેવીજ બુદ્ધિ થાય છે. પરલોકમાં જેવી ગતિ થવાની હોય છે તેવાંજ પ્રાણીનાં આચરણ હોય છે. અરે ! છેવટે જતાં આ બિચારા અતિથીઓને મેં પ્રાહુણા કરીને માર્યા. એ બાળ, વૃદ્ધ અને ધર્મી એવા ઉત્તમ જનોની હત્યા કરવાથી મારી શી ગતિ થશે ? એ પાપરાશિનો પુંજ દીર્ઘકાળપર્યંત મારે અવશ્ય ભોગવવો પડશે. તો હવે મારી લક્ષ્મી ઘરબાર વગેરે આ ગુણવંતને સમર્પીને જળપાનનો પ્રત્યુપકાર વાળું." એમ વિચારીને ચોરે કુમારને કહ્યું. "હે ગુણજ્ઞ ! હું તારા ગુણોથી પ્રસન્ન

થયો છું. તારૂં બળ અને ધૈર્ય પ્રશંસવા યોગ્ય છે. અજીત એવા તેં મને જીત્યો. હવે તું મારા મરણસમયનું એક વચન સાંભળ. પર્વતની મધ્યે સન્મુખ દ્રષ્ટિએ જતાં વામ દિશાએ બે નદીઓ છે. ત્યાં આગળ યક્ષનું મંદિર આવેલું છે; ત્યાં મનુષ્યની વસ્તી મુદ્દલ નથી. એ મંદિરની ડાબી દિશાએ એક મોટી શિલા છે, તેને દૂર કરતાં મોટું ભોંયરૂં છે, તેમાં જયસુંદરી નામે મારી પ્રાણપ્રિયા–વલ્લભા રહે છે, અને અસંખ્ય દ્રવ્યનો નિધાન ત્યાં ભરેલો છે. રૂપથી રંભા સમી એ જયસુંદરી અને લક્ષ્મી હું તને સમર્પણ કરૂં છું. મારા મરણ પછી મારા મૃતકને અગ્નિ સંસ્કાર કરીને તે કાર્યમાં ઉદ્યમ કરજો અને સર્વે તમારા સ્વાધિનમાં લેજો."

તે પછી અલ્પ સમયમાં દુર્યોધન મરણ પામ્યો, તેનો અગ્નિ-સંસ્કાર કરી રથમાં બેસીને કુમાર ગિરિની મધ્યમાં નદી ઉતરીને યક્ષના મંદિરે ગયો. શિલા દૂર કરી જયસુંદરીને તેણે બોલાવી. પરપુરૂષનો શબ્દ સાંભળી ઉંચે સ્વરે ચિંતાતુર ચહેરે બહાર આવી આદરમાન સહિત તેમને અંદર તેડી ગઇ. ત્યાં ભૂમિગૃહમાં લઇ જઈ સર્વને બેસાડી જયસુંદરીએ તેમનો સત્કાર કરતાં કહ્યું. "કહો, શા કારણે અમારા મંદિરે આવ્યા છો ? કંઈ નવીન સમાચાર લાવ્યા છો ?"

કુંવરે દુર્યોધનની સર્વ હકીકત કહી સંભળાવીને તેનું ખડ્ગ બતાવ્યું, જેથી જયસુંદરીને ખાતરી થઇ કે પ્રાણનાથ સ્વર્ગે સિધા વ્યા છે. હવે તેનો આધાર આ એક કુંવરજ છે. પોતાને પતિએ કુંવરને અર્પણ કરી છે એવી દ્રષ્ટિએ બન્ને એક બીજાના સામે જોઇ રહ્યાં. કામદેવના અનુજ બંધુ સમાન કુંવર હતો અને મોહિનીનું માનમર્દન કરે તેવી જયસુંદરી હતી. બન્ને એક બીજામાં મોહ પામ્યાં. "અહો ! શું નાગકન્યાને તો પાતાળમાંથી ચોરે હરણ કરી ન હોય ! રખેને નાગના ભયથીજ નાગકન્યાનું નામ જયસુંદરી રાખ્યું હોય !" એમ હૃદયમાં વિચારતો આંખ સાથે આંખ મીલાવતો કુંવર જયસુંદરી સામે જોઇ રહ્યો.

"કુંવરજી ! ચંદ્રમાની કમનીય કાંતિ સરખું–પૂર્ણિમાના

ચંદ્ર સમું તમારૂં વદનકમળ જોઇને હું મને પોતાને પણ ભૂલી ગઇ છું. એ હૃદયના ઉંડાણમાં પ્રગટેલા પ્રેમથી હું પરવશ થઇ ગઇ છું. ઘાયલ થયેલા મારા પતિને શિતળ જળ પાઇને તેની ઉપર ઉપકાર કર્યો, તે રીતે જ પ્રેમામૃત પાઇને મારો ઉદ્ધાર કરો. તમારી સર્વે પત્નીઓની હું દાસી થઇને રહીશ. તેમનાં કડવાં વચનો પણ તમારા હુકમે કરીને હું સહન કરીશ. પણ હું પરસ્ત્રી છું એમ જાણીને તમે મારો તિરસ્કાર કરશો નહિ. રત્ન જો કાદવમાં પડયું હોય તો પણ તેના પરીક્ષકો ત્યાંથી તેને લઈ લે છે. સ્વાભાવિક નીકળેલું બાળકનું વચન પણ જો હિતકારી હોય તો ગુણી પુરૂષો તેને ગ્રહણ કરે છે. ચંડાળ પાસેથી પણ ઉત્તમ વિદ્યા શીખવી અને સ્ત્રીરત્ન ગમે તે જગ્યાએથી—દુષ્કુળમાંથી પણ ગ્રહણ કરવું એમ કહ્યું છે. જુઓ ! હરિએ લવણસુતા—લક્ષ્મીને પોતાની પટ્ટરાણી બનાવી. પર્વતતનયા ગૌરી—શ્યામા શ્યામસ્વરૂપ છતાં મહાદેવે તેનું પાણિગ્રહણ કર્યું. માટે આ કરોડોગમે સુવર્ણ તમને સોંપીને હું તમારા ચરણકમળની સેવા કરીશ—આ ભવમાં દેવસમાન ગણી હું તમારી ભક્તિ કરીશ." જયસુંદરીના પ્રેમભર્યા વચન સાંભળીને કુંવરે સર્વ કબુલ કર્યું, જેથી મંજરી ચિત્તમાં ચમકી—આશ્ચર્ય પામી. "સ્વામી ! આ શું કરો છો ? એક પરસ્ત્રીના મોહમાં પડીને તદ્દન નિર્લજ્જ કેમ બનો છો ? તમારે માટે કેવી કેવી આશાઓ બાંધીને હું તમારા ફંદમાં ફસી ગઈ. ન્હોતી જાણતી કે તમે આવા પરસ્ત્રીલંપટ હશો. તમારૂં રાજપુત્રનું પવિત્ર વ્રત ક્યાં રહ્યું ? આ માર્ગે જતાં તમારૂં કુળવ્રત ક્યાં ગયું ? તમારૂં ક્ષત્રિયપણું ગયું—કુળવટપણું પણ વહી ગયું. મારી સાથે કેવું કેવું બોલીને તમે મને વચન આપ્યાં હતાં. અરે ! એક ચોરની સ્ત્રીમાં તમે લંપટ થયા ! સ્વામી ! તમે તદ્દન અધમ કોટીપર કેમ જાઓ છો ? તમારા કરતાં તો હું વણિકસુતા ઉત્તમ કે સખીને વચને મર્યાદા રાખીને કેટલા વરસ સુધી કુમારી રહી. તમારી ઉત્તમ જાતિ જાણી હે પ્રાણેશ્વર ! તમને હું વરી ! મારી સાહેલીનો સાથ તજીને તમારી સાથે ચાલી, તમારા વચને બંધાઈ. માતાપિતાનો ત્યાગ કરી તમારી અર્ધાંગના બની. પીયરિયાં અને સાસરીયાંના કુળને કલંક લગાડીને તમારી સાથે નીકળી. હે

સ્વામિન્ ! એ બધું તમારે માટે મેં કર્યું. પણ હા ! દૈવ ! મેં આ શું વિપરીત કીધું કે આવા પીશુ સાથે મારૂં પાનું જોડયું ! મારો એકે આરો ન રહ્યો. પતિ તો પરદારાલંપટ થયો. હવે અમે સુલસા સાસુને ચરણે નમી કહેશું કે તમારા પુત્ર કૃષ્ણ પેઠે પાતાળ સાધવા ગયા ને ત્યાંથી આ નાગકન્યાને ઉપાડી લાવ્યા." આ પ્રમાણે કહીને મંજરી સ્વામીને ઠપકો આપી કલ્પાંત કરવા લાગી.

પ્રિયાનાં આવાં વચનોથી શરમાઇને અગડદત્ત કુમાર ચોરની સંપદા અને પ્રિયાને તજીને મંજરી સાથે રથમાં બેસી ચાલી નીકળ્યો. પંથ કાપતાં તેઓ ગહન વનમાં આવ્યા, ત્યાં કાળસમો હસ્તી મદે ચઢેલો જોયો. જેના તોફાનથી ભિલ્લવૃંદ ત્રાસ પામતું ચારે દિશાએ નાશભાગ કરવા લાગ્યું. તેને વશ કરીને કુંવર આગળ ચાલ્યો. ત્યાં તો ગુફા જેવું પોતાનું વિકરાળ મોં પહોળું કરતો વાઘ તેના રાફડામાંથી નીકળીને ધસી આવ્યો. તેની ગર્જના સાંભળીને મદનમંજરી ભયવિહ્વળ થઈ ગઈ. તેને ધીરજ આપી રાજકુંવર રથમાંથી નીચે ઉતર્યો. ડાબા હાથે વસ્ત્ર વીંટીને વાઘના મોં આગળ ધર્યો. વાઘ એ હાથ ઉપર પડ્યો, તેટલામાં તો જમણા હાથે તેના કટીપ્રદેશ ઉપર ખડ્ગનો ઘા કરીને તેનાબે ભાગ કરી નાખ્યા. વાઘ રાડ પાડતો પૃથ્વી ઉપર તુટી પડ્યો–મરણ પામ્યો.

રથમાં બેસીને વનમાં ને વનમાં આગળ જતાં અતિ ઉત્કટ એવો મણિધર સર્પ મળ્યો. ક્રોધથી જેની આંખો રક્ત થયેલી છે એવો, ફણાથી ફુત્કાર કરતો, મનુષ્યના મૃત્યુને માટે યમનો જાણે શ્યામદંડ હોય તેવો વિકરાળપણે સામે ધસી આવતો કુમારે તેને જોયો. એ ભયંકર પ્રાણીને જોઇને મંજરી ભય પામીને પતિને કંઠે વળગી પડી. કુંવરે તેને ધીરજ આપી. "પ્રિયા ! ભય પામીશ નહિ. જો હું તેને વશ કરી લઉં છું." પછી તરતજ રથમાંથી નીચે ઉતરી મંત્રથી તેને સ્થંભાવી દીધો. ગારૂડીની પેઠે તેને દમી રથમાં બેસી કુમાર આગળ ચાલ્યો. અનુક્રમે ચાલતાં ચાલતાં શંખપુરીના સીમાડે આવ્યા. એટલે જાણે સંસાર અટવી ઓળંગીને નરભવમાં આવ્યા હોય તેમ શંખપુરીના સીમાડે આવીને ઉતારા કર્યા.



# પ્રકરણ ૪૧ મું.

## ' વનવિહાર. '

અગડદત્તકુમારે દૂર રહેલા સૈન્યના ડેરા તંબુ જોયા, તેમજ તે લોકોએ પણ દૂરથી પોતાના જેવા નાના ઉતારા જોઇને કમળસેનાના મોકલેલા સુભટો સંશયથી ડોલતા ત્યાં આવ્યા, તો કુમારને જોઇ પ્રણમી ખુશી થયા ને કમળસેનાને વધામણી કહેવા દોડ્યા, કેટલાક કુમાર પાસે બેઠા. થોડીવારમાં કમલસેના, મંત્રી પ્રમુખ સકળ સૈન્ય આવીને કુમારને નમ્યું. અણધાર્યો કમલસેનાનો મેળાપ થવાથી કુંવર ખુશી થયો, સર્વને સત્કાર્યા. પોતાની શિબિરમાં કમલસેનાને ઉતારી. મંત્રીના સુભટોએ ત્યાં બીજા તંબુ તાણ્યા અને એક મોટી છાવણીની માફક દેખાવ થઇ રહ્યો. ભોજનકાર્યથી પરવારી કુંવર અને મંત્રી પ્રમુખ વાર્તાવિનોદ કરવા લાગ્યા. કુમારે પૂછ્યું કે—" અમારો ત્યાગ કરીને તમે કેમ જુદા પડ્યા ? "

કુમારનો પ્રશ્ન સાંભળીને સેનાપતિ કહેવા લાગ્યો—" મહારાજ ! વિંધ્યાચળ પર્વત આગળ સકળ સૈન્યના સુભટો નિદ્રાધિન થયા હતા, તેવામાં અચાનક ધાડ પડી. અમે સર્વે જાગૃત થયા; પણ રાત્રીનો ઘોર અંધકાર આ ગફલતનું કારણભૂત થયો. તમે રથમાં બેસીને ચાલ્યા ગયા એવું અમે કોઇક સુભટ પાસે સાંભળવાથી તથા ઘણા સુભટો આપણા નાશી જવાથી અમે પણ સર્વે સુભટો એકઠા મળીને રાણીજીને રથમાં બેસાડીને સુભટોનો ફરતો કોટ કરી અમારી ઉપર ધસ્યા આવતા ભીલ્લોને અમારા હાથ બતાવ્યા એટલે તેઓ નાશી ગયા. પછી રથની ચારે બાજુ અમે રક્ષણ કરતા રાત્રીસાંજ નીકળ્યા. માર્ગે જતાં આસપાસ સુભટો મોકલીને આપની અમે બહુ તપાસ કરાવી; છેવટે રણ કાપીને શંખપુરીને સીમાડે આવી આપની વાટ જોતા તંબુ તાણીને અમે રહ્યા. આજે આપના દર્શનથી અમારી આશા સફળ થઈ. " આ બધી હકીકત સાંભળી કુમાર અધિક પ્રસન્ન થયા.

પછી સકળ સૈન્ય સાથે અખંડ પ્રયાણ કરતાં શંખપુરીની નજીક આવ્યા. ત્યાં આગળ પડાવ નાખવા હુકમ થયો. અલ્પ સમયમાં તંબુઓ ખડા થઇ ગયા. એક સુભટને નગરમાં રાજાને વધામણી આપવાને મોકલ્યો. વધામણી સાંભળીને માતાપિતા આદિ પરિવાર અતિ હર્ષિત થયો. વધામણી લાવનારને વધામણીમાં રાજાએ મુગટ સિવાય સર્વે અલંકારો આપી દીધા. નગરમાં તોરણ સર્વ ઠેકાણે બંધાયાં, વાજીંત્રો વાગવા લાગ્યા. મંત્રી પ્રમુખ નગરની પ્રજા વાજીંત્ર સાથે કુમારની સામે આવવાને નીકળી. પૂર્ણિમાનો ચંદ્રમા ઉદય પામે ત્યારે જેમ સાગર ઉછળી રહે તેમ નગરની પ્રજાના અને મંત્રી આદિ સર્વેનાં હૃદય પ્રફુલ્લિત થયાં. ભૂપતિ પણ કુમારને મળવાને ઉલટભેર આવ્યા. પિતાને સન્મુખ આવતા જોઈ કુમાર ગૌરવથી સામે દોડી જઇ તાતને ચરણે નમ્યો. રાજાએ તેને ઉઠાડી આલિંગન દીધું. પિતા પુત્ર અતિ હર્ષથી—ઉલ્લાસથી મળ્યા, આનંદિત થયા. વાજતે ગાજતે સર્વે નગરમાં રાજમંદિર તરફ ચાલ્યા. પ્રજાએ ઘરે ઘરે તોરણો બાંધ્યા અને આ આનંદ નિમિત્તે નગરમાં મહોત્સવ થવા લાગ્યા. નગરની સ્ત્રીઓ મંગળગીતો ગાવા લાગી. નગરની સ્ત્રીઓવડે પુષ્પથી વધાવાતા, બંદીજનોની બિરૂદાવળી શ્રવણ કરતા, ડગલે ડગલે પ્રજાની સલામો ઝીલતા કુમાર રાજદરબારમાં આવ્યા. હાથી ઉપરથી ઉતરી તાતના ચરણે રાજસભામાં પણ નમ્યા, ઋદ્ધિ અને લક્ષ્મી તથા સ્ત્રી સહિત પુત્રને જોઇને રાજાની આંખમાં આનંદનાં અશ્રુ આવ્યાં. તે વખતે રાજસભા ચિક્કાર ભરાઇ ગઇ હતી, છતાં સર્વત્ર શાંતિ હતી. પછી રાજાએ કહ્યું. ' ખચીત ! રાત્રી વહી ગઇ અને સુવર્ણમય પ્રભાત થયું. તું પરદેશ ગયો તો તારા પુણ્યનો ઉદય થયો. પુણ્યના ઉદયે તું પરદેશમાં રાજ્યઋદ્ધિ, સુખસમૃદ્ધિ પામ્યો, ગુણે કરીને ગૌરવવંત થયો. તારો અને મારો મનોરથ આજે સફળ થયો. ”

“ પિતાજી ! આજે તમારા દર્શનથી મારે કલ્પતરૂ ફળ્યા, અમીના મેહ વરસ્યા, અશુભ દિવસો નાઠા અને શુભ દિવસ વળ્યા.” એમ કહીને કુમારે તાતને ચરણે મસ્તક નમાવ્યું.

એવી રીતે પરદેશની અનેક વાતો કરીને તાતની રજા લઇ

કુમાર માતાના મ્હેલે ગયો, ત્યાં જઇ માતાને ચરણે નમ્યો. માતાએ આશિષ આપી. "ચિરંજીવો! આનંદમાં રહો! તમને જોવાથી અમારા હૃદયને શાંતિ થઇ. હે વત્સ! શોક સંતાપ દૂર થયો, વિયોગની વ્યથા દૂર થઇ." પુત્રને જોઇને માતાને હર્ષનાં આંસુ આવ્યાં, દેવબાળા સમી બંન વહુઓ આવીને સુલસા સાસુને પગે પડી. સાસુએ આશિષ આપી—"પુત્રવડે ગૌરવ પામજો. ઉભય કુળને શોભાવજો."

રાજકુંવર માતાપિતાને નમી જનનીના હાથનું ભોજન કરી રાજસભામાં આવ્યા, ત્યાં જે જે મળવા આવતા તેમને બાંધવની માફક સત્કારતા-સન્માન આપતા. નગરજનોથી સન્માનિત કુંવર પોતાને મ્હેલે ગયા

એક દિવસ રાજાએ ઉત્તમ ગ્રહ જોઇ કુંવરને યુવરાજ પદવી આપી. એવી રીતે યુવરાજની પદવીથી શોભતો રાજકુંવર સુખમાં પોતાનો જતો કાળ પણ જાણતો નહોતો. કુંવરે મંજરીને પટ્ટરાણી પદ આપીને મોટી બનાવી, કમળસેનાને લઘુપદે રાખી, એવી રીતે અગડદત્તે મંજરીને આપેલું વચન સિદ્ધ કરી બતાવ્યું. મંજરીના ચાતુર્યમાં ને સૌંદર્યમાં આસક્ત થયો થકો યુવરાજ રાતદિવસ તેનાજ પ્રેમમાં લીન રહેતો હતો; છતાં કમલસેના તાતની શિખામણ સંભારતી પતિને દેવસમાન ગણી ભક્તિ કરતી હતી. શોકયને બ્હેન સમાન ગણી તેનું માન સાચવતી હતી; પણ મત્સરભાવ રાખતી નહોતી. ગુરૂજન ઉપર પૂજ્ય બુદ્ધિ રાખતી હતી, સેવકજનને તેની યોગ્યતા પ્રમાણે સંતોષતી હતી; કેમકે ચંદ્રના દર્શને કુમુદિની પ્રફુલ્લિત થાય છે એવો તેનો જાતિસ્વભાવ છે; તેવીજ રીતે પતિની ઉપેક્ષિત છતાં કમલસેના પતિભક્તિમાં પરાયણ રહેતી.

રાજકુંવર તો પટ્ટરાણીમાં જ રક્ત રહ્યો થકો નિત્ય તેનાજ સહવાસમાં રહેતો હતો. લોહચુંબકની માફક તેનું ચિત્ત મંજરીએ હર્યું હતું, જેથી બન્ને જણાં એક ક્ષણ માત્રપણ અળગાં રહી શકતા નહોતા. જગતમાં પણ જોવાય છે કે પાણીને પોતાની સાથે મળેલું જોઇને દુધે પોતાના ગુણ પાણીને અર્પ્યા. પછી બન્ને એક બીજાની

ખાતર અગ્નિથી બળવા લાગ્યા. પોતાના ઉપકારી દુધને બળતું જોઇ પાણીએ બળવા માંડયું તે જોઇ દુધે અગ્નિમાં ઝંપલાવી પોતાનું જીવિત સમર્પ્યું. એવી રીતે બન્ને પ્રીતિથી ખેલતાં સંસારનું ખરૂં સ્વરૂપ ભૂલી ગયાં, અને પિતાનું રાજ્ય અને પરાક્રમથી મેળવેલું રાજ્ય ભોગવવા લાગ્યા.

એકદા વસંતઋતુ આવી, જેથી વનની શોભાઓ નવપલ્લવ લતાઓના પ્રફુલ્લિતપણાથી અધિક સુંદર જણાતી હતી. સમય સાધી આ ઋતુમાં પુષ્પધન્વા મનુષ્યલોકમાં આવીને વીરપુરૂષોના હૃદયને વીંધનારા પંચબાણોને તૈયાર કરતો, પોતાના વિજયથી અલ્પજ્ઞ મનુષ્યોની અજ્ઞાનતાની હાંસી કરતો, ધનુષ્યનો ટંકારવ કરતો, અનેક નર નારીનાં હૃદયોમાં એ મીઠી પીડાના સચોટ ઘાવ કરી રહ્યો હતો; અને એ પ્રચ્છન્ન રહેલા વિજયી વીરનાં ગુલામ બનેલાં નરનારીઓ એ ઘાવની શાંતિને માટે અનેક બાહ્ય ઉપચાર કરવાને માટે વાડી વન આરામમાં ફાંફાં મારી રહ્યાં હતાં. મદોન્મત્ત ભ્રમરો અનેક પુષ્પોની પરાગોમાં રાગ કરીને આનંદથી ગુંજારવ શબ્દ કરતા પોતાનો આનંદ વ્યકત કરી રહ્યા હતા અને જાઈ, કેતકી, માલતી, ડમરો, મોગરવેલ, ગુલાબમાં વારંવાર આસક્ત છતાં અતૃપ્ત રહેતા હતા. મેના પોપટનાં યુગલો વનની રમણિયતાથી આનંદ કરી રહ્યા હતા. હંસહંસી સરોવર તટે ક્રીડા કરતા સુખી જણાતા હતા. એક બાજુ વસંતઋતુની વલ્લભા કોયલ મદભરી મીઠી મીઠી ટહુકા કરી નૃત્ય કરી રહી હતી. વનમાં આમ્રતરૂની મનોહર મંજરીઓ મલકાઇ રહી હતી. ફણસ, ચાંપો, નારંગી, રાયણ, દાડિમ, સહકાર, શેતુર, સીતાફલ, જાંબુડી આદિ તરૂવરો ફળના ભારથી લચી લચીને વસંતને નમન કરી રહ્યા હતા. મલયાચલનો મંદમંદ સુગંધિત વાયુ વિરહિણી રમણીઓના હૃદય મંતાપી રહ્યો હતો અને યુવાન પુરૂષોના હૃદયમાં તોફાન જગાવી તેમને પ્રિયાઓને ભેટવાને આતુર બનાવી રહ્યો હતો. તે વખતે સ્વાભાવિક સૌંદર્યની લીલાઓ પ્રગટ થવાથી નગરજનની સાથે રાજા ઉદ્યાનમાં રમવાને ગયા. એટલે શિતળ પવનથી પ્રેરાયેલા તરૂવરો નમી નમીને વનમાં આવતા રાજાને અભિવંદન કરવા લાગ્યા.

રાજા ઉદ્યાનમાં વસંતઋતુનો લાભ લેવાને ગયા, એટલે અગડ-

દસ પણ શણગાર સજી પ્રિયા મંજરીને રથમાં બેસાડીને પોતાના પરિવાર સાથે વનમાં ખેલવાને ગયો. એમ સર્વે નગરના સુખી જનો વનની લીલાને પોતાની લીલાથી શોભાવવા ગયા; પણ કમલસેના, સુલસા, દિયર ને દેરાણીઓ ભોજાઈની ભક્તિ નિમિત્તે ન ગયા. કમલસેના અણમાનીતી હોવાથી ન ગઈ, તે જોઇને એના સંબંધી જનો પણ ઘેર રહ્યા. દેરાણીએ જેઠાણીને પૂછ્યું "ભાભીજી ! આ વાત કેમ વિપરીત બની ? તમે ભુવનપાલ રાજાનાં નંદિની છતાં એક દિવસ પણ તમારો વારો નહિ અને આ મંજરી કોણ જાતિની છે કે રાત દિવસ જેઠજી એને જોઇનેજ મુંઝાઇ ગયા છે–એને આધીન થઇ ગયા છે ? આ તો નવાઇ જેવું છે. "

"રાજાને ગમી તે રાણી ! પ્રિતમનું મન એનામાં માન્યું ! મારાથી અધિક એ ગુણવાન છે ! ઉત્તમ વણિક જાતિ છે." આ પ્રમાણે કમલા બોલતી હતી તે સમયે કુંવરના ભોગની સામગ્રીઓ દાસી લઇ જતી હતી તે જોઇને તે દાસીને તેણે કહ્યું–" દાસી ! મારા પિયુને કહેજે કે એક નગરમાં ધોબીને ઘેર રાસભ હતો, તે રાત્રીએ પોતાના ધણીને કહેતો હતો કે રાજાને કહો એ એક દિવસ મારી ઉપર પરિયાણ કરે. નિશિચર એવા રાજાએ તે વાત સાંભળીને રજકને તેડાવ્યો અને તેનું કારણ પૂછ્યું, ત્યારે ધોબીએ કહ્યું–સ્વામી ! એને કોઇ વ્યંતરે છળ્યો છે, માટે તે એમ બોલે છે. પછી રાજા રાત્રે તેને લાવીને જળથી ન્હવરાવી શણગાર સજાવી તેની ઉપર અસ્વાર થયો. સેનાને લઇને પુર બહાર ગયો. ત્યારે તેની ચાલ, ચતુરાઈ જોઇને લોકોએ અશ્વને બહુ વખાણ્યો, પોતાની જાતિને બદલે અશ્વની પ્રશંસા થતી સાંભળીને તે ભુંકયો, જેથી રાજા ફજેત થયો. વળી કોઇ કાગડી આંબાની ડાળ ઉપર બેઠી હતી, તેને જોઇને કોયલના વ્રતધારી જનો તેની પૂજા કરવા લાગ્યા, એટલામાં તેનાં વચન સાંભળીને શોક કરવા લાગ્યા. બળવાન પુરૂષો પણ મોહવશે ઠગાય છે, માટે રખે બાગમાં કાંઇ નવા જુની ન થાય. " કમળાએ દાસીને જેવો સંદેશો કહ્યો તેવો દાસીએ વનમાં જઇને યુવરાજને કહી સંભળાવ્યો; પણ પ્રેમના મોજામાં ગુલતાન થયેલા યુવરાજને એ સંદેશાની બોટીજ પરવા હતી. અહીં તો પ્રિયાના રંગરાગમાં

પુરૂષો મસ્ત બની ગયા હતા. અનેક રીતે આનંદ લઈ રહ્યા હતા. કોઈ વસંતના આગમનનાં મંગળગીત ગાઇ રહ્યા હતા. કોઇ પ્રિયાના કંઠમાં ફુલની માળાઓ પહેરાવી વિનોદ કરી રહ્યા હતા. કોઈ મદિરાપાન કરી નૃત્ય કરી રહ્યા હતા. કોઈ પ્રિયાનો હાથ લઇને કંસતાળ બજાવતા ગમત કરી રહ્યા હતા. કોઈ સ્ત્રી પુરૂષો કેળનાં ઘર કરીને પ્રેમની મસ્તી રમી રહ્યા હતા, કોઇ ચોપાટ ખેલી રહ્યા હતા, કોઇ પોતાની પ્રિયાને હિંડોળે બેસારી તેને ઝુલાવી રહ્યા હતા, તો કોઈ પ્રિયાને ખોળે બેસાડી પોતે ઝુલી રહ્યા હતા. એવી રીતે કુદરતી ખીલેલા આ સૌંદર્યવનમાં અનેક પ્રકારની લીલાઓ અત્યારે ભજવાઇ રહી હતી.

તે સમયે યુવરાજ કુસુમવનમાં તરૂવર ડાળે હિંડોળો બાંધી મંજરીને ખોળામાં ધરી નવનવીન નાટક જોતો ઝુલી રહ્યો હતો. જેમ કમલાની સાથે કૃષ્ણ રમે તેમ મંજરી સાથે રમીને પછી સરોવરે જઇ સરોવરમાં જળક્રીડા કરી. એવી રીતે અનેક લીલાઓ કરતાં સવિતાપતિ અસ્ત થયો અને લોકો નગરમાં જવા લાગ્યા. સંધ્યા સમય થતાં તો રાજા સહિત નરનારીઓ પોતપોતાને ઘેર ગયા. તે સમયે મંજરીએ લાડ કરતાં કહ્યું “ સ્વામી ! આ કેવી રમવા જેવી રાત્રી છે, પરિવારને ઘેર મોકલો ને આપણે બે જણ પ્રભાતે મંદિરે જશું. ” પ્રિયાના એ પ્રેમગર્ભિત વચનો સાંભળીને યુવરાજે પરિવારને વિદાય કર્યો.

રાજકુમારે તરૂવરની તળે રથને સ્થાપ્યો. પછી સંધ્યા સમયે બન્ને એક બીજાના ગળે હાથ નાંખીને વનમાં ફરવા લાગ્યા. એ પ્રેમના ઉડતા પંખીડા રમવા લાગ્યા. ચરણતળમાં ઝાંઝરની ઘુઘરીઓ મનોહર શબ્દ કરી રહી હતી, મુખે તંબોળ ચવાઇ રહ્યા હતા. વનના સુગંધમય પવનનો સ્પર્શ લેતાં આ વનવિહારી યુગલની ચાર ઘડી રાત્રી પસાર થઈ. પછી શ્રમથી થાકેલા તે બન્ને રથમાં આવીને એક બીજાની ભુજલતામાં આલિંગન આપીને સુખભર પોઢી ગયા. શ્રમથી થાકેલા તે નિદ્રાવશ થઈ ગયા.

સંસારમાં મોહના બંધનને ધિક્કાર છે કે જેથી સમર્થ પ્રાણીઓ પણ તેની પાસે રાંક બની જાય છે. તપ જપ બધું દૂર જતું

રહે છે. રાગરૂપી નદીના ઉંડા પ્રવાહમાં જે પડ્યા તે ડુબ્યાજ સમજવા. અરે તેઓ શોધ્યા પણ જડતા નથી. એજ રાગે કરીને રાવણ સીતાનું હરણ કરી દુર્દશાને પામ્યો, એથી દુર્યોધન દ્રૌપદીમાં લોભાઇ રે હવાલે મરણ પામ્યો. બ્રહ્મદત્ત ચારૂમતી, ચારૂમતી કરતો સાતમી નારકીએ ગયો.

પ્રહર રાત્રી વીત્યે છતે મંજરીનો એક હાથ રથની બહાર લટકતો હતો. ત્યાં રહેલો એક સર્પ તે હાથ ઉપર ડસ્યો. તેથી એકદમ ઉંઘમાંથી જાગૃત થઇને તેણે ચીસ પાડી. "હા ! હા ! મને ભુજંગે ડસી." એમ બોલતી સહસા મૂર્ચ્છા પામી ગઈ. તરતજ કુંવર જાગ્યો અને રથની હેઠે શીઘ્ર ઉતર્યો; તો રાત્રીના ગાઢ અંધકારમાં જેના મસ્તકે મણિ રહેલી છે એવો ફણીધર દીઠો. હવે પોતાની પ્રિયાને મૂર્ચ્છિત જોઇને દુ:ખથી કુંવર પણ મુર્ચ્છા પામ્યો. વાઘને દેખીને છાગના જેવા હાલ થાય તેવી સ્થિતિ યુવરાજની થઈ. એ મંદ પવનની શિતળ લહરીથી કુંવરની મૂર્ચ્છા વળી, પણ પ્રિયાની મૂર્ચ્છા ન વળી, ઘણા ઉપચાર કર્યા, મંત્ર તંત્રાદિ પ્રયોગ અજમાવ્યા, પણ કાંઈ અસર થઈ નહિ. મૃતક સમી તેણીની અચેત એવી નાસિકાઓ શ્વાસોશ્વાસ પણ લેતી નહોતી, તેથી તેને ખોળામાં બેસાડી કુમાર મોહમુગ્ધ બનીને રૂદન કરવા લાગ્યો. જેમ કોઇ વિરહિણી નારી પતિને સંભારતી કરૂણસ્વરે રૂદન કરે તેવી સ્થિતિ યુવરાજની થઇ હતી. પ્રિયાના મોહમાં અત્યારે એની શુદ્ધબુદ્ધ ગુમ થઇ ગઇ હતી.

## પ્રકરણ ૪૨ મું.

### 'અમૃતમાં ઝેર.'

"રહી મીઠાશ ના આજે, હવે આ આંસુમાં એ છે;
હૃદયને ચીરવાને એ, રહ્યો ના વખ્ત મીઠો તે."

"હા ! હા ! પ્રાણપ્રિયા તું ક્યાં ગઇ ? અરે ! વનવગડ માં મને એકલો રખડતો મૂકીને તું ચાલી ગઇ. હા ! ક્રૂર દૈવ તેં આ શું કર્યું ? આ વિશાળ રાજ્યભોગ હવે તારા વગર શું કામના ? હે લક્ષ્મી-કમળાસમી સુંદર ! હે ચંદ્રમુખી ! તારા વચનામૃતનું પાન

કરાવ. એકવાર બોલ! અરે તારા દક્ષ એવાં નેત્ર કટાક્ષ એક વાર ફરકાવ! હે ગજગામિની! હે હંસગામિની! શું મારી સાથે રીસાઈ છો? અરે જો તું ઉત્તર ન આપે તો હવે મારા જીવિતવ્યને ધિક્કાર છે! હે મૂઢ હૃદય! પ્રિયા દીર્ઘ પંથે ચાલી છતાં તું કેમ ફુટી જતું નથી. અથવા તો અધિક વિલાપ કરવાથી શું? પ્રિયાની સાથે કાષ્ટમાં બળી મરવું, જેથી દુઃખ ને કલેશ શાંત થશે. મૃત્યુના એ અંતિમ આમંત્રણથી આત્માને આરામ થશે." એમ ચિંતવીને કાષ્ટ એકઠાં કરીને ચિતા તૈયાર કરી. તેમાં પ્રિયાને સુવાડી વનદેવને પ્રાર્થના કરવા લાગ્યો.

"હે વનદેવતા! પરભવમાં પણ અમે બન્ને સ્ત્રી ભરથાર થજો." એમ કહી હાથમાં અગ્નિ લઇ તેને પ્રગટાવીને જેવો ચિતામાં પ્રવેશ કરે છે, તેવામાં આકાશમાંથી બે વિદ્યાધર ઉતરી આવ્યા. "અરે ધીર પુરૂષ! કાયર પુરૂષને યોગ્ય આ શું સાહસ કરે છે? સાંભળ! આ ભરતક્ષેત્રને બે ભાગ કરીને મધ્યમાં પડેલા વૈતાઢચ પર્વતના રથનુપુર નગરમાં રહેનારા અમે વિદ્યાધર છીએ, સમેતશિખરની યાત્રા કરી આ વનમાં થઇને અમે જતા હતા, એવામાં તારૂં આ સાહસ કૃત્ય દેખીને અમે તને નિવારવા આવ્યા છીએ. કયા દુઃખે તું અવિવેકીને યોગ્ય આવું અકાળે મરણ વાંછે છે? મહાનુભાવ! સત્ય વાત કહે."

આકસ્મિક આવીને અટકાયત કરનારા એ વિદ્યાધરનાં અમૃતમય વચન સાંભળીને કુંવરે ટુંકમાં પોતાનું વૃત્તાંત કહી બતાવ્યું અને મરણ પામેલી પોતાની પ્રિયા બતાવી. એટલે વિદ્યાધરે વિદ્યાથી મંત્રીને જળ છાંટયું કે તરતજ નયનોને નચાવતી મંજરી બેઠી થઈ ગઈ. "સ્વામિન્! આ શું? આપણે ક્યાં છીએ? દેવસમા આ બે ઉત્તમ પુરૂષો કોણ છે?" મંજરીએ મૃદુતાથી કહ્યું. મંજરીને સજીવન જોઇને કુમાર આશ્ચર્ય પામ્યો. સર્વ ખુલાસો કહીને તે બન્ને જણનો ઉપકાર માન્યો. "હે મહાનુભાવો! પરોપકારમાં રસિક એવા તમોને ધન્ય છે. મારા પુણ્યોદયે તમે અહીં પધારીને મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. તમારા સમા ઉત્તમ જનનાં દર્શન માણસને પૂર્વ પુણ્યના ઉદયેજ થાય છે, જેમ મારવાડના લોકોને સુરતરૂની શિતલ છાયા દુર્લભ હોય છે તેમ. જગતમાં તમારા સરખા રત્નોથીજ પૃથ્વી

રત્નગર્ભા કહેવાય છે, જેથી તમારા પધારવાથી આજે મારા સકળ મનોરથ સિદ્ધ થયા. ”

“ ભાઇ ! એમાં અમે કાંઈ ઉપકાર કર્યો નથી. ખેડુતં પોતાના સ્વાર્થને માટે ખેતી કરે છે, છતાં કુદરતીજ પશુપક્ષીઓનો તેમાં નિભાવ થાય છે. ” એમ કહી તેઓ આકાશમાર્ગે ચાલ્યા ગયા.

વિદ્યાધરોના ગમન પછી કુંવરે પ્રિયાને ઉઠાડી. મંજરી સ્વામીને ખભે હાથ મૂકી મંદમંદ ગતિએ ગમન કરતી ગાઢ અંધકારમાં કામદેવને મંદિરે ગઇ. ત્યાં કુંવરે તેણીને પોતાનું વસ્ત્ર બિછાવીને સુવરાવી. મધ્ય રાત્રી વીતી ગયેલી હોવાથી ઠંડીએ પોતાનો પ્રભાવ ત્રીજે પ્રહરે જમાવ્યો, જેથી મંજરીને ઠંડ લાગવા માંડી. “ નાથ ! ઠંડી લાગે છે. ” મંજરીએ કહ્યું.

કુંવર મંજરીને ત્યાં સુવાડીને વનમાં ગયો, અરણીનાં લાકડાં-માંથી અગ્નિ ઉત્પન્ન કર્યો. આજુબાજુથી કાષ્ટ એકઠાં કરીને કાષ્ટની ભારી લઇ અતિવેગથી પ્રિયા પાસે કામદેવને મંદિરે આવવાને નીકળ્યો. તો દૂરથી મંદિરમાં દીપક દેખાયો ને તરત બુઝાયો. કુમાર મંદિરમાં આવી પ્રિયાને કહેવા લાગ્યો કે—“ પ્રિયા ! અહીં પ્રકાશ ક્યાંથી ? ”

“ પ્રકાશ અને તે વળી મંદિરમાં ? આશ્ચર્ય ! ” મંદ મંદ શબ્દે મંજરી બોલી. એ શબ્દોમાં રહેલી દંભતા મોહાંધ મનુષ્યના મગજમાં ક્યાંથી ઉતરે ? રાગી પુરૂષ દોષને ન જ જોઇ શકે એવો સામાન્ય નિયમ છે.

“ હા, પ્રિયા ! અહીં કોઈ આવ્યું હતું ? ”

“ આવા ઘોર અંધકારમાં અહીં કોણ આવે ? મને લાગે છે કે તમે અગ્નિ લઇને આવતા હશો, તેની જ્યોત મંદિરની ઉજ્વળ ભીંતમાં પડવાથી તમને ઉદ્યોત જણાયો હશે, બાકી અહીં તો કોઇએ દીપક પ્રગટાવ્યો નથી.” મંજરીના આ દંભથી પરિપૂર્ણ શબ્દો કુંવરને સત્ય લાગ્યા.

કરાવ. એકવાર બોલ! અરે તારા દક્ષ એવાં નેત્ર કટાક્ષ એક વાર ફરકાવ! હે ગજગામિની! હે હંસગામિની! શું મારીસાથે રીસાઈ છો? અરે જો તું ઉત્તર ન આપે તો હવે મારા જીવિતવ્યને ધિક્કાર છે! હે મૂઢ હૃદય! પ્રિયા દીર્ઘ પંથે ચાલી છતાં તું કેમ ફુટી જતું નથી. અથવા તો અધિક વિલાપ કરવાથી શું? પ્રિયાની સાથે કાષ્ટમાં બળી મરવું, જેથી દુઃખ ને કલેશ શાંત થશે. મૃત્યુના એ અંતિમ આમંત્રણથી આત્માને આરામ થશે." એમ ચિંતવીને કાષ્ટ એકઠા કરીને ચિતા તૈયાર કરી. તેમાં પ્રિયાને સુવાડી વનદેવને પ્રાર્થના કરવા લાગ્યો.

"હે વનદેવતા! પરભવમાં પણ અમે બન્ને સ્ત્રી ભરથાર થજો" એમ કહી હાથમાં અગ્નિ લઇ તેને પ્રગટાવીને જેવો ચિતામાં પ્રવેશ કરે છે, તેવામાં આકાશમાંથી બે વિદ્યાધર ઉતરી આવ્યા. "અરે ધીર પુરૂષ! કાયર પુરૂષને યોગ્ય આ શું સાહસ કરે છે? સાંભળ! આ ભરતક્ષેત્રને બે ભાગ કરીને મધ્યમાં પડેલા વૈતાઢ્ય પર્વતના રથનુપુર નગરમાં રહેનારા અમે વિદ્યાધર છીએ, સમેતશિખરની યાત્રા કરી આ વનમાં થઇને અમે જતા હતા, એવામાં તારૂં આ સાહસ કૃત્ય દેખીને અમે તને નિવારવા આવ્યા છીએ. કયા દુઃખે તું અવિવેકીને યોગ્ય આવું અકાળે મરણ વાછે છે? મહાનુભાવ! સત્ય વાત કહે."

આકસ્મિક આવીને અટકાયત કરનારા એ વિદ્યાધરનાં અમૃતમય વચન સાંભળીને કુંવરે ટુંકમાં પોતાનું વૃત્તાંત કહી બતાવ્યું અને મરણ પામેલી પોતાની પ્રિયા બતાવી. એટલે વિદ્યાધરે વિદ્યાથી મંત્રીને જળ છાટયું કે તરતજ નયનોને નચાવતી મંજરી બેઠી થઈ ગઈ. "સ્વામિન્! આ શુ? આપણે ક્યા છીએ? દેવસમા આ બે ઉત્તમ પુરૂષો કોણ છે?" મંજરીએ મૃદુતાથી કહ્યું. મંજરીને સજીવન જોઇને કુમાર આશ્ચર્ય પામ્યો સર્વ ખુલાસો કહીને તે બન્ને જણનો ઉપકાર માન્યો. "હે મહાનુભાવો! પરોપકારમાં રસિક એવા તમોને ધન્ય છે. મારા પુણ્યોદયે તમે અહીં પધારીને મારી ઉપર મોટો ઉપકાર કર્યો છે. તમારા સમા ઉત્તમ જનનાં દર્શન માણસને પૂર્વ પુણ્યના ઉદયેજ થાય છે, જેમ મારવાડના લોકોને સુરતરૂની શિતળ છાયા દુર્લભ હોય છે તેમ. જગતમાં તમારા સરખા રત્નોથીજ પૃથ્વી

**ભાવાર્થ**—"હે પ્રિયે ! કમળોની એ આલ્હાદજનક પરાગ પ્રસરી રહી છે, તરૂવર ઉપર રહેલા કુકડા શબ્દ કરીને જગતને જાગૃત કરી રહ્યા છે, સૂર્યનારાયણ પણ ઉદયવંત થઇને મેરૂપર્વતનાં શિખરને પવિત્ર કરી રહ્યો છે, એવી રીતે હે સુનયને ! રજની વહી ગઇ છે ને પ્રભાત થયું છે, માટે;જાગ ! જાગ ! ૧."

"પ્રાણેશ્વરી ! મૃગલાંઓ ચારો ચરવાને જો કેવાં દોડાદોડી કરી રહ્યાં છે? પંખીઓ કણ શોધવાને કિલ કિલ શબ્દ કરતાં ગગનમાં કેવા વિહાર કરી રહ્યાં છે–નૃત્ય કરી રહ્યાં છે ? ઠંડ દૂર થઇને માર્ગ પણ અત્યારે ઠીક થયો છે, માટે હે સુવદને ! જાગ ! જાગ ! રજની જતી રહી છે ને પ્રાતઃકાળ થયો છે. ૨."

મંજરી જાગૃત થઇ. મુખશુદ્ધિ કરીને રથમાં બેઠી. યુવરાજ પણ સુભટોએ પરવરેલો નગરમાં આવ્યો. તાતને નમીને માતાના ચરણમાં નમવાને આવ્યો. ત્યારે માતાએ કહ્યું—"દીકરા ! જે જનો એક આંખે જુએ છે, એક હાથે કામ કરે છે અને એક પગે ચાલે છે તે જગતમાં કોઇ પ્રસંગે અપમાનિત થાય છે. તું પટ્ટરાણીમાં રક્ત થઇને કમલસેનાને વિસારી દે છે તે સારૂં નથી. હવે તને ઠીક લાગે તેમ કર. કમલા પણ તારી પત્ની છે. બન્ને તરફ તારે સમાન દૃષ્ટિથી જોવું જોઇએ, કે જેથી વિધિની–નજરમાં તારૂં કાર્ય અન્યાયયુક્ત ગણાય નહીં." માતાએ ગર્ભિત શબ્દોમાં કેટલીક પુત્રને શિક્ષા આપી, તે સાંભળી કુંવર પોતાના મંદિરમાં ગયો.



# પ્રકરણ ૪૩ મું.

## કમલસેના.

સોરઠો.

"સાગર સુખ ન હોય, રાતદિવસ હીલોળતો;
હાલક લોલક હોય, હૈયે હમારે હે સખે !"

"લોકો પ્રભુને ભજે છે. પ્રભુ તો સાત રાજલોક ઉંચા મુક્તિ-

પુરીમાં ગયા છે-શિવવધુને વર્યા છે; છતાં એટલે દૂર રહેલા પ્રભુની સેવા ભજનારને ફળદાતા થાય છે. મનુષ્યો દેવનાનું આરાધન કરે છે. દેવો તો પોતાના સ્વર્ગીય વિલાસોમાં મશગુલ છે, છતાં એ આરાધના કરનારને એટલે દૂરથી પણ આવીને દર્શન આપે છે-તેનાં કષ્ટ કાપે છે. અત્યારે હું મોહવશે પતિને ભજું છું. તેમને વિયોગે નિરંતર તેમની આ પ્રતિકૃતિનું અવલંબન લઈ તેનું પૂજન કરૂં છું. એ પતિ બીજીને ભજે છે. સંસારનું કેવું નાટક છે ? કમળ ભ્રમરને ચાહે છે, ભ્રમર બીજાજ પુષ્પોની પરાગમાં મસ્ત રહે છે. કેવી સુંદર પ્રતિકૃતિ છે ? મારા આત્માનું જીવન, મારા જીવનનો આધાર અત્યારે તો માત્ર આ નિર્જીવ ચિત્રમાં રહેલો આકાર છે. વિધિની ઇચ્છા હશે તો એ ભકિતનું ફળ કોઇ દિવસ જરૂર પ્રાપ્ત થશે, મનના એ કોડ પૂરા થશે. અત્યારે તો પતિ નજીક છતાં મારે તો સેંકડો ગાઉ દૂર છે. ધીરજથી સર્વે દુઃખો સહન કરતાં સારૂં થાય છે. અંજનાને બાવીશ વર્ષ પછી પણ સ્વામીનો મેળાપ નહોતો થયો ? રામવડે તજાયેલા મહાસતી સીતા પાછાં શું રામને ન મેળવી શકયાં ? સંસારમાં તો એ બધી ભાગ્યની રમતો છે." પહોર દિવસ ચઢી ગયો છે, તે વખતે પોતાના મહાલયની ઉદ્યાનમાં પડતી બારી આગળ ઉભી ઉભી એક નવયૌવના પોતાના નાજુક હાથમાં રહેલા એક રમણીય ચિત્રને જોતી ને વિચાર કરતી બારીમાંથી બગીચા તરફ કુદરતનું સૌંદર્ય ઉદાસ ચહેરે નિરખી રહી છે. લક્ષ્મી, વૈભવ, ઠકુરાઈ, દાસ, દાસી, સખીવર્ગ વગેરે સર્વે તેને અનુકૂળ હતું. આશ્ચર્યજનક એવી સુખ સમૃદ્ધિ છતાં એ સુંદરીનું હૃદય ઉદાસ હતું. ભાગ્યવતી છતાં તેના ભાગ્યમાં થોડીક ખામી હતી તે રાજતનયા હતી, રાજકુંવર-યુવરાજની પત્ની હતી, માતા પિતાની લાડકી અને સાસુ-સસરાની માનીતી હતી, છતાં તે પતિની તો અણમાનીતીજ હતી.

પોતાના વિશાળ મહેલની બારી આગળ ઉભેલી સરળ સ્વભાવી નવયૌવના તે અગડદત્ત યુવરાજની પ્રાણપ્રિયા, રાજતનયા-કમલસેના હતી. પોતાના સ્વામી અન્ય પત્નિમાં આસકત થયેલા હોવાથી આજ તે કેટલાય સમયથી પતિદર્શનથી પણ વંચિત હતી. તે પતિની છબીનું અવલંબન લઈને ઉદાસ ભાવે તેની સેવા, ભક્તિ, પૂજન

કરી પોતાનો સમય વ્યતિત કરતી હતી. અત્યારે પણ પતિનીજ છબી હાથમાં રાખીને તેની આંખો સાથે આંખો મિલાવી એ અંતરના ઉંડાણમાં રહેલી ઉર્મિઓ આગ એકાંતમાં બહાર ઠલવતી હતી. "આહા ! આજે સ્વપ્નું પણ કેવું મનોહર આવ્યું અને તે પણ પ્રભાત સમયે ! જાણે હું રીસાઇ છું, સ્વામી મને મનાવી રહ્યા છે, કાકલુદી કરી રહ્યા છે, છતાંએ હું માનતી નથી, ત્યારે તે પોતે રીસાય છે ! વળી હું તેમને મનાવું છું ! સુગંધમય પુષ્પની માળા તેમના કંઠમાં પહેરાવું છું. અમે એ હાસ્ય કરતાં એક બીજાને બાઝી પડીએ છીએ, ત્યાં તો આંખ ઉઘડી ગઇ. ઉઠીને જોઉં છું તો કયાં પતિ ને કયાં હું ? સૂર્યનો ઉદય થઇ ગયો હતો. લોકો કહે છે-શાસ્ત્ર કહે છે કે સવારનાં સ્વપ્નાં સાચાં પડે છે. ત્યારે શું આજે મને પતિનો મેળાપ થશે ? કેવી અસંભવિત વાત ? એ શું બની શકે તેમ છે ? હાં ! આ શું ! મારૂં વામ-ડાબું અંગ સ્ફુરે છે. સ્ત્રીઓને માટે ડાબું અંગ ફરકે તો શુભકારક છે. ખચીત આજે કંઇક શુભ દિવસ તો છે. પણ એમાં મારે શું ! પતિ તો અત્યારે મંજરીના પ્રેમમાં મશગુલ હશે. ખરે ! એ મંજરી એકજ ભાગ્યવતી છે, સ્વામીના સુખને માટે વિધિએ એનેજ સરજી છે." એ અરસામાં યુવરાજ માતાને નમીને માતાની શિખામણનું સ્મરણ કરતો કમલસેનાને મંદિરે આવ્યો. યુવરાજનું આગમન થતાં દાસી તેની સ્વામીનીને ખબર કરવા દોડી, પણ તેને એકદમ અટકાવી પોતેજ તે કેવી સ્થિતિમાં છે ? શું કરે છે ? તે જોવાને એકદમ માળ ઉપર ચડી ગયો. તો પૂર્વવત્ હૈયાની ઉર્મિઓને ઠાલવતી અને છબી સાથે એક ચિત્તે વાતો કરતી, સાદાં વસ્ત્રમાં વિભૂષિત, સુંદર છતાં જેનું ચંદ્રવદન ઉદાસ ભાવથી કિંચિત્ ગ્લાનિ પામ્યું છે એવી પ્રિયાને હાથમાં ચિત્ર લઇને બારી આગળ ઉભેલી દીઠી. "આહા ! એના હાથમાં કોની છબી છે ? એ શું બોલે છે ?" એમ વિચારી પ્રચ્છન્નપણે તેના મનોભાવ સાંભળતો કુંવર ઉભો રહ્યો. ઠલવાતા એ હૃદયના ઉભરા તેના શ્રવણે અથડાયા. રમણી શું જાણે કે કોઇ વ્યકિત પ્રચ્છન્નપણે તેની વાતો સાંભળે છે. એ દયાને ઉત્પન્ન કરતું, શાંત ભાવભર્યું કમનીય ચંદ્રવદન જોઈ યુવરાજના અંતરમાં માનની લાગણી ફિટ્ટી. "મારા વિયોગે એ

મારી છબીની સેવાપૂજા કરે છે. કેવો સરળ સ્વભાવ! પતિને પ્રભુ તરીકે માનનારી આદર્શરૂપ આર્યરમણી! તને ધન્ય છે! તારા જેવી પતિવ્રતા સુંદરીઓથીજ ભારત ગર્વભર્યું છે. માતાપિતાને તું કેવી લાડકી હતી? મેં મૂર્ખે તારો હાથ ઝાલી તને દુઃખમાં હડસેલી, તારી સારસંભાળ મેં કાંઇપણ ન લીધી, એ મારી બેવકુફાઇ કુદરત કેમ સહન કરશે?" ધીમે ડગલે તે કમલસેનાની પછવાડે આવીને ઉભો રહ્યો. કમલસેના ઉદ્યાન તરફ ઉભી ઉભી એકીટસે છબીમાં જોઇ રહી હતી. છેવટે તેણે તેમાંથી મુખ કાઢી દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો, ત્યાં તો તેની આંખો યુવરાજ ઉપર પડી, તે ચમકી. અંતરમાં કંઇ કંઇ ઉર્મિ પસાર થઇ ગઇ. બન્ને એક બીજા સામે જોઈ રહ્યાં, પણ કોઇ બોલી શકયું નહિ. જાણે પરણ્યાની પહેલીજ ઘડી ન હોય તેમ થઈ ગયું; કેમકે આજે ઘણે સમયે તેઓ મળ્યાં હતાં. સંયોગની વચમાં ઘણા મહિનાનાં વ્હાણાં તેમના વચ્ચે વહી ગયાં હતાં. "કમલા! કમલા!" યુવરાજે કહ્યું.

"નાથ! પ્રાણ!" કમલસેનાએ તુટક તુટક શબ્દો ઉચ્ચાર્યા.

"વ્હાલી! મેં એકમાં લલચાઇ બીજીને તજી દીધી એ કાંઇ સારૂં કર્યું નહિ, તેની તું મને માફી આપશે કે?"

"પ્રાણનાથ! એમાં આપનો દોષ શું? એ સર્વ મારા પૂર્વ કર્મની પ્રબળતા છે. એથી અધિક બીજું શું છે?" કમલસેનાએ ભાવભર્યા શબ્દોવડે કહ્યું.

"ખચીત હું તારો ગુન્હેગાર છું! એ મારી ભૂલ ઘણે કાળે પણ આજે હું જોઇ શકયો.છું." યુવરાજે જણાવ્યું.

"પ્રભુ! હવે જણાય છે કે આજે મારૂં ભાગ્ય જાગૃત થયું. આવું જ્ઞાન કોના કહેવાથી થયું?" રમણીએ પૂછયું.

"માતાના! જે અનન્ય મનથી તારા ઉપર પણ ઘણું હેત રાખે છે તેમના કહેવાથી જ્ઞાન થયું છે." તેણે કહ્યું.

"તો આજે મારે સોનાના સુરજ ઉગ્યા! અમીભર્યા મેઘ વરસ્યા!" સુંદરીએ ઉપકાર માન્યો. "સ્વામિન્! ઘણે દિવસે આજ આ દાસીને યાદ કરી!"

" બરાબર છે ! ઘણે.દિવસે પણ આજે મારી આંખ ઉઘડી છે. જેટલો એનો હક છે તેટલોજ તારો હક છે, છતાં તારા એ હકને મેં રદ કર્યો એ શું વાસ્તવિક છે ? આજથી સમજ કે મારે તું અને તે બન્ને સમાન છો. " યુવરાજે પોતાના આગમનનો હેતુ સ્પષ્ટ કહી બતાવ્યો.

" એ વિચારો આપના કાયમ રહે એવી હું પ્રભુ પાસે પ્રાર્થના કરું છું. "

" પણ આ તારા હાથમાં શું છે ? એ પૂછવુ તો હું ભૂલી જ ગયો. " કુંવરે વાતને પલટાવી તેની પાસે આવી તેનો નાજુક હાથ પકડતાં કહ્યું.

" તમારે તેનું શું કામ છે ? એ એક જાદુગર છે, એને મારે ઠપકો દેવો છે. " રમણી હસી. " જોઉં તારો જાદુગર ! " તેણીના હાથમાંથી પોતાની છબી લઈ લીધી.

" હા ! હા ! હા ! આ શું કરો છો ! એ મારો જાદુગર વળી પાછો રીસાશે તો તેને મનવવો ભારે થઇ પડશે. " કમલા બોલી.

" હવે એ જડ જાદુગરનું તારે શું પ્રયોજન છે ? આ જીવતો જાગતો જાદુગર સ્વતઃ મનાઈને તારી સેવામાં હાજર થયો છે. સમજ કે તારે આધીન થયો છે. " યુવરાજે કહ્યું.

" તો તો મારા ભાગ્યનો પાસો ફરી ગયો ! " એમ બોલતી કમલા તરૂવરને વેલડી વિંટાય તેમ રાજકુમારને વીંટાઈ ગઈ.

યુવરાજે ઘણા દિવસથી કરમાયલી એ લતાને પ્રેમરૂપ અમૃતથી સીંચી નવપલ્લવિત કરી. એ ચંદ્રવદના ઉપર છવાયલી ગ્લાનિ, ઉદાસિનતા, મુંઝવણ સર્વે નષ્ટ કરી. પ્રેમની, આનંદની, માધુર્યતાની, તેજની ને પ્રકાશની દિવ્ય જ્યોતિ પ્રિયાના અંતઃકરણમાં આબાદ ઉતારી દીધી. તે દિવસ કમલાદેવીના મંદિરમાંજ વ્યતિત કર્યો. પછી વારાફરતી બન્ને પ્રેમદાઓ સાથે સંસારસુખનો અનુભવ કરતાં યુવરાજનાં કેટલાય વર્ષો પાણીના પ્રવાહની માફક વહી ગયાં. ધર્મ, અર્થ અને કામને અબાધિતપણે સાધતો તે મનુષ્ય ઉત્તમ પૌદ્ગલિક સુખોમાં જતા કાળને પણ જાણતો ન હતો.

# પ્રકરણ ૪૪ મું.

## ભેદનો સ્ફોટ.

" માણસ કહે એ મેં કર્યું, કરનારો છે કોય;
આદર્યા અધવચ રહે, વિધિ કરે સો હોય."

પૂર્વની ઘટના બન્યા પછી પાણીના રેલના માફક ઘણા વર્ષો વ્યતિત થયા. એક દિવસે યુવરાજ રાજસભામાં બેઠેલો હતો, અમીર ઉમરાવો ને સરદારો પોતપોતાના આસને બિરાજેલા હતા, તેવે સમયે પ્રતિહારીએ યુવરાજને પ્રણામ કરી બે હાથ જોડીને અરજ કરી કે—" યુવરાજ ! ઉત્તર દિશાએથી કેટલાક સોદાગર આવ્યા છે, જે પોતાની સાથે ઉત્તમ અશ્વરત્નો લાવેલા છે. તે આપ શ્રીમાનને મળવાની ઇચ્છાએ બહાર ઉભા છે."

" આવવા દે તેમને." યુવરાજે આજ્ઞા આપી. પ્રતિહારી ચાલતો થયો.

અલ્પ સમયમાં તે સોદાગર વ્યાપારીઓ સભામાં આવ્યા, યુવરાજને પ્રણામ કરી સુખાસને બેઠા. તેમાંથી એક મુખ્ય સોદાગર બોલ્યો—" મહારાજ ! અમારી પાસે સુંદર લાક્ષણિક અનેક અશ્વો છે, તેમાં પણ એક અશ્વ તો સર્વ લક્ષણે કરીને યુક્ત પવનની માફક ગતિ કરનારો છે, આપ શ્રીમાનને તે ખચીત જોવા યોગ્ય છે. લાખ ફોજમાં પણ એ ઘોડો શોભી ઉઠે એવો છે."

" ક્યાં છે તમારા અશ્વો ?" યુવરાજે પૂછયું.

" શહેર બહાર અમારા ઉતારે આપ આવો, જુઓ અને એની પરીક્ષા કરો."

સોદાગરનાં વચન સાંભળીને કુંવર સુભટો સહિત ઉદ્યાનમાં નગર બહાર આવ્યો. એક એકથી વધે એવા અશ્વોને જોઈ કુંવર વિસ્મય પામ્યો. કેટલાકનાં રૂવાંટાં સ્નિગ્ધ અને સુક્ષ્મ હતાં, કેટલાક વક્ર કંધરાવાળા, તથા જેનું વક્ષ:સ્થળ સ્થૂલતાને પામેલું અને પુંઠ લઘુ-પૃથુ હતા. વળી કાન લઘુ અને પીઠ વિશાળ એવા, જંઘાબળે

કરીને ગગનમાં ચાલનારા–તીવ્રગતિએ ગમન કરનારા હતા. તેમજ કેટલાક ચરણના સ્પર્શમાત્રથી આકાશમાં ઉછળે એવા હતા. મુખ ઉ.ર માંસ અલ્પ છતાં ઘણા લક્ષણવંત એવા અનેક તુરંગરત્નોને જોઈ યુવરાજ ચિત્તમાં ચમત્કાર પામ્યો.

જેનું ઉંચું શરીર છે એવા એક લાક્ષણિક અશ્વ ઉપર આરૂઢ થઈને યુવરાજે તેને નગર બહાર આમ તેમ પરિપાટી દેતાં ફેરવ્યો. તેની ચાલથી સુભટોનાં મન શંકાશીલ થયાં કે 'રખે કાંઈ અનુચિત ન થઇ જાય ? ' એટલામાં તો કુંવરે ઉભો રાખવાને લગામ ખેંચી ત્યાં તો આકાશમાં ઉડે તેમ પંખીની જેમ તે અશ્વ દોડ્યો–ઉડ્યો. જેમ જેમ વધારે લગામ ખેંચે તેમ તેમ અધિક વેગથી દોડે. કોઈ રીતે તે અશ્વની ગતિ રોકાઇ શકી નહિ. ' પવનની ગતિ કોઇ રોકી શકે છે ? ' સર્વે સુભટો અશ્વને પકડવાને દોડ્યા પણ એ અશ્વની ગતિને કોણ પહોંચી શકે ? આખરે અશ્વ દેખાતો બંધ થઇ ગયો, ને થાકેલા સુભટો નિરાશ થઇને પાછા વળ્યા. નગરમાં આવીને રાજાને સમાચાર આપ્યા. અચાનક કુંવર ગુમ થવાથી રાજા મૂર્ચ્છા પામ્યો. રાણીઓને ખબર પડતાં વિલાપ કરવા લાગી. રાજાની મૂર્ચ્છા વળી એટલે તે વ્યાપારીઓને પકડીને બંધીખાને નાખ્યા. રડતે હૃદયે પુત્રની તપાસ માટે ચોતરફ અશ્વો દોડાવ્યા. કુંવરના આગમનની પ્રતીક્ષા કરતો રાજા દુ:ખમાં પોતાનો કાળ વ્યતિત કરવા લાગ્યો.

નિર્જન અરણ્યપ્રદેશમાં અશ્વ દોડે જતો હતો, તેવામાં એક મોટું વડલાનું વૃક્ષ આવ્યું, તેની ડાળ પકડીને કુંવર ઉપર ચડી ગયો એટલે તે અશ્વ પણ ત્યાં સ્થિર થઇ ગયો. ચિત્રમાં રહેલો અશ્વ જેમ ગમનાગમન કે શ્વાસોશ્વાસ લઇ શકે નહિ તેવી સ્થિતિ અશ્વની થઇ. જેમ દુષ્ટ ચેલો ગુરૂને મળવાથી સંતાપ કરનારો થાય તેવી રીતે વક્રશિક્ષિત એ અશ્વ યુવરાજને વનમાં ઉપાડી ગયો. સગાં, સંબંધી, સ્નેહી, સ્વજનથી દૂર લઇ ગયો. અશ્વની અચાનક આ સ્થિતિ જોઇ કુંવર ચિંતાતુર થયો, તેણે તેની લગામ ખેંચી પણ તે જરાય ચાલ્યો

નહિ પણ નીચે પડી ગયો. અશ્વને મરણ પામેલો જોઈ કુંવરને વિચાર થયો. 'ખચીત એ આજ પર્યંત મારેજ માટે જીવ્યો હશે.' એમ વિચારતો તે મધ્યાન્હ સમયે વનમાં ફરવા લાગ્યો. સરોવર, વનનાં તરૂવરો, લતાઓ, ચંદનવન આદિ જોતો અને તેની સુગંધી લેતો શ્રમ અને તાપની વ્યથાને તે દૂર કરતો હતો. અત્યારે સહકાર વૃક્ષની ડાળ ઉપર બેઠેલી કોકિલા આમ્રમંજરીની મીઠાશ અનુભવની આલાપ સંલાપ કરતી પોતાની મધુરી જીહ્વા બોલી રહી હતી. અગડદત્તકુમાર તે સહકાર વનની સુંદરતા જોતો આગળ ચાલ્યો, તો નજીકમાં સ્ફટિક પાષાણની પીઠિકા દીઠી તેમજ પદ્મરાગમણિએ ઘડેલું અને વિવિધ રત્નોથી જડેલું એવું જિનરાજનું રમણીય મંદિર દીઠું. જેના ઘંટનો અવાજ જાણે ઠેઠ સ્વર્ગમાં પહોંચીને અમરજનોના કાનને ચમકાવતો હોય એવો ઘોર હતો. પવનની લહેરીઓથી એ મંદિરની ધ્વજાઓ ગગનમાં નૃત્ય કરી રહી હતી, તે જાણે દિગ્વધુઓને લુંછણાં દેતી હોય તેવી રીતે શોભતી હતી. નજીક રહેલી પુષ્કરિણી—વાવમાં સ્નાન કરીને, કનકકમળ હાથમાં લઇ કુમાર પ્રભુના સુંદર પ્રાસાદમાં અતિ ઉમંગથી પેઠો. યુગાદિદેવ શ્રી આદિનાથ—ઋષભદેવને નમી વિધિએ કરીને તેમની અર્ચના કરી. પછી ભાવભક્તિથી સ્તુતિ કરવા લાગ્યો. "હે સ્વામિન્! તમે લોકાગ્રે રહ્યા છતાં ભક્તિએ કરીને અમારા હૈડામાંજ રહ્યા છો. દેવ, દાનવ અને મનુષ્યના સ્વામીઓ પણ પોતાના આત્મકલ્યાણ માટે તમને નમી રહ્યા છે, પૂજી રહ્યા છે. હે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને શક્તિવાળા! શાસ્ત્રમાં જેવા તમને વર્ણવ્યા છે તેવાજ આપ છો. એ અનંત શક્તિ ભક્તિથી કાંઇ વેગળી નથી. ક્ષાયિક ભાવે તમારી શક્તિઓ પ્રગટેલી છે ને અમારી ગુપ્ત રહેલી છે. હે ભગવન્! મારાપર પ્રસન્ન થાઓ, તમારા પ્રભાવે કરીને મારા અનંતકાળનાં પાપ દૂર થાઓ." આ પ્રમાણે ભક્તિથી ભરેલા હૃદયથી સ્તુતિ કરી તે બહાર નીકળ્યો, તો અશોક વૃક્ષની નીચે મુનિગણે કરીને યુક્ત ચાર જ્ઞાને સહિત એવા વિદ્યાચારણ 'સાહસગતિ' નામના મુનિ શિષ્યપરિવારને ઉપદેશ કરતા તેના જોવામાં આવ્યા. જંગમ તીર્થરૂપ ને કલ્પવૃક્ષ સમાન, શાંતરસરૂપી અમૃ-

સાગર એવા અને જેવું નામ તેવાજ પરિણામવાળા, સંસારના દુઃખરૂપી દવની ઝાળમાં બળતા પ્રાણીઓને શીતલ છાયા સમાન, અર્થાત્ દુઃખમાં વિસામા સરખા મુનિને દેખીને ઉલટભેર કુંવરે ત્યાં આવી તેમને વાંદ્યા. પછી ભુખ, તૃષા આદિ અંતરવેદનાને તજીને વિનય સહિત તે દેશના સાંભળવા બેઠો. ગુરૂ બોલ્યા—" હે ભવ્યો! જગતમાં દશ દૃષ્ટાંતે દોહિલો મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને ધર્મ વિના જીવો હારી જાય છે. ઉત્તમ એવો નરભવ પામીને પાપાનુબંધી પાપ, કે પાપાનુબંધી પુણ્ય ભોગવતાં પરલોકમાં રૌરવ નરકે જાય છે. ત્યાં અનંત દુઃખના ભોગવનારા થાય છે. કિંબહુના! જે માનવના અવતારમાં સદ્ગુરૂના વચન અનુસારે વર્તી યથાશકિત અથવા તો ઉગ્રશક્તિએ વ્રતને ધારણ કરે છે તે સંસારરૂપી ગહન વનને ઓળંગી શિવવધુના સુખને પામે છે. માટે હે ભવ્યજનો! જાગૃત થાઓ અને ધર્મકાર્યમાં તત્પર થાઓ." એ પ્રમાણેની દેશના સાંભળતાં કુંવરની નજર વૈરાગ્યના રંગથી રંગાયેલા છ યુવાન પુરૂષ ઉપર પડી; એટલે તેણે આશ્ચર્યથી ગુરૂને પૃછયું. " ભગવન્! આ છ સાધુઓ રૂપે રંગે સરખી આકૃતિવાળા અને વૈરાગ્યથી ભરેલા જણાય છે. તેમને તારૂણ્યાવસ્થામાં આવું દુષ્કર તપ તપવાને કેવી રીતે વૈરાગ્ય થયો? વળી આ સુંદર મંદિર અહીં કોણ ભાગ્યવંતે બંધાવ્યું છે?"

ગુરૂ બોલ્યા " મહાનુભાવ! વૈતાઢ્ય પર્વત ઉપર રહેલા રથનુપુર નગરના વિદ્યાધરેંદ્રે આ સુંદર મંદિર બનાવી ઋષભદેવ સ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી છે. હવે આ છ પુરૂષના વૈરાગ્યનું કારણ તું સાંભળ! ગગનમંડળમાં વાતો કરતો અને પોતાના ખોળામાં ગજરાજોને રમાડતો વિંધ્યાચળ પર્વત શોભી રહ્યો છે કે જ્યાં ગજરાજોના મદની સુગંધથી આકર્ષાયેલા ભ્રમરો ગુંજારવ શબ્દ કરતા પથિકોને ત્રાસ આપી રહ્યા છે, માર્ગમાં પદે પદે અણમોલ મૌક્તિકની ધારા વરસાવી રહ્યા છે. ત્યાં આગળ લુંટફાટ કરવાનો છે વ્યવસાય જેનો એવા ભિલ્લ લોકોની એક મોટી પલ્લી આવેલી છે. તેનો અધિપતિ *અર્જુન* નામે મહા બળવાન્ ભિલ્લ જગતને તૃણવત્ ગણતો રહેતો હતો. આ છ જણા તેના બાંધવો છે. પોતપોતાના કૃત્યમાં ચતુર એવા આ બાંધવો તેનેજ અનુસરનારા હતા.

એક દિવસપોતાની પ્રિયા સહિત ત્યાં કોઇ રાજપુત્ર આવ્યો. પલ્લિપતિ અર્જુન પોતાના ભિલ્લોસહિત તેને લુંટવાને ગયો, પણ નૃપપુત્ર અને તેના સુભટોએ પોતાનો હાથ બતાવ્યો એટલે ભિલ્લ લોકો તો નાશી ગયા, પણ પલ્લીપતિ અર્જુન કુંવરની સામે ધસ્યો. બન્નેનું દ્વંદ્વયુદ્ધ દીર્ઘકાળ પર્યંત ચાલ્યું, પણ ભિલ્લપતિ કુંવરને અજેય્ય જણાયો, ત્યારે રથના અગ્રભાગે કુંવરે પોતાની પ્રિયા મંજરી–શ્યામલતાને બેસાડી. લાવણ્યની પ્રતિમા જેવી તેને જોઇને અર્જુન ક્ષોભ પામ્યો, ને રણોત્સાહમાં મંદબુદ્ધિવાળો થયો. તે અવસરે તેને મર્મસ્થાનમાં તીક્ષ્ણ બાણ મારીને કુંવરે મારી નાંખ્યો ને તે વિજયી થઇ પોતાને દેશ ગયો. અલ્પ સમયમાં ગ્રામાંતર ગયેલા તેના છ ભાઈઓ ઘરે આવ્યા, તેમણે ભાઈનું મરણ જાણી સ્નાન કરી તેનું મૃતકાર્ય કર્યું; પણ તેની માતાને પુત્રમરણનું દુઃખ તીવ્ર હતું. તેણે છ ભાઇઓને બોલાવીને કહ્યું કે–" અરે નિર્લજ્જ ! તમારા ભાઈનું મરણ તમે કેમ સહન કરી શકો છો ? એના ઘાત કરનારને શોધી કોઈપણ રીતે તેને મારી વેરનો પ્રતિકાર કરો તોજ તમે મારા પુત્ર ખરા. લોકમાં તમે જોતા નથી કે પાણી ગમે તેવી અગ્નિને બુઝાવી નાંખે છે, તો એ અગ્નિનો બંધુ વડવાનળ પોતાના બંધુનું વેર શોધતો સમુદ્રના જળનું પણ શોષણ કરી નાંખે છે. જે મિત્રનો ઉપકાર કરવાને શક્તિમાન નથી અને શત્રુ ઉપર અપકાર કરવાને સમર્થ નથી તે જીવતાં છતાં પણ અપયશને પામે છે. " જનનીનાં આવાં જુસ્સાભરેલાં વચનો સાંભળીને તેમણે પ્રતિજ્ઞા કરી કે " અમે શત્રુનો નાશ કરશું ત્યારેજ ઘરે આવશું." પ્રતિજ્ઞા કરીને તેઓ રથના અનુસારે એની નગરીએ ગયા અને દુષ્ટ વ્યંતર જેમ નગરમાં પ્રવેશ કરવાનાં છિદ્ર જુએ તેમ કુંવરને મારવા માટે તેનાં છિદ્ર શોધવા લાગ્યા.

વસંતઋતુના એક દિવસે પત્ની સહિત કુસુમોદ્યાનમાં કુંવર વિહાર કરવાને ગયો. રાત્રીને વિષે પણ પોતાના પરિવારને વિદાય કરીને કુંવર પત્નીના કહેવાથી વનમાં રહ્યો. મધ્યનિશા સમયે નિદ્રિત પ્રિયાને સર્પદંશ થવાથી તેણીને મૂર્ચ્છા આવી. કુંવર જાગૃત થઇ વિલાપ કરવા લાગ્યો, કાષ્ટની ચિતા ખડકી અને તેની સાથે બળી મર-

વાને તૈયાર થયો, તે સમયે તેની બાળચેષ્ટા ત્યાં થઈને ગગનમાં જતા બે વિદ્યાધરોના જોવામાં આવી, જેથી તેમણે મંત્રના બળે કરીને મંજરી–શ્યામલતાને જીવતી કરી ને વિદાય થયા. પછી કુંવર તેને લઈને કામદેવના મંદિરમાં આવ્યો."

મુનિનાં વચન સાંભળીને કુમારે કહ્યું. "ભગવન્! તે કુંવર હું પોતેજ. આ સર્વે મારૂં જ વૃત્તાંત છે. પછી આગળ શું થયું ?"

"આગળ! કામદેવના મંદિરે આવી પ્રિયાને તેણે પોતાનું વસ્ત્ર પાથરીને સુવાડી; પણ પ્રિયા ઠંડથી ધ્રૂજતી હોવાથી તેણીએ કહ્યું–"સ્વામી! ઠંડી ઘણી લાગે છે! અગ્નિ લાવો."

પ્રિયાનું વચન અંગીકાર કરીને તે અગ્નિ લેવાને ગયો અગ્નિ લઈને આવતાં તેણે મંદિરમાં દીપક જોયો.

કુંવર અગ્નિ લેવા ગયો તે સમયે આ છ ચોરબંધુઓ અંધકારમાં મંદિરની અંદર છુપાયેલા હતા. તેમાંથી એક જણે તે સ્ત્રીને જોવાને માટે દીપક પ્રગટ્યો. દીપકના પ્રકાશમાં તે સ્ત્રીએ તેને જોયો, તેણે સ્ત્રીને જોઈ, બન્નેનું તારામૈત્રક થયું. મંજરી ચોરને જોઇ મોહ પામી. ઉઠીને તેને બાઝી પડી. "આજથી તુંજ મારો સ્વામી, તારા સૌંદર્યમાં હું દીવાની બની છું. તું કોણ છે તે કહે. રાજકુંવરની સાથે વિલાસ કરતાં મારો જન્મ અફળ ગયો છે, માટે તું મારી પ્રાર્થના ભંગ કરીશ નહિ."

તેણીનાં વચન સાંભળીને તે ચોરે કહ્યું. "તારા ધણીએ અમારા વડીલ બંધુનો નાશ કર્યો છે. આજે તારા સ્વામીને મારી અમારા બંધુનું વેર લઈ પછી તને ગ્રહણ કરશું."

પછી તે રમણીએ કહ્યું "આહા! ઘણુંજ ઉત્તમ! એથી વિશેષ બીજું શું ઉત્તમ હોય? તમારી એ ઇચ્છા પરિપૂર્ણ થાઓ. હું પોતેજ તેને હણીને તમને સુખરૂપ થઇશ." એવી રીતે આશ્વાસન આપીને તે સ્ત્રીએ તેમને પ્રચ્છન્ન રાખ્યા; એટલામાં પતિને અગ્નિ લઈને આવતાં જોયો, એટલે દીપક બુઝવી પોતે સુઈ ગઇ. પતિએ આવીને પૂછ્યું તો તેણીએ કહ્યું કે "તમારી અગ્નિનું પ્રતિબિંબ પડવાથી તમને દીપક જણાયો હશે." રાગાંધ પતિએ તે વાત સત્ય માની.

પછી પ્રિયાના હાથમા ખડગ આપીને તે અગ્નિ સળગાવવા લાગ્યો સ્ત્રી તેની ગરદન ઉપર ખડ્ગ ચલાવવાને તૈયાર થઇ તે જોઇને લઘુ તસ્કરે વિચાર્યુ—" આહા ! આ સ્ત્રી ગુલામની પેઠે કામ કરનાર પોતાના પતિને મારવાને તૈયાર થઈ, તો તે કોઇ દિવસ અમારો પણ નાશ કરશે સ્ત્રીઓની ધૃષ્ટતાને ધિક્કાર થાઓ ! કે જે આવા પોતાના સ્નેહીનો નાશ કરવાને પણ અચકાતી નથી રૂપવાન્, સૌભાગ્યવાન્, સ્નેહવાન્ એવા આ સ્વામીમાથી પ્રીતિ છોડીને વળી મારે વિષે આસકત થઇ, પણ કયો બુદ્ધિવાન્ પુરૂષ આવી નારીનો વિશ્વાસ કરે ? જેણે પોતાનુ સર્વ કંઇપણ પ્રિયાના ચરણમા અર્પેલુ છે એવા પતિને પણ સ્ત્રીઓ હણે છે વિષયની ઇચ્છાએ તુચ્છ બુદ્ધિ વાળી આ સ્ત્રી ગગનમા ચન્દ્ર સરખા આ પુરૂષને મારવાને તૈયાર થઇ પારાને સ્થિર કરી શકાય છે, ઔષધના રસોને વૈદ્યો શુદ્ધ કરી શકે છે, પ્રકપાયમાન એવી વૃક્ષની શાખાઓ દોરડીવડે નિશ્ચળ કરી શકાય છે, પણ કામિનીજનના ચપળ મન કોઇપણ રીતે સ્થિર કરી શકાતા નથી "

આ પ્રમાણે વિચારીને દયાળુ એવા લઘુ તસ્કરે વાયુવડે કરીને જેમ કેળનો ડાળો પાડી નાખે તેમ તે વિશ્વાસઘાતિની, અન્યાય કરવામા તત્પર થયેલી એવી સ્ત્રીના સ્પર્શને નહિ ઇચ્છતા તેણીના હાથમાથી મારવાને ઉપડેલી તલવાર પાડી નાખી તલવારનો અવાજ સાભળીને કુવર ચમકયો "આહા ! આ શુ થયુ ?" સ્વસ્થ થઇને કુવરે પૂછ્યુ સ્ત્રી બોલી—

" ગાઢ અધકારમા શીતના ભયથી થરથર કપના હાથમાથી ખડગ એકદમ છટકી ગયુ " સ્વામીએ પ્રિયાનુ વચન સત્ય માન્યુ 'આપ્તજનના વચનમા જરી પણ શક હોય ખરો ?'

તેને કયા ખબર હતી કે તે ખડગ આ વ્યભિચારિણીની સોણતથી હુ સ્વપતિને હણવાને તૈયાર થાઉ છુ ! એવા વિચારથી જાણે તેને અત્યત દુખ થયુ હોય તેમ તે પૃથ્વી ઉપર પડીને પશ્ચાત્તાપથી લોટતુ હતુ

પ્રિયા સહિત ત્યા રાત્રી પસાર કરી પ્રભાત થતા તે પોતાને

મંદિરે ગયો. મંદિરના અંતર ભાગમાં ચોરો છુપાયેલા હતા તેમનાં વિવેકચક્ષુ ઉઘડી ગયાં. તેમણે નક્કી કર્યું કે–"હવે અમારે ઘરે જવું નહિ, સંસારના બંધનમાંથી મહા પ્રયાસે મુકત થયા છતાં કોણ બેવકુફ ફરીને તે બંધનમાં પડવા ચાહે? આજે અમારાં વિવેકચક્ષુ વૈરાગ્યરૂપ અંજનવડે કરીને ખુલ્યાં છે. જો કે ઘેરથી તો અમે માતાની આજ્ઞાથી ભ્રાતાનું વેર લેવાને પ્રતિજ્ઞા કરીને નીકળ્યા છીએ, પણ આ મરેલાના મારવાથી શું? જગતમાં પ્રાણીઓ બાહ્ય શત્રુઓને જીતવાને માટે ધરતીનાં પડ ફાડી નાખે છે પણ તેમ કરવા જતાં અંતર્શત્રુ–કામ ક્રોધ આદિ તેના સર્વસ્વનો નાશ કરે છે, તે મૂઢ જીવો જાણી શકતા નથી. દુનિયામાં બાંધવાદિ કુટુંબ એ બંધન, યુવતીઓ દોષનું સ્થાન, ને વિષયો ઝેરથી ભરેલાં છે. એવું જાણતાં છતાં પણ જીવો પોતાના આત્મહિતના કાર્યથી પરાઙ્મુખ થાય છે. અરે! પાપથી બંધાયેલા આત્માને મરણ પછી નરકરૂપ અંધકારમય કુવામાં પડતાં એ પ્રેમના ધામરૂપ વનિતા નથી બચાવી શકતી, જેને માટે અનેક અનાચારો–દુરાચારો સેવ્યા છે એવી લક્ષ્મી ત્યાં આધારરૂપ નથી થતી, કે દીકરાઓ ત્યાં આવીને લાંચ આપી છોડાવી શકતા નથી." આ પ્રમાણે સંસારથકી વૈરાગ્ય પામીને વિષવલ્લીની માફક પત્નીનો ત્યાગ કરી તે છ એ જણા પ્રભાત થતાં ત્યાંથી કોઇ પણ તીર્થસ્થાન પ્રાપ્ત કરીને પાપનો નાશ કરવાના હેતુએ ચાલ્યા. તેમને અમે જોયા. અમારો ઉપદેશ સાંભળી તેમણે અમારી પાસે દીક્ષા લીધી; કેમકે સમુદ્રમાં રહેલું ચિંતામણિ તો ભાગ્યશાળીજ મેળવી શકે છે. એમના નામ, દૃઢધર્મ, ધર્મરૂચિ, ધર્મદાસ, સુવ્રત, દૃઢવ્રત ને ધર્મપ્રિય–અનુક્રમે રાખેલાં છે. દીક્ષા લીધા પછી અમારી સાથે પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા અને વૈરાગ્યથી તપ તપવામાંજ પોતાનું જીવન વ્યતિત કરવા લાગ્યા, તેમજ આત્મહિતમાંજ તત્પર રહેવા લાગ્યા. હે મહાનુભાગ! આ પ્રમાણે તમના વૈરાગ્યનું કારણ છે."

અગડદત્ત એ પ્રમાણે સાંભળીને સંસારથી ખેદ પામ્યો ને તે છ જણને કહેવા લાગ્યો–"ભગવન્! તે તમારા બંધુનો વધ કરનાર હુંજ હતો. મારી પત્નીનું એ દુશ્ચરિત્ર ભગવંતના મુખથકી સાંભળી જેમ ઝવેરીના મુખથી ગામડીઓ ખોટા મણિની કૃત્રિમતા સમજે

એમ આજે મારી શુદ્ધ બુદ્ધિ ખુલ્લી ગઈ છે. ખચીત હજી હું ભાગ્યવાન છું કે તમે મને માર્યો નહીં, નહિતર રાગવશે કરીને આર્ત-ધ્યાનથી મરણ પામી હું દુર્ગતિનુંજ આમંત્રણ કરત. સ્ત્રીઓ તો દોષથીજ ભરેલી છે. સમુદ્રના બિંદુનું અને નભોમંડળના તારાનું માપ કોણ કરી શકે? તેમજ માયાની ખાણ, જૂઠનું મંદિર, વૈરોત્પત્તિની ભૂમિકા એવા અગણિત દોષોનું સ્થાન સ્ત્રીનું માપ પણ કયો દક્ષ પુરૂષ કરી શકે? હા! તે મને પ્રાણથી પણ પ્યારી હતી. તેના ફંદામાં :આટલો કાળ હું મોહની જાળમાં બંધાઇને મુંઝાયો હતો. જેમ વાંદરો શીતથી દુ:ખી થઇને અગ્નિની ઇચ્છાથી દુ:ખ પામે છે તેમ જડ પુરૂષો વિષયની વાંચ્છાએ કરીને યુવતી જનને આધીન થઇ દુ:ખ પામે છે. સ્ત્રીઓના સ્નેહમાં મગ્ન થયેલા પ્રાણીઓ મધમાખી જેમ મધપુડામાં મગ્ન રહેવાથી પરિણામે નાશ પામે છે તેમ મૃત્યુનેજ આમંત્રણ કરે છે. પ્રભુ! હું પણ દીક્ષા લેવાને હવે ઉત્સુક છું." તે છ જણને કહીને પછી તેણે ગુરૂને કહ્યું.

ગુરૂ સાહસગતિએ કહ્યું—"તારે પણ હવે આત્મકલ્યાણ કરવું એજ ઉચિત છે." તે સાંભળી કુંવરે કહ્યું—

"ભગવન્! એક છેલ્લી ઇચ્છા માતતાતને નમવાની છે. તેમને નમી પિતૃકૃત મહોત્સવવડે તમારી પાસે દીક્ષા લઇશ." કુંવરે કહ્યું.

એટલામા એક વિદ્યાધર રત્નચૂડ આકાશમાંથી ઉતરતો ગુરૂને નમીને બેઠો. ગુરૂએ તેને અગડદત્તને તેના નગરમાં પહોંચાડવા કહ્યું. રત્નચૂડ વિદ્યાધરે પોતાના વિમાનમાં બેસાડી કુંવરને શંખપુરીના ઉદ્યાનમાં મૂક્યો. ગુરૂ પણ ત્યાંથી વિહાર કરી શંખપુરી તરફ ગયા.



# પ્રકરણ ૪૫ મું.

## દીક્ષા મહોત્સવ.

" વૈરાગ્યના ભાવ ધારીને, જાશું મુક્તિને પંથે,
પ્રીતિના પંથ ત્યાગીને, ચાલીશું શાંતિને રસ્તે;
પરવા જરી ના દુનિયાની, અમોને છેડશો ના કોઇ,
લગાવી ધૂન સિદ્ધોની, અજબ એ માર્ગ છે કોઇ. "

" પ્રિયા કમલા ! તારા સરખી સતી શિરોમણિનો મેં ત્યાગ કરીને મદનમંજરીમાં આસક્તિ કરી ખચીત મેં તારો અપરાધ કર્યો હતો. એ કુલટા–વ્યભિચારિણીના ઉપરના આડંબરમાં હું ફસ્યો, દીવાનો બન્યો, ધૂળને મેં તેજંતુરી સમાન ગણી સુવર્ણને ધૂળ બરાબર ગણ્યું." એમ કહીને મંજરીનું દુશ્ચરિત્ર ટુંકમાં કમલાને કહી બતાવ્યું. અગડદત્ત કુમારે કમલસેના આગળ પોતાનો દીક્ષા લેવાનો હેતુ જણાવી તેની રજા લેવાને વાર્તાની શરૂઆત કરી.

" હશે, પ્રિય ! એ વાત હવે જુની થઇ, ગઈ વાતનો શોક કરવાથી શું ? " આજના આ પ્રસ્તાવથી કમલાના હૃદયમાં કુદરતી ફટકો પડ્યો હતો. તેણીએ પૂર્વની વાત ભૂલી જવાનો ઉપદેશ કર્યો.

"હા ! અજ્ઞાનવશે એ દુષ્ટાનું ચારિત્ર મેં જાણ્યું નહીં, આંખોએ અશ્રુ નાખતી, મનમાં હસતી અને મુખથી વિચિત્ર વાતો કરતી, સબલને પણ સાનમાં સમજાવતી એવી સ્ત્રીના હૃદયનો પંડિતો પણ પાર પામી શકતા નથી. સબલા છતાં અબલા નામજ તેનું જૂઠું છે. પ્રિયા ! આજે મારાં જ્ઞાનરૂપ ચક્ષુ ઉઘડી ગયાં, મોહરૂપી અંધકારમય રજની દૂર થઇ ને જ્ઞાનના ઉદયરૂપી પ્રભાતના સૂર્યનો ઉદય થયો. આપણા નગરે પધારેલા ચર્તુજ્ઞાની મુનિવરના ઉપદેશથી મારી વાસનાઓ નષ્ટ થઇ ગઇ. હવે આવતી કાલે પ્રભાતમાં સંસારના તાપને નાશ કરનારી દીક્ષા અમે તેની પાસે લેશું અને અમારા આત્માનું શ્રેય સાધશું. " કુમારે મૂળ વાતનો ભેદસ્ફોટ કર્યો.

" દીક્ષા ! પ્રભુ ! આવી તરૂણ વયમાં ! " કમલા ચમકી ને બોલી. " હા પ્રિયા ! સૂર્યોદયે માતાપિતાની રજા લઈ ગુરૂ પાસે હું ચારિત્ર ગ્રહણ કરીશ. તું સાસુ સસરાની સેવા કરી સંસારમાં સુખે રહેજે. " અગડદત્તે કહ્યું.

" જે પતિની મતિ એજ સતીની ગતિ ! જ્યાં દેહ ત્યાંજ છાયા ! સંસારમાં સ્ત્રીને પતિથી બીજું શું વિશેષ છે ? પ્રભો ! હું પણ તમારી સાથે સંયમ આદરીશ. મારા આત્માનું હિત કરીશ." સતીએ પતિના કાર્યને અનુમોદન આપીને દીક્ષા લેવાની પોતાની મરજી પણ જણાવી.

"તું આવી સુકોમળ છતાં વ્રતોનું કષ્ટ શી રીતે સહી શકીશ! સંસારમાં રહીનેજ ધર્મ સાધન કર. તારા આત્માને કલેશ થાય તેમ ન કર. "

"સ્વામી ! જે તમારી ગતિ તેજ મારી ગતિ ! નરકાદિકમાં પરાધિનપણે આત્મા અનેક દુઃખો સહન કરે છે, તો તેની આગળ સ્વાધિનપણે વ્રતોનું અલ્પ કષ્ટ શું હિસાબમાં છે ? "

" ઠીક ! જેવી તારી મરજી ? " પતિએ અનુમતિ આપી પ્રભાતમાં તૈયાર થવાને સૂચવ્યું અને પોતે મદનમંજરી-શ્યામદત્તાને મહેલે ગયો. ત્યાં જઈ તેણીને પોતાનો ઉદ્દેશ કહી સંભળાવ્યો " મંજરી! નરભવના ભોગો એ રોગોને કરનાર છે, તેમજ પ્રાણાંતે દુર્ગતિને આપનાર છે, માટે હે રમણી ! પ્રભાતે હું ગુરૂની પાસે વ્રત ગ્રહણ કરીશ-સંયમ આદરીશ. તમે સાસુ સસરાની સેવા કરજો-સંસારમાં સુખભર રહેજો. "

મદનમંજરીની રજા મેળવી માતા-પિતાના આવાસમાં આવ્યો. તેમને નમી દીક્ષા લેવાની અનુમતિ માગી. " માતા! ઉપકારી ગુરૂ દઢભૂતિ ઉદ્યાનમાં સમવસર્યા છે. તેમના ઉપદેશથી મારૂં અંતર સંસારના તાપથી તપી ગયું છે. પૂજ્ય માતા પિતા ! તમારી આજ્ઞા હોય તો પ્રભાતમાં હું દીક્ષા અંગીકાર કરી મારા આત્માનું શ્રેય સાધું. "

માતાપિતાએ તેને અનેક રીતે સમજાવ્યો, માતાએ સંસારમાં રહી ધર્મ સાધન કરવાની ભલામણ કરી, પણ કુમારે પોતાનો વિચાર છોડ્યો નહિ. તેનો દૃઢ આગ્રહ જોઇ માતાપિતાએ તેના વિચારને અનુમોદન આપ્યું.

પોતાના એકાંત ભુવનમાં જેમ તેમ રાત્રી વ્યતિત કરી. પ્રાતઃકાળમાં સુવર્ણમય સૂર્યોદય થયા પછી પહોર દિવસ ચડ્યે શિબિકામાં બેસીને કુંવર મુકત હાથે અનાથોને દાન આપતો ચાલ્યો. પાછળ કુટુંબની સ્ત્રીઓ મંગળ ગીતો ગાઇ રહી હતી, આગળ અભિનવ વાજીંત્રો વાગી રહ્યાં હતાં, પરિવારજન પોતપોતાને અનુસરતો પોશાક પહેરી વરઘોડામાં સામેલ થયો હતો, તે વખતે કુમારની સાથે સાસુએ શણગારેલી કમલસેના પણ શિબિકામાં બેસીને જાણે સાક્ષાત્ શાસનસુરી હોય તેમ ચાલી. રાજાએ તે સમયે અધિક મહોત્સવ કર્યો. એવી રીતે મહોત્સવથી સર્વે મુનિરાજપાસે ઉદ્યાનમાં આવ્યા. ત્યાં આવી શિબિકામાંથી ઉતરી અગડદત્તે આભૂષણો તજવા માંડ્યાં અને ગુરૂપાસે સકળ સંઘ સમક્ષ ચાર મહાવ્રત ઉચ્ચર્યા. દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી. ગુરૂએ વ્રતારોપણ કરીને તેના મસ્તકે વાસક્ષેપ નાખ્યો. કમલસેનાએ પણ યુવરાજની સાથે સંયમ અંગીકાર કર્યું. સર્વે પરિવાર મુનિગણને વંદન કરીને નગર તરફ પાછો ફર્યો. મુનિઓએ પણ વિહારની તૈયારી કરી, તે સમયે રાજારાણીએ આખરનાં વંદન-નમન કર્યાં. સાસુએ કમલસેનાને દુઃખ ભરેલા દીલે અને આંસુ ભરી આંખે કહ્યું-" બેટા ! તું દેહે સુકુમાર હોવાથી પુષ્પનો ભાર ન ઉપાડી શકે તો આ મેરૂસમાન વ્રતનો ભાર કેમ સહન કરીશ ? સતીઓમાં શિરોમણિ અને એક પતિનેજ માર્ગે અનુસરનારી તેં ત્રણે પક્ષ-શ્વસુર પક્ષ, પિતૃપક્ષ, માતુલપક્ષને ઉજ્વળ કર્યા છે અને ચતુર્થ ગુરૂકુળવાસ પણ તેં શોભાવ્યો છે. તને મુનિપણું કાંઇ દુર્લભ નથી. તું અમને નિરાશ કરી નિઃસ્નેહી થઇને ચાલી નીકળી. બેટા ! તારા વગર હું એકલી મંદિરમાં-એ વિશાળ મહાલયમાં કેવી રીતે સમય ગુમાવીશ ? હું એકલી કેમ ઘેર રહી શકીશ ? ભોજન-ખાન પાન કોની સાથે કરીશ ? તારાં માતપિતા પૂછશે તો હું શું ઉત્તર આપીશ ? આજે દીક્ષા લેવાનો અવસર તો

સ્ત્રી તો જંગમ રત્નખાણુ છે. જેની કુક્ષિમાંથી જિનેશ્વર, ચક્રવર્તી વાસુદેવ આદિ ઉત્તમ પુરૂષો ઉત્પન્ન થયા છે. તો એક દુષ્ટ સ્ત્રીની ખાતર આવી ઉત્તમ સ્ત્રીઓને પણ નિંદવી એ શું ઉચિત છે ? જગતમાં વિષવૃક્ષની માફક ભ્રષ્ટ આચારવાળા પુરૂષો ત્યાગવા યોગ્ય છે, ત્યારે કલ્પવલ્લીની માફક સુશીલ મહિલાઓ સેવવા યોગ્ય છે; કેમકે કોઇ એક સ્ત્રી કુશીલવાળી હોય એથી બધી સ્ત્રીઓ કાંઇ તેવી હોતી નથી. સમુદ્રનું જળ ખારૂં હોય એથી શું નદી માત્રનાં જળ ખારાં હોય છે ? ખાન, પાન, સ્નાનાદિકનું સૌખ્ય, દેવાર્ચનાદિક ધર્મ, એ યથાવસર સ્ત્રીરૂપ ઘર વગર ગ્રહસ્થને હોતાં નથી, શિવ શબ્દ કલ્યાણનો કરનારો અને મોક્ષના અનંત સુખને ઉત્પન્ન કરનારો છે, કિંતુ એમાંથી હ્રસ્વાઈ ઉડી જતા તે શવપણાને પામે છે. પુરૂષો તો ઘણી સ્ત્રીઓ કરી શકે છે તેમ કાંઇ સ્ત્રીઓને નથી. વળી પતિ એક વખત મરણ પામ્યો કે સ્ત્રીઓ પુરૂષની માફક બીજીવાર પાણિગ્રહણ કરતી નથી. તે અપેક્ષાએ પુરૂષ કરતાં સ્ત્રીઓમાં કાંઇક અધિક ગુણ જોવાય છે. સાતમી નારકીએ પુરૂષો જાય છે, સ્ત્રીઓ જતી નથી. વળી શાસ્ત્રમાં સ્ત્રી અને પુરૂષ ઉભયને સરખો મોક્ષ કહ્યો છે. લજ્જા, અંગોપાંગનું સંવૃત્તપણું, કોમળ ચિત્ત, મૃદુ ભાષણ, અને ધર્મ કર્મ એ સર્વે પુરૂષ કરતાં સ્ત્રીઓમાં અધિક હોય છે. તે છતાં તમે સ્ત્રીઓને કેમ નિંદો છો ? જગતમાં પંડિત જનો પણ સ્ત્રીઓનું અદ્દભૂત ચરિત્ર સાંભળીને–જોઇને આશ્ચર્યથી પોતાનું મસ્તક ધૂણાવે છે. ધનશ્રીનું દષ્ટાંત તમે સાંભળ્યું છે ? " ધમ્મિલે પોતાનો નારી તરફનો પક્ષપાત કહી સંભળાવીને પોતાના પક્ષના સમર્થન અર્થે ધનશ્રીનું દષ્ટાંત સૂચવ્યું.

" ના, કોણ એ ધનશ્રી ? " અન્ય સમુદાયવર્ગે પૂછ્યું.

ધમ્મિલે ધનશ્રીની કથા નીચે પ્રમાણે કહી સંભળાવી.

—⊱◎⊰—

# પ્રકરણ ૪૬ મું.

## ધનશ્રી.

" નાગણુથી નારી ખૂરી, બન્ને મુખથી ખાય;
જીવતાં ખાયે કાળજું, મુએ નરક લઇ જાય. "

" આહા ! સ્ત્રીઓ કેવી નીચગામિની હોય છે ? માખી જેમ ચંદનના પદાર્થનો ત્યાગ કરીને દુર્ગંધવાળા કફ આદિનો સ્પર્શ કરે છે, તેવી રીતે સ્ત્રીઓ પણ ઉત્તમ એવું શીલ ત્યાગીને તુચ્છ પુરૂષોમાં આસક્ત થાય છે. વિશ્વવ્યાપક ઉજ્વળ યશ:પટ ઉપર શાહીનો કુચો ફેરવી મલીન કરે છે. સમુદ્રની ઉછળતી વેલ જેમ પર્વતનો નાશ કરે છે તેમ વિશાળ, ઉજ્વળ અને મોટા કુળનો સ્ત્રી મર્યાદા છોડીને ક્ષણમાત્રમાં વિનાશ કરી નાખે છે. જેમ અગ્નિ પોતાના આશ્રયનો નાશ કરે છે તેવી રીતે આ દુષ્ટ પરિવ્રાજક સંન્યાસીએ દુરાચારથી પોતાનું પાખંડપણું બતાવી આપ્યું છે, આ પાખંડી પોતેજ મોહની ગર્તામાં પડેલો મને શું બોધ આપશે ? સમુદ્રમાં પોતેજ ડુબતો છતો બીજાને કેમ તારશે ? આહા ! આ દુષ્ટ સંન્યાસી મારો ગુરૂ છે, આ મારી માતા છે, એ બન્ને શીલમર્યાદા ત્યાગી કેવું દુષ્ટ કામ કરી રહ્યા છે, બન્ને મારે પૂજ્ય છે. જેથી તેમનું દુશ્ચરિત્ર પિતાને પણ કહેવાય તેમ નથી. ખુદ મારી માતા આવો દુરાચાર સેવે છે, તો જગતની સર્વ સ્ત્રીઓ ક્યાંથી સારી હશે ? કેમકે સમુદ્રની એક વેલ જેવી ચપળ છે તેવીજ તેની સર્વે વેલ-મોજાં ચપળ હોય છે. પ્રત્યક્ષ આવું નારીનું દુષ્ટ કર્મ જોઇને હવે હું કોઇ દિવસ લગ્ન કરીશ નહિ. કાગડા હમેશાં કાળાજ હોય છે, પોપટો લીલાજ હોય છે, એવી રીતે સ્વભાવથીજ સ્ત્રીઓ કુળમર્યાદાનો ત્યાગ કરનારી હોય છે." ઇત્યાદિક વિચાર કરતો એક અલ્પવયસ્ક બાળક પોતાની માતા અને ગુરૂ સંન્યાસીનું દુશ્ચરિત્ર જોઇ પાછો ફર્યો. અત્યારે તે ગણિતનો પાટલો મૂકવાને પરિવ્રાજકના મઠમાં આવ્યો હતો. ત્યાં પ્રચ્છન્નપણે તેણે આ ચેષ્ટા જોઇ, અને ઉપર પ્રમાણે પોતે નહિ પરણવાની પ્રતિજ્ઞા કરતો પોતાને ઘેર ગયો.

પૂર્વે અવતી મંડળમાં–દેશમાં ઉજ્જયિની નગરીને વિષે પરાક્રમી એવો જિતારી રાજા રાજ્ય કરતો હતો જેની આજ્ઞા સામત રાજાઓ પોતાના મસ્તક ઉપરનો મુકુટ ઉતારીને મસ્તકે ધારણ કરતા હતા. ત્યા જગતમાં પ્રસિદ્ધ એવો મહાધનિક વ્યવહારી સાગરદત્ત નામે શ્રેષ્ઠી રહેતો હતો. રૂપ અને સૌભાગ્યના આભૂષણ-રૂપ ચંદ્રશ્રી નામે તેને પત્ની હતી. જેના દેહરૂપી દુર્ગનુ–કીલ્લાનું અવલંબન લઇને શ્રેષ્ઠીને પુષ્પધન્વાએ જીતી લીધો હતો તે બન્નેને સસાર સુખ ભોગવતાં અનુક્રમે 'સમુદ્રચદ્ર' નામે પુત્ર ઉત્પન્ન થયો. યોગ્ય ઉમરે વિદ્યાભ્યાસ કરવાને શ્રેષ્ઠીએ પોતાની નજીક પરિવ્રાજકનો મઠ હતો ત્યા તેને મૂકયો ભણી ગણીને તે અનુક્રમે યોગ્ય ઉમરમાં આવ્યો, તે અવસરે એક દિવસે મધ્યાન્હ સમયે ગણિતનો પાટલો મૂકવા જતા પોતાની માતા અને પરિવ્રાજકનુ દુશ્ચરિત્ર તેણે જોયું ને ઉપર પ્રમાણે વિચાર કરતો તે પોતાને મદિરે આવ્યો અનુક્રમે યૌવનવય પ્રાપ્ત થતા શ્રેષ્ઠીએ પુત્રને માટે યોગ્ય કન્યાની શોધ કરવા માડી, તે જાણીને સમુદ્રચદ્રે મિત્રોદ્વારા નિષેધ કરાવ્યો તેથી પિતાએ એક દિવસ એકાતમા પુત્રને બોલાવીને સમજાવ્યો "વત્સ! શા માટે લગ્નની ના પાડે છે? યોગ્ય ઉમરે તારે પરણવુ જોઇએ. પિતાને વિષે ભક્તિમાન એવા તારે કદાગ્રહ કરવો જોઇએ નહિ. મનુષ્યો લગ્ન કરે, પુત્ર થાય ત્યારે તેનું લાલન પાલન કરી યોગ્ય ઉમરે એને વિદ્યાધ્યયન કરાવે, યૌવન વયમા વિવાહમહોત્સવવડે પુત્રના કોડ પૂરે, ત્યારેજ તે પૂર્વજોના ઋણમાથી મુક્ત થાય. તું તો સુકુલીન છે, ભક્તિમાન છે, તો લગ્નોત્સવ કરવાવડે મને પૂર્વજોના કરજમાથી મુકત કર. મારૂ વચન અગીકાર કરીને મારા એ મનોરથો પૂર્ણ કર"

"પિતાજી! સસારના બધનરૂપ એ વિવાહથકી હું પરાઙ્મુખ રહેવા માગુ છુ માટે આપે એ વિષયમા મને આગ્રહ કરવો નહિ જ્ઞાનાભ્યાસમાજ–તેના રસમાજ મને મગ્ન રહેવા દ્યો, કેમકે શ્રુતના રસમા લીન થયેલા જનોને તેમા જેટલો રસ પડે છે તેટલો રસ ખાનપાનના રસમા કે સ્ત્રીના તુચ્છ વિષયમાં કયાથી હોય? માટે તાત! એવા તુચ્છ વૈષયિક ભાવમા તમારી પ્રેરણા

વૃથા છે. કોઇની પણ શિખામણ કે સમજાવટની એમાં મને અપેક્ષા નથી. નીચે જવાના દ્વારભૂત એવી તુચ્છ સ્ત્રીઓના લગ્ન સંબંધી વાત તમે કરશોજ નહિ." પોતાના હૃદયનો ગુઢ ભાવ પિતાને કહી બતાવી તેને નિરૂત્તર કરી દીધો. પુત્રનું વચન સાંભળીને મૌનને ધારણ કરતો શ્રેષ્ઠી હૃદયમાં દુઃખ ધરવા લાગ્યો અને દીકરાના વિવાહ માટે પોતાના બંધુવર્ગ–કુટુંબીજનોને પુત્રને સમજાવવાની તેણે ભલામણ કરી. તે પ્રમાણે બંધુવર્ગે પણ સમુદ્રચંદ્રને ઘણો સમજાવ્યો છતાં તેણે પોતાનો આગ્રહ છોડ્યો નહીં. ત્યારપછી કેટલોક સમય વ્યતિત થયો.

એક દિવસ સાગરદત્ત શ્રેષ્ઠી પોતાના બહોળા વ્યાપારને લઈને સ્થાવર અને જંગમ લક્ષ્મીના આભૂષણરૂપ સૌરાષ્ટ્ર મંડળમાં આવ્યો. ત્યાં ગિરિનગરમાં–જીર્ણદુર્ગમાં વ્યવસાય કરતાં ઘણો કાળ તે રહ્યો, વ્યાપારના સંબંધે કરીને ગિરિનગરના ધન શ્રેષ્ઠી સાથે તેને સૌહૃદપણું થયું. કસ્તુરીથી જેમ સુગંધ કયારે પણ જીર્ણ થતી નથી એવી તેમની મિત્રાઈ અનુક્રમે દઢ થતી ગઈ. "હે મિત્ર ! ભવ્ય પુરૂષ જેમ નરભવ પામીને પુણ્ય ઉપાર્જન કરી પોતાના આત્માનું હિત કરે તેમ આપણે ઘણું ધન ઉપાર્જન કર્યું. તે સાથે આપણી પ્રીતિ પણ મજબુત થઈ. એ દઢ પ્રીતિ જુદા પડતાં કેવી રીતે ટકી રહેશે ?" સાગરદત્તે એક દિવસ ધન સાર્થવાહને ત્યાં બેઠા હતા, ત્યારે બન્નેનો મિત્રતાનો સંબંધ હમેશાં કાયમ રહે તે માટે મજબુતાઈ કરવાના ઉદ્દેશથી કહ્યું.

"સજ્જનોની પ્રીતિ દૂર છતાં પણ હમેશાં વધતીજ રહે છે. પૂર્ણિમાનો ચંદ્રમા જોઈ જેમ સાગર હર્ષથી ઉભરાઇ જાય છે તેમ આપણી પ્રીતિ પણ દૂર છતાં હંમેશ કાયમ રહેશે, છતાં તેના દઢ બંધન માટે તમે કોઇ ઉપાય બતાવો તો આપણે તેમ કરીએ." ધનસાર્થવાહે કહ્યું.

"મિત્ર ! જો તમારી ઇચ્છા હોય તો એક વાત કહું. આપણે આપણા દીકરા દીકરીનો સંબંધ બાંધીએ, જેથી હાથી જેમ આલાન સાથે બંધાઇ છુટી શકે નહિ તેમ આપણી મિત્રતા પણ કાયમ રહે.

# પ્રકરણ ૪૭ મું

## સમુદ્રચંદ્ર.

" दैवं फलति सर्वत्र, न विद्या न च पौरुषं;
समुद्रमथनाल्लेभे, हरिर्लक्ष्मी हरो विषं ॥ "

ભાવાર્થ—જગતમાં પ્રાણીઓને દૈવ જ ફળ આપનાર છે વિદ્યા કે પુરૂષાર્થ અતિ હોવા છતાં પણ તે ફળીભૂત થતાં નથી. જુઓ! સમુદ્રનુ મંથન કરતાં વિષ્ણુને લક્ષ્મી મળી ને શિવજીને વિષપાન કરવું પડયું.

પ્રભાત સમયે પહોર દિવસ ચઢ્યે ધનશ્રી નિદ્રામાંથી જાગૃત થઇ તો પોતાનો સ્વામી જોવામાં આવ્યો નહિ. તેણે તરતજ જાહેર કર્યું. આ તરફ સર્વે મિત્રમંડળ પ્રભાતે વનક્રીડા કરવાને ઉદ્યાનમાં ગયુ, ત્યાં વિચારવમળમાં મુંઝાયેલો સમુદ્ર પણ ગયો. " જેણે પ્રત્યક્ષ સ્ત્રીઓનાં દોષો જોયાં છે એવો કયો પુરૂષ નારીના વિશ્વાસમાં ઠગાય? જો કે બધાએ બળાત્કારે મને પરણાવ્યો છે, છતાં સ્ત્રીઓ વિષે મારૂં ચિત્ત મુદ્દલે હર્ષ પામતું નથી. પિતાએ પણ કપટથી મારો વિવાહ કરી દીધો, તો હવે મારે ઘરનો પણ ત્યાગ કરીને કયાંક અન્યત્ર ચાલ્યા જવું પડશે. " આમ વિચારતો સમુદ્ર મિત્રોને રમવામાં વ્યાકુળ ચિત્તવાળા જાણીને દંભથી એક વૃક્ષથી બીજા વૃક્ષ પાસે જતો અદ્રશ્ય થઇ ગયો. મિત્રોએ ઘરે આવીને તપાસ કરી તો સમુદ્રદત્તનો પત્તો મળ્યો નહીં. સર્વે ચિંતામાં પડ્યા. તેના શ્વશુરગૃહે તપાસ કરાવી તો ત્યાં પણ તે નહોતો. મિત્રમંડળ અને ધનશ્રેષ્ઠીએ સર્વ ઠેકાણે તપાસ કરી, માણસો દ્વારા ગામ પરગામ સમુદ્રની શોધ કરાવી, પણ ગુમ થયેલા સમુદ્રનો કયાંઇ પણ પત્તો લાગ્યો નહીં. હાથમાંથી પડેલું રત્ન જેમ ફરીને હાથ ન આવે તેમ સમુદ્રના શોધ નહિ મળવાથી સર્વ કોઇ ચિંતાતુર થયા. ધનશ્રી પણ પતિના વિયોગથી વિલાપ કરવા લાગી, ક્ષણ જેટલો સમય તેને યુગ સમાન લાગવા

માંડ્યો. આંખમાંથી અશ્રુની ધારાઓ વરસાદની માફક વરસવા લાગી. નિરાશ થયેલા માતાપિતા દીકરીને આશ્વાસન દેવા લાગ્યા. "બેટા! એ સર્વે પૂર્વના દુષ્કર્મના વિપાક છે. શાને ખેદ કરીને દુઃખી થાય છે? ધૈર્ય ધારણ કર. પૂર્વભવે કરેલું શુભાશુભ કર્મ ભોગવ્યા વગર કોઇ પણ છુટયું છે?

निबद्धं प्रागभवे कर्म, जंतुना यच्छुभाशुभं ।
प्रभूयन्ते निरोद्धुं तद्विपाकं नाकिनोपि न ॥ १ ॥
प्रागभवोपार्जितं कर्म, ददातीह भवे फलं।
गर्भितो जलदः शीत–काले वर्षासु वर्षति ॥ २ ॥

ભાવાર્થ—પ્રાણીઓને પૂર્વભવને વિષે બાંધેલું શુભાશુભ કર્મ અવશ્ય ભોગવવું પડે છે. દેવતાઓ પણ તેના વિપાકને ટાળવાને સમર્થ થતા નથી. ૧

પૂર્વભવમાં બાંધેલું કર્મ આ ભવમાં નિશ્ચય ફળ આપનારૂં થાય છે. આ જગતમાં પણ જોવાય છે કે શીતકાળનો ગર્ભિત–બંધાયેલો મેઘ વર્ષાકાળમાં વરસે છે. ૨

વિશ્વને વિષે જંતુઓ માતા, પિતા, પુત્ર ને ભાઇપણાને પામીને કરેલું કર્મ ભોગવે છે. અન્ય જનો તો માત્ર નિમિત્ત રૂપ છે, માટે જગતમાં ભાગ્ય એજ બળવાન છે. કોઇનો દોષ શા માટે કાઢવો? હે વત્સે! તું અહીં અમારી પાસે રહીને પુણ્યકાર્ય કર. ધર્મકાર્ય કરતાં ભોગાંતરાયકર્મ ક્ષય થશે, ત્યારે તારૂં મનોવાંચ્છિત પૂર્ણ થશે."

ધનશ્રી માતાપિતાની શિક્ષા પામીને પિયરમાં રહી ધર્મકાર્યમાં તત્પર થઇ અને પતિવિયોગે પોતાના દિવસો દુઃખમાં નિર્ગમન કરવા લાગી.

શોધની આશામાં નિરાશ થયેલા સમુદ્રના મિત્રો 'સાગરદત્તને શું જવાબ આપશું?' એવી લજ્જાથી મંદઉત્સાહવાળા થઇને અનુક્રમે ઉજ્જયિની આવ્યા. મ્લાનમુખવાળા એવા તેઓ શ્રેષ્ઠી પાસે આવીને અધોવદને ઉભા રહ્યા. પોતાના પુત્રને નહી જોવાથી

સાગરદત્તે ધડકતે હૈયે પૂછયું—" પ્રિયાએ કરી યુક્ત મારો પુત્ર ક્યાં છે ? "

સાગરદત્તનાં વચન સાંભળીને આંખમાં આંસુ ખેરવતા તેઓ મૌનપણે ઉભા રહ્યા. શ્રેષ્ઠીએ ફરીને ધડકતે હૈયે કહ્યું. " સમુદ્રને કુશળ તો છે ના ? "

ઉત્સુકતાથી વારંવાર પૂછતા સમુદ્રના પિતાને તેમણે સર્વ હકીકત કહી સંભળાવી. શ્રેષ્ઠી અફસોસ કરતો બોલ્યો કે—" હા ! હા ! આ તો વ્યાજનો લાભ લેવા જતાં મૂળ રકમ પણ ખોઇ બેઠો." સર્વે કુટુંબીજન માતાપિતા વગેરે દુઃખી થયાં, ને મિત્રો રડતે હૈયે પોતાને ઘેર ગયા.

દુઃખ ધરતો સાગરદત્ત ગિરિનગરમાં આવ્યો, ત્યાં ધનસાર્થવાહને મળીને દેશ પરદેશ રાજમારફતે માણસો દ્વારા તપાસ કરાવી, પોતે બન્ને જણા ગ્રામાનુગ્રામ ફર્યા, પણ સમુદ્રની શુદ્ધિ મળી નહિ. વિલખા થયેલા તેઓ પાછા ગિરિદુર્ગમાં ગયા. પુત્રની આશામાં કેટલાક દિવસ શેઠ ત્યાં રહ્યા, આખરે સાર્થવાહને કેટલીક ભલામણ કરીને શેઠ રડતે હૃદયે ઉજ્જયિની ચાલ્યા ગયા.

× × × ×

પિંજરમાંથી મુક્ત થયેલા પક્ષીની માફક સમુદ્રને ગિરિનગરમાંથી નીકળીને દેશપરદેશ સંન્યાસીના વેશમાં ફરતાં ફરતાં બાર વર્ષ વહી ગયાં. બાર વર્ષ પછી પોતાની પ્રિયાનું વૃત્તાંત જાણવાને માટે તે પાછો ગિરિદુર્ગમાં આવી લાંબા કેશ નખવાળો કાપડીનો વેશ ધારણ કરીને ધનસાર્થવાહના બાગમાં આવી શેઠને મળ્યો. અને કહ્યું કે—" આપના બાગમાં આ સર્વ વૃક્ષોની હું સંભાળ રાખીને ઉછેરીશ, આપ મને નોકર તરીકે રાખશો ? "

કોઈ નવીન પ્રવાસીને જોઇને શેઠ વિચારમાં પડ્યા. " ઓળખ્યા પારખ્યા વગર કોઇને નોકરીમાં કેમ રાખવો ? છતાં બગીચાની રખવાળી ભલે કરે, અલ્પ સમયમાં જણાઇ આવશે કે તે યોગ્ય છે કે અયોગ્ય ? " એમ વિચારી શેઠે કહ્યું—" તું શું શું કામ જાણે છે ? "

વેશધારી કાપડીએ ઉત્તર આપ્યો કે—" હું સર્વ કંઇ જાણું છું. "

" તારી નોકરીનું શું વેતન લઇશ ? " શેઠે પૂછ્યું.

" ફક્ત ખાવા પીવાનું આપજો. " તે વેશધારી વિનયંધરે જણાવ્યું. તેણે પોતાનું નામ વિનયંધર રાખ્યું હતું. પ્રાંતે કહ્યું કે—" મારી નોકરી જોઇને પછી મને ખુશી કરજો. "

" ઠીક ત્યારે બગીચાનાં આ વૃક્ષોને વધારજો, ઉછેરજો, તને રોજનો એક રૂપૈયો આપશું. પછી જો તારી હોંશિયારી જોઇશ તો હું તને વિશેષ અધિકાર આપીશ. " મધુર વચને શેઠે વિનયંધરને સંતોષ્યો.

રાત દિવસ બાગ પછવાડે મહેનત કરીને વિનયંધરે બાગને ઘણોજ સુંદર બનાવ્યો. તરૂવરોની ઘટાઓ, કુંજગ્રહો ને લતાના માંડવાઓની રમણીય શોભા વધારી. ફળ ફુલોની સુગંધીથી નગરના જનોનું તે આકર્ષણ કરવા લાગ્યો. નાગરિકો પણ બાગમાં મોહ પામીને પોતાનો સમય ત્યાંજ પસાર કરવા લાગ્યા. પંખીઓ રાતદિવસ કિલકિલાટ કરતાં અને નૃત્ય કરતાં લોકોને આનંદ આપી રહ્યાં હતાં. ધન શેઠ અલ્પ દિવસોમાં પોતાના ઉદ્યાનની આવી અપૂર્વ શોભા જોઇને બેહદ ખુશી થયા. તેણે મુક્તકંઠે વિનયંધરની પ્રશંસા કરી અને તેને માટે મનમાં ઉચ્ચ અભિપ્રાય બાંધ્યો. પછી " આ કોઇ ઉત્તમ કળાકાર જણાય છે, માટે તે આવા હલકા કાર્યને યોગ્ય નથી. " એમ વિચારી તેને બાગમાંથી નિવારીને દુકાનના કામકાજમાં જોડ્યો. ત્યાં પોતાની મૃદુ વાણીવડે ગ્રાહકોનાં મન રંજન કરી તેણે શેઠની ઘરાકી વધારી દીધી, જેથી શેઠને પુષ્કળ ધનની આવક થઇ. ગોવાળ જેમ શાંત બનીને ઘાસ દેવાવડે ગાયનું દૂધ મેળવી લેય તેવી રીતે ગ્રાહકો પાસેથી તેણે ઘણું ધન મેળવ્યું. અમૃતવર્ષી કળાવાન ચંદ્ર ઉદય પામે ત્યારે કુમુદ જેમ વિકસ્વર થાય તેમ શેઠના હાટમાંથી ગ્રાહકો ખુશી થતા અનેક વસ્તુઓ ખરીદ કરવા લાગ્યા; કેમકે રાગ એ ખચીત દુર્લભ વસ્તુ છે. વિનયથી લોકોનાં મનરંજન કરતાં તેણે વિનયંધર એ નામ સાર્થક કર્યું. આવો ઉત્તમ

કળાવિદ્ જાણીને શેઠે તેને પોતાનો કોષાધ્યક્ષ-ભંડારી બનાવી, સર્વે નોકર વર્ગનો ઉપરી બનાવ્યો અને પોતાના પરિજન વર્ગને જણાવી દીધું કે "આ નીતિમાન વિનયંધર જે કંઇ આદેશ કરે તે તમારે સર્વેએ માન્ય કરવો." કુટુંબીજનોએ શેઠનું એ વચન માન્ય કર્યું.

વિનયંધરે દાન અને માનવડે કરીને સર્વે પરિજનનાં મન વશ કરી લીધાં. સર્વેનો વિશ્વાસ તેણે મેળવી લીધો. વિશેષે કરીને ધનશ્રીનો વિશ્વાસ અધિક મેળવ્યો. તેનું કામકાજ તે પોતે જાતેજ કરવા લાગ્યો. તેણીના હુકમને તે પ્રભુના હુકમની માફક ગણીને લેશ પણ ઉલ્લંઘન ન કરતો, અને જેમ તેણીના ચિત્તને રૂચે તદનુસાર વર્તતો, જેથી અલ્પ દિવસમાં તે ધનશ્રીનો વિશ્વાસપાત્ર થઇ પડ્યો. કોઈ કોઈ પ્રસંગે ધનશ્રી કામકાજને માટે તેને એકાંતમાં બોલાવતી. એક દિવસ ધનશ્રી પોતાની સાતમાળની ભૂમિકા ઉપર બારી પાસે ઉભી ઉભી સખીઓ સાથે તાંબુળ ચાવતી હતી, તે પાન ચાવતાં બારી વાટે થુંકી, અકસ્માત્ કાકતાલીય ન્યાયે કરીને ત્યાંથી જતા નગરના કોટવાળ ઉપર તે થુંક પડ્યું. તરતનાં ધોયેલાં સુંદર અને સફાઇદાર સુગંધમય વસ્ત્રોપર પાન ચાવેલો ગરલ પડવાથી 'શું થયું આ?' એ પ્રમાણે ઉત્સુકપણે તેણે ઉંચે નજર કરી, તો મનોહર કમળની ભ્રાંતિને દેનારૂં ધનશ્રીનું વદનકમળ દીઠું. "આહા! શું આ વદનકમળ કે જેને જોતાંજ મારાં નેત્રકમળ મેષોન્મેષ રહિત થઇ ગયાં છે. એ તાંબુળ તો મસ્તક ઉપર પડ્યું ને એનો રંગ તો હૃદયમાં વૃદ્ધિ પામ્યો. હવે કોઇ રીતે આ રમણીરત્નને હાથ કરવી જોઇએ." ઇત્યાદિક વિચાર કરતો અને સ્નેહભીની ચેષ્ટા કરી તેનું ધ્યાન ખેંચતો તે એકધ્યાને તેને જોઇ રહ્યો. એટલામાં ધનશ્રીની પાસે ઉભેલા વિનયંધરને જોયો. જેથી "આ વિનયંધરને વશ કરવાથી મારૂં કાર્ય સત્વર સિદ્ધ થશે, કેમકે ધનસાર્થવાહનો તે માનીતો ને ધનશ્રીનો પણ વિશ્વાસપાત્ર હોવાથી તેનાથીજ ધનશ્રીને હું પ્રાપ્ત કરી શકીશ." એમ ચિંતવતો તલારક્ષક કોઈપણ રીતે વિનયંધરને બોલાવી પોતાને ઘેર તેડી ગયો. અને પોતાના કુળદેવતાની માફક વસ્ત્ર આભૂષણથી તેનો સત્કાર કર્યો. "જગતમાં મનુષ્યોને વશ કરવાને માટે દાન એ એકજ અપૂર્વ વશીકરણ છે, કેમકે દાન-

શાળામાં દાન દેનારા માતંગને પણ લોકો સેવે છે.' દાન આપ્યા પછી તેનું સન્માન કરી કોટવાળે બે હાથ જોડી કહ્યું–"મિત્ર ! જો તું પ્રસન્ન થયો હોય તો ધનશ્રી સાથે મારો મેળાપ કરાવ."

"તારા માટે હું મારી બનતી કોશિષે તેણીને સમજાવીશ." એમ કહી તેનું વચન અંગીકાર કરીને તે પોતાને સ્થાનકે ગયો. એકાંતમાં ધનશ્રીને કોટવાળની હકીકત કહી સંભળાવી. તેનીવતી તેણે ભલામણ કરી. વિનયંધરનાં એ પ્રમાણેનાં વચન સાંભળી ધનશ્રી પોતાની ભ્રગુટીને ભયંકર રીતે નચાવતી બોલી–" દુષ્ટ ! નરાધમ ! મારા વિશ્વાસનો આવો દુરૂપયોગ ? જો કોઇ બીજો આ પ્રમાણે બોલ્યો હોત તો તેને તરતજ યમપુરીમાં મોકલી દેત. તને માન્યો ત્યારે તું સદંતર માથે ચઢી ગયો. જા, તારૂં મોં લઇને અહીંથી દૂર થા. ફરીને એવું કટુક વચન બોલીશ તો અહીંથી કાઢી મૂકીશ." વિલખો થઇને વિનયધર ગુપચુપ ત્યાંથી પસાર થઇ ગયો ને કોટવાળને તે સમાચાર આપ્યા. પુનઃ વળી તલારક્ષકે ભલામણ કરી અસિદ્ધ કાર્યને સિદ્ધ કરવા કહ્યું.

વારંવાર કોટવાળ તેની પછવાડે લાગેલો હોવાથી જેનું વદન ચિંતાતુર છે એવો, વહાણ ભાગેલા વહાણવટી જેવો, તે ઉદાસપણે નિરંતર રહેવા લાગ્યો. તેને ઉદાસ જોઇને–તેનું મ્લાન વદન અવલોકી ધનનંદિનીએ પૂછયું. " વિનયંધર ! સર્પથી દેડકો ભય પામે તેમ શું આરક્ષકથી તું ડરે છે ? "

" હા, એમજ છે. " વિનયંધરે જવાબ આપ્યો.

" તો તું શા માટે તેને મળે છે ? " ધનશ્રીએ તેને કહ્યું.

વળી ત્રણ ચાર દિવસ બાદ પાછો તે વિનયંધર વિષાદ પામતો છતો ધનશ્રીને કહેવા લાગ્યો–"તમારે માટે મારે સહન કરવું પડે છે."

" ઠીક છે, જાણ્યું મેં એ કામીજનનું ચેષ્ટિત ! મારે માટે તે બીજાને દુઃખી કરે છે તો લાખ દામ લઇને આજ રાતે તેને અશોક વનમાં લાવજે. " ધનશ્રીએ દંભભાવે કહ્યું.

ધનશ્રીના વચન સાભળી વિનયધરે તલારક્ષકને સમાચાર આપ્યા ને રાત્રીને સમયે લાખ દ્રવ્ય લઈ બાગમા આવવાનું સૂચવી વિચાર કરતો ઘરભણી ચાલ્યો "હા ! ધિગ્ સ્ત્રીજનની ચપળતાને, નારીમા તે સુશીલપણુ ક્યાથી હોય ? અને હોય તો તે દીર્ઘકાળ પર્યંત કેવી રીતે ટકે ? જોયુ, સર્વે સ્ત્રીઓ કુશીલતાથી ભરેલીજ હોય છે હા ! એ વિધિને શુ કહીએ ? સ્ત્રીની વાણીમા મધુરતા ભરી રૂપ તો રમણીનુ જ કહેવાય ! ક્રીડા તો સ્ત્રીની જ ! સૌભાગ્યપણુ આદિ સર્વે મૂક્યુ પણ એનામા સ્થિરતા કેમ ન મૂકી ?" ઈત્યાદિ વિચારતો તે ઉપવનમા ગયો ત્યા મદિરમા વાસગૃહમા શય્યા તૈયાર કરાવીને ધનશ્રીએ કહ્યા પ્રમાણે વ્યવસ્થા કરાવી

હવે સ ધ્યા સમય થયો ત્યારે તલારક્ષક સ્નાન કરી વસ્ત્રાલકાર ધારણ કરી જાણે શ્વસુરને ઘેર જતો હોય તેમ અશોકવનમા આવીને ધનશ્રીની રાહ જોવા લાગ્યો એ પ્રસંગમા શૃગારને ધારણ કરતી પ્રત્યક્ષ વનદેવી હોય તેવી ગજગામિની ધનશ્રી વસ્ત્ર આભૂષણ સજીને ત્યા આવી પહોચી કેટલાક સીપાઈઓને ગુપ્ત રાખી પોતે જે સમયે તલારક્ષકની સામે આવી ત્યારે ઈંદુની કળાને જોઈને સમુદ્રનુ જળ જેમ ઉછળે તેમ કોટવાળનુ હૃદય પ્રેમપ્રવાહથી ઉછળવા લાગ્યુ ધનશ્રી વાસગૃહમા આવીને પલગ ઉપર બેઠી, વિદુષી એવી તેણીએ મૃદુ ઉક્તિથી તેને મદ્યપાન કરાવી દીધુ ચદ્રહાસ મદિરાના તીવ્ર પાનથી કોટવાળ તરતજ નિશ્ચેષ્ટ થઈ ગયો, એટલે ખજર કાઢીને એના પેટમા ચલાવી દીધુ ખરે સ્ત્રીઓમા સાહસ અદ્‌ભુત હોય છે પોતાના હાથે ખોદેલા ખાડામા પોતે પડે તેમ તેની દુર્બુદ્ધિથી તેનો નાશ થયો તલારક્ષકનો એ રીતે નાશ કરીને તેણી વિનયધરને આમ તેમ જોવા લાગી દૂર ઉભેલા તેને જોઈને ઉગ્ર કોપને ધારણ કરતી ખજર લઈને તેને મારવા તે ધસી સદા ભયકર કાલિકાસમી પોતાના સામે ધસી આવતી જોઈને પ્રસ્તાવને જાણનારો ચતુર વિનયધર બે હાથ જોડી તેના પગમા પડ્યો-પોતાનો અપરાધ ખમાવવા લાગ્યો તેના આવા નમ્રશીલ વર્તનથી શાન્ત થયેલી ધનશ્રી કોપ સમાવીને કહેવા

લાગી-" રે મૂર્ખ ! તેં મને આવાં અધમ કાર્યમાં પ્રેરી; પાણીનો પ્રવાહ જેમ નીચો જાય છે તેમ તેં શું મને એવી અધમ નારી ધારી. મેં તો તને ફક્ત વિનોદની ખાતર કહ્યું હતું; પણ તારા દુષ્ટ અધ્યવસાયથી તેં સત્ય કરી બતાવ્યું, ત્યારે મારે હાથે તેનો નાશ કરવો પડ્યો. લોકો ઘરમાં દીવો પ્રકાશને માટે કરે છે, નહિ કે ઘર બાળવાને માટે; શીળ એ તો સ્ત્રીઓનું પરમ ભૂષણ છે. નારીને એ અમૂલ્ય શોભારૂપ છે. '**नारी रुपं पतिव्रता.**' સાચી સ્ત્રી તેનો ત્યાગ કરે ખરી ? મૃતક શરીર શું હેમમણિનો ભાર ધારણ કરી શકે ? એવી રીતે ઉત્તમ નારીરત્નનું શીલ પણ કોઇ ન ભેદી શકે. અસ્તુ, સાક્ષાત્ સુરેંદ્ર પણ મારા શીલરૂપી મહામણિને હૃદયમંજુષામાંથી હરવાને શક્તિવાન નથી." એ પ્રમાણેનો તેનો નિશ્ચય જાણીને વિનયંધર ચમત્કાર પામ્યો. તેના હુકમથી તલારક્ષકના મૃતકને નિધની માફક પૃથ્વીમાં દાટી દીધું. પછી તે સર્વે પોતપોતાને મકાને ચાલ્યા ગયા.

એક દિવસ અવસર પામીને વિનયંધરે ધનશ્રીને પૂછયું-" તમે પરણેલાં છો, તો તમારો સ્વામી કોણ છે ? તમારૂં સાસરૂ ક્યાં છે ?"

વિનયંધરનું આ પ્રમાણેનું વચન સાંભળીને ધનશ્રી બોલી. અવંતીમાં રહેનાર સાગરદત્ત શ્રેષ્ઠીને ' સમુદ્ર ' નામે પુત્ર છે, તેની સાથે મારો વિવાહસંબંધ થયો છે, પરંતુ પરણ્યાની પ્રથમજ રાત્રીએ તે મને ત્યાગીને કયાંક ચાલ્યા ગયા છે. મેઘ જળધારાએ વર્ષે છતાં ચાતકના મુખમાં બિંદુમાત્ર જળ પણ ન પડે, તેમ મારા મંદ ભાગ્યે કરીને તે મને છોડી ગયા છે; ત્યારથી આજ દિન પર્યંત ભોગોપભોગની છતી સામગ્રી છતાં પરાઙ્મુખ એવી હું અરણ્યમાં રહેલા માલતીની પેઠે દુઃખમાં મારા દિવસો નિર્ગમન કરૂં છું." અશ્રુએ કરીને આર્દ્ર નયનોથી તેણીએ કહ્યું.

"જો તમારો આદેશ હોય તો દેશાંતરમાં ભમીને પણ તમારા વિવાહિત પતિને હું શોધી લાવું." દયાવડે કરીને જેનું ચિત્ત કોમળ થયું છે એવા વિનયંધરે ધનશ્રીને કહ્યું.

"હે કરૂણાવર ! તારા વગર બીજો કોણ આવો પ્રાણદાતા સમો ઉપકારી હોય ? માટે હે કરૂણારસિક ! સત્વર એ કાર્ય કર." ધનશ્રીએ કહ્યું. "આજ બાર બાર વર્ષ પરણ્યાને વહી ગયાં, પણ પતિનાં દર્શન હજી સુધી ન થયાં, આશામાં ને આશામાં આ આશાભર્યું યૌવન વ્યર્થ જાય છે, છતાં હજી સુધી મારાં મનોવાંચ્છિત સિદ્ધ ન થયાં." ધનશ્રીના શબ્દોએ વિનયંધરનું હૃદય ભેદ્યું. સ્ત્રી માટે તેના હૃદયમાં જે ઉલટી ધારણા હતી તે સર્વે દૂર થઇ ગઇ. ધનશ્રીએ વિસૃષ્ટ કરેલો વિનયંધર મૂળસ્વરૂપે પોતાને વતન અવંતી દેશમાં ચાલ્યો ગયો. બારબાર વર્ષ વહી ગયા બાદ સમુદ્ર ઘેર આવી માતાપિતાને નમ્યો. પૂર્વની કથા સ્મૃતિમાં લાવી માતાપિતાએ તેને પોતાનો પુત્ર જાણ્યો. ઘણે વર્ષે પુત્રને જોઇને માતપિતા અત્યંત ખુશી થયા, નગરમાં સાકર વહેંચી, સગાંકુટુંબી જનને ભાવતાં ભોજન જમાડી સંતોષિત કર્યાં. તરત સમુદ્રને સાસરે ગિરિદુર્ગમાં પણ સમુદ્રચંદ્રના આગમનની ખબર મોકલી અને ધનશ્રીને તેડાવી.

ધનસાર્થવાહ આપ્તજનોની સાથે ધનશ્રીને લઇને ઉજ્જેણીમાં આવ્યો, મોટા ઓચ્છવપૂર્વક ફરીને તે બન્નેને પરણાવ્યાં. વર્ષાઋતુમાં જેમ મયુરી આનંદ પામે, વસંતઋતુમાં કોકિલા જેમ નૃત્ય કરતી હર્ષોન્મત્ત બને તેમ ધનશ્રી પોતાના ગૌરવથી ગર્વને ધારણ કરતી હતી. પરણીને ઉભય વરવધુ વાસભુવનમાં ગયાં. ત્યાં બાર વર્ષનો ભોગનો દુષ્કાળ દૂર કરી આજે સુકાળ કર્યો. બીજે દિવસે કોઇ પણ હેતુને લઇને ધનશ્રી હૃદયમાં દુઃખ પામતી હતી, તે જોઇને સમુદ્રચંદ્રે તેનું કારણ પૂછયું ધનશ્રીએ વિવેકથી કહ્યું "સ્વામિન્ ! પ્રથમ તમારા દુસ્સહ વિરહ સમયે જાણે સાક્ષાત્ મૂર્ત્તિમાન્ વિવેક હોય એવો એક પુરૂષ મને મળ્યો હતો. તે પોતાના વિનયવંતપણાથી વિનયંધર એ નામે પ્રસિદ્ધિને પામ્યો હતો. તમારા વિરહથી આતુર એવા મારા મનને તે વિનોદનું કારણ હતો. કેટલોક કાળ તે અમારે ત્યાં રહીને તમને શોધી લાવવાને બ્હાને તે કયાં ચાલ્યો ગયો તેની ખબર નથી. તમારી પ્રાપ્તિથી હર્ષ અને તેના જવાથી શોક એવી રીતે નહિ પ્રકાશ નહિ અંધકાર એવા સંધ્યાસમયની માફક હું વિડંબિત

છુ. કુમુદિનીને વિકસ્વર કરનાર ઈંદુ વિના જેમ આ લોકમાં રાત્રી અંધકારથી પૂર્ણ ભરેલી હોય છે, તેમ એ વિનીત વિનયંધર વિના મને બધું શૂન્ય શૂન્ય અંધકારમય ભાસે છે. ”

પ્રિયાનાં એવાં વચન સાંભળી હસીને સમુદ્ર બોલ્યો—“ પ્રિયે! તેને માટે શું શોક કરે છે ? ” એમ કહી વિનયંધર સંબંધી સર્વે હકીકત તેણીને સંભળાવી દીધી. જેથી તેણી અધિક ખુશી થઇ ને સંતોષ પામી. પતિને મેળવીને શીલને પ્રતાપે સુખ પામી. એવી રીતે સાક્ષાત્ લક્ષ્મીસમી ધનશ્રીને પામીને સમુદ્રદત્ત સુખી થયો, તે બંનેએ પ્રેમરસથી ભરેલા મનવડે મૂર્ત્તિએ કરી ભિન્ન છતાં ચિત્તની ઐક્યતાથી પોતાનું સંપૂર્ણ જીવન સુખમાં–આનંદમાં વ્યતિત કર્યું. સતી સ્ત્રીઓમાં આદર્શરૂપ એવી જેમ આ ધનશ્રી છે તેવી રીતે હે મહામુનિ ! બીજી સ્ત્રીઓ પણ હશે; માટે તેમની નિંદા કેમ કરાય ? અથવા તો રાગદ્વેષવાળા પુરૂષોને આ વસ્તુ સારી છે–આ ખોટી છે એમ જણાય છે; માટે કોઇ પણ વસ્તુને સારી ખોટી કહેવી એ વાસ્તાવક નથી. વૈરાગી પુરૂષ હોય છે એ તો યુવતીજનને દોષના ધામરૂપ સમજે છે, કિંતુ મારા જેવા રાગી જનોજ તેણીને સંસારમાં સારભૂત માને છે. હે મુનીશ્વર ! તમે જણાવ્યું હતું કે હું દુઃખનો નિગ્રહ કરવાને સમર્થ છું, તે સ્મરણ કરો; કેમકે અદ્યાપિ મારી ભોગેચ્છા ક્ષીણ થઇ નથી. મારૂં મન તો દ્રવ્યોપાર્જનના વિષયમાંજ રક્ત છે. તો હે કૃપાસિંધો! કંઇ ઉપાય બતાવો; અને તેવી રીતે કરો કે જેથી હું ભોગોને પુનઃ મેળવી સુખી થાઉં. માટે તાત્કાળિક ફળદાયક એવો રસ્તો હોય તેજ કહો. જે ધર્મ સેવેલો તત્કાળ ફળને ન આપે તે દીર્ઘકાળે પણ શું ફળ આપે ? ” ધમ્મિલે એ પ્રમાણે ધનશ્રીનું ચારિત્ર કહી સંભળાવીને પોતાની જે ઈચ્છા હતી તે પણ મુનીશ્વરને નિવેદન કરી. તાત્કાળિક લાભ થાય એવો રસ્તો બતાવવા પ્રાર્થના કરી.

એ પ્રમાણે ધનશ્રીનું દૃષ્ટાંત સાંભળીને–તેમજ તેની તીવ્ર ભોગેચ્છા જાણીને દયાભાવથી જેનું ચિત્ત આર્દ્ર થયું છે એવા અગડદત્તમુનિ બોલ્યા–“ વત્સ ! સદ્ભાવનાથી કરેલો ધર્મ સત્વર

ફળ આપે છે પૃથ્વીના યોગથી આમ્રતરૂ જેમ ઉદકને પ્રાપ્ત કરે છે, કેમકે તેના વગર તાત્કાળિક વા વિલબથી આમ્રમ જરીરૂપ ફળ પ્રગટ થતું નથી, તેજ પ્રમાણે ધર્મનુ ફળ સમજી લેવું તે માટે હે સૌમ્ય! તારે છ માસ સુધી આચામ્લ તપ કરવુ સાધુની માફક આ ચાર પાળતા ને દોષ રહિત આયબિલનો તપ કરતા તુ ત્યા લગી ધર્મ આરાધીશ, તો તારૂ ઇષ્ટ સત્વર સિદ્ધ થશે સૌભાગ્યલક્ષ્મીની લીલાને તુ પામીશ જો કે એટલો સમય તારે કષ્ટ ભોગવવુ પડશે પણ કષ્ટ વિના કાર્ય સિદ્ધ ન થાય 'દેહે દુ ખ મહાફલ !' સુવર્ણને અગ્નિમા તપાવે ત્યારે જ શુદ્ધ થાય ગ્રીષ્મઋતુનો ઉકળાટ વધે તો વર્ષા જલદી આવે, વસ્ત્રમા ક્ષાર નાખે તો તેને શુદ્ધ કરે, કડવુ ઔષધ રોગ હરે, બિ બ ઉપર ટાકણા મારે ત્યારે તે પૂજા યોગ્ય થાય, હળથી પૃથ્વીને ખેડે તોજ તેમાથી ધાન્ય ઉત્પન્ન થાય, તેમજ તપના કષ્ટથી પણ લક્ષ્મી પ્રાપ્ત થાય એ નિ શ ક છે" એ પ્રમાણે મુનિનું વચન સાભળીને ધમ્મિલ તેમ કરવાને તૈયાર થયો

તે પછી ભોગની વાચ્છામા આતુર એવા ધમ્મિલે દ્રવ્યસાધુનો વેશ પહેરીને પ્રથમ દિવસે ઉપવાસ કરી પછી ગોચરીવડે છ માસ પર્ય ત આય બિલનુ તપ કરવા માડયુ ગુરૂએ બતાવેલી વિધિ પ્રમાણે નવલક્ષ પરમેષ્ટીમ ત્રનો જાપ કરવો શરૂ કર્યો પ્રયો જન છતા પણ તે મૌનપણે રહીને સાધુની માફક મુનિવેશ ધારણ કરીને શુદ્ધ ક્રિયા કરવા લાગ્યો માકણ, મચ્છર, જુ ઇત્યાદિક ક્ષુદ્ર જ તુઓનો દ શ થવા છતા પણ તે નિર્ગ્ર થની માફક સહન કરતો પણ તેમને દુ ખ થાય તેવો પ્રયત્ન ન કરતો તફાવત એટલોજ હતો કે નિર્ગ્ર થ ધ્યાનારૂઢ થયા સતા આવા ઉપસર્ગો નિર્વાણ-મોક્ષને અર્થે સહે છે, ધમ્મિલ મ સારના ભોગોને મેળવવાને આ પ્રમાણે દેહદમન કરવા લાગ્યો વિધિપૂર્વક ષોડશ અક્ષરી પરમેષ્ટી મ ત્રનો જાપ કરતો, આધાકર્માદિક દોષ તજીને સામુદાણી ગોચરી સાધુની પેઠે ફરીને લાવતો અને ભ્રમરની માફક વૃત્તિ કરી આહાર લેતો હતો આ તપશ્ચર્યા ચઉવિહારથી કરતો હતો મનમા શુભપરિણામ ધારી નિત્ય પ્રત્યે ષડ્ આવશ્યક ભણતો તે પોતાનો કાળ વ્યતિત કરવા લાગ્યો સ સારની પીડાને છોડીને ધમ્મિલ એવી રીતે ધર્મકાર્યમા ઉજમાળ

થયો. देहं पातयामि वा कार्यं साधयामि । એ નિશ્ચય મનમાં ધારીને ઉત્તમ નિર્ગ્રંથની માફક જરા પણ દોષ લગાડતો નહિ. એ રીતે ગુરૂએ બતાવેલી વિધિપૂર્વક આયંબિલના તપમાં એના છ મહિના પસાર થયા.



# પ્રકરણ ૪૮ મું.

## ' સંસાર સુખને કારણે. '

ધમ્મિલને આયંબિલ કરતાં છમાસ પસાર થઇ ગયા ત્યારે છમાસને અંતે આકાશવાણી થઈ. " ધમ્મિલ ! તું મનુષ્યલોકમાં દેવતાની માફક ભોગોને ભોગવીશ, વિદ્યાધર અને રાજાઓની બત્રીશ કન્યાઓનો તું સ્વામી થઇશ. " આકાશમાંથી જેમ મેઘની ધારા પડે તેમ છમાસની પૂર્ણાહુતિની રાત્રીએ ધમ્મિલના કાનમાં એવી વાણી અથડાણી. અમૃતથી પણ મીઠી એ વાણી સાંભળીને ધમ્મિલને અતિ હર્ષ થયો, તેની મહેનત સફળ થઇ. પ્રભાતમાં તેણે ગુરૂમહારાજને નમી એ દ્રવ્યવેશ તેમને અર્પણ કરી તપનું પારણું કર્યું. જો કે તેનું શરીર તદ્દન શુષ્ક થઈ ગયું હતું, દવાગ્નિથી દગ્ધ થયેલી જાણે વૃક્ષની શાખા હોય તેવું જણાતું હતું, છતાં તેનું ચિત્ત પ્રસન્ન હતું. ભાગ્યોદય સંબંધી તેના મનમાં અનેક સંકલ્પ-વિકલ્પો થતા હતા. અનેક પ્રકારની ગડમથલ તેના હૃદયમાં થયા કરતી હતી.

આખો દિવસ તેણે ફરવા હરવામાં ને આનંદમાં વ્યતિત કર્યો. સૂર્યાસ્ત પછી શહેરનાં કાર્યથી પરવારીને નગરની બહાર જીર્ણોદ્યાનના એક જીર્ણમંદિરમાં આવીને સુતો. એ દિવ્ય વાણીના પડઘા તેની કર્ણેન્દ્રિયમાં અથડાતા હતા. ક્યાં જાઉં ? શું કરૂં ? ભાગ્યોદય ક્યાં થશે ? કેવા સંયોગોમાં લક્ષ્મી મળશે ? વિગેરે વિચારો એને સુતાં સુતાં પણ થયા કરતા હતા. ભવિષ્યનાં એ પ્રમાણે સુખનાં સ્વપ્નાં અનુભવતો હતો; ભાવી સુખના વિચારોમાં એ એકચિત્ત હતો.

જગતમાં પુણ્ય અને પાપ એ અજબ વસ્તુઓ છે. કોટી

પ્રયત્નો કરતા મનુષ્ય જે નજીવી વસ્તુ પણ નથી મેળવી શકતો, તે પુણ્યના આકર્ષણથી જગતમા હોય તોપણ લાખો કોશથી ખેચાઇને ત્યા તેના ચરણમા અથડાય છે પાપના પ્રભાવથી અતિયત્નથી ગોપવેલી વસ્તુઓ પણ નષ્ટ થઇ જાય છે જમીનમા દાટેલુ ધન કોલસા થઇ જાય છે ફાલી ફુલી લીલીવાડી પણ કરમાઇને સુકાઇ જાય છે, ત્યારે પુણ્યથી એ બધુ અનાયાસે મળે છે આત્મા તો એક સાક્ષીભૂત છે સારા ખોટા કર્મનો કરનાર છે, એના ફળને ભોગવનારો છે જગતમા આપણુ પેદા કરેલુ જ આપણને મળે જાય છે જેવી કમાણી કરીએ છીએ તેવુ ભવિષ્યમા મળી રહે છે સુકૃત કરનારને સારૂ મળે છે, પાપ કરનારને તેવુ જ ફળ ભોગવવુ પડે છે, એમા ધારેલુ શુ કામ આવે ?

લગભગ પહોર રાત્રી વહી ગઇ હતી, જગત શાતિની શય્યામા આરામ લેતુ હતુ મનુષ્યોનો અવરજવર ક્વચિતજ નજરે પડતો હતો રાત્રી અધારી હતી આકાશમા અસખ્ય તારાઓ વિદ્યમાન છતા જગત ઉપર તે જોઇએ તેવો પ્રકાશ પાડી શકતા નહોતા જેથી ચોર, જુગારી ને વ્યભિચારી જનોને આવો સમય ઠીક ઉપયોગી થઇ પડતો હતો એવી વખતે એક રથ એ જીર્ણોદ્યાનમા આવ્યો, તે એ જીર્ણમદિરના દ્વાર આગળ જ આવીને અટકયો રથની હાકનારી બાઈ રથ ઉપરથી નીચે ઉતરી પડી ને મદિરના દ્વાર પાસે આવી બોલવા લાગી—" ધમ્મિલ ! ધમ્મિલ ! અહીં કોઈ ધમ્મિલ છે કે ? "

પોતાના નામનો સાદ સાભળીને મદિરની અદર સુતેલો અને વિચારના વાવાઝોડા સાથે અથડાતો ધમ્મિલ ચમકયો—" ઓહો ! કાઈ મને બોલાવે છે ? આવી અધારી રાત્રે એ કોણ હશે ? સ્વર તો કોઈ સ્ત્રીનો જણાય છે " તે મનમા ગણગણ્યો

"હા, હુ અદર છુ, હુ જ ધમ્મિલ છુ " કઇક નિશ્ચય કરીને પછી ધમ્મિલે કહ્યુ " આવ, આવ, જરા બહાર આવ, અને રથ ઉપર બેસ, આપણે ઝટ ચપાપુરી તરફ રવાને થઇએ "

એ બાઈની એવી વાણી સાભળીને વળી તે વિચારમા પડયો

" આ કોણ હશે ને મારૂં નામ એણે કેવી રીતે જાણ્યું ? શા માટે મને ચંપાપુરી તરફ તેડી જતી હશે ? કંઇ સમજાતું નથી કે આ શું ભેદ છે ? અથવા તો ચિંતા કરવાથી શું ? હમણાં તો મારી ચિંતા દૈવનેજ કરવાની છે. આપણે તો જેવો સમય હોય તેવો દાવ ખેલવાનો છે. માટે મુંગા મુંગા હા પાડીને તે લઇ જાય ત્યાં ચાલોઃ ભવિષ્યમાં શું નવાજુની થવાની છે તે જોઇએ. મહેનત કરવી એ આપણું કામ છે, ફળ આપવાનું તો દૈવનું કામ છે, માટે હવે વધારે વિચાર કરવાથી સર્યું. "

એ બાઇનાં વચન સાંભળીને કૃશાંગ છતાં પણ પુષ્ટની માફક ખુશી થતો મંદિરમાંથી ધમ્મિલ બહાર નીકળ્યો. અને એક ફાળ ભરતો તે લીલામાત્રમાં રથ ઉપર ચઢી ગયો. તેને બોલાવનારી બાઇ પણ રથ ઉપર આરૂઢ થઇ, એટલે રથને ધમ્મિલે ચંપાપુરીના રસ્તે હાંકવા માંડ્યો. તેણે રથમાં નજર કરી તો એક વસ્ત્રાલંકારથી સજ્જ થયેલી સુંદર કન્યા પોતાનું સમસ્ત અંગ ઢાંકીને બેઠેલી તેના જોવામાં આવી. તે સિવાય એને બોલાવનારી તે બીજી સ્ત્રી હતી. એ બન્ને સ્ત્રીઓએ ધમ્મિલ તરીકે ઓળખેલો એવો આ નવીન ધમ્મિલ, એણે પોતાની સત્ય ઓળખાણ આપ્યા વગર રથને ઉતાવળથી ચંપાપુરી તરફ હાંકી મૂક્યો.

રાત્રી પોતાનું કાર્ય કર્યે જતી હતી ને ધમ્મિલ રથને હંકારે જતો હતો. હુંકારથીજ પૂછ્યાનો ઉત્તર આપતો હતો. રથમાં બેઠેલી કન્યા વિચારમાં પડી કે " બપોરે તો મારી સાથે કેવી વાતો કરતા હતા ને અત્યારે કેમ બોલતા નહિ હોય ! શું રાત્રીનો સમય છે માટે ? અથવા તો આ મનનો માનેલો ધમ્મિલ છે કે બીજો કોઇ હશે ? જગતમાં એકજ નામવાળા અધિક પુરૂષો શું જોવામાં નથી આવતા ? જો એમજ થયું તો મારા તો ભોગજ સમજવાઃ પણ એ બનવું તદ્દન અશક્ય છે. એ તો અત્યારે જરી રીસાયા હશે, તે પ્રભાતના સૂર્યોદય સમયે મને જોશે–નિહાળશે, એટલે તરતજ ગુસ્સો ઉતરી જશે. પ્રિયાની આગળ પુરૂષનો ગુસ્સો ક્યાં સુધી ટકવાનો હતો ? " રથમાં બેઠેલી એ નવોઢા બાળા એવા અનેક વિચારો કર્યા

કરતી હતી. જેવો એના વિચારોનો વેગ હતો તેવોજ રથનો વેગ પણ સખ્ત હતો. પરોઢિયું થતામાં તો રથ ત્યાંથી કેટલાક ગાઉ દૂર નીકળી ગયો. ધમ્મિલના મનમાં કાંઇક હતું, રથમાં બેઠેલી બાળાના મનમાં જુદુંજ હતું. ત્રીજી બાઇના વિચારો જુદાજ હતા, ત્યારે એ સર્વના કરતાં વિધાતાનું કરવા યોગ્ય કાર્ય તો તદ્દન નોખુંજ હતું.

પ્રાતઃકાળ થવા આવ્યો. સવિતાનારાયણની જગત ઉપર થતી પધરામણીની તૈયારીઓ તેના સારથી અરૂણે પ્રથમથીજ જણાવવી શરૂ કરી. તે સહસ્રકિરણનો ઉદય થતાં એક નદીને કિનારે આવીને રથ અટકયો—કુંવરીએ અટકાવ્યો, એટલે રથના ઘોડા છોડી નાખી ધમ્મિલ અશ્વોને પાણી પાવાને લઇ ગયો. બન્ને સ્ત્રીઓને ત્યાં મૂકી તે નદી તરફ જતો હતો. જતાં જતાં એ બાળા તરફ એક નજર કરી તો લાવણ્યના નિધાન સમાન એ બાળાને જોઇને ધમ્મિલ અંતરમાં અત્યંત ખુશી થયો.

બાળા આ દરિદ્રીને જોતાંજ એકદમ ફીકી પડી ગઇ. તેના ચહેરાનું નૂર ઉડી ગયું, વદન ઉપર ગ્લાનિ પ્રસરી રહી, નહિ સાધુ કે નહિ ગ્રહસ્થ, એ બન્નેથી આની ભિન્ન સ્થિતિ જોઇ, તેમજ ભયંકર ભૂત જેવો એના શરીર ને વસ્ત્રનો દેખાવ જોઇને ખિન્ન થઇ તે બોલી—"માતા ! કેશવડે કરીને આખું શરીર વ્યાપ્ત થઇ ગયું છે એવો, લાંબી ગરદનવાળો, દુર્બળ અને દરિદ્રી, સુપડાની માફક જેના હાથપગના નખો વધ્યા છે, ભૂખથી જેનું પેટ અંદર પેશી ગયું છે, જેના શરીર ઉપર નથી જણાતું રૂધિર કે માંસ ફક્ત હાડકાંજ ભરાઇ રહ્યાં છે, એવી દુર્દશાને પ્રાપ્ત થયેલા આ રાંકડાને આપણી સાથે તું કયાંથી લાવી ? ખચીત એ ભૂતમંદિરમાંથી આ કોઇ ભૂતજ આપણી સાથે આવ્યું છે. જોને મનુષ્યનો કાંઇ આચાર વિચાર તેનામાં તું જુએ છે ? એ બિહામણી મૂર્તિ જોઇને હું તો છળી જાઉ છું. આવો મનુષ્ય તો મેં કયાંય પણ જોયો નથી. હા ! હવે શું થશે ?"

"ખેદ શું કરવાને કરે છે ? એ કાંઇ ભૂતે નથી કે પલિતે નથી, ભૂતપલિતના આવા ચાળા હોયજ નહિ. જરી સબુરી તો રાખ ! તેલ જો, તેલની ધાર જો." સાથેની વૃદ્ધાએ જણાવ્યું.

"આહા ! કદાચ માન કે એ ભૂતે ન હોય ને પિશાચ પણ ન હોય કે ન હોય રાક્ષસ પણ સાક્ષાત્ આ મૂર્તિમંત દારિદ્ર આપણી પાછળ ક્યાં લાગ્યું ? નેત્રરૂપ કમળોને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન મારો જોયેલો ધમ્મિલ ક્યાં ને આ નેત્રરૂપ કમલોને કરમાવવામાં રાત્રી સમાન એકને બદલે બીજો ઘુસી ગયેલો ધમ્મિલ ક્યાં ? આ શઠે નક્કી આપણને અબળા જાણીને ઠગ્યા છે. હવે એ ઘોડાને પાણી પાઇને આવે કે તરતજ એને વિદાય કરી દેજે, રથને અડકવા પણ દઇશ નહિ. કદાચ સાચે એનું ધમ્મિલજ નામ હોય, તોપણ એ મને પ્રિય નથી, હું એને પ્રિયતમ કહીશ પણ નહિ. નામની સમાનતાએ કરીને લક્ષ્મી વિષ્ણુને મૂકીને કંઇ હરિ એટલે વાંદરાને વરતી નથી. આ ભરથાર મારે બીલકુલ માન્ય નથી, ને હવે આગળ જવાની જરૂર પણ નથી. જ્યાંથી આવ્યાં તેજ સ્થળે–પિતૃગૃહે પાછું જવું એજ સારૂં છે."

રથમાં બેઠેલી એ મનોહર બાળાની આવી ખિન્ન વાણી સાંભળીને એની ધાવમાતા બોલી–" વત્સે ! પાછાં ઘરે જઇશું એમાં તો આપણી લઘુતા–નિંદાજ થશે. હમણાં તો ચંપાએ જઇએ, ત્યાં ગયા પછી તને જેમ ઉચિત લાગે તેમ કરજે."

અન્યોઅન્ય બન્ને સ્ત્રીઓની થતી વાતને સાંભળ્યા છતાં અણસાંભળી કરતો ધમ્મિલ ઘોડાઓને પાણી પાઇને આવ્યો, તેમને રથ સાથે જોડ્યા ને પોતે પૈડા ઉપર પગ મૂકીને જેવો રથ ઉપર ચઢવા જાય છે. એટલામાં તો તે બાળા એકદમ દોડી આવી રથના આગલા ભાગ ઉપર ચઢી બેઠી, અને રથની લગામને પોતાના હાથમાં લઇને તે નિર્દયપણે એની નિર્ભર્ત્સના કરવા લાગી. "રે અધમ ! નિર્લજ્જ ! નફ્ટ ! મારો રથ છોડી દે ! અમને એકલી જાણીને ઠગવાનો તારો ઈરાદો છે કે શું ? તારે જવું હોય ત્યાં જા; પણ મારી નજર આગળથી ઝટ દૂર થા."

"હા ! હા ! દીકરી ! આ શું કરે છે ? સમજતી નથી. અત્યારે આપણે ભરજંગલમાં છીએ. હજી ચંપા ઘણે દૂર છે. માર્ગમાં રસ્તો વિકટ છે; તો રસ્તામાં આપણને પુરૂષની અવશ્ય જરૂર પડશે.

ગામમાંથી કંઈ ખાવાપીવાનું મંગાવવું, રથની ને ઘોડાઓની વ્યવસ્થા કરવી, બીજું કંઇ કામકાજ હોય તે પણ પુરૂષ સાથે હોય તોજ બની શકે. પરદેશમાં સાથે પુરૂષ હોય તો જ ઠીક પડે; નહિ તો અનેક લુચ્ચા લફંગાઓ આપણને છેતરી જાય, માટે નામમાત્ર પણ પુરૂષની સોબતની આપણને હાલમાં તો ઘણી જરૂર છે, તે શું તું સમજતી નથી? ચંપા સુધી એને સાથે આવવા દે. ત્યાં ગયા પછી આપણે એને રજા આપી દઇશું." ધાવમાતાએ બાળાને સમજાવ્યું.

બાળાના અંતરમાં એ શિખામણ ઠીક લાગી. જેથી હાંકવાની જગ્યાએથી ઉઠીને તે રથની અંદર બેઠી ને એક મોટો નિઃશ્વાસ મૂકયો. પ્રૌઢ ધાવમાતા પણ રથ ઉપર ચઢી બેઠી, તેણીના કહેવાથી ધમ્મિલે નદીથી આગળ રથ હંકાર્યો.

મધ્યાન્હ સમય થતાં એક ગામની ભાગોળે આવીને રથ છોડી નાખ્યો. ઘોડા વિશ્રાંતિ લેવા લાગ્યા. માદીકરી લાગેલો પરિશ્રમ દૂર કરવાને એક મોટા તરૂવરની નીચે ગાદી પાથરીને બેઠાં. બંનેને ક્ષુધા બહુ લાગી હતી એવી તેમની ઇંગિત ચેષ્ટા જોઇને પ્રવિણ ધમ્મિલે તેમને કહ્યું—" આ વૃક્ષની છાયા તળે તમે આરામ લ્યો, હું ગામમાં જઇને તમારે માટે ભોજનની સામગ્રી લઇ ઝટ આવી પહોંચું છું."

એમ કહીને તે ભોજન માટે જોઇતી ચીજો લેવા ગામ તરફ ચાલ્યો. ગામમાં ગયો ત્યાં એણે ઘણા લોકસમુદાયથી પરવરેલા ગામધણીને આક્રંદ કરતો જોયો. લોકો પણ શોકથી ગમગીન હતા. ગામધણીને તેમનાથી પણ અધિક શોક હતો. આવી સ્થિતિ જોઇને ધમ્મિલે ગામધણીને તેનું કારણ પૂછયું કે " ભાઈ! આ બધા ઉદાસ કેમ છે? તમે પોતે પણ કયા કારણે આટલો બધો અફસોસ કરો છો?"

" હે ભદ્ર! મારો આ બાળ કિશોર અશ્વ લક્ષણવંતો છતાં કોઈ પણ કારણથી ક્ષયરોગની માફક પ્રતિદિવસ ક્ષીણ થતો જાય છે, એ મને પ્રાણથી પણ વહાલ છે, પણ બિચારો મરવાની પથારીએ

પડ્યો છે, સારા વૈદ્યોએ અનેક ઉપચાર કર્યા છતાં કોઇ પણ એના રોગનો મર્મ સમજતું નથી, ને અનેક કિંમતી ઔષધો વ્યર્થ જાય છે. મારા જીવિતનું એ સર્વસ્વ છે છતાં આટલી બધી મહેનતે પણ એને સારૂં થતું નથી, જેથી મને બહુ દુઃખ થાય છે, ને મારા દુઃખે દુઃખી આ પરિજનવર્ગ પણ ચિંતામાં ડુબેલો છે." ધમ્મિલને ગામધણીએ જણાવ્યું.

" મહાશય ! પ્રચ્છન્ન પાપકર્મની માફક એની ચેષ્ટાવડે હું જાણું છું કે એના હૃદયમાં શું શલ્ય છે ? એના પેટમાં લોહકંટક છે, તે જો નીકળે તોજ એ નિરોગી થાય." ધમ્મિલે કહ્યું.

" કોઈ રીતે તમે કાઢશો તો તમારો ઉપકાર થશે. અહીં એવો કોઈ ચતુર નથી કે જે આ કિશોરનું શલ્ય દૂર કરે. " ગામધણીએ જણાવ્યું.

ગામધણીનું વચન સાંભળીને કુમારે ક્ષેત્રની માટી મંગાવી. તેને આર્દ્ર કરીને અશ્વના શરીરે તેનો લેપ કર્યો; અને છાયામાં અશ્વને ઉભો રાખીને તે લેપને સુકાવા દીધો. પશ્ચાત્ અશ્વના શરીરે ચમક પાષાણ ફેરવ્યો, તે પણ ફરતો ફરતો ત્યાંજ આવીને અટકયો. જે જગાએ ચમકપાષાણ અટકયો તે જગ્યા ફાડીને એ લોહકંટક કાઢી ધમ્મિલે ગામધણીના હાથમાં આપ્યો, ને ઘા ઉપર વ્રણસંરોહિણી ઔષધિ ચોપડીને ઘા રૂઝવી દીધો. અશ્વને રોગ રહિત જોઇને ગામધણીએ પુણ્યવિશારદ ધમ્મિલને કલાકુશળ જાણી ભાઈની માફક તેનું અતિ સ્વાગત કર્યું. પછી પૂછ્યું-"ભાઇ ! કહો તમે કયાંથી આવો છો ? કયાં જાઓ છો ? તમારી સાથે બીજું કોણ કોણ છે ? "

"કુશાગ્રપુરથી અમે આવીએ છીએ, તમારા ગામના સિમાડે-ભાગોળે ઉતર્યા છીએ, ત્યાં રથમાં મારી સ્ત્રી અને તેની માતા છે, એમ અમે ત્રણ જણાં છીએ. " કુમાર ધમ્મિલે પોતાની હકીકત કહી સંભળાવી.

ધમ્મિલની વાણી સાંભળીને ગામધણીએ પોતાનાં માણસો મોકલી રથ સહિત તેમને પોતાને મંદિરે બોલાવ્યાં, તેમને રહેવાને એક અલગ સુંદર મકાન આપ્યું, ત્યાં તેઓ રહ્યાં. સ્નાન, ખાન, પાન"

વિગેરે સર્વે સામગ્રી તેમને પૂરી પાડી. આનંદપૂર્વક તેઓ ત્યાં કેટલાક દિવસ રહ્યાં.

જગતમાં સામાન્ય એવો નિયમ છે કે ગુણવાન માણસો જ્યાં જાય ત્યાં અધિક સન્માન પામે છે. મણિરત્નો વગેરે પોતાના ઘરમાં-સમુદ્રમાં પડયાં પડયાં કાંઇ પૂજા-સત્કાર પામતાં નથી; પણ ત્યાંથી નીકળીને પરદેશ જાય તો પૂજા-સત્કારને પામે છે.

ગ્રામેશના આગ્રહથી કુમાર તો તેમની પાસેજ રહીને ગામલોક સાથે અનેક પ્રકારે વાર્તાવિનોદ કરવા લાગ્યો. એમ કરતાં દિવસનો છેલ્લો પ્રહર થયો, એટલે તે પોતાને ઉતારે આવ્યો.

રાજકુંવરીને તો પોતાનો માનેલો પ્રાણપ્રિય નહી મળવાથી એના હૃદયમાં અતિ ખેદ હતો, પશ્ચાત્તાપથી તે નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ મૂકતી હતી, તેમજ માર્ગનો પરિશ્રમ પણ હતો, જેથી કુંવરી તો ખાઇ પરવારીને સર્વની પહેલી નિદ્રાવશ થઈ ગઇ.



## પ્રકરણ ૪૯ મું.

### 'વિમલા.'

ધમ્મિલ પોતાને ઉતારે આવ્યો, તો ધાવમાતાએ રસોઇ વગેરે તૈયાર કરી હતી, જેથી ધમ્મિલે સ્નાનાદિ કરીને ભોજન કરી લીધું. આ તરફ દિવસ પણ અસ્ત થતો હતો. ભોજનકાર્ય સંપૂર્ણ ક્યાં પછી ધાવમાતાની સાથે તે વાતો કરવા બેઠો. રાજકન્યા તો એના આવ્યા પહેલાં જ જમીને પલંગ ઉપર પડી મીઠી નિદ્રા લેતી હતી. ધમ્મિલ તેની સાથે અહીં સુધી આવ્યો તો ખરો, પણ એ કોણ છે? ક્યાંના રહેવાશી છે? એની તેને ખબર નહોતી; જેથી ધાવમાતા સાથે એ ભેદ જાણવાને એણે વાતો કરવા માંડી ને પૂછયું-" તમે બન્ને કયા દેશનાં છો? અને ક્યાંથી આવો છો? તમે મને બોલાવ્યો છતાં આ બાળા મારા પ્રતિ આટલો બધો રોષ કેમ કરે છે?"

ધમ્મિલ કુમારનાં એ મુજબનાં વચન સાંભળીને તેની ઉપર વાત્સલ્યભાવ ધારણ કરતી એ ધાવમાતા બોલી–"કુમાર! લક્ષ્મીએ કરીને શ્રેષ્ઠ એવું માગધપુર નામે નગર છે, તે નગરમાં શત્રુરૂપી પર્વતોને તોડવાને જેના ભુજદંડો સમર્થ છે એવો ચક્રવર્તી સમાન અરિદમન નામે રાજા છે. તેની આ કમલમુખી સમી વિમળા નામે કન્યા છે, ને હું તેની ધાવમાતા છું. મારૂં નામ કમળા છે. યોગ્ય ઉમરની થતાં તે બાળાએ ઉપાધ્યાયને નિમિત્ત-ભૂત–સાક્ષી રાખીને લલનાને યોગ્ય સકળ કળાનો અભ્યાસ કરી લીધો. જ્યારે આ બાળા પૂર્ણ યૌવનમાં આવી ત્યારે તે પૂર્વ-કર્મના દોષથી દરેક પુરૂષો તરફ દ્વેષબુદ્ધિથી જોવા લાગી. વારંવાર મનમાં ચિંતવતી કે "અહો! પુરૂષો પોતાના સ્વાર્થમાંજ રક્ત હોય છે. નિર્દય, ચપળ ચિત્તવાળા અને બીજાના સ્વાર્થનો પણ નાશ કરનારા ને ક્ષુદ્ર વૃત્તિવાળા હોય છે, માટે એવા પુરૂષોથી સર્યું!" જ્યારે જ્યારે આ બાળા પોતાના એકાંત મહેલના ઝરૂખાથી કોઇપણ પુરૂષને જુએ, ત્યારે શરીરના ઉંડા ઘામાં જેમ કોઇ ક્ષાર નાખે ને જેમ દુઃખદાયી થાય તેમ આ બાળાને દુઃખ થતું હતું. સારા સારા કુળવાન પુરૂષો, કળાવાન, રૂપવાન, યૌવનસંપન્ન ઉત્તમ ક્ષત્રીય, શૂરવીર પુરૂષો આ બાળાની અભિલાષા કરતા એની પાસે આવી ગયા; પણ આ બાળાનું મન તેઓમાંથી કોઇ પ્રસન્ન કરી શક્યું નહિ. જેમ મોદક ગમે તેવો સ્વાદિષ્ટ હોય પણ ભૂકો થઇ જવાથી તેની તરફ આકર્ષણ થાય નહિ તેમ આ બાળાનું મન કોઇના તરફ આકર્ષાયું નહિ.

તેની આ પ્રકારની વર્તણુક જોઇને વિસ્મય પામતી એવી મેં તેને માટે એક દિવસે ચિંતવ્યું કે "કમળ જેમ ચંદ્રના કિરણો જોઇને ગ્લાનિ પામી જાય, તેમ આ બાળા યોગ્ય ઉમરની છતાં આમ નરદ્વેષિણી કાં થઈ? આ સમય તો એને પતિ પસંદ કરવાનો છે, છતાં એનો રસ્તો તો તેથી ઉલટો છે!" એ પ્રમાણે વિચાર કરીને કોઇ રાજમાર્ગને રસ્તે નિવાસસ્થાન અપાવવાને રાજાની પાસે ગઈ. "મહારાજ! આપની વિમળા પુત્રીને માટે રાજમાર્ગ ઉપર રહેલું

પેલું વિમાન સરખું સુંદર મંદિર આપો, એની ખુલ્લી હવાથી તેની તબિયતને આરામ થશે–એનું ચિત્ત શાંત થશે."

રાજાએ ધાવમાતાના કથનથી પુત્રીને તે વિમાન સરખા મંદિરમાં રાખી, ધાવમાતાને પણ તેની સાથે રહેવા જણાવ્યું. બીજો કેટલોક દાસીનો પરિવાર આપી જોઇતી સામગ્રી ત્યાં પૂરી પાડી. સ્ત્રીઓજ જેના પરિવારમાં છે એવી વિમલા સખીઓ સાથે રસ્તા ઉપરની બારીએ ઉભી ઉભી લીલામાત્રે કરીને સર્વત્ર નિરીક્ષણ કરવા લાગી. અનેક અમીર ઉમરાવો ને ક્ષત્રિયના પુત્રો ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરીને એને લલચાવવાની ઇચ્છાએ ત્યાંથી જવા આવવા લાગ્યા. કેટલાક દિવસ પર્યંત આ ઘટના બન્યા પછી એક દિવસે પોતાની સખી સાથે–ધાવમાતા સાથે બારીએ વિમલા ઉભી હતી, તેવામાં એક સુંદર યુવાન્ પુરૂષ ઉપર તેની નજર પડી. પુષ્પધન્વાનો અનુજ બંધુ હોય અથવા તો સાક્ષાત્ એ પોતેજ હોય તેમ એને જોતાંજ વનમાં લાગેલો દાવાનળ મેઘની ધારાથી જેમ શાંત થઇ જાય તેમ એનું નરદ્વેષીપણું આપોઆપ નષ્ટ થઇ ગયું. તેણે મને પૂછ્યું–" માતા ! આ સુંદર પુરૂષ કોણ જાય છે ? એના દર્શનવડે મારૂં શરીર અમૃતથી સિંચાયું હોય એમ આનંદિત થાય છે; માટે એની સાથે મારો મેળાપ કરાવી આપો. મારૂં દીલ એનામાં એટલું બધું આસક્ત થયું છે કે એના વગર જીવવાને હું સમર્થ નથી. " પુત્રીની એ પ્રમાણેની વાણી સાંભળી હું તે પુરૂષની પાસે ગઇ અને તેને પૂછ્યું–" હે ભાગ્યવાન્ ! કહે, તું કોણ છે ? કોનો પુત્ર છે ? "

પોતાની સુંદર ઝીણી આંખો નચાવતો એ યુવક બોલ્યો– " આ નગરમાં સમુદ્રદત્ત નામે ધનિક સાર્થવાહ રહે છે, તેનો ધમ્મિલ નામે હું પુત્ર છું. "

" ધમ્મિલ ! અચિત તું પુણ્યવાન છુ, કે આ નરદ્વેષિણી અમારી રાજપુત્રી વિમલા તારા ઉપર અનુરાગવાળી થઇ છે, માટે હે સૌભાગી ! એની સાથે લગ્ન કરીને તું આ જગતમાં પુરૂષોને અદ્વિતીય એવું સંસારસુખ ભોગવ. "

"માતા ! એ કેમ બની શકે ? હું વણિક ને એ રાજકન્યા; મારો ને એનો મેળ કેમ મળે ? કયાં એ કલ્પલતા ને કયાં હું તૃણ? કયાં એ મણિરત્ન ને કયાં હું કાંકરો ? કયાં એ રાજહંસી અને કયાં હું બગલો ? કયાં એ ગજગામિની ને કયાં હું બકરો ? કયાં એ પદ્મિની કયાં હું મંડુક ? કયાં લક્ષ્મી ને કયાં દરિદ્રતા ? એવીજ રીતે એ પૃથ્વીપતિની કન્યા કયાં અને હું મહાજન વણિકજન કયાં ? આ વાત તો અસંભવનીય જેવી છે." તેણે કહ્યું.

"વત્સ ! તું ચતુર થઇને આવા વિચાર શું કરે છે ? કામધેનુ ચાલી ચલાવી આંગણે આવે છે, ત્યારે તું દૂર કેમ ભાગે છે ? આવો યોગ તો જગતમાં ભાગ્યયોગેજ બને છે. પોતાને હાથે તું પોતાને અયોગ્ય શાને માને છે ?" મેં કહ્યું. પછી ધમ્મીલ બોલ્યો-

"માતા ! તમે કહ્યું તે સર્વે સત્ય છે. માતપિતાની રજા લઇને હું તમને જવાબ આપી-એની સાથે પાણિગ્રહણ કરીશ."

એ શબ્દો સાંભળીને હું પાછી આવી ને ધમ્મિલ માતાપિતાને પૂછવા ગયો મેં વિમલાને ધીરજ આપી કે 'બનતા લગી તારો માનેલો તને મળી રહેશે.' એટલામાં તો ધમ્મિલે પાછા આવીને ધાવમાતાને જણાવ્યું. "પિતાની અનુમતિ લઇને હું આવેલ છું. તેમણે તો કહ્યું કે પોતાનાથી અધિક હોય એની સાથે બુદ્ધિવંત પુરૂષો સંબંધ બાંધતા નથી અને બાંધે તો પાછળથી એને પસ્તાવું પડે છે."

ધમ્મિલનાં એ પ્રમાણેનાં વચન સાંભળીને ધાવમાતાએ કહ્યું કે "વત્સ ! તારે યોગ્ય આ કન્યા છે. મારૂં કથન માને તો એને અંગીકાર કર."

એનાં વચન સાંભળીને તેમજ કન્યાને જોઇને ધમ્મિલે માતાપિતાનો નિષેધ છતાં એ વચન અંગીકાર કર્યું. અને "પરણ્યા પછી અહીં તો આપણાથી રહેવાય નહિ, મારા માતાપિતા તરફથી તેમજ એનાં માતાપિતા તરફથી અમને બન્નેને હરકત થાય; પરન્તુ હે

તક મળશે તો હું ઉપયોગ કરીશ. પછી તો જેવું તારૂં ભાગ્ય !" ધાવમાતાએ દિલાસો આપ્યો.

" મારૂં નશીબ છે ને તમારી મહેનત છે. પરિણામ તો દૈવાધિન છે; પણ ઉદ્યમ મનુષ્યને આધિન છે. તમે મહેનત કરજો." કુમારે કહ્યું.

" તે માટે તારે નિઃશંક રહેવું, પણ વત્સ ! તારૂં વૃત્તાંત શું છે તે અમને કહી સંભળાવ !"

કમલાના જવાબમાં ધમ્મિલે પોતાનું વૃત્તાંત ટુંકાણમાં એને કહી સંભળાવ્યું.

" વત્સ ! તારો ને અમારો સમાગમ ભાગ્યયોગે જ થયો છે. દૈવની એમાં કાંઇ જુદીજ મરજી હશે; માટે તું પણ ખેદ કરવો છોડી દે. વિધિની મરજી હશે તે થશે. આજથી તારે હવે આ બાળા તરફ એવી વર્તણુક રાખવી કે જેથી એ પ્રસન્ન થાય. બોલવામાં–ચાલવામાં તેનું દિલ આકર્ષાય."

" માતા ! આજથી તમારા કહેવા પ્રમાણે હું વર્તીશ. પણ શુભકર્મની પરિણતિની માફક તમે જો પ્રસન્ન હશો તો મારા સકળ મનોરથ સિદ્ધ થશે." કુમારે કહ્યું.

અન્યોઅન્ય એક બીજાં એ પ્રમાણે વાર્તાલાપ કરતાં યથાસમયે નિદ્રાવશ થયાં. પ્રાતઃકાળના સમય થતાં ગામ્યધણીની રજા લઇને તેમનો આગ્રહ છતાં એ પરદેશી મેમાનો ચંપાને રસ્તે રથ જોડીને માર્ગે પડ્યા.



## પ્રકરણ ૫૦ મું.

### ' ચંપાની વાટે. '

ચંપાનગરીને માર્ગે જતાં અનુક્રમે તેમણે ભયંકર અરણ્યમાં પ્રવેશ કર્યો. વ્યાઘ્ર, સિંહ, દીપડાઓની જ્યાં ગર્જનાઓ સંભળાતી હતી. મણિધરો નિર્ભયપણે પોતાનુંજ ઘર માનીને જંગલમાં ડોલી

રહ્યા હતા. ચોર, ચરડ જેવાઓને જ જે રહેવાને યોગ્ય હતી, એવી ભયંકર અટવીમાં તેઓ આવ્યા. ત્યાં રસ્તામાંજ ફુત્કાર કરતો મોટા મણિધર–સર્પ મેઘના સમો શ્યામ વર્ણવાળો આડો પડેલો હતો. દૂરથી રથને પોતાની સામે આવતો જોઇ તે રથની સામે ધસ્યો. આ દૃશ્ય જોઇને મા દીકરી બન્ને ભયભીત થઈ ગયા; એટલે ધમ્મિલ તેમને ધીરજ આપીને રથ ઉપરથી નીચે ઉતર્યો. અને તરતજ સર્પની સામે ધસી તેને પુંછડેથી પકડી દોરડીની માફક દૂર ફેંકી દીધો.

આગળ ચાલતાં વળી મનુષ્યનું માંસ ખાવાની લાલસાવાળો જાણે સાક્ષાત્ પ્રેત હોય તેવો વ્યાઘ્ર જોવામાં આવ્યો. જેની બન્ને ચક્ષુઓ વિજળીની માફક દૂરથી ચમકી રહી છે, શરીર ઉપર કાબરચિત્રી ચામડી શોભી રહી છે, ગરદન ઉપર કેશરવર્ણી કેશરાના સુંદર દેખાવથી જે ઘમંડમાં આવી ગયો છે, એવો એ પ્રચંડ વાઘ ફાળ દેતો સામો થયો. તે પોતાનું રાક્ષસી મોં ફાડતો ને ભયંકર ગર્જના કરતો તેમની સામે ધસી આવ્યો. ભયંકર ચીસ પાડતી વિમલા પોતાની ધાવમાતાને વળગી પડી ને મૂર્ચ્છિત થઇ ગઇ. એટલે ધમ્મિલ એમને ધીરજ દેતો રથથી નીચે ઉતર્યો અને મંત્રનું સ્મરણ કરતો તેની સામે ધસ્યો. પરિણામે મૃગલાની માફક એને નિર્બળ બનાવી દીધો, તે ચાલ્યો ગયો, એટલે તેઓ રથ સહિત આગળ ચાલ્યાં.

આગળ ચાલતાં એક મોટો હાથી જોવામાં આવ્યો. જાણે મોટો જંગમ પર્વત હોય કે આકાશમાં મેઘઘટા છવાયેલી હોય એવી શ્યામ કાંતિવાળો હાથી પોતાના બન્ને દંતશૂળોને નચાવતો તેમની સામે આવ્યો. કાળ જેવા આ ગજરાજને જોઇને બન્ને સ્ત્રીઓ તો ભય પામી ગઇ; પરન્તુ ધમ્મિલે તેમને ધીરજ આપી. "અરે બીહો છો શું ? જરાક હાથીને રમાડવાની મારી લીલા તો જુઓ !" એમ કહી રથથી નીચે ઉતરીને એણે પોતાનું વસ્ત્ર નીચે બીછાવ્યું, હાથી તેને ઉપાડવાને ધસ્યો એટલે કુમારે એને પુંછડે વળગીને તેને ખૂબ ભમાવ્યો. આખરે હાથી થાકીને લોથપોથ જેવો થઇ ગયો ત્યાં સુધી મલ્લ અને પ્રતિમલ્લની માફક બન્નેએ કુસ્તી કરી. એક બીજાને થકવવાનો દાવ તેઓ અજમાવા લાગ્યા. ક્રોધથી ભૂત થયેલો હાથી તેને પટકીને પોતાની શુંડાદંડથી મારવાને ધસ્યો; પણ ધમ્મિલ

ખસી ગયો ને હાથીનો દંત પ્રહાર-સૂંઢ પ્રહાર પત્થર સાથે અથડાયો, જેથી એને ઘણી વેદના થઇ. પરિણામે તે નીચે પડ્યો અને યોગીની માફક સ્થિર થઇને શ્વાસોશ્વાસ લેવા લાગ્યો. કુમાર તેના દંતશૂળ ઉપર પગ મૂકીને તેની ઉપર ચઢી ગયો. હાથી ગર્જના કરતો જંગલ તરફ ભાગ્યો. એટલે ધમ્મિલ ગજ ઉપરથી એકદમ નીચે કુદી પડ્યો. પછી રથમાં બેસીને બન્ને સ્ત્રીઓને પોતાના પરાક્રમથી ચકિત કરતાં એણે રથને આગળ હંકાર્યો.

રથ ભયંકર અરણ્યમાં ચાલ્યો જતો હતો, એટલામાં રથના ઘોડાઓ પોતાના સમર્થ શત્રુને જોઇને અટક્યા. સામે રોષથી રક્ત નેત્રો થયાં છે જેના એવો કાનને ફાડી નાખે તેવી અરેરાટી પાડતો ભયંકર કેશરી અશ્વો ઉપર ધસી આવ્યો; એટલે રથથી ઝટ નીચે ઉતરીને કુમારે સિંહનાદ કર્યો. એના ભયથી જેમ મૃગલાંઓ નાશી જાય તેમ ત્રાડ પાડતો મૃગેંદ્ર જીવ લઇને નાઠો. પ્રાયઃ કરીને દયાયુક્ત ધર્મવાળા જૈનો પોતાનું કાર્ય સિદ્ધ થતું હોય તો શત્રુને પણ ન મારતાં નસાડી મૂકે છે.

રથ ત્યાંથી આગળ ચાલતો અનુક્રમે જ્યાં ચોર લોકોની પલ્લી આવેલી હતી ત્યાં આવ્યો. આવો અમૂલ્ય શિકાર અનાયાસે હાથમાં આવ્યો જાણીને ચોરનો નાયક અર્જુન પોતાના ભિલ્લોના પરિવારને લઇને એને લુંટવાને સામે ધસી આવ્યો. આનંદમાં નૃત્ય કરતાં ભિલો કીકિયારી કરવા લાગ્યા, તેમના હાથમાં તીર-કામઠાં વગેરે આયુધો રહેલાં હતાં, કેટલાકને કમરે તલવાર લટકતી હતી, ને પછવાડે ઢાલ ભેરવેલી હતી. એવા શસ્ત્રબદ્ધ ભિલ્લો આ નવા આગંતુક મેમાનોને લુંટવાને તેની સામે ધસ્યા, એટલે કુમાર તરતજ રથમાંથી નીચે ઉતર્યો અને છલંગ મારી એક ભિલ્લ ઉપર તે પડ્યો. તેની ગરદન પકડીને આંખ મીંચીને ઉઘાડે એટલામાં તો એને મારી નાંખી એનાં હથિયાર હાથ કરી લીધાં અને પછી પોતે એકાકી છતાં સર્વે ભિલ્લોની ઘાસની માફક ઝાટકણી કરી. આથી ભિલ્લો ત્રાસ પામતા ચારે તરફ નાશભાગ કરવા લાગ્યા. તેમનો આવો કોળાહળ સાંભળીને પલ્લીપતિ ઝટ આગળ ધસી આવ્યો. એટલે બન્નેનું બહુ વખત સુધી યુદ્ધ જામ્યું; પણ આખરે પુણ્યનો જ જય છે ને

પાપનો ક્ષય છે. છળ પામીને ધમ્મિલે એકજ ઘાથી એ ચોરનાયકને યમસદન પહોંચાડી દીધો. પછી પવનથી જેમ ઘાસ ઉડે તેમ એના સાથીઓ ચારે દિશાએ ભાગી ગયા.

"દીકરી ! જોયુંને આનું પરાક્રમ ? કેવો ક્ષત્રીય રાજપુત્ર સમાન યુદ્ધમાં એ ભિલ્લોની સાથે તેમજ આ ભિલ્લપતિની સાથે લડે છે ? વણિકપુત્ર છે છતાં એ પરાક્રમે તો રાજવંશી જણાય છે. તારે મન એ રાંક હશે પણ એક દિવસ મોટા રાજાઓનાં મસ્તક પણ એ પોતાના પરાક્રમથી નમાવશે." જે સમયે ધમ્મિલ ભિલ્લપતિ સાથે લડતો હતો તે સમયે અવસર સાધીને વિમળાને કમળાએ કહ્યું.

"તને અત્યારે બોલવાનો લાગ મળ્યો કેમ ? એની વાતજ તારે મારી આગળ કરવી નહિ. ક્યાં હું હંસીને ક્યાં એ કાગ ?"

"હું ખોટું કહું છું ? કેવા કેવા ભયમાંથી આપણને એ પોતાના જીવના જોખમે બચાવે છે ? એની શૌર્યકળાજ એનું કુલીનપણું કહી આપે છે. કૌસ્તુભ રત્નની ઉત્પત્તિ રત્નાકર વિના બીજે શું સંભવે કે ? આવી અપૂર્વકળાથી દૂર દેશમાં પણ એ મહાભાગ્યવાન્ સત્કારને પામશે. બાકી દ્વેષને લઈ મને લાગે છે કે એક તું જ માત્ર કળહ કરશે."

"તને એનાં વખાણ કરવાં બહુ ગમે છે ખરૂંને ? જ્યારે ને ત્યારે એનોજ પક્ષ ખેંચીને તું વાત કરે છે? એવું તે એનામાં શું બળ્યું છે કે જેથી મારૂં મન એના પ્રાત આકર્ષાય ?"

"તું બધું ભૂલે છે. પુરૂષ રહિત એકલી અબળા જન તે ક્યાં લગી રહી શકે. ચપળ સ્વભાવ ને ચંચળ ચિત્તવાળી લતાની માફક કોઇના આધાર વગર ન રહી શકનારી તું આવા પરાક્રમી પુરૂષનો તિરસ્કાર કરીને કેટલા કાળ પર્યંત નિરાધાર રહીશ ? ભર્તાર વગરની એકાકી સ્ત્રીઓની પરદેશમાં કેટલી બધી લઘુતા થાય છે ? નટ વિટ પુરૂષો તેને હેરાન કરવાને કેટલું કરે છે તે તું જાણે છે ? જો કે હે પુત્રી ! તને જાળવવાને હું સમર્થ છું, છતાં પણ પુરૂષને સ્વીકારવાને તું યોગ્ય છે; કેમકે જાતિવંત મણિ પણ સોનાની અપેક્ષા રાખી સુવર્ણ સાથે સંબંધ બાંધે છે તો અધિક શોભાને પામે છે." કમળાએ તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો.

"મારે તો મારા મનમાં ગમેલો એજ ધમ્મિલ ખરો છે. મારૂં ચિત્ત તો એનામાં જ રક્ત છે—સ્નેહવંત છે. ચોર ને દરિદ્રી જેવા આણે તો આપણી સાથે ઠગાઈ કરી છે. પરાણે આપણને એ ગળે પડતો આવ્યો છે, તો એથી શું એ કાંઈ એમ ફાવી જશે?" વિમળા બોલી.

"દીકરી! તારો ધમ્મિલ કેવળ રૂપવાનજ હતો, પણ જો તને ગુણની કદર હોય, તું ગુણની પરીક્ષા કરી શકતી હો તો આ ગુણજ્ઞને જ વર, કે જેથી તારા સકળ મનોરથ સિદ્ધ થાય." કમલાએ એ બાળાને કહ્યું

પાણીના પ્રવાહની માફક શીતળ અને મધુર એવા કમલાના વચન સાંભળીને પોતાનું મસ્તક ધૂણાવતી વિમળા બોલી "હું માનું છું કે તું અત્યારે ઘેલી થઈ ગઈ છું કે વારંવાર [illegible] નામ લેવાનો હું તને નિષેધ કરૂં છું છતાં તું મને એની જ રામાયણ કહી સંભળાવે છે આજે હું અભાગિની છું અને દૈવથી હું ઠગાઈ છું તેથીજ તું આવી રીતે ક્ષત ઉપર ક્ષાર દઈ રહી છું તને વિશેષ શું કહું? એનું નામ સાંભળતાં પણ મને પ્રીતિ થતી નથી, એનું દર્શન તો મને આગ ઉત્પન્ન કરે છે એ પુરૂષની સાથેનો ગૃહસ્થાવાસ ગર્હાને યોગ્ય—નિંદનીય થાય તેવો છે બાવલના ઝાડનો આશ્રય લેવાથી તો કાંટા જ વાગે એકાકીની પણ સાત્વિકી સ્ત્રી ભલેને ગમે ત્યાં હોય, છતાં કોઈની પરવા કરતી નથી એકલી પણ વાઘણ વાઘના સમૂહમાં પડેલી છતાં ભય પામતી નથી. મહાસતી શીલવતીનું ચરિત્ર હે માતા! તું કેમ ભૂલી જાય છે? જેણે ક્રૂર રાજા વગેરેની [illegible]કની માફક નિર્ભર્ત્સના કરી હતી"

"કોણ એ શીલવતી?" ધાવમાતાના એમ પૂછવાથી વિમળાએ તેનું ચરિત્ર કહેવાનું શરૂ કર્યું

—❋◎◎❋—

# પ્રકરણ ૫૧ મું

## 'શીલવતી.'

પૂર્વે આ ભરતક્ષેત્રમાં લક્ષ્મીનિવાસ નામનું નગર હતું. ત્યાં મહાપરાક્રમી એવો અરિમર્દન નામે રાજા રાજ્ય કરતો હતો. દેવલોકમાં જેમ ઇંદ્ર હોય તેમ પોતાના બળથી શત્રુના ગર્વને હરીને તેની સ્ત્રીઓનાં નેત્રો હમેશાં આંસુભીનાંજ તે રાખતો હતો. એના રાજ્યમાં પ્રજા હરહંમેશ સુખી ને સંતોષી હતી. એ નગરમાં સાગરદત્ત નામે ધનવડે કરીને કુબેર સરખો એક ધનવંત શ્રેષ્ઠી રહેતો હતો. તેના ધનની કોઈ ગણના કરી શકતું નહિ. તેને વિનયશ્રી એ નામે પ્રસિદ્ધ થયેલી, મેરૂચૂલિકાની માફક ગંભીર અને સ્થિર સ્વભાવવાળી પત્ની હતી. તેમને સંસારસુખ ભોગવતાં અનુક્રમે સમુદ્રની માફક ગંભીર અને નિર્મળ બુદ્ધિવાળો સમુદ્રદત્ત નામે પુત્ર થયો. ચંદ્રમાની કળાની માફક વૃદ્ધિ પામતો તે અનુક્રમે યૌવનવયમાં આવ્યો. પિતાએ ભોગને યોગ્ય જાણીને ઇંદ્રદત્ત શેઠની શીલવતી નામે પુત્રી સાથે તેને પરણાવ્યો. પિતાના પ્રસાદથી નિશ્ચિત થઈને ત્રીજા પુરૂષાર્થ કામને સાધતો તે રાત્રીદિવસ પ્રિયાની સાથેજ પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો.

એક દિવસ જરાવસ્થાના આવાગમનની તૈયારી થઈ રહી હતી, તેથી સાગરદત્ત શ્રેષ્ઠી વિચારવા લાગ્યો કે-"ખાનપાનથી સારી રીતે રક્ષણ કરાયલું આ યૌવન અંજળીમાં રહેલા જળની માફક હવે ક્રમે ક્રમે ક્ષય થતું જાય છે, છતાં જીવન તો મેં આ કર્યું છે અને આ કરવાનું બાકીમાં છે, એવાજ અવનવા વિચારોમાં અધુરૂં ને અધુરૂં જ જણાય છે. વૈરીની ઘાટીમાં પડેલો માણસ જેમ કંઇપણ કરવાને અસમર્થ છે, તેમજ જરાગ્રસ્ત માણસ જરાથી આક્રાંત થયો સતો શું કરવાને સમર્થ રહે છે? તે સમયે રૂપ નષ્ટ થાય છે, બળ નાશ પામે છે, કંઠ અવરૂદ્ધ થઈ જાય છે, છતાં ચિત્તવૃત્તિઓ યુવાન થાય છે, કેશ બધા શ્વેત થાય છે, શરીર બધું ફીકું, પાંડુરવર્ણવાળું ને ક્ષીણ થાય છે, ત્યારે તૃષ્ણા વૃદ્ધિ પામે છે, તો હવે મારે

પાસે રજા લેવા આવ્યો. એ ઉત્તમ શિયળવાળી પ્રિયાને તેણે બધી વાત કહી સંભળાવીને કહ્યું કે—"પ્રિયે! જો તારી અનુજ્ઞા હોય તો પરદેશ જઇ ધન કમાવી લાવવાને હું ઇચ્છું છું ?"

પતિનાં આવાં વચન સાંભળીને એ મહાસતી શિયલવતી આંખમાંથી અશ્રુ પાડતી ગદ્ગદ્ કંઠે કહેવા લાગી. "નાથ! આપણે ઘેર શું ખામી છે કે પરદેશ દ્રવ્ય પેદા કરવાને જવા ઇચ્છા કરો છો? વળી હું તમારો વિયોગ સહન કરવાને સર્વથા અસમર્થ છું. અગ્નિથી દહન થતો આ દેહ જલદી ભસ્મ થઇ જાય તે સારૂં પણ તમારો વિરહાનળ નિત્ય હૃદયને દહન કરે એ ઠીક નહીં. હે સ્વામિન્! તેમ છતાં જો તમે પરદેશ જશો તો હું તમારી સાથે બળાત્કારે પણ આવીશ."

પ્રિયાનો આવો દૃઢ આગ્રહ જોઇને સમુદ્રદત્ત તેણીને સમજાવવા લાગ્યો. "વિદેશમાં સ્ત્રીઓ સાથે હોવાથી તે પુરૂષને હમેશાં ક્લેશ કરનારી થઇ પડે છે. વળી શિરીષના સરખી મૃદુ અંગવાળી તું વિદેશમાં ક્લેશ પામશે–કરમાઇ જશે. માર્ગમાં સ્ત્રી પુરૂષને સુખકારી ન થતાં કેવળ ચિંતા કરાવનારી જ થઇ પડે છે; માટે તું ઘરે જ રહે. તારા પ્રેમથી દૂર દેશાવર ગયેલો છતાં હું જલદી કાર્ય સિદ્ધ કરીને ઘેર આવીશ. તું હમેશાં મારા હૃદયમાં જ રહેનારી છું. તું શા માટે ભય પામે છે? મારી શિખામણ પ્રમાણે ઘરમાં રહીને તું ચાલજે. દીન, અનાથ, અતિથિનો સત્કાર કરજે, સાધુ જનોને દાન આપજે. પોતાના કુટુંબીજનોને દાનાદિકથી સંતોષજે ને સાસુની સેવા કરજે. હમેશાં યત્નથી પણ તું શિયલનું પરિપાલન કરજે. લોકાચાર વિરૂદ્ધ કોઇ પણ કાર્ય કરીશ નહિં. જેવું તારૂં નામ શિયલવતી છે તેવીજ તું શિયલવતી રહેજે. તું સમજુ છે. વિશેષ તને હું શું કહું ?" સ્વામીનાં વચન પ્રિયાએ મસ્તકે ચઢાવ્યાં અને કચવાતે હૈયે પતિને પરદેશ જવાની રજા આપી.

પ્રિયાને આશ્વાસન આપી પરદેશને યોગ્ય કરિયાણું લઇને શુભ મુહૂર્ત્તે સમુદ્રદત્તે પ્રયાણ કર્યું.

તે નગરમાં સોમભૂતિ નામનો વિપ્ર સમુદ્રદત્તનો મિત્ર હતો.

તેને સમુદ્રદત્તે બોલાવીને સાથે આવવાને કહ્યું કે—" હે મિત્ર ! પરદેશમાં અન્ય માણુસોની મધ્યમાં કોઈ પોતાનું હિતસ્વી હોતું નથી, તેથી મન મૂકીને વાણીવિનોદ કોઇની સાથે મન મળ્યા વગર થતો નથી, માટે તું મારી સાથે દેશાવર ચાલ. તારી સાથે મારો વખત આનંદમાં જશે. તારા આવવાથી મારૂં મન પણ હમેશાં પ્રસન્ન રહેશે. તું સાથે હોવાથી વિદેશ પણ મને સ્વદેશ જેવો લાગશે." સમુદ્રદત્તે એ પ્રમાણે સમજાવેલો દ્વિજ સોમભૂતિ તેની સાથે વિદેશ જવાને તૈયાર થયો. શુભ દિવસે પ્રયાણ કરતાં અનુક્રમે તેઓ પોતાના ઇચ્છિત નગરે પહોંચ્યા. ત્યાં શેઠને વ્યાપાર કરતાં કેટલાય દિવસો વહી ગયા તેની ખબર પડી નહિ, પણ બ્રાહ્મણભાઇ તો કામધંધા વગરના, એટલે સાત આઠ દિવસમાંજ તે તો મુંઝાઈ જઈ પોતાના કુટુંબવર્ગને યાદ કરવા લાગ્યા. વારંવાર બાળબચ્ચાં યાદ આવવા લાગ્યાં, જેથી શ્રેષ્ઠીને તે એકાંતમાં કહેવા લાગ્યો કે— " પોતાનું વતન છોડ્યાને આપણને ઘણા દિવસો વહી ગયા છે. સગાં કુટુંબને મળ્યા વગર મારી ચક્ષુઓ આકુળવ્યાકુળ બની ગઇ છે. મિત્ર ! તારે તો અહીં અર્થલાભ માટે ઘણો કાળ રહેવાનું છે; પણ મારે તો એક દિવસ એક વરસ સમાન જાય છે, માટે મને જો રજા આપો તો હું મારે દેશ જઇ સ્વજન કુટુંબને મળું. હું હવે ક્ષણ માત્ર પણ અહીં રહેવાને સમર્થ નથી. જેમ હાથી વિંધ્યાચળનું ધ્યાન કરતો ત્યાં જાય ત્યારેજ એને શાંતિ થાય, તેમ મારૂં મન પણ સ્વદેશ તરફ જવાને અતિ ઉત્સુક બન્યું છે. "

મિત્રની એ પ્રમાણેની વાણી સાંભળીને શ્રેષ્ઠીએ કહ્યું— " મિત્ર ! તને જેમ ઠીક લાગે તેમ કર. હું તને કાંઇ બળાત્કારે અહીં રોકવા માગતો નથી. વયસ્ય ! તું મારો બાળસ્નેહી છે. તારા કરતાં મારે શું વિશેષ છે ? તારે એમાં મને પૂછવું શું ? તારે જવું યા રહેવું એ તારી મરજીની વાત છે. મનને ગમે ત્યાં લગી રહે. અહીં ન ગમે અને સ્વદેશ તરફ જવું હોય તો તું જઇ શકે છે. તું અહીં હો, ચાહે દૂર હો, પણ હમેશાં મારા હૃદયમાંજ રહેલો છે એમ માનજે. જ્યારે તું જા ત્યારે આટલો કાગળ અને આ આભરણ લઇ જજે, તે ઘરે જઇને મારી પ્રિયાને આપજે. "

અનુક્રમે મિત્રની બન્ને વસ્તુઓ લઇને વિપ્ર સ્વદેશ જવાને નીકળ્યો. ઉતાવળે ચાલતો તે પોતાને નગરે આવ્યો ને પોતાના સ્વજન કુટુંબને મળ્યો. મિત્રનો આપેલો લેખ અને આભરણ એક સ્થાનકે રાખીને પોતે સ્નાન કરી ભોજનકાર્યથી પરવારીને માળ ઉપર પરિશ્રમને દૂર કરવાને સુઇ ગયો.

સ્વામીની સાથે ગયેલો એનો સોમભૂતિ મિત્ર પાછો આવેલો સાંભળીને શીલવતી પતિના સમાચાર જાણવાને તેને ઘેર આવી અને તેના કુટુંબીજનોને પૃછયું. "સોમભૂતિ ક્યાં છે?"

"હાલમાંજ ભોજન કરીને તે માળ ઉપર સુતા છે." એક જણે કહ્યું.

તેને એકલો સુતેલો જાણીને તેની પાસે જવું કે નહિ? તેમ શીલવતી વિચારમાં પડી. "જો કે એ મારા સ્વામીના મિત્ર છે, છતાં એકલાં મારે તેની પાસે એકાંતમાં જવું યોગ્ય નથી. એકાંત એ એવી ખરાબ વસ્તુ છે કે પુરૂષ અને સ્ત્રીનાં મન તે સમયે અગ્નિ ઉપર રહેલા ઘૃતની જેમ પીગળી જાય છે, માટે એકાંતમાં યુવાન પરપુરૂષ સાથે મળવું એ કુલીન સ્ત્રીઓને યુકત નથી. પછી ભલે તે પિતા, ભ્રાતા કે પુત્ર હોય. એવી કુળવતી સ્ત્રીઓની મર્યાદા છે." આમ વિચાર્યા છતાં એ મર્યાદાનું ઉલ્લંઘન કરીને પ્રિયના સમાચાર જાણવાને માટે આતુરતાથી પ્રેરાયેલી તેણીએ પોતાનું મન દૃઢ કરીને જવાને ઇચ્છયું. "અહો! દૃઢ એવું મારૂં મન ભેદવાને શક્ર પણ સમર્થ નથી, તો આ પામર પુરૂષ બિચારો શું વિસાતમાં છે?" એમ વિચારતી બેધડક એ શીલવતી ચંદ્રશાલા તરફ ચાલી ગઇ.

કંઠ પર્યંત મિષ્ટ ભોજન કરેલું હતું ને સર્વાંગે ચંદનનો લેપ કર્યો હતો. તાંબુળથી અધર રક્ત થયા હતા ને પલંગ ઉપર અજગરની માફક એકલો આળોટતો હતો. એવા તે બ્રાહ્મણને શીલવતીએ જોયો. ભય પામેલી હોય એમ મંદ મંદ ડગલાં ભરતી શીલવતીને પાસે આવેલી જોઇને સોમભૂતિ પલંગ ઉપરથી મહા મહેનતે ઉઠ્યો, એટલે શીલવતીએ મીઠી વાણીવડે પૃછયું. "ભદ્ર! મારા સ્વામી ત્યાં કુશલ તો છે ને? તું મારા સ્વામીના મિત્ર છે માટે તેમના શુભ સમાચાર આપ. તેમણે કંઇપણ કાગળાદિક આપ્યું હોય તો મને આપ."

મિત્રપત્નીનાં વચન સાંભળીને વિપ્રે કહ્યું—" કલ્યાણિ ! તારા પતિ ખુશીમાં છે, વ્યાપાર સારો ચાલતો હોવાથી એ કેટલાક કાળ પર્યંત ત્યાં રોકાઈ પુષ્કળ ધન લઈને આવશે. તારા પતિએ ખુશી ખબરનો એક કાગળ અને એક હૃદયાભરણ આપ્યું છે." આમ બોલતાં છતાં પણ બ્રાહ્મણે કાગળ અને હૃદયાભરણ બન્ને વસ્તુઓ શીલવતીને સ્વાધિન કરવાની આનાકાની કરી.

સોમભૂતિ શીલવતી સાથે વાર્તાલાપ કરતાં સર્વાંગે સુંદર એવું તેનું સ્વરૂપ જોવા લાગ્યો. એકાંતમાં આવી નવયૌવન નવોઢા લલનાને જોઈને છળને જાણનાર અનંગે બ્રાહ્મણને વિવેક રહિત કરી નાખી તેના અંગમાં પ્રવેશ કર્યો.

બ્રાહ્મણ આ સુંદરી સાથે વાર્તાલાપ કરતાં એકદમ વિચારમાં પડી ગયો. "ઓહો ! શું એનું લાવણ્ય છે ? મારો મૂર્ખ મિત્ર આવી નવયૌવના પ્રિયાના સુખને છોડીને ધનમાં લુબ્ધ થઇ દેશાવરમાં અનેક પ્રકારનાં સંકટ ખમે છે. એના લાવણ્યરૂપ સાગરમાં મગ્ન થયેલાં મારાં ચક્ષુ હજી પણ પારને પામી શકતાં નથી. કામદેવની પુતળી સમી અને સર્વે સ્ત્રીઓમાં શિરોમણિ એવી આ સ્ત્રીનો સમાગમ પૂર્વના ભાગ્યને યોગેજ થઇ શકે છે; તેથી ખચીત હું આજે મને પોતાને ભાગ્યવાન માનું છું, કે દરિદ્રને ઘેર જેમ કામદુઘા આવે તેમ ચાલી ચલાવીને આ પોતાની મેળેજ મારે આંગણે આવી છે, નહિતર તો એનું દર્શન પણ દુર્લભ હોય."

વિચારમાં ને વિચારમાં અનંગના રંગમાં તે રંગાઈ ગયો, એટલે શરીર કામના તાપથી તપતું કંપવા લાગ્યું, પરસેવો વળવા લાગ્યો, પછી કામવિહ્વળ થયેલો સોમભૂતિ શીલવતીને કહેવા લાગ્યો—" હે સુભ્રૂ ! તારા સ્વામીએ દૂર રહીને આ કાગળનો ટુકડો તારા આશ્વાસન માટે મોકલાવ્યો છે અને તે તો ત્યાં મજા કરે છે. પણ હે સુંદરી ! જો તારી રજા હોય-મરજી હોય તો આ લાવણ્યસાગરમાં ક્રીડા કરવાવડે આપણે યૌવનને સાર્થક કરીએ. આવા યૌવનવયમાં તું પતિવિરહનું દુઃખ શા માટે ખમે છે ? નાહક દેહને દમે છે." કામના તાપથી સંતપ્ત થયેલો તે બ્રાહ્મણ બોલ્યો.

તેનુ આવુ દુશ્રાવ્ય વચન સાભળીને શીલવતી વિચારમા પડી "હાય ! અફસોસ ! જે પૂર્વે અહી આવ્યા પહેલા મે ચિતવ્યુ હતુ તે હવે અત્યારે સાક્ષાત્ ઉપસ્થિત થયુ છિદ્રાન્વેષી કામદેવનુ કેવુ કર્મ છે એ તો જુઓ ! પુરૂષ હો વા સ્ત્રી, ગમે તેવાને પણ એ દુષ્ટ હેરાન કરીને તેમના શિયલનો ઘાત કરે છે જ્ઞાની પુરૂષો, પડિત જનો અને ગભીર પુરૂષો પણ કામદેવના તાપથી તપ્યા થકા મોહાધ થઈ ઉન્માર્ગગામી થાય છે, તો પછી દુર્બુદ્ધિવાળા પુરૂષોની તો વાતજ શી ? જે ઉડા જળમા મોટા ગજેદ્રો મગ્ન થઈ જાય ત્યા પછી બિચારા બકરાનો હિસાબ શો ?" ઇત્યાદિક વિચાર કરતી શીલવતી એ વિપ્રને કહેવા લાગી—"મહાભાગ ! તારૂ કુળ કોણુ ? તુ ઉત્તમ જાતિ વિપ્ર ? શાસ્ત્રનો જાણકાર થઇને નીચ જનને યોગ્ય એવુ આવુ હલકુ વેણુ કેમ બોલે છે ? મારૂ સુદર શરીર દેખીને તેમા તુ મોહ ન પામ. મહાન પુરૂષો પણ પરસ્ત્રીની મોબતથી લઘુતા પામ્યા છે, માન ભગ થયા છે ઋષિપત્નીની સાથે રતિક્રીડા કરવાથી ઇદ્રે શુ ફળ મેળવ્યુ ? જે મૂઢ પુરૂષો યૌવનમા અધ બનીને અધર્મ કાર્ય કરે છે, તે પાપથી લેપાઈને ગૈરવ દુર્ગતિના ગમન કરે છે, માટે આવા દુર્વાક્યવડે તારી જીહ્વાને કલકિત ન કર અને જે પાતક થયુ તેને શાસ્ત્રરૂપ અમૃતમા સ્નાન કરી ધોઇ નાખ" શીલવતીએ તેનુ ચિત્ત ઠેકાણે લાવવાને કહ્યુ

મેઘમાથી પડતા ઉજ્વળ જળ જેવી શીલવતીની અમૃતમય વાણી સાભળ્યા છતા તે વિપ્રના ચિત્તરૂપ તળાવમાજ કામદેવ રૂધાઈ ગયો, જેથી તે બ્રાહ્મણ બોલ્યો—"હે ભદ્રે ! તારૂ આવુ કથન બસ કર એ સર્વે પાડિત્ય હુ જાણુ છુ કિતુ કામથી સતપ્ત થયેલો હુ શુ કરૂ ? માટે તુ મારૂ વચન માન્ય કર"

એના ક્લિષ્ટ અધ્યવસાય જાણીને શીલવતી વિચારમા પડી કે—"આ બોધના ઔષધવડે સાધ્ય કરી શકાશે એનો કામરૂપી રોગ જરૂર એ ઔષધથી દૂર થશે, પણ વિષયથી કલુષિત થયેલા મનમા તત્ત્વ તો ઉપદેશ પણ વિકાર કરનારો થાય છે, માટે અત્યારે તો પત્થર તળે હાથ આવ્યો તે કળે કરીને કાઢી લેવો અત્યારે વ્યાઘ્ર અને બકરીનો ન્યાય

થયો છે, માટે મારે શીલ સાચવવા સારૂં કોઇ પણ રીતે આને સમજાવીને હમણાં તો અહીંથી નીકળી જવું. જેમ લેખ લેખકના હાથમાં શોભે-અર્થાત્ કોઇ સારા હાથે લખાયેલ હોય તો તે જેમ ઘણા ભાવવાળો હોય તેમ શિયલ તે સ્ત્રીઓના સર્વાંગ શણગાર ગણાય છે માટે એ શિયલના બચાવ સારૂ મારે કંઇક નાટક ભજવવું જોઇએ અને એના પાપની એને શિક્ષા પણ કરવી જોઇએ."



# પ્રકરણ ૫૨ મું.

## શીયલને માટે.

શીળવતી બોલી-"હે સુભગ! તું અને તારૂં કામ કોને અભીષ્ટ ન હોય? યૌવનરૂપ વૃક્ષનાં ફળ જ એ છે કે સંસારમાં અપૂર્વ ભોગવિલાસ ભોગવવાં. તેમાં વળી તું તો મારા પ્રિયનો મિત્ર છે; તો પ્રિય અને પ્રિયના મિત્રમાં હું કંઇપણ ભેદ જોતી નથી. મારા પ્રિયનો તું માનીતો છે તો મારો પણ માનીતો ગણાય, માટે મેં કાંઇ વિરૂદ્ધ તને કહ્યું હોય તો ખોટું લગાડીશ નહિ; કેમકે જગતમાં પ્રાય: કરીને એવું જણાય છે કે અંતરમાં સંમત હોય છે, છતાં સ્ત્રીઓ પ્રથમ તો એકવાર નિષેધ જ કરે છે, અથવા તો મૌનપણું ધારણ કરે છે. કિંતુ હે સોમ્ય! અહીં તારા કુટુંબીજનોનું ગમનાગમન હોવાથી મારૂં ચિત્ત અસ્થિર રહે એથી આપણને પૂર્ણ સંતોષ મળે નહિ, માટે આજ રાત્રીને પહેલે પહોરે તું મારે ઘેર આવજે." એ પ્રમાણે શીલવતીએ એ કામદેવના ગુલામને સમજાવ્યો ને તેણે માન સહિત વિદાય કરેલી તે પોતાને ઘેર જવાને ઉતાવળે પગલે ત્યાંથી નીકળી. તે વિચારમાં પડી કે "નક્કી સૂર્ય નહિ આથમે ત્યાં તો એ વિપ્ર મારે ઘેર આવી પહોંચશે. તો પછી અમૂલ્ય એવા મારા શીલરત્નની રક્ષા કેવી રીતે થશે? માટે મારે કોઇપણ પ્રકારનો બંદોબસ્ત કરવો જોઇએ કે એ મને હેરાન કરી શકે નહિ. જેથી તે નજીકમાં રહેતા તલારક્ષક-કોટવાળને ઘરે પહોંચી અને એને પોતાની કર્મકથા કહી સંભળાવી કે—" હે સ્વામી! તમારા પ્રસાદથકી સૂર્યોદયથી જેમ ચોરલોકો નાશી જાય

તેમ ઉચ્છૃ ખળ પુરૂષો અહીં રહી શકતા નથી ર કજનોને લુંટમીઓ હેરાન કરતા નથી પગ તુ સોમભૂતિ નામના વિપ્ર સાથે મારા ધણીએ દેશાવરથી કાગળ આદિ મોકલ્યુ છે તે હુ લેવા ગઇ છતા ન આપ્યુ ને યદ્વા તદ્વા બોલવા લાગ્યો, તો તમારા જેવા ન્યાયી પુ રૂષો અપરાધીને શિક્ષા કરનારા છતા એ દ્વિજ બે જીહ્વા ધારણ કરતો જેમ તેમ મને બોલે છે માટે એને આપે શિક્ષા કરવી જોઇએ"

શીળવતીને જોઇને મદનના મારથી મુઝાયેલો એ તલારક્ષક શીલવતીની વાણી સાભળીને કહેવા લાગ્યો—"સુદરી! તારી બધી વાત સાચી! એ બ્રાહ્મણને હુ શિક્ષા કરીશ, પરન્તુ તે પહેલા મારૂ નાઇક ધારીશ કે?"

'છોડ બલા તો કે પકડ ગલા' બ્રાહ્મણના ભયમાથી છુટવાને તે કોટવાળ પાસે આવી તો અહીં પણ ઉલટી સપડાઇ ગઇ તે વિચારવા લાગી કે—"રાજાના નગરનુ ચોરાદિકથી રક્ષણ કરનારો આ કોટવાળ પોતેજ કામદેવથી લુટાઇ રહ્યો છે તે તો જોઇ શકતો નથી આવે સમયે જો હુ એની નિર્ભર્ત્સના કરીશ તો કદાચ મારી ઉપર બળાત્કાર કરશે, તો એને અહીં કોણ વારનાર છે? માટે કોઇ પણ ઉપાયે એને પણ સાધ્ય કરવો" એમ વિચારી શીલવતી બોલી— "રાત્રીને બીજે પહોરે તમે મારે ઘેર આવજો" શીલવતીના એ વચન સાભળી તલારક્ષક ખુશી થયો ને તેને રજા આપી

પાશમાથી મુક્ત થયેલુ પક્ષી જેમ નીકળે તેમ તલારક્ષકને ત્યાથી નીકળીને તે સત્વર પ્રધાનના ભવને ગઇ પ્રધાન પણ એને જોઇને મદનાતુર થયો એ કામાતુર પ્રધાન આગળ એણે બ્રાહ્મણની અને તલારક્ષક—કોટવાળની ફરિયાદ કરી અને તેમને શિક્ષા કરવાને એણે પ્રધાનની મદદ માગી, જેથી પ્રધાને કહ્યુ—"સુદરી! તારૂ કામ હુ કરી દઉં, પણ તે પહેલા ત મારી અનગ પીડા સમાવતી જા— મારૂ કહેલુ થ ડુ કરતી જા" પ્રધાનની આવી વાણી સાભળીને એ વિલક્ષ થઇ ગઇ

પોતાના શિયલની રક્ષા માટે પ્રધાનને રાત્રીને ત્રીજે પહોરે આવવાને જણાવ્યુ. તે પછી તે સિહના પજામાથી મૃગલી છુટે

તેમ તેની પાસેથી નીકળીને રાજાના મહાલય તરફ ગઇ. ભવિતવ્યતા યોગે રાજા પણ અત્યારે એકલોજ બેઠો હતો. ઇંદ્રજાળિક વિદ્યાના પ્રભાવવડે જેમ કોઇ માણસ અંજાઇ જાય, તેમ રાજા આ સુંદરીને જોવાથી મોહમુગ્ધ થઇ ગયો. શીલવતીએ કહ્યું—"હે મહારાજ ! અનાથ, દીન, રંકજનોનું તમે શરણ છો. તમારા રાજ્યમાં પ્રજા સુખી અને સંતોષી છે. તમે ન્યાયથી રાજ્ય ચલાવો છો, તેથી જુલમગારોની તાકાત શું છે કે તેઓ અનાથોને સતાવી શકે, પરન્તુ તમારા એ ન્યાયી રાજ્યમાં પણ મારા ઉપર આફત આવી પડી છે, માટે મને બચાવો." શીલવતીએ આ પ્રમાણે ફરિયાદ કરતાં બ્રાહ્મણ, તલારક્ષક, ને પ્રધાનની વાત રાજાને કહી સંભળાવી.

રાજા ત્રણેનું વૃત્તાંત સાભળીને શીતની વ્યથાથી જેમ માણસ કંપે તેમ કામાનળથી કંપતો બોલ્યો—" હે કામિની ! મારા નગરમાં એવા ખલ પુરૂષો હશે તેનો હું અવશ્ય નિગ્રહ કરીશ; પણ પહેલાં મારા અંતરમાં ઉપજેલો કામાનળ તું શાંત કર. "

રાજાનું આ પ્રકારનું વચન સાંભળીને શીલવતી મનમાં વિચાર કરવા લાગી. " આ તો હું મોટા સંકટમાં આવી પડી. જે રક્ષકો હતા તેજ મારા અભાગ્યના વશથકી ભક્ષકો થયા. વાડજ ક્ષેત્રને ખાઇ જાય, પિતાજ પુત્રને હણે, જળથી અગ્નિની માફક અંગ દહન થાય, દીપક અંધકારને ફેલાવે, આકાશમાંથી મેઘની ધારાને બદલે અંગારા વરસે, દિવસે તારાઓ ઉગે એમ રાજાજ જ્યારે ઉઠીને અન્યાય કરે તો પછી માણસોની શી ગતિ થાય ?

" અથવા તો વસ્તુત: આ રૂપજ અનર્થનું મૂળ છે. વિધિએ મારામાં તે રૂપ શા માટે ભર્યું હશે ? કેમકે બકરાનું પુષ્ટપણું એજ તેના વધ બંધનનું કારણ થાય છે. શું દૈવ પોતેજ મારા શીલની કસોટી કરે છે કે જેથી આ બધા મારામાં અંધ બન્યા છે ?

" અગ્નિમાં બળી જાઉં કે વિષ ભક્ષણ કરૂં; અથવા તો આ જીહ્વા છેદીને મરૂં, પણ મારે શીલવ્રતનો લોપ તો નથીજ કરવો. આ લોકોની મદદથી હવે સર્યું. બળેલું વૃક્ષ જેમ ફળીભૂત

# પ્રકરણ ૫૩ મું.

## 'આ તે અબળા કે પ્રબળા ?'

જગતમાં કામને પરવશ થયેલા પુરૂષો કયું અકાર્ય કરતા નથી ? અરે સમય કુસમય પણ તેઓ જાણતા નથી, પણ માશુકના ફક્ત હુકમ ઉઠાવવા જેટલુંજ તેમનું જ્ઞાન હોય છે. તે સિવાય તેમની મતિ વિવેકભ્રષ્ટ થયેલી હોય છે. સોમભૂતિ તેલ અત્તર લગાવતો તેની સુગંધમાં મશગુલ થયેલો સ્નાન કરતાં જતા કાળને પણ જાણતો નહોતો. તે તો જાણતો હતો કે આખી રાત તેના હાથમાંજ હતી; પણ તેને ભાગ્યેજ ખબર હતી કે એજ રાત્રીના ચારે પ્રહર ચાર જણ માટે નિર્માણ થઈ ચુકયા હતા. પ્રથમ પ્રહર એના નશીબમાં હતો. પળમાં શું થવાનું છે એની કોઈને ખબર પડતી નથી, તો સુખમાં મગ્ન થયેલા અને શીલવતીના હાવભાવમાં મુંઝાઈ ગયેલા એ પામર બ્રાહ્મણને ઘડી પછી શું થવાનું છે એની કયાંથી ખબર હોય ? તે તો અત્યારે સુખમાંજ મગ્ન હતો. ક્ષણવાર પછીનાં સુખનાં સ્વપ્નાંજ અત્યારે નિહાળતો હતો.

લગભગ અર્ધ સ્નાન થયું હતું, એટલામાં તો રાત્રીનો પ્રથમ પ્રહર ખલાસ થઈ ગયો; જેથી આપેલા સંકેત મુજબ કામની વ્યથાથી પીડાયેલો તલારક્ષક બીજાં સર્વે કાર્ય છોડીને તેને ઘરે આવ્યો. બરાબર રીતે બંધ કરેલાં દ્વાર એણે ખખડાવવા માંડ્યાં, એ સાંભળીને બ્રાહ્મણ ચમકયો. તેણે આસ્તેથી ભયભીત થઈને શીલવતીને પૂછયું—" કોણ છે એ ? "

શીલવતીએ હસીને કહ્યું. "કોટવાળ સાહેબ આવ્યા હશે એમ અનુમાન થાય છે. હે વિચક્ષણ ! આ સમયે તે રોજ મારે ઘેર આવે છે. "

કોટવાળનું નામ સાંભળીને જેમ જાંગુલી મંત્રથી સર્પ ભય પામે તેમ સોમભૂતિ ધ્રુજવા લાગ્યો. અર્ધ સ્નાન કરેલી સ્થિતિમાં તે સ્નાન કરવું પણ ભૂલી ગયો. એની વિષયાકાંક્ષા પણ ભાગી ગઈ અને હવે તો જીવ બચાવવાનીજ માત્ર વૃત્તિ ઉત્પન્ન થઈ. મનમાં

વિચાર થયો. " ઓહો ! શાસ્ત્રનો જાણ છતાં કુબુદ્ધિએ કરીને મેં મિત્રની પત્નીની ઉપર કેવી માઠી નજર કરી ? એનું ફળ મને તરતજ મળ્યું. આવું જો જાણત કે જેની ઉપર ફણિધર ડોલી રહ્યો છે એવા નિધાન ઉપર મારે જવાનું છે, તો આ તરફ શું કામ આવત? જો આ તલારક્ષક મને અહીં આવેલો જાણશે તો મારૂં ઘર વિગેરે સર્વસ્વ લુંટતાં પણ મને જીવતો છોડશે નહીં." એમ ચિંતવતાં તેને શીલવતીએ કહ્યું. " અરે સોમભૂતિ ! સ્વસ્થ થાઓ, મરદ થઇને ડરો છો શું ? ક્ષણમાત્ર રહીને એ તો જતો રહેશે ને રાત્રી ઘણી લાંબી છે; માટે ગભરાઓ નહિ. " એમ કહીને પેલી મોટી મંજુષાના એક ખાનામાં તેને છુપાઇ જવા કહ્યું.

ન છુટકે આશામાં ને આશામાં હજી પણ ભવિષ્યના સુખની ઇચ્છાએ તે મંજુષાના ખાનામાં પેઠો, એટલે પ્રયત્ને કરીને ઉપાર્જન કરેલું દ્રવ્ય જેમ નિધાનમાં-ભંડારમાં રાખીને તેનો બંદોબસ્ત કરવામાં આવે તેમ શીલવતીએ એ મંજુષાનું ઢાંકણું બંધ કરીને તરતજ તાલું લગાવી દીધું. તે મનમાં ગણગણી-"હાશ ! એક પંખીડું તો સપડાઇ ગયું ! "

એ મંજુષાના ગર્ભમાં-ઉદરમાં પૂરાયલો વિપ્ર અનેક પ્રકારની મનમાં શંકા કરતો, અનેક મુશ્કેલીઓ સહન કરતો ભાવી નરકાવસ્થા અત્યારે અનુભવતો હોય તેમ રહેવા લાગ્યો.

હવે શીલવતીએ એક કામ નક્કી કરી બારણું ઉઘાડી એ અધીરા થયેલા મદનાતુર તલારક્ષકને અંદર લીધો. ઉપર ઉપરના હાવભાવથી એને વધાવ્યો-પ્રસન્ન કર્યો. બ્રાહ્મણની માફક એની પણ ભક્તિ કરવા માંડી. પૂર્વની માફક વાર્તાવિનોદ કરતાં કેટલોક સમય પસાર થઈ ગયો. બીજો પ્રહર સમાપ્ત થયો, એટલામાં બ્રાહ્મણની માફક એને પણ સ્નાન કરવાને ઉઠાડ્યો. અર્ધ સ્નાન કરતાં તો તેનો બીજો પ્રહર વીતી ગયો. એટલે એ સુંદરીનુંજ ધ્યાન ધરતો મંત્રી સમય થવાથી તેના દ્વારે આવ્યો અને બારણું ખખડાવ્યું. તલારક્ષકે આશ્ચર્ય પામીને પૂછ્યું-" આવી મધ્ય રાતે કોણ એ ખખડાવે છે ? "

" એ તો મહાઅમાત્ય આવ્યા હશે. એમાં તમે કેમ મુંઝાઇ ગયા ? " ઠંડે કલેજે શીલવતીએ જણાવ્યું.

બાજ પક્ષીને જોઇને જેમ તેતર પક્ષી ભય પામે એમ તલારક્ષક મહાઅમાત્યનું નામ સાંભળીને ભયથી ધ્રુજવા લાગ્યો.

તેના અતિ કાલાવાલાથી શીલવતીએ તેને મંજુષાના બીજા ખાનામાં નાખી છુપાવીને તે ખાનું બંધ કરી તાળું લગાવી દીધું. એ ઘેર અંધકારરૂપ વખારમાં પડ્યો પડ્યો પોતાનાં કરેલાં પાપોનો તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. એવી રીતે બન્ને કામ પૂર્ણ થયા. હવે મહામંત્રીનો વારો આવ્યો.

તરતજ શીલવતીએ કમાડ ઉઘાડીને મંત્રીને અંદર લીધો અને આસન ઉપર બેસાડી હાવભાવ બતાવતી તે વાણીવિનોદમાં સમય વ્યતીત કરવા લાગી. સમય થવા આવતાં તેને પણ સ્નાન કરવાને ઉઠાડ્યો. મંત્રી જેટલામાં સ્નાન કરી રહ્યો, તેટલામાં ત્રીજો પ્રહર સમાપ્ત થતાં રાજા આવી પહોંચ્યો. અત્યારે એક પણ આયુધ એના શરીર ઉપર નહોતું. ઓળખાઈ જવાની ભીતિથી પોતાના વેશનુ પણ તેણે પરાવર્તન કર્યું હતું. પોતાના મહેલમાંથી પરિજન વર્ગને પણ કહ્યા વગર તે નીકળેલો હતો. પોતાના ગૃહમંત્રીને પણ જણાવ્યા વગર તે કામગ્રસ્ત થયેલો રાજા સ્વયમેવ એકાકી એને ઘરે આવ્યો. ચોરની માફક એની દૃષ્ટિ ભયભરેલી હતી. ' કોઇ ઓળખશે તો આબરૂના કાંકરા થઇ જશે' એમ વિચારી હૃદયમાં તે ડરતો હતો, છતાં કામદેવના રોગથી પીડાયેલો તે સર્વે ભાવી આફતનો વિચાર કર્યા વગર શીલવતીને ઘેર આવીને તેનુ દ્વાર ખખડાવવા લાગ્યો. ત્યારે મંત્રીએ શીલવતીને પૂછ્યું—" આવે સમયે તારૂં દ્વાર કોણે ખખડાવ્યું ? " પૂછનારનું હૈયું ભયથી ધડકતું હતું.

"એ તો રાજાજી આવ્યા હશે, તેઓ રોજ મારે ઘેર આવે છે." ઠંડે કલેજે તેને બોલતી સાંભળીને મંત્રી હૃદયમાં કંપ્યો ને બોલ્યો— " જુલમ થયો ! રાજા આવ્યો ! મને ખબર હોત તો હું કદિપણ તારે ઘેર આવત નહિ. હવે શું કરવું ? મારી લાજ—આબરૂ ધૂળ ધાણી થઈ જશે, ફજેતી પૂરેપૂરી થશે, ગમે તેમ કરીને મને ક્યાંય

હવે સંતાડ. ” ભયભરેલી મંત્રીની વાણી સાંભળીને એને છુપાવવાને મોટી મંજુષાનું ત્રીજું ખાનું બતાવ્યું. એમાં એ મંત્રી પેસી ગયો, એટલે શીલવતીએ ખાનું બંધ કરીને તાળું લગાવી દીધું ને દરવાજો ઉઘાડી રાજાને અંદર બોલાવ્યો. મીઠી મીઠી વાતો કરીને એનું ચિત્ત પ્રસન્ન કર્યું. વાર્તાલાપમાં કેટલોક સમય પસાર કરાવી કહ્યું કે–“ મહારાજ ! આપ સ્નાન કરી લ્યો. રાત્રી હજી ઘણી બાકી છે. સ્નાન કર્યા વગરના અશુદ્ધ શરીરે ક્રીડા કરવી એ રાસભની ચેષ્ટા સરખું કહેવાય. ” તેણીનાં એવાં વચન સાંભળીને જેટલામાં રાજા સ્નાન કરવાને તૈયાર થતો હતો, એટલામાં સંકેત પ્રમાણે એની સાસુએ આવીને દ્વાર ખખડાવ્યું ને બોલી—“ વહુ ! દ્વાર ઉઘાડ. સૂર્યોદય થવા આવ્યો છતાં હજી સુતી છે શું ? ”

એ સાંભળી રાજાએ પૂછયું–“ આ કોણ તને બોલાવે છે ? ”

“ દેવ ! એ તો મારી સાસુ બુમો પાડે છે. પ્રભાતિક કાર્યનો સમય થયો હોવાથી તે રોજ આવે સમયે જોડેના ઘરમાંથી આવીને મને જગાડે છે.” હસીને શીલવતીએ જવાબ આપ્યો. સાસુ વારંવાર કમાડ ખખડાવતી હોવાથી રાજા તો ભય પામ્યો ને વિચારવા લાગ્યો– “વૃદ્ધાવસ્થામાં નવયૌવનની પેઠે આ અપયશવાળું કાર્ય મેં શું કર્યું ? લોકોમાં હવે કેટલો બધો મારો અપયશ થશે ? ખચીત સમુદ્રની વેલાની જેમ નિર્ભય અને નિરંકુશ સ્ત્રીઓ રાજાને પણ રંકની માફક ફજેત કરી નાખે છે. ગમે તેવાનું પણ જોતજોતામાં તે માન મૂકાવે છે–પાણી ઉતારી નાખે છે. અહો ! આજે વૃદ્ધાવસ્થામાં મારે આ શો અપવાદ ઉપસ્થિત થયો ? ” એ પ્રમાણે મ્લાન મુખવાળા રાજાને વિચારમાં પડેલો જોઇને શીલવતી બોલી–“ પુરૂષોત્તમ ! ખેદ ન કરો. આ બુઢી આવીને જાય ત્યાંલગી આપ આ મંજુષામાંના ખાનામાં છુપાઇ રહો.” એમ કહીને ચોથું ખાનું બતાવ્યું. રાજા એમાં ભરાઇ ગયો, એટલે એણે તાળું દઇને છુટકારાનો દમ ખેંચ્યો.

જગતમાં પુરૂષો કરતાં સ્ત્રીઓનું ધૈર્ય અદ્દભૂત હોય છે. પોતાના નગરમાં અને પોતાના દેશમાં જે પોતાના પરિવાર સહિત ફરે, જ્યાં જાય ત્યાં માનસત્કાર પામે, એવો રાજા અત્યારે પોતાના દોષથી મંજુષાના ખાનામાં પડ્યો.

એકજ મોટી મંજુષામાં રહેલા અને પાટીયા માત્રના અંતરમાં છતાં એ દ્વિજાદિક ચારે તાપસોની માફક મૌનપણે જ ઘણા કાળ પર્યંત ચુપચાપ પડી રહ્યા.

ચારે જણાને એ પ્રમાણે એક મંજુષામાં બરાબર સપડાવીને તેની ઉપર તાળું લગાવી શીલવતીએ ઘરનું દ્વાર ઉઘાડયું અને એની સાસુ અંદર આવી; એટલે સાસુના કંઠનું અવલંબન લઇ પેટ ભરીને તે મુક્તકંઠે રડી પડી.

" આમ અકસ્માત તારે રડવાનું શું કારણ છે ? " સાસુએ રડતી વહુને પૂછયું.

" સાસુજી ! શું કહું ! હું મંદભાગ્યવાળી છું. એમનો મિત્ર સોમભૂતિ પરદેશથી એમની પાસે હતો તે આવ્યો છે તે માઠા સમાચાર લાવ્યો છે. "

વહુનાં શબ્દો સાંભળીને સાસુના હૃદયમાં ધ્રાસકો પડ્યો. "શું છે ? શું છે ? ઝટ કહે જોઇએ ?" સાસુએ ઉત્સુકતાપૂર્વક કહ્યુ.

" શું કહું ? વિદેશમાં રહેલા આપના પુત્ર ત્યાંજ સ્વર્ગવાસ થયા ! મારા ભાગ્યના પાસા એ રીતે અવળાઈ ગયા ! "

વહુની આ વાત સરલ આશયવાળી સાસુએ સત્ય માનીને અંગીકાર કરી અને તે પણ તેની સાથે વિલાપ કરવા લાગી. સાસુ વહુ બન્ને એ પ્રમાણે વિલાપ કરવા લાગ્યા. ટુંક સમયમાં નગરમાં વાત ફેલાઇ ગઇ, કેમકે વાયુથકી પણ વાર્તાની ગતિ ત્વરિત હોય છે.

અનુક્રમે સમુદ્રદત્તનાં સગાંવહાલાં સર્વે ભેગાં થયાં અને તેનું મૃત્યુકાર્ય તેના ગૃહાંગણે સર્વેએ કર્યું. દૂર રહેલો સમુદ્રદત્ત આ વૃદ્ધાનો એકનો એક પુત્ર મરી ગયો. હવે એ અપુત્રનું ધન રાજનાજ કબજામાં જવું જોઇએ, પરન્તુ રાજાની આજ્ઞા વગર તેના મકાનમાં પ્રવેશ કરવાને કોઇ સમર્થ થયો નહિ; કેમકે અગ્નિની જ્વાળાનો આશ્રય લેવો સારો પણ રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને રહેવું એ અતિ ભયકર છે. જેથી મહાજનના પુરૂષો રાજાનો હુકમ લેવાને રાજમહેલમાં ગયા, તો રાજાનો મેલાપ થયો નહિ, બધે તપાસ કરતાં રાજાનો પત્તો કાંઇ લાગ્યો નહિ; તેથી મહેલમાં રહેલા રાજ-

માણસોને પૂછ્યું પણ દૈવેજ જાણે હરણ કર્યો હોય તેમ રાજાની ભાળ કોઈ આપી શકયું નહિ. રાજાની તપાસ નહિ લાગવાથી મહાજનના પુરૂષો નિરાશ થતાં એ સમાચાર આપવાને મહાઅમાત્યના ઘરે ગયા, તો મંત્રી પણ ગુમ થઈ ગયા હતા. તેમનો પત્તો પણ મળ્યો નહિ, જેથી સર્વે અધિક અજાયબ થયા. ત્યાંથી નિરાશ થઈ પાછા ફરીને તળારક્ષક સિંહદત્તના મંદિરે આવ્યા, તો જેમ દુર્ભાગી માણસ નિધિને ન પામે તેમ તળારક્ષકનો મેળાપ પણ થયો નહિ. વિલક્ષ થયેલા તે સર્વે ત્યાંથી પાછા ફરીને રાજકુમાર ગુણસાગર પાસે આવીને તેને અંજલી જોડી અરજ કરવા લાગ્યા. " કુમાર ! મુસાફરીએ ગયેલા સમુદ્રદત્તની અકલ્યાણકારી વાર્ત્તા સાંભળીને તેના ઘરની દોલત રાજભંડારમાં લાવવા માટે અમે રાજાની આજ્ઞાની રાહ જોઇએ છીએ, પણ મહારાજનો પત્તો જણાતો નથી, માટે આપનો શું હુકમ છે ? "

" શું મારા પિતા ક્યાંય નથી ? ક્યાં ગયા હશે ? " કુમારે આશ્ચર્ય પામીને કહ્યું.

" ગમે તેમ પણ અત્યારે તો તમારે રાજપુરૂષોને એને ઘેર મોકલવા જોઇએ, કે એના ઘરમાં શું શું છે તે જુએ તો ખરા ! એનું ઉર્ધ્વ કાર્ય-મૃતકાર્ય પણ કરી સર્વે પોતપોતાને ઘેર ગયા. " મહાજનના પુરૂષોએ કહ્યું.

" ઓહો ! હું પુણ્યવાન છું કે તમે કેલિપ્રિય એવા મારૂં આટલું બધું ગૌરવ સાચવીને અરજ કરો છો; પણ જે કાર્ય મોટાનું હોય તે તો તેજ કરે, નાનાં છોકરાંનું એમાં શું કામ ? પિતા જો ન હોય તો પ્રધાનજી પાસે જાઓ-તળારક્ષક પાસે જાઓ; અને તેઓ જેમ કહે તેમ કરો. " કુમારે એ સર્વે લોકોને કહ્યું.

" કુમારેંદ્ર ! જેમ અભવ્ય રત્નત્રયી ન પામી શકે તેમ રાજા, મંત્રી કે તળારક્ષક એ ત્રણમાંથી એકેનો પત્તો નથી. "

તેમની આવી વાણી સાંભળીને કુમાર આશ્ચર્ય પામ્યો.

---

## પ્રકરણ ૫૪ મું.

### શીયલનું માહાત્મ્ય !

" ઓહો ! રાજા, મંત્રી અને તળારક્ષક એ ત્રણે સાથે ક્યાં ગયા હશે ? શું થયું હશે ? એમની ચિંતા સર્વેએ પ્રથમ કરવી જોઇએ. તેમની તપાસ કરવી જોઇએ. " એવી રીતે કુમારનું કથન સાંભળીને મહાજને કહ્યું. " હે ગુણવાન્ ! પ્રથમ તમારે સમુદ્રદત્તના ઘરની તપાસ કરાવવી જોઈએ, તમે હજી બાળસ્વભાવથી માણસોની લુચ્ચાઈ જાણી શકતા નથી, માટે વગર વિલંબે એને ઘેર તમારા માણસો મોકલો. "

મહાજનની વાણી સાંભળીને કુમારે રાજપુરૂષોને સમુદ્રદત્તને ઘેર મોકલ્યા. તેઓ તેને ઘેર જઇ તપાસ કરીને કુમારને નિવેદન કરવા લાગ્યા. " સ્વામિન્ ! સમુદ્રદત્તના ધનની આશા આપ છોડી દ્યો; સાધુશાળા–ધર્મશાળાની માફક એનું ઘર ખાલીખમ પડેલું છે."

રાજપુરૂષોની આ વાત સાંભળીને કુમાર આશ્ચર્ય પામ્યો. "એ શું ? સમુદ્રદત્ત તો કોટી દ્રવ્યનો માલેક હતો. તમારા બોલવા ઉપર મને તો વિશ્વાસ આવતો નથી. " એમ કહેતો તે કુમાર રાજપુરૂષોની સાથે એને ઘરે ગયો. તો દારિદ્રય સમું એનું ઘર જોઇને શીલવતીને કુમાર કહેવા લાગ્યો—" ભદ્રે ! તારી એ સર્વે વિભૂતિ ક્યાં ગઇ ? સત્ય હકીકત કહેજે કે જેથી પાછળથી તારે હેરાન થવું પડે નહિ. "

"કુમાર ! દ્રવ્યની આશાથી તો મારા પતિ પરદેશ સીધાવી ગયા હતા, અને ઘરમાં જે સાર વસ્તુ હતી તે પણ સાથે લઇ ગયા હતા. અમારા ઘરમાં આ એક મોટી મંજુષા છે, તેમાં જે કંઇ છે તે અમારૂં સર્વસ્વ છે. અત્યંત ભારે હોવાથી મારા પતિ એને સાથે લઇ ગયા નથી; પણ એની અંદર શું હશે તે અમે જાણતાં નથી."

શીલવતીની એવી વાણી સાંભળીને કુમારે માણસો મારફતે એ મંજુષા ઉપડાવી રાજદરબારમાં મંગાવી. સર્વે લોકોના મનમાં હતું કે રત્નાલંકારથી ભરેલી આ મંજુષા હશે, તે રાજસભામાં જઈને એને ખોલી જોશું."

મંજુષામાં રહેલું દ્રવ્ય જોવાને હજારો લોક માર્ગમાં ભેગા થયા. મંજુષા રાજસભામાં લઇ જવામાં આવી. પછવાડે કૌતુક જોનારા હજારો નાગરિકો, રાજપુરૂષો, મોટા મોટા અધિકારીઓ ત્યાં ભેગા થયા. હજારો માણસો જોતે છતેઃએમાંથી રત્નાલંકારો મેળવવાને માટે હર્ષભેર કુમારે પેટી ખોલવાનો હુકમ કર્યો.

કુમારના હુકમ મુજબ માણસે એનું એક તાળુ ઉઘાડયું ને એનું એક ખાનું ખોલ્યું તો પૂર્વનો પરિચિત રાજાનો પુરોહિત બ્રાહ્મણ નીકળ્યો. અજાયબ થતા સર્વે લોકોએ એને પૂછયું. "ઓહો! તમે આ ખાનામાં કેવી રીતે પૂરાણા?"

જવાબમાં પુરોહિત બોલ્યો—"એનો જવાબ પછી આપીશ, પણ તમે આ બીજું તાળું ઉઘાડો!"

તે પછી રાજપુરૂષે બીજું તાળું ઉઘાડી એ ખાનું ખોલ્યું, તો અંદરથી તળારક્ષક નીકળ્યો. પર્વતની ગુફામાંથી જેમ કૌશિક સર્પ નીકળે તેમ તળારક્ષકને જોઈને સર્વે અજાયબ થયા. અનુક્રમે ત્રીજું અને ચોથું તાળું ઉઘાડયું, તો અંદરથી મહા અમાત્ય અને રાજા બહાર નીકળ્યા. લજ્જાવડે કરીને જેમનાં મુખ નીચાં નમી ગયાં છે એવા તેમને જોઈને સર્વે લોક અજાયબ થયા. એ ચારે એવા તો શરમાઇ ગયા હતા કે કોઇ કોઈના સામું જોવાને પણ સમર્થ થયા નહિં. તેમની આવી સ્થિતિ જોઈને કોઈ વિનોદીએ કહ્યું—"અહો! રાજકુમાર! તમારૂં ભાગ્ય તો અદ્ભૂત છે કે તમારી ઈચ્છામાત્રમાં આ પુરૂષો અહીં ઉત્પન્ન થયા."

વળી બીજાઓ બોલ્યા—"અહો! રાજાને વિષે ભક્તિવાળા એવા આ અમાત્ય, તળારક્ષક અને પુરોહિત એમણે પોતાના સ્વામીને દુઃખે દુઃખી અને સુખે સુખી એવી ખરી સ્વામીભક્તિ બતાવી છે કે જેથી સ્વામીની સાથે એ પણ સંકટમાં પડેલા છે."

એ તો લોકપ્રવાહ છે તેથી જેને જેમ ફાવે તેમ આ સમયે બધા બોલતા હતા. કુમારે ખેદ પામી કહ્યું—" હે તાત ! કયા દુષ્ટ પુરૂષે તમારી આવી સ્થિતિ કરી ? આપ શિઘ્ર કહો, હું એને સખ્તમાં સખ્ત શિક્ષા કરીશ. "

ગુણસાગર કુમારનો આ પ્રમાણેનો કોપ જોઇને રાજાએ એનો ગુસ્સો શાંત પાડ્યો ને કહ્યું—" પુત્ર ! તત્ત્વને જાણ્યા વગર તું નાહક ક્રોધ કરીશ નહિં. આ બધું એ શ્રેષ્ઠીની પ્રિયાનું ચરિત્ર છે. " રાજાએ પછી સભા વિસર્જન કરી અને સર્વે લોકોને રજા આપી.

પછી સ્નાન કરી ભોજનકાર્યથી પરવારી રાજા અમૂલ્ય વસ્ત્રાભરણ સજીને સિંહાસનારૂઢ થયો. પુરોહિત, તળારક્ષક અને મંત્રીને પણ સ્નાન વગેરે કરાવીને સભામાં બોલાવી બેસાડ્યા ને તરત જ રાજાએ શીલવતીને પાલખી મોકલીને સભામાં બોલાવી. શીલવતી રાજસભામાં આવી એટલે રાજાએ સિહાસન ઉપરથી ઉઠીને કુળદેવીની માફક તેને પ્રણામ કરી અંજલી જોડી એની સ્તુતિ કરી પછી કહ્યું—" શીલવતી ! તું સાચે સાચી શીલવતીજ છો. દરેક નારીઓમાં તું રત્નસમાન છો. હે મહાસતી ! તું ખરે વંદનને યોગ્ય છે કે જેણે વિકટ સંકટમાં પણ પોતાનો નિશ્ચય યથાર્થ પરિપાલન કર્યો. રણસંગ્રામમાં વીરપુરૂષો પણ મને જીતવાને સમર્થ થયા નહિં પણ તેં એક સ્ત્રીજાતિ છતાં મારો પરાજય કર્યો. તારા જેવા મહાસતીના શ્રાપથી મોટી સલ્તનત પણ ખચીત નાશ પામી જાય છે, જેથી તારો મારી ઉપર મોટો પ્રાસાદ થયો કે મને તેં જીવતો રહેવા દીધો. ગુરૂની માફક તારી શિક્ષા જીવતાં લગી અમે ભૂલશું નહિ. જગતમાં વિદ્વાન, ગુણવાન અને ગંભીર માણસો પણ આવી ભૂલો કરે છે તે પ્રાય: પૂર્વ કર્મનો દોષ જ સમજવો. પ્રાય: કરીને બીજાને ઉપદેશ કરવામાં માણસો ઘણા શૂરા અને પંડિત હોય છે; પણ પોતેજ એ ઉપદેશનો ઉપયોગ કરે એવા તો કોઇકજ હોય છે. લાખો ભવમાં સુખ કરનારા શિયલનો ક્ષણ સુખને દેનારા વિષયો માટે કોણ વિચક્ષણ પુરૂષ નાશ કરે ? કોટીજન્મે પણ દુર્લભ એવા ચિંતામણિ રત્ન સમાન શીલને પંડિત પુરૂષોએ રતિસુખની લાલચથી દુષિત ન કરવું જોઇએ. "

રાજાએ આ શીલવતીના શિયલની સભાજન આગળ પ્રશંસા કરી, પર્વતની માફક નિશ્ચળ એવો એનો શિયલમહિમા વર્ણવ્યો. રાજાની સમક્ષ પુરોહિતે પણ એ લેખ અને આભરણ શીલવતીને આપ્યાં અને પોતાના મિત્રનો સર્વ વૃત્તાંત એણે કહી સંભળાવ્યો.

તે પછી રાજાથી સન્માન પામેલી શીલવતી ઉત્સવપૂર્વક પોતાને ઘેર ગઈ.

કાળાંતરે સમુદ્રદત્ત દેશાવરથી ઘણું દ્રવ્ય લઇને ઘેર આવ્યો, તેણે પોતાની સ્ત્રીના શિયલના માહાત્મ્યની વાત સાંભળી. તેથી તે મનમાં અધિક પ્રસન્ન થયો. અન્યદા ત્યાં ત્રણ જ્ઞાનના ધારણ કરનાર શ્રી શીલગુરૂ પધાર્યા. તેમને નમવાને નગર લોક જેમ જેમ ખબર પડતી ગઇ તેમ તેમ જવા લાગ્યા. રાજા પણ પોતાના અમાત્યાદિક પરિવાર સાથે ઉત્તમ વાહન ઉપર આરૂઢ થઈને દેવતાઓની સાથે જેમ ઈંદ્ર નીકળે તેમ નીકળ્યો. બીજી તરફથી સમુદ્રદત્ત પોતાની એ પ્રભાવશાળી પત્નીને લઇને ગુરૂને વંદન કરવાને આવ્યો. ગુરૂને નમીને સર્વે બેઠા, એટલે ગુરૂએ મધુરગિરાથી સંસારના તાપને નાશ કરનારી દેશના આપી—" આ સંસારરૂપી અટવીમાં ભૂલા પડેલા પ્રાણીઓ મહાદુઃખે કરીને મનુષ્યનો ભવ પામે છે. પરંતુ એવા મહાદુઃખે પામવા યોગ્ય માનવભવને પ્રમાદવડે જડબુદ્ધિવાળા મનુષ્યો નિરર્થક ખોઇ નાખે છે. મદનને સહાય કરનારા પ્રમાદના પાંચ પ્રકાર છે. એમાં મુંઝાયા થકા પ્રાણીઓ માનવભવ હારીને નરકમાં જવાનો રસ્તો ખુલ્લો કરે છે. પાંચ પ્રકારના પ્રમાદ શાસ્ત્રમાં કહ્યા છે. એમાં પ્રથમ મદ્ય—મદિરાપાનથી માણસ ઉન્મત્ત થઇને મૃતકના જેવો થઈ જાય છે. બોલવા—ચાલવાનું એને કાંઇ ભાન રહેતું નથી, જેનું સેવન કરવાથી:મૂઢ પુરૂષ સ્વતઃ નાશ પામે છે

બીજો પ્રમાદ વિષય—પ્રાણીઓને કાચમણિની જેમ તે ક્ષણભર મનોહર જણાય છે, પણ વસ્તુતઃ તો એ ચોરની માફક આત્માના ગુણોનો ઘાત કરનાર છે. મોટા પુરૂષો પણ એને આધિન થઇને આ લોકમાં અપવાદ પામ્યા છે અને એમાં રક્ત થઇને પરલોકમાં દુર્ગતિ તરફ ગયા છે.

ત્રીજો પ્રમાદ કષાય–પ્રાણીઓને એ સંનિપાતની માફક આકુળ વ્યાકુળ કરનારો છે. કષાયોને વશ પડેલા ઘણા જીવો સંસારમાં ડુબી ગયા છે કે જેનો હજી લગી પત્તો પણ લાગ્યો નથી.

ચોથો પ્રમાદ નિદ્રા–એ પુરૂષના સર્વ ગુણોનો ઘાત કરનાર છે; નિદ્રાધીન થયેલો માણસ પોતાનું શું થાય છે ? તે પણ સમજી શકતો નથી.

પાંચમો પ્રમાદ વિકથા–અનેક પ્રકારની કુટિલ કથાઓ કરવાથી જીવો વ્યર્થ કર્મબંધનમાં પડે છે. એ પાંચે પ્રમાદો ચિત્તની સ્થિરતાનો નાશ કરે છે. મોહના આ પાંચે ભેદો સમજવા. શિકારી જેમ શિકારને સપડાવે તેમ પ્રાણીઓને એ વારંવાર સપાટામાં સપડાવે છે–ફસાવે છે. તેમ જ જન્મમરણની જંજાળમાં અને અનેક સંકટોમાં તે પાડે છે.

જેનો મોહ શાંત થયો છે એવા ચાર જ્ઞાનને ધારણ કરનારા શ્રુતકેવળી પણ પ્રમાદવશ પડવાથી કોટી ભવમાં ભ્રમણ કરે છે, માટે હે ભવ્યજનો ! તમે પ્રમાદનો ત્યાગ કરીને ધર્મકાર્યમાં ઉદ્યમવંત થાઓ. અપ્રમાદી ઉદ્યમી પુરૂષોને જગતમાં એવી કોઇ વસ્તુ દુર્લભ નથી કે જે તે મેળવી ન શકે. ” મહાપુરૂષની એવી દેશના સાંભળીને નગરજનો મનમાં ઘણો સંતોષ પામ્યા, અને પોતપોતાની શક્તિ પ્રમાણે સર્વેએ નિયમ ગ્રહણ કર્યા.

દેશના સમાપ્ત થયા પછી શીલવતી ગુરૂરાજને નમીને વિનંતિ કરવા લાગી—“ પ્રભો ! આ રાજાદિક મારે વિષે રાગવાળા કેમ થયા ? ”

“ હે ધન્યે ! કર્મ એજ જગતમાં બળવાન્ છે; પૂર્વભવના અભ્યાસથીજ આ ભવમાં પણ એ તારી ઉપર સ્નેહવાળા થયા છે. ”

“ પ્રભો ! તે કેવી રીતે ? ”

શીલવતીના પૂછવાથી ગુરૂએ એનું પૂર્વભવનું વૃત્તાંત કહી સંભળાવવા માંડ્યું.

—✻✻—

# પ્રકરણ ૫૫ મું.

## 'શીલવતીનો પ્રાગ્ ભવ.'

આ જંબૂદ્વીપના ઐરવતક્ષેત્રમાં ઘુતિલક નામના નગરમાં શિવભૂતિ નામનો વિભૂતિએ કરીને શ્રેષ્ઠ ગણાતો એક શ્રેષ્ઠી રહેતો હતો. મહાશ્રી નામે તેની સહધર્મિણીને સિંહસ્વપ્ને સૂચિત સિંહ નામે પુત્ર થયો; અને ચંદ્રકળાએ સૂચિત ચંદ્રકળા નામે પુત્રી થઇ. અનુક્રમે તે મોટાં થયાં, તે વારે શિવભૂતિએ સિંહના લગ્ન દેવશ્રી નામની એક ધનિકની પુત્રી સાથે કર્યાં.

શિવભૂતિને એક દેવધર નામે બંધુ હતો, તે વ્યવસાયને કારણે કનકપુર નગરે ગયો, ત્યાં એક શ્રેષ્ઠીને ઘેર ઉતર્યો. તેની સાથે અનુક્રમે એને ગાઢ મૈત્રી થઇ; જેથી એ શ્રેષ્ઠીના પુત્ર ગુણધરને યુવાન અને ગુણવાન જોઇને તેણે પોતાના ભાઈની કન્યાનું એની સાથે વેવિશાળ કર્યું.

શિવભૂતિનો કુમાર સિંહ પણ વ્યાપાર અર્થે ચંપાનગરીમાં ગયો, ત્યાં શ્રેષ્ઠીપુત્ર સુરદેવ સાથે પોતાની ગાઢ મિત્રાચારી થવાથી પોતાની બ્હેનનું સગપણ એણે સુરદેવ સાથે કર્યું.

ચંદ્રલેખાની માતા મહાશ્રી પણ કારણવશાત્ પિતાને ઘેર ગયેલી, ત્યાં પોતાની બેનપણીના પુત્ર ગુણવાન ગુણચંદ્રને જોયો, એટલે પોતાની પુત્રીનું તેણે એની સાથે સગપણ કર્યું.

ચંદ્રપુર નગરથી શિવભૂતિનો જુનો મિત્ર મહેશ્વરદત્ત શ્રેષ્ઠી ઘુતિલકપુર નગરે આવ્યો, તેને જોઇને પ્રસન્ન થયેલા શિવભૂતિએ પોતાની પુત્રીનું સગપણ એના પુત્ર શંખદત્તની સાથે કર્યું.

કાકતાલીય ન્યાયે કરીને એ ચારેનાં સાથે લગ્ન લીધાં ને ચારે વર સાથે પરણવાને આવ્યા. એકદમ ચારે વરને પરણવા આવેલા જાણીને શિવભૂતિ કિંકર્તવ્યમૂઢ બની ગયો. લોકો કોળાહળ કરતા મશ્કરીમાં જેમ ફાવે તેમ બોલવા લાગ્યા. વરના જાનૈયાઓ

પણ આપસઆપસમાં વાદવિવાદ કરવા લાગ્યા. આવો અકસ્માત જોઈને કન્યા વિષાદ પામી ગઇ. ચિત્તમાં પરાભવ પામેલી મનમાં અનેક સંકલ્પવિકલ્પ કરતી તે બાળા વનમાં ચાલી ગઇ; અને ત્યાં એક વૃક્ષની શાખાનું અવલંબન લઇને જેટલામાં ગળે ફાંસો ખાતી હતી, એટલામાં એક અવાજ એને કાને આવ્યો. "મુગ્ધે! આવું સાહસ ન કર."

આ અવાજ સાંભળીને કન્યા ચમકી કે "મને કોઇ માણસ અથવા તો દેવ ગળે ફાંસો ખાવાનો નિષેધ કરે છે." એ પ્રમાણે ચિંતવન કરતી હતી, એટલામાં નજીકના વૃક્ષ નીચે એક મુનિને તેણે જોયા. તેમને જોઈને વિસ્મય પામતી કન્યાએ મરણનું કાર્ય આટોપીને સુખદાયક એ મુનિની પાસે જઇ એમના ચરણમાં વંદન કર્યું. મુનિએ કહ્યું. "હે મહાભાગી! તને શું દુ:ખ છે કે જેથી તેં મરવાનો પ્રસંગ આદર્યો છે? સુખ દુ:ખ એ પ્રાણીઓને પૂર્વભવના કર્મવિપાકને અનુસારેજ પ્રાપ્ત થાય છે. જ્યા સુધી કર્મોની સ્થિતિ પૂરેપૂરી પાકી ગઈ ન હોય, ત્યાં લગી એ કર્મો પ્રાણીને છોડતા નથી. માટે એ દુષ્ટ કર્મોનો નાશ કરવાને હે ધીરબુદ્ધિવાળી! તું કંઇક યત્ન કર. દુર્જન પુરૂષ પણ રાજાવડે કરીને શું નથી દંડાતો?"

મુનિની એવી મૃદુ વાણી સાંભળીને તે બાળા બોલી-"પ્રભો! એ દુષ્કર્મનો કેવી રીતે જય કરવો?"

"કર્મનો મર્મ ભેદવાને તો ફક્ત એક ધર્મનોજ આશ્રય લેવો. હે બાળા! સુખને કરનારો, સંસારના તાપને શાંત કરનારો એવો ધર્મજ છે, માટે તેનેજ તું અંગીકાર કર." ગુરૂએ તેને ધર્મનું શરણ અંગીકાર કરવાને કહ્યું.

"પ્રભો! એવો કયો ધર્મ દુષ્કર્મનો નાશ કરવા સમર્થ થશે?" બાળાએ પૂછયું. તેના ઉત્તરમાં ગુરૂ બોલ્યા—

"જગતમાં સર્વ ધર્મોને વિષે સંયમધર્મ એ એકજ સારભૂત છે. આ સંસારસાગરમાં ડુબતા પ્રાણીઓ જહાજ સમાન સંયમધર્મને પ્રાપ્ત કરીને પરમપદને પ્રાપ્ત કરે છે." ઉત્તમ એવા સાધુમાર્ગનું શ્રવણ કરીને તે બાળા સંયમધર્મને પ્રાપ્ત કરી આર્યા-

ઓની સંગતિમાં રહી ચિરકાળ પર્યંત સંયમધર્મનું પાલન કરવા લાગી. મરણ સમયે અનશન પ્રાપ્ત કરીને શુદ્ધ આરાધનમાં તત્પર રહી તે બીજા દેવલોકે અદ્વિતીય કાંતિમાન દેવી તરીકે ઉત્પન્ન થઇ. દેવતા સંબંધી અનુપમ ભોગોને ભોગવી આયુષ્ય પૂર્ણ થયે ત્યાંથી ચ્યવીને તું શીલવતી નામે શ્રેષ્ઠીપત્ની થઈ છું.

પ્રાગ્ભવમાં તને પરણવા આવેલા ચારે વરરાજાઓ તને ક્ષતવાળી જોઇને ચિંતવવા લાગ્યા. " અહો ! પ્રિયાને પ્રાપ્ત કર્યા વગર આપણે પાછા જઇશું, તો મિત્રોમાં અને લોકોમાં મશ્કરીના પાત્ર થઇશું માટે પરણ્યાવગર આપણે આપણા ગામમાં હવે પાછા કેવી રીતે જવું ? " એમ વિચારી વનમાં જઇને તેઓ ચારે તાપસ થયા આયુષ્ય પૂર્ણ થયે મરણ પામીને તેઓ ભુવનપતિમાં દેવપણે ઉત્પન્ન થયા. ત્યાંથી ચ્યવીને તે આ રાજા, મંત્રી, કોટવાળ વગેરેપણે ઉત્પન્ન થયા છે. પૂર્વના સંસ્કારથી તે આ ભવમાં તારી ઉપર અનુરાગવાળા થયા છે; કેમકે રાગ દ્વેષ કોટા જન્મ પર્યંત પ્રાણીઓને ભવપરંપરાએ ચાલ્યા આવે છે. પૂર્વભવમાં જે તારો ભાઇ હતો તે આ ભવમાં તારો સ્વામી થયો છે. ખરે આ સંસારનું નાટક વિચિત્ર છે. " મુનિના મુખથી એ પ્રમાણેનો પોતાનો પૂર્વભવ સાંભળીને પ્રતિબોધ પામેલા તેઓ એમની પાસે ચારિત્રની યાચના કરવા લાગ્યા. શીલવતી સહિત એ સર્વેને મુનિએ દીક્ષા આપી. શીલવતી અને તે રાજાદિક ખડ્ગધારાની માફક દીક્ષા લઇને તીવ્ર તપ તપવા લાગ્યા. સંયમનું આરાધન કરીને શુભ ભાવથી પ્રાંતે તે સર્વે સ્વર્ગલોકમાં ગયા, ત્યાંથી અનુક્રમે એ બધા સિદ્ધિસુખને પામશે.

જેવી રીતે શીલવતી પોતાની સુશીલતાથી પૃથ્વી ઉપર વિખ્યાત થઇ, એવી રીતે નિર્મળ શીલધર્મવાળાં નરનારીઓ આ ભવમાં પણ પવિત્ર માર્ગમાં રહીને પુણ્ય ઉપાર્જન કરે છે. એકલી પણ એ મહાસતી શીલવતીએ શિયલની લીલાએ કરીને એ સર્વેને પોતાને વશ કર્યા; માટે મારી શિખામણ માનીને તું પણ આ કુરૂપનું દરિદ્ર સુખ જોઇશ નહિ. "

એ પ્રમાણે વિમલાના મુખથી કથા સાંભળીને કમલા મૌન રહી. એટલામાં ચાલતા રથથી કેટલીક અટવીનો ઉજ્જડ પંથ કાપતાં આગળ માર્ગમાં શંખાદિ વાજીત્રના ધ્વનિ તેમને કાને પડ્યા. તે સાથે હાથી, ઘોડા, રથ વગેરેથી સુસજ્જ સુભટોનું લશ્કર સામે આવતું અને ધ્વજાઓ ફરકાવતું એમણે જોયું.

—※(◎)※—

## પ્રકરણ ૫૬ મું.

### 'ચંપામાં.'

" માર્ગમાં આવતાં જે ચોરોને મેં હણ્યા હતા એના સાગરીતો વૈરીનું પ્રતિશોધન કરતાં મારી સાથે લડવાને આવ્યા જણાય છે. અસ્તુ ! એવા વિશાળ સૈન્યની પણ શી ચિંતા ? દૈવના કાર્યની ચિંતા તો એ પોતેજ રાખે છે, માણસ તો માત્ર પ્રયત્ન કરે છે." ધમ્મિલ ઉપર પ્રમાણે ચિંતવતો હતો. તેમજ આવું મોટું લશ્કર જોઇને વિમલા ને કમલા પણ ભયથી આકુળ વ્યાકુળ–વ્હાવરાં બની ગયાં હતાં. તેમને ધમ્મિલે ધીરજ આપીને કે–" હું જીવું છું ત્યાં લગી તમારે ડરવું નહિ. જે દૈવે આજસુધી આપણું રક્ષણ કર્યું છે તેજ આપણને અત્યારે પણ બચાવશે, માટે તમારે ચિંતા કરવી નહિ." ધમ્મિલ તેમને તે પ્રમાણે સમજાવતો હતો, એટલામાં તો એ સૈન્યમાંથી એક સુંદર પુરૂષ હથીયાર રહિત સૌમ્યવેશ ધારણ કરેલો ધમ્મિલની આગળ આવ્યો. તેને આવતો જોઇને ધમ્મિલે ચિંતવ્યું કે–" આ કોઈ દૂત જેવો સમાચાર લઇને આવતો જણાય છે." એટલામાં તે પુરૂષ ધમ્મિલ પાસે આવીને પોતાના મસ્તકે બે હાથ જોડી એને પ્રણામ કરતો બોલ્યો–" હે આર્યપુત્ર ! અહીં નજીકમાં અંજનાચલ ગિરિ દેખાય છે, ત્યાંનો પલ્લીપતિ અજીતસેન રાજા મોટો પૃથ્વીપતિ છે, તમે જે અર્જુન ચોરને માર્યો તે અમારા સ્વામી ઉપર બહુ દ્વેષ કરતો હતો અને હેરાન કરતો હતો. તેને હમણાંજ તમે મારી નાખ્યો, એવું ચરદ્વારા સાંભળીને તમારી ઉપર સ્નેહભાવ

ધારણ કરી સુભટોના પરિવાર સાથે હર્ષથી તે તમને મળવાને સામા આવે છે." આવેલા પુરૂષે આ પ્રમાણે ધમ્મિલને હકીકત કહી સંભળાવી એટલે સર્વેની ચિંતા દૂર થઇ.

ધમ્મિલ પણ સ્નેહીભાવે અજીતસેનને આવતો સાંભળી રથ ઉપરથી નીચે ઉતરીને તેને મળવા ચાલ્યા. સામેથી અજીતસેન પણ ઘોડા ઉપરથી ઉતરી પડ્યા. બન્ને સામસામા આવીને અરસ્પરસ મળ્યા, ભેટ્યા, અજીતસેને ધમ્મિલની પ્રશંસા કરતાં કહ્યું—"હે ભાગ્યવંત ! તમે આ બહુ સારૂં કૃત્ય કર્યું કે એ દુષ્ટ કેશરી સમાન અર્જુનને મોતનો સ્વાદ ચખાડ્યો. પોતાના પરિવારે કરીને એ હમણાં અજેય્ય થઇ પડ્યો હતો, જેથી સર્વેને ઘણો હેરાન કરતો હતો. એના ભયથી આ રસ્તે કોઇ નીકળી પણ શકતું નહિ. લુંટફાટ રૂપ અનેક પાપકર્મ કરીને તે પોતાની આજીવિકા ચલાવતો હતો. માણસને મારવામાં એ પાપજ ગણતો નહિ. એવો એ અમારી ઉપર પણ દ્વેષ કરીને અમારી પ્રજાને-અમારા માણસોને લુંટતો, તેમના જીવનું જોખમ કરતો અને અનેક રીતે તે અમને હેરાન કરતો હતો. હું તેને પકડવાને ઘણો પ્રયત્ન કરતો હતો, પણ એ દુષ્ટ પકડાતો નહિ, હાથમાં આવીને છટકી જતો. એવા જાલીમને તમે એકલે હાથે હણીને ખચીત પ્રજા ઉપર-અમારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. આજસુધી અમારા હૃદયમાં એ અર્જુનરૂપ શલ્ય ખુંચતું હોવાથી સુખે ઉંઘ પણ આવતી નહોતી, આજથી શલ્યરહિત થયેલા અમે હવે નિરાંતે રાત્રીએ નિદ્રા લેશું. હવે હે કુમાર! તમે અમારાપર પ્રસન્ન થાઓ અને અમારા સ્થાનકને પવિત્ર કરો. તમારી વાત સાંભળીને અમારા નાગરિકજનો તમને જોવાને આતુર થયેલા તમારી રાહ જોતા ઉભા છે તેમને સંતોષ આપો."

અજીતસેન રાજાએ આ પ્રમાણે કહીને પોતાની પલ્લીમાં આવવાની વિનંતિ કરવાથી ધમ્મિલ એની અભ્યર્થનાનો સ્વીકાર કરતો એની સાથે ચાલ્યો, કેમકે ઉત્તમ પુરૂષો અન્યની પ્રાર્થનાનો છતી શક્તિએ ભંગ કરતા નથી.

પલ્લીપતિએ એના આગમન નિમિત્તે મોટો ઉત્સવ માંડ્યો. ને તેમને વસવાને એક સુંદર મંદિર આપ્યું. તેમાં અશન વગેરેની

મયે સામગ્રી ભરી દીધી તેમજ રોજ નવા નવા વસ્ત્રોથી—ધમ્મિલનો સત્કાર કરવા લાગ્યો એવી અનેક સુખ સગવડપૂર્વક ધમ્મિલ ત્યા રહેવા લાગ્યો

અવસર સાધીને એક દિવસ વિમળા આગળ કમળાએ ધમ્મિલના ગુણોનુ વર્ણન કરવા માડ્યુ, પણ કડવા ઔષધનુ પાન કરતા જેમ મુખ સ કોચાય તેમ વિમળાએ એ કટુક લાગતા શબ્દોનું કર્ણેન્દ્રિય દ્વારા શ્રવણ કરતા મુખ મચકોડ્યુ

કેટલાક દિવસ પર્યંત સુખપૂર્વક દેવતાની માફક ત્યા રહીને ધમ્મિલે ચ પા તરફ જવાને માટે રાજાની રજા મેળવી અને આડ બરપૂર્વક અજીતસેન રાજાએ વળાવેલા તેઓ રથમા બેસીને આગળ ચાલ્યા અનુક્રમે રથ ચાલતો ચાલતો ચ પાનગરીના સીમાડે આવ્યો

પતિતપાવની ગ ગા પોતાના પવિત્ર જળથી સકળ જનોના પાપની શુદ્ધિ કરતી, તેમના બાહ્ય મળ સાફ કરતી, પૂર્ણ યૌવનપણે સખીઓના પરિવારે પરવરેલી, પોતાના પતિ સાગરને મળવાને ઉત્ક ઠા ભેર ત્વરિત ગતિએ ગમન કરી રહી છે લોકો વાતો કરે છે કે આ ગ ગાનુ ચપળ મન પહેલા શ કરનુ મોટુ નામ સાભળીને એનામા આસક્ત થયુ હતુ, જેથી ગ ગા એ ભોળાનાથને મળવાને કાશી દોડી ગઇ અને પરિણામે મોહમુગ્ધ થઇને તે વિશ્વનાથની ઉપમા પામેલા શ કરની સાથે પ્યારમા પડી રોજ તેની સાથે ખેલવા લાગી શ કરને એક ભવાની—પાર્વતી પત્ની હોવાથી તેમજ શ કરની ઉપર એની સત્તા અધિક હોવાથી ઉમાપતિ—શ કર, ગ ગાને પોતાની જટામા છુપાવી રાખતા હતા અને એની ઉપર અતિ વ્હાલ હોવાથી નિર તર તેને સાથે રાખતા હતા પોતે શરીરે ભસ્મ લગાવીને સ્મશાનમા—જ ગલમા ફરતા હતા અને ક્વચિત ધ્યાનમા તો ક્વચિત્ ગ ગામા મસ્ત રહેતા હતા

પાર્વતીને એક દિવસ કઇક શક પડવાથી શીવજીની કસોટી કરવાનો એવો વિચાર કર્યો અને એક સુદર ભિલડીનુ સ્વરૂપ ધારણ કરીને જ્યા શીવજી સમાધિ લગાડીને બેઠા હતા, ત્યા આક સ્માત પ્રગટ થઇ. એ વારવાર મહાદેવની દૃષ્ટિએ પડવા લાગી ને

હાવભાવ બતાવવા લાગી. શંકર પણ સમાધિ છોડીને વારંવાર સુંદર નવયૌવના ભિલડીને આવી એકાંત જગ્યાએ પોતાની સામે હાવભાવ કરતી જોઇ તેના પર મોહ પામી ગયા, દિવાના બન્યા અને તેને મેળવવાને–ભેટવાને દોડ્યા. ગંગાજી રીસાશે એનું પણ ભાન એ ભોળાનાથને રહ્યું નહીં. ઉત્સુક થયેલું એ વિહ્વળ મન ભિલડીને ભેટવાને અતિ આતુર થઇ ગયું. જટામાં રહેલી સૂક્ષ્મ શરીરધારિણી ગંગાએ એની આ ચેષ્ટા જોઇ, જેથી એ પણ આ બેવફા શંકર ઉપર રૂષ્ટમાન થઇ ગઇ.

ભિલડીને ભેટવા ગયેલા શંકર એકાએક ભિલડી અદ્રશ્ય થવાથી તાજુબ થઇ ગયા. બીજી તરફથી ગંગાએ પ્રગટ થઈ એમને ઓળંભો આપ્યો, શંકરે પોતાની ભૂલની એની આગળ ક્ષમા માગી; પણ મનસ્વિની ગંગા તેની ઉપર કાંઇ પણ ધ્યાન આપ્યા વગર નિરાશ થઇને સુરલોકમાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવાને ચાલી ગઇ. મહાદેવની સંગતિથી વિલખી થયેલી ગંગાને સ્વર્ગલોકમાં કોઇએ ભાવ પૂછ્યો નહિ, એટલે એણે રોષાયમાન થઇને સ્વર્ગભૂમિના એક ટુકડા સમા હિમવંત પર્વત ઉપર આવેલા પદ્મદ્રહમાં ઝંપાપાત કર્યો; અને પુનઃ નારીરૂપ ધારણ કરી દેવ નદી–ગંગા નામ રાખી પોતાની સાહેલી સિંધુને પોતાની સાથે લઇને હિમાલયની નીચે ઉતરી. બહુ સાહેલીઓના પરિવારે પરવરેલી તે આ ચંપાની ભાગોળે થઇને તેના પ્રિયતમ સમુદ્રને વરવાને દોડી ગઇ.

એ ગંગાના કિનારા ઉપર અનેક નાનાં મોટાં તરૂવરો શોભી રહ્યાં છે. જ્યાં સહકારના વૃક્ષ ઉપર કોયલ મધુર ધ્વનિથી રાગરાગણી છોડી રહી છે, એવા રમણીય ઉદ્યાનસમા વનને જોઇને કુમારે ત્યાં રથ છોડ્યો. સર્વેએ ગંગાને કિનારે આવી હાથ મ્હોં ધોઇને મુખ શુદ્ધિ કરી, અમૃતસમાન એ સ્વાદિષ્ટ જળનું પાન કર્યું. પોતાની પાસે ખાવાનું હતુ તે ખાઇને થોડીવાર વિશ્રાંતિ લઇ શ્રમને દૂર કર્યો. વનની એ રમ્ય મંદમંદ હવાથી સર્વેનાં મન પ્રફુલ્લિત થયાં. કેટલીક વાર સુધી વિશ્રાંતિ લીધા પછી ગામમાં કોઈ સારૂં સગવડવાળું મકાન શોધવાને ધમ્મિલ નગરમાં જવા તૈયાર થયો, જતાં જતાં સ્નેહભાવથી કમલાએ ધમ્મિલને કહ્યું—" વત્સ ! સંભાળજે. આ ચંપાનગરી અનેક ધૂર્ત્ત લોકોથી ભરેલી છે. તું

નિર્મળ બુદ્ધિવાળો હોવાથી એ ધૂર્તોના સપાટામા ફસાતો નહીં અને કામ કરીને વ્હેલો આવજે પેલા કુટ વણિકની માફક તુ ઠગાઇશ નહિ, નહિતો અમે અહીં તારી રાહ જોતા બેસી રહેશુ ”

“હે માત ! તમારે મનમા લેશપણ એ સબધી ચિતા કરવી નહિ હુ હવે સર્વ જગતને ઠગવાને સમર્થ છુ, મને કોઈ ઠગી શકે તેમ નથી” એમ કહીને તેમને બન્નેને ધૈર્ય આપી પોતે મકાનની તપાસ કરી આવે ત્યાલગી અહીંજ તેમને રહેવાનુ જણાવી પોતે નગર તરફ ચાલ્યો ચાલતા ચાલતા ધમ્મિલ અનુક્રમે વનની સુદર લીલાને જોતો ચપાની નજીકમા ચદ્રના કિરણોસમી ઉજ્વળ જળ કલ્લોલો ફેકતી ચદ્રા નદી પોતાના પ્રવાહવડે કરીને ઉત્કઠાપૂર્વક બાળિકા જેમ માતાને મળવાને ધસે તેમ રૂમઝુમ કરતી જ્યા ગગાને મળે છે તે જગાનો તેમનો સગમ જોતો બે ઘડી ઉભો રહ્યો, અને ત્યા નદીમા રહેલા જળકમળો સાથે તે ક્ષણભર ક્રીડા કરવા લાગ્યો અનુક્રમે તે જળકમળોને છેદતો-તેને ચિત્ર વિચિત્ર બનાવતો ચદ્રાના અથાગ જળમા ફેકવા લાગ્યો તે કમળો જળની આટીઘુટીની ભમરીમા નાચતા કુદતા ગગાના ઉડા જળને જેમ યતિઓના ચિત્ત આગમોવડે પવિત્ર થઇને શુકલધ્યાનને પામે તેમ પામી ગયા

ગગાના તટ ઉપર પોતાના મિત્રની સાથે ફરતા ચપાધીશ કપિલ ભૂપાલના કુમાર રવિસેને કૌતુ વડે કરીને આશ્ચર્યજનક કમળોના વિકારો-જુદા જુદા આકારો જોયા એણે પોતાના મિત્રને કહ્યુ —“ મિત્ર ! જોયા આ કમળો ! તેને આવા વિચિત્ર બનાવીને કોણ ફેકતુ હશે ? ભિન્ન ભિન્ન પ્રકારની ગુથણી ગુથી આ કમળોને જળમા ફેકનારો કોઇ કળાનિધિ જણાય છે, માટે જા એને બોલાવી લાવ, આપણે એનુ વિજ્ઞાન જોઇએ ”

મિત્રે એક માણસને બોલાવી એને સર્વ વાત સમજાવી કમળોનો છેદ કરીને જળમા ફેકનાર પુરૂષને બોલાવવા મોકલ્યો. તેને કહ્યુ કે—“ એ ગુણી પુરૂષને માન સાથે સત્કાર કરીને અહીં તેડી લાવજે ” રાજકુમારના કહેવાથી માણસને મોકલી પોતે એ કમળોની ચિત્રવિચિત્ર લીલા જોતો ત્યાજ ઉભો રહ્યો

રાજકુમારે મોકલેલો માણસ એ કમળો સાથે રમત કરતા ધમ્મિલ આગળ જઇને કહેવા લાગ્યો—"હે કલાનિધાન! ગુણવાન્! તમારૂં આશ્ચર્યજનક આ કમળો સંબંધી વિજ્ઞાન જોઇને અમારા રાજકુમાર અતિ પ્રસન્ન થયા છે; અને તમારા દર્શનની રાહ જોતા તે ગંગાના કિનારા ઉપર પોતાના મિત્રો સાથે ઉભા છે."

આગંતુક પુરૂષની આ પ્રકારની વાણી સાંભળીને ધમ્મિલ રાજકુમારને મળવાની ઇચ્છાથી તેની સાથે ચાલ્યો. ચંપા નગરનું જાણે સાક્ષાત મૂર્ત્તિમંત શૂર, નૂર અને સૌંદર્ય હોય એવા રાજકુમારને જોઇને તેણે પ્રણામ કર્યા.

કુમારે પણ પાસે જઇને બાહુવડે આલિંગન દઇ ધમ્મિલને આદરસહિત મળીને કુશળ વર્તમાન પૂછ્યા અને એની કળા કુશળતાની સ્તુતિ કરતાં કહ્યું કે—"મારા ચિત્તરૂપી પ્રવાહને તારી કળાએ દ્રવીભૂત કર્યો છે. હે સૌમ્ય! ઘણા સમયથી તારી કળાનું કૌતુક હું જોઈ રહ્યો છું. તારી આવી અપૂર્વકળાવડે જણાય છે કે તું વિજ્ઞાની છે. ભાઈ! કહો, તમે ક્યાંથી આવો છો? ક્યાંના વતની છો? સાથે પરિવારમાં કોણ છે?"

"રાજકુમાર! કુશાગ્રપુર નગર થકી હું આવું છું. મારી સાથેનો પરિવાર અહીં નજીકના વનમાં જ ઉતરેલો છે." ધમ્મિલે પોતાની હકીકત કહી સંભળાવી.

"ત્યારે મિત્ર! હવે તમે અહીંયાજ રહેવા ચાહો છો કે આગળ જવા ચાહો છો?" કુમારે ફરીને પૂછયું.

ધમ્મિલે કહ્યું કે—"અહીંજ રહેવા ઇચ્છા છે. વનમાં રથ છોડીને ગામમાં હું મકાનની સગવડ કરવા જતો હતો, એટલામાં ચંદ્રાના શુભ્રજળમાં ઉત્પન્ન થયેલાં સુંદર કમળો જોઇ તેની સાથે રમણ કરવાનું મને મન થયું, ત્યાં તો અલ્પકાળમાંજ આપનું પુણ્યમય દર્શન થયું."

"ઘણી સારી વાત, મિત્ર! તમે અમારાજ મેમાન થઇને રહો. મારા માણસો તમારે માટે સર્વે સગવડ કરી આપશે." એમ કહીને કુમારે માણસોને આજ્ઞા કરી કે—"જાઓ, એક સુંદર મકાન આમને માટે સાફ કરી અંદર ખાનપાનની સર્વ વસ્તુઓની ગોઠવણ કરો." આ પ્રમાણે માણસોને હુકમ આપી રાજકુમાર ધમ્મિલના

આપણી વાડીમાં આવજો. ત્યાં આપણે ઉજાણી કરશું અને આખો દિવસ ગમ્મત કરીને મોજ મેળવશું." એમ કહીને સર્વે મિત્રોને રજા આપી. ધમ્મિલ સમજી ગયા કે "આ બધું તોફાન મારી પરીક્ષા માટે થતું જણાય છે. નક્કી કાલે પ્રભાતે આપણો શ્રમ ખુલ્લો થશે." ઇત્યાદિક વિચારતો ધમ્મિલ પોતાને ઘેર આવ્યો. તેના હૃદયમાં ચિંતા હતી અને વદન ઉપર મલિનતા તેમજ ગ્લાનિ હતી. હવે 'શું કરવું?' એ માટે મુંઝાયેલો ધમ્મિલ ખાધા પીધા વગર એમને એમ ઘરની નીચે એક ખાટલી ઉપર સુતો અને વિચારમાં ડુબી ગયો.

તેની આવી સ્થિતિ જોઇને 'એને શું થયુ હશે?' એમ વિચારતી કમળા ધમ્મિલની પાસે આવી અને તેને પૂછવા લાગી.—"વત્સ! શા માટે આજે આટલો બધો દુઃખી જણાય છે?"

"માતા! હવે તમારી સાથે હું વિશેષ વખત રહી શકીશ નહિ. આજ રાતનાજ હું અહીંથી જવાના વિચારમાં છું." ધમ્મિલે જણાવ્યું.

"પણ તેનું કાંઇ કારણ? ધીરજ ધર. ધીરજનાં પરિણામ મીઠાંજ હોય છે." ધાવમાતાએ કહ્યું.

"અરે! ધીરજ તે કયાં સુધી ધરૂં? આવતી કાલે પ્રભાતેજ મારી કમબખ્તી થવાની છે, તે શું મારાથી સહેવાવાની છે?"

"કેમ, શું થયું છે વારૂ? કાંઇ નવાજુનું થયું કે શું?" ધાવમાતાએ પૂછયું.

"હા, આવતી કાલે પ્રાતઃકાળે રાજકુમારે પોતાના સર્વે મિત્રોને પ્રિયા સાથે બહાર ઉદ્યાનમાં આવવાનું આમંત્રણ કર્યું છે. એ બધું મારી પરીક્ષા કરવાને માટેજ થયું છે."

"એમ થવાનું કારણ?" ધાવમાતાએ પૂછયું.

"કારણ મારૂં દુર્દૈવ મારી ઉપર કોપ્યું છે તે! કોઇ ચરદ્વારાએ રાજકુમારે મારા ઘરનું શુદ્ધ વૃત્તાંત જાણ્યું છે. તે જોવાની ખાતરજ પ્રભાતે પ્રિયા સહિત સર્વેને વનમાં બોલાવ્યા છે. તેથી જો વિમળા

મારી સાથે નહીં આવે તો હું સર્વે જનોમાં હાંસીનું પાત્ર થઇશ. માટે તારાથી જો બની શકે તો તું વિમલાને સમજાવ કે જેથી તે પ્રીતિ વિના પણ પ્રભાતમાં મારી સાથે ઉદ્યાનમાં આવે." ધામ્મલે મુદ્દાની વાત કમલાને સંભળાવી.

"હું તારી ઇચ્છા પ્રમાણે પ્રબંધ કરીશ." એમ કહી તેને આશ્વાસન આપીને કમલા તરતજ વિમલા પાસે ગઈ. માતાની માફક એ પ્રૌઢા વિમલાને શિક્ષા આપવા લાગી–સમજાવવા લાગી. "વત્સે ! આવતી કાલે પ્રભાતે રાજકુમારે પોતાના સર્વે મિત્રોને પ્રિયા સહિત વનમાં નોતર્યા છે. એમાં ધમ્મિલને પણ જવાનું છે. માટે તું પણ ત્યાં ધમ્મિલની સાથે જા. આટલા બધા કોપવાળી ન થા. અગ્નિ જેમ સર્વને બાળી નાખે છે તેમ તારો આ અતિ કોપ આપણા આ સર્વે સુખનું સત્યાનાશ વાળશે. જો તને ધમ્મિલ ન ગમતો હોય તો પણ આવતી કાલે તું એની સાથે ઉદ્યાનમાં જા અને ત્યાં અનેક કુમારો ભેગા થશે, તેમને જોઇ પસંદ કરીને તને ગમે તેને તું પરણી જા. પરંતુ દીકરી ! આવી સ્વચ્છંદતા કોઈને કયારે પણ સુખ કરનારી થઇ નથી. વસુદત્તા અને અરિદમનને પણ એ સ્વચ્છંદતા સુખ આપનારી ન થઇ તો બીજાને કેમ થશે ?"

"માતા ! તે વસુદત્તા કોણ ? અથવા એ અરિદમન રાજા કોણ ?" વિમલાએ પૂછયું.

એના જવાબમાં કમલાએ એ દૃષ્ટાંત કહેવા માંડયું.



# પ્રકરણ ૫૭ મું.

## વસુદત્તાની સ્વચ્છંદતા

"પૂર્વે અવંતીનગરીમાં ધનદત્ત નામનો મોટો ધનાઢ્ય શાહુકાર રહેતો હતો. એને ધનશ્રી નામે પ્રિયાથી ધનવસુ નામે પુત્ર ઉત્પન્ન થયો. બીજી વસુદત્તા નામે પુત્રી થઇ. કૌશંબી નગરીના ધનિક સાર્થવાહ ધનદેવ ને વસુદત્તા પુત્રી આપી. અનુક્રમે અવંતીમાં

એ સાર્થવાહ વેપાર કરવાથી ઘણી લક્ષ્મી કમાયો. પછી એ લક્ષ્મી અને લક્ષ્મીથી અધિક પ્રિયાને લઇને તે ખુશી થતો પોતાને વતન ગયો. ત્યાં પોતાની પ્રિયા સાથે નિવૃત્ત ચિત્તે તે સંસાર સંબંધી વૈષયિક સુખ ભોગવવા લાગ્યો. કાળે કરીને વસુદત્તાને બે પુત્ર થયા, ને ત્રીજો ગર્ભમાં હતો. અનુક્રમે યશ ને ધર્મની માફક જગતમાં એ બંને જણા માન્ય થયા. જ્યાં લક્ષ્મી હોય છે ત્યાં મનુષ્ય પણ માન પામે છે. અન્યદા ધનદેવ ધનપ્રાપ્તિ અર્થે માતા પિતા તથા ગર્ભવંતી સ્રીની રજા લઇને દેશાંતર ગયો. પોતાને ધણી દેશાવર ગયો એટલે વસુદત્તાનું મન માતાપિતાને મળવાને ઉલટ્યું. તેને કેટલાક મહિના વ્યતિત થયા. એટલામાં ઉજ્જયિની તરફ જતો દૂર દેશાવરથી એક સાર્થ આવેલો ત્યાં ઉતર્યો. એ જાણીને સ્વચ્છંદી વસુદત્તા એની સાથે પીયર જવાને તૈયાર થઇ, તેના સસરાએ એને ઘણી સમજાવી કે "આવા પરદેશી સથવારા સાથે એકાકીપણે જવું યોગ્ય નથી."

"માતાપિતાને મળવા મારૂં મન ઘણી ઉત્કંઠાવાળું થઇ ગયું છે, આ સાર્થ પણ ત્યાં જવાનો છે, તો એની સાથે જવામાં કાંઇ હરકત નથી." વસુદત્તાએ શ્વસુરને કહ્યું.

"પણ હાલમાં તમે અહીંજ રહો, તમારો વર આવે ત્યારે જજો. વળી હમણાં તમને નવમો માસ છે, અવંતી ઘણે દૂર છે, સાર્થ કંઇ આપણા સંબંધવાળો નથી કે તમારી ખાતરબરદાસ રાખે; તો અજાણ્યા સથવારા સાથે એકાએક આપણાથી કેવી રીતે જવાય ?"

સાસુસસરાએ ઘણું સમજાવી, તો પણ એ સ્વેચ્છાચારિણી–મનસ્વિની વસુદત્તા સાર્થની સાથે જવા તૈયાર થઇ. જગતમાં એવો નિયમ છે કે "પંડિતજનોએ સ્વચ્છંદીને હીતકારી વચન પણ ન કહેવું." એમ સમજીને સાસુ સસરા મૌન રહ્યાં.

વસુદત્તા પોતાના પુત્રોને લઇને પ્રભાત સમયે ઘેરથી નીકળી અને નગરની બહાર જઇને જુએ છે તો સાર્થ તો ચાલ્યો ગયો હતો, છતાં એ લજ્જાથી પાછી ઘરે ન આવતાં સાર્થને મળવાની આશાએ ઉજ્જયિનીને રસ્તે ચાલી. ઉતાવળી ગતિએ ચાલતાં છતાં પણ વસુ-

દત્તા આગળ ગયેલા સાર્થને તો મળી શકી નહિ, પણ બીજેજ રસ્તે નીકળી ગઇ.

ધનદેવ પણ દેશાવરથી તેજ દિવસે ઘેર આવ્યો. પોતાની સ્રીને નહિ જોવાથી એણે માતાને પૂછયું કે-" મારી સ્રી પુત્રોની સાથે કયાં ગઇ ? "

" પુત્ર ! અમે એને ઘણું સમજાવી, પણ અમારૂં કથન ન માનતાં આજેજ તે પોતાના બન્ને પુત્રોને લઇને ઉજ્જયિની તરફ ગઇ. " માતાએ કહ્યું.

માતાનાં એવાં વચન સાંભળીને અંતરમાં ઘણું દુઃખ ધારણ કરતો ધનદેવ સ્રી અને પુત્રના સ્નેહથી તેમની પછવાડે ચાલ્યો. " હે પ્રિયે ! માર્ગમાં તું એકલી કેવી રીતે જઇશ ? પુત્રો તારી પાસે કેમ રહેશે ? " એ પ્રમાણે વિચાર કરતો તે ઉજ્જયિનીને રસ્તે જવા લાગ્યો. અનુક્રમે વનમાં ભમતાં ભમતાં અશરણ્ય રીતે અરણ્યમાં ભમતાં અને ખેદવાળાં થયેલા સ્રી પુત્રને ધનદેવે જોયાં, જેથી પ્રસન્ન થતો તેમની પાસે આવીને " કાંતે ! રોષિત થયેલીની માફક આમ એકાકી તું કયાં ચાલી જાય છે ? " એમ બોલતો પ્રિયા અને પુત્રને મળ્યો. પ્રિયાને દૃઢ આલિંગીને પુત્રને ખોળામાં બેસાડ્યા. પછી સાથે લાવેલું ભાતું સર્વેએ ખાધું.

નિશા સમય થતાં રસ્તો છોડીને વનની એક એકાંત જગ્યામાં એમણે ધૂળની શય્યા કરીને સૂઇ જવાનો વિચાર કર્યો. વસુદત્તા પણ પોતાના પતિની સાથે વિનોદ કરતી વાસભવનની માફક એ ધૂળની શય્યામાં સૂતી. વનમાં રહેલાં મૃગલાંની માફક સુખપૂર્વક ત્યાં સૂઇ રહ્યાં હતાં, એટલામાં વસુદત્તાને પ્રસૂતિ થઇ. એ નવ પ્રસવના ગંધથી વનમાં રહેલો એક ભયંકર વ્યાઘ્ર ગર્જના કરતો ત્યાં આવ્યો. પૂર્વ જન્મનો જાણે વૈરીજ હોય તેમ એણે પ્રથમ ધનદેવનેજ ઉપાડ્યો અને સંહાર્યો. પોતાના પતિની આવી દશાને જોતી વસુદત્તા ભયંકર મૂર્છામાં પડી, એટલે તરતનો જન્મેલો બાળક પણ મરી ગયો. મૂર્છા ઉતર્યા પછી વસુદત્તા વિલાપ કરવા લાગી-" હા ! હા ! કાંત ! તું કયાં ગયો ? હૃદયેશ્વર ! એકવાર બોલ ! તારો

પ્રેમ, તારા ગુણ, ગૌરવ, ક્ષમા, એ બધું આકાશની છાયા સમાન થઇ ગયું ! હાય ! તારૂં દર્શન મને ક્યાં થશે ? હે ગુણાકર ! ક્ષમા કર ! તારા વગર મારૂં શું થશે ? આ દુષ્ટ વ્યાઘ્ર કયા ભવનો દુશ્મન જાગ્યો કે જેણે આજે પૂરેપૂરાં વેર વાળ્યાં ? અરે એ દુષ્ટ વ્યાઘ્રે પણ કેવી પરીક્ષા કરી કે નિર્ગુણી એવી મને છોડીને તમને ગુણવંતને ઉપાડી ગયો. જગતમાં સુવિનીતોમાં તમે એકજ ઉત્તમ શિરોમણિ હતા, કે અશક્ત છતાં પણ અમારી શોધ કરતાં અમારી પાછળ ચાલ્યા આવ્યા. હા ! મારા સાહસિકપણાને-સ્વચ્છંદપણાને ધિક્કાર થાઓ, કે ગુરૂજનની હિતશિક્ષાને નહિ ગણકારીને તેમની ઉપરવટ થઈ હું ચાલી નીકળી, તો એનું ફળ મને બરાબર મળ્યું ને વિષલતાની માફક પતિ ને પુત્રનો ક્ષય કરનારી થઇ !" ઇત્યાદિક શોક કરતી વસુદત્તા પોતાનાં બન્ને પુત્રોને લઇને આગળ ચાલી. આગળ જતાં એક મોટી નદી આવી. અકાળે વૃષ્ટિ થવાથી નદીમાં પાણી પુષ્કળ ભરાયું હતું.

"આહા ! આનો પિતા પર્વત છે, કેમકે નદી પર્વતમાંથી નીકળી છે અને સ્વામી રત્નાકર-સમુદ્ર છે, છતાં કેવી ચપળ અને વક્રસ્વભાવવાળી છે. શું મારી માફક આ પણ હીન હશે ?" એમ ચિંતવતી નદીને કાંઠે એક બાળકને મૂકી બીજાનો હાથ પકડી નદી ઉતરવા લાગી. નદીના મધ્ય ભાગે આવતાં પત્થર સાથે પગની ઠોકર લાગવાથી તે નદીમાં પડી ગઇ ને બાળકનો હાથ તેના હાથમાંથી છુટી ગયો. તેમજ કાંઠે રહેલો બાળક પણ માતાની આ સ્થિતિ જોઈને ફાળ મારતો નદીમાં પડ્યો તે ત્યાંજ ડુબી ગયો. સાથે લીધેલો બાળક હાથ છુટો થઈ જવાથી ડુબી ગયો. મિથ્યાત્વથી મૂઢ થયેલાને જિનોદિત ધર્મ દુર્લભ હોય તેમ બન્ને બાળક ગુમાવીને પોતાના અંગને પણ નદીના પ્રવાહમાં રાખવાને અસમર્થ વસુદત્તા પાણીમાં તણાતી ચાલી. તણાતાં તણાતાં તે કાંઠે રહેલા એક વૃક્ષની શાખાને વળગી પડી. પછી તેનું અવલંબન લઇને આસ્તેથી તેણી બહાર નીકળી. તે બહાર નીકળીને જેવી શ્વાસોશ્વાસ લઇ સ્વસ્થ થાય છે, એટલામાં ચોર લોકોએ એને પકડી અને બાંધીને સિંહગુહા નામની પોતાની પલ્લીમાં લઇ જઇ પલ્લીપતિને અર્પણ કરી. ત્યાં સ્નાન

ખાન, પાન, અભ્યંગ આદિ સામગ્રીથી તેની કાંતિ પાછી ખીલી નીકળી, જેથી પોતાને ઘણી રાણીઓ હતી છતાં પણ પલ્લીપતિએ એના રૂપમાં લુબ્ધ થઇને તેને પટરાણી કરીને સ્થાપી. પછી તે પ્રતિદિવસ એની સાથેજ ક્રીડા કરવા લાગ્યો અને બીજી બધી સ્ત્રીઓને તેણે તજી દીધી. જેથી એ સર્વ સ્ત્રીઓ ઇર્ષ્યાથી બળતી એનાં છિદ્ર શોધવા લાગી.

વસુદત્તાને પલ્લીપતિ સાથે રહેતાં કેટલાક માસ પસાર થઇ ગયા; એટલે તેની સમાન તેજસ્વી કાંતિવાળો એને એક પુત્ર પ્રસવ્યો. જગતમાં પ્રાયઃ કરીને પુત્રો પિતા સમાન ને પુત્રી માતા સમાન હોય છે. એને પુત્રવાળી જોઇને અંતઃપુરની સર્વે રાણીઓ રોષવાળી થઈ ગઈ ને કોપથી અધર ડંશી વિચારવા લાગી કે–“ એનો શી રીતે ઘાટ ઘડી નાખવો ? ”

એક દિવસ મનમાં કાંઇક નક્કી કરીને તે સર્વે સ્વામી પાસે આવીને કહેવા લાગી–“હે સ્વામી ! તમને અધિક શું કહીએ ? અમારાથી વિરકત થયેલા તમે અમારૂં વચન સાંભળશો નહિ; તો પણ સ્નેહના બળથી હિતકારક વાત કહેવાને અમારી જીહ્વા આકુળવ્યાકુળ થાય છે. આ વસુદત્તા પરનરમાં આસકત છે. આપનાથી ગુપ્ત રીતે આ વસુદત્તા અન્યપુરૂષ સાથે રમે છે, નહિ તો પુત્રનું મુખ તમારા જેવું હોવું જોઇએ, છતાં એના યારના જેવું એનું મુખ છે. આ બાળક કાંઈ તમારો નથી, જુઓ તમારો ને એનો ઘાટ સરખો છે ? હવે વિશેષ એથી આપને શું પ્રમાણ આપીએ ?

જગતમાં સામાન્ય નિયમ છે કે પંડિત પુરૂષે ઘણા ધણી કરનારી પત્ની, વારંવાર સ્વામી કરતો નોકર અને બહુનું ઉચ્છિષ્ટ ભોજન–આ ત્રણે વસ્તુનો ત્યાગ કરવો જોઇએ.” સ્ત્રીઓની આવી વાણી સાંભળીને તુચ્છ બુદ્ધિવાળો ભિલ્લપતિ ખડ્ગમાં પોતાનું મુખ જોવા લાગ્યો તો રાહુ જેવું શ્યામ, બીલાડા જેવી આંખો, લાંબા અધરોષ્ટ, નમેલી નાસિકા એવી પોતાની સ્થિતિ જોઇને પછી પુત્રનું મુખ જોયું તો ચંદ્રમા સમું ગૌર વદન, કમળ સમી આંખો અને બિંબાકાર સમા અધરપલ્લવ, આવું પોતાના મોંથી વિપરીત મોં જોઇને ક્રોધથી ધમધમતા એણે તલવારના પ્રહારથી બાળકનો નાશ કર્યો.

પછી વસુદત્તાના કેશ મુંડાવીને યષ્ટિ મુષ્ટિના પ્રહારથી મારી અધમુઇ કરીને ભિલ્લોને સોંપી વૃક્ષની શાખાએ લટકાવવા હુકમ કર્યો. તે મુજબ ભિલ્લોએ એને પુર બહાર લઇ જઈ કાંટાવાળા ઝાડ સાથે બાંધી. વૃક્ષ સાથે બંધાયેલી અને જેની સર્વ આશા નષ્ટ થઇ છે એવી તે જાળમાં સપડાયેલી પક્ષિણીની માફક દુઃખિત થતી ચારે દિશાએ જોવા લાગી અને મનમાં અતિ વિષાદ પામી વિચારવા લાગી–"અહો! ગુરૂજનનાં વચનનો લોપ કરવાથી જાણે કોપાયમાન થયેલા બ્રહ્માએ જ કરી ન હોય તેમ આ મનુષ્યભવમાં જ મને નરકસ્થાનની વેદના પ્રાપ્ત થઇ. માર્ગમાં પતિનું મરણ, પુત્રોનો વિયોગ, તેમનું નદીમાં ડુબી જવું, તેમજ આવું દૃઢ બંધન–આ સર્વે મારે આજ ભવમાં જોવાનું હશે! આવા વિજન વનમાં હું કોને ભજું? કોની સાથે બોલું? અને શું કરૂં?" ઇત્યાદિ સંકલ્પવિકલ્પ કરતી અને ખેદને ધારણ કરતી તે કેટલાક વખત સુધી એવીજ હાલતમાં રહી.

મધ્ય દિવસ થયે ઉજ્જયિની જતો એક સાર્થ ત્યાં ઉતર્યો. તે સાર્થના માણસો પાણીની આશાએ વનમાં ભમતા હતા એવામાં વૃક્ષની સાથે બાંધેલી વસુદત્તાને જોવાથી દયા બુદ્ધિવાળા એ પુરૂષોએ એને છોડી, અને પોતાની સાથે સાર્થમાં તેડી લાવી સાર્થવાહને સમર્પણ કરી. સાર્થપતિના પૂછવાથી વસુદત્તાએ પોતાનું આત્મવૃત્તાંત ટુંકાણમાં કહી દીધું. સાર્થપતિએ એને ખાવાપીવાની તેમજ કપડાં વગેરેની સગવડ કરી આપીને આશ્વાસન દેતાં કહ્યું–"પુત્રી! શા માટે ખેદ કરે છે? શું આ તારૂં કુટુંબ નથી? અમારી સાથે તું પણ ઉજ્જયિની ચાલ." આ પ્રમાણે કોમળ વચનથી સાર્થપતિએ વસુદત્તાને શાંત કરી. જેથી તેણી સાર્થની સાથે ઉજ્જયિની તરફ ચાલી.

એ સાર્થમાં ઘણી સાધ્વીના પરિવારવાળા સુવ્રતા નામે સાધ્વી હતા, તે ઉજ્જયિનીમાં જીવંતસ્વામિની પ્રતિમાને વંદન કરવાને જતા હતા, એનો વસુદત્તાને મેળાપ થયો. ભવપરંપરાના સુખને કરનારો ધર્મ એની પાસેથી એણે સાંભળ્યો. જન્મ જરા મરણના ભયથી ભય પામેલી વસુદત્તાએ સંસારસમુદ્ર તરવાને માટે સાર્થપતિની અનુજ્ઞા મેળવીને સાધ્વી સુવ્રતાની પાસે વ્રત ગ્રહણ કર્યું. સંવેગના રંગમાં લીન થઈ, શાસ્ત્રનાં વચનોનું પાન કરી, અનુક્રમે ગુરૂણી સાથે

વિહાર કરતી ઉજ્જયિની આવી. ત્યાં એનાં માતાપિતા મળ્યા, એમને પોતાની સર્વે હકીકત જણાવીને પ્રતિબોધ પમાડ્યો. એવી રીતે વસુદત્તા માતપિતા અને ભાઇને પ્રતિબોધી જૈનધર્મના પ્રભાવથી દુષ્કર તપ તપીને સ્વર્ગલોકમાં ગઇ.

વસુદત્તાનું આશ્ચર્યજનક ચરિત્ર સાંભળીને વિમળા આશ્ચર્ય પામી. "અહા! આવું સાંભળ્યા પછી કોણ બુદ્ધિવંત હિતકારી વાર્તાનો તિરસ્કાર કરે?"

અરે સ્ત્રીઓ જો હિતશિક્ષા નથી માનતી તો દુઃખી થાય છે, પરન્તુ જો રાજાઓ પણ સદ્વચનને નથી માનતા તો અરિદમન રાજાની માફક બીજાઓથી પરાભવને પામે છે."

વિમલાના પૂછવાથી કમલાએ અરિદમનની કથા કહેવી શરૂ કરી.



## પ્રકરણ ૫૮ મું.

### 'સ્વચ્છંદતાને ખાતર.'

"તામ્રલિપ્તી-ત્રંબાવટી નગરીનો ધણી અરિદમન નામે રાજા હતો. એને કમલિની માફક ગુણોનાં સ્થાનરૂપ પ્રિયમતી નામે રાણી હતી, એ નગરમાં રાજાનો બાળસ્નેહી ધનપતિ નામે શેઠ રહેતો હતો. લક્ષ્મી ચંચળ છે. એની ચપળતા એવી છે કે હોય તો કોટીગમે હોય ને ન હોય ત્યાં ખાવાના પણ કડાકા પડે. એ ધનપતિને ઘેર ધનદ નામે એક કંગાળ સૂત્રધારનો બાળક રહેતો હતો. એના માતાપિતા મરણ પામેલા હોવાથી શેઠના ઘરનું પરચુરણ કામકાજ કરીને તે પેટ ભરતો હતો.

ધનપતિને ધનવસુ નામે પુત્ર થયો, તે ધાવમાતાથી લાલનપાલન કરાતો અને નાગરિક જનોથી રમાડાતો વૃદ્ધિને પામ્યો. અનુક્રમે યૌવન વય પામ્યો ત્યારે લક્ષ્મી પેદા કરવાને તે યવનદ્વીપ જવાને જહાજ તૈયાર કરવા લાગ્યો પોતાનો મિત્ર-સૂત્રધારનો પુત્ર

જે કોકાસનામે પ્રસિદ્ધ થયો હતો, તેને પણુ યવનદ્વીપમાં તેણે સાથે લેવા ધાર્યું. પરદેશમાં અધિક લાભ થાય એવી ઉત્તમ ચીજો વહાણુમાં ભરીને માતાપિતાની રજા લઈ વહાણુની તૈયારી કરી. સુભટોની માફક હમેશાં જળસાથેજ મસ્તી કરનારા, વહાણુ ચલાવવાની ક્રિયામાં નિપુણુ એવા સર્વે નાવિકોને દાનવડે એણે ખુશી કર્યા. જોષી પાસે ઉત્તમ મુહૂર્ત્ત જોવરાવી તે ઉત્તમ મુહૂર્ત્તે માતાપિતાએ વધારેલા ઉત્સાહપૂર્વક શુભ શકુને વિમાનમાં જેમ વિદ્યાધર બેસે તેમ તે જહાંજ ઉપર ચડ્યો. પિતાની રજા મેળવીને કોકાસને પણુ સાથે લીધો.

અનુકૂળ પવન અને નાવિકોની કુશળતાથી જહાજ થોડા દિવસમાં યવનદ્વીપના બારામાં લાંગર્યું. ને યવનદ્વીપની ભાગોળે આવી તંબુ તાણી પડાવ નાખ્યો. નગરના મોટા મોટા વ્યવહારીઆઓ એનો માલ જોવાને આવ્યા. અનુક્રમે ધનવસુએ વ્યાપારીઓ સાથે ક્રયવિક્રયનો બહુ વ્યવસાય કરીને પુષ્કળ દ્રવ્ય મેળવ્યું.

રથકાર કોકાસ નવરો પડવાથી તે નગરમાં કળા જાણુનાર કળાનિધિની પાસે ગયો. ત્યાં ઘણા છાત્રોને વિવિધ કળાનો અભ્યાસ કરતા એણે જોયા. કોકાસ પણુ વિનયથી પાઠકને નમીને કાષ્ટની અભિનવ વસ્તુઓ બનાવવાનું કામ શીખવાને રહ્યો. કળાચાર્ય પોતે કુશળ હતો પણુ કળા શીખનારા વિદ્યાર્થીઓ પ્રમાદી હોવાથી તેની પાસેથી કળાનો લાભ તેઓ મેળવી શકતા નહોતા; કેમકે જેમ વ્યભિચારી પુરૂષ સુરૂપ એવી પણુ પોતાની પ્રિયામાં પ્રીતિવાળો થતો નથી, તેમ ગૃહને આંગણે નિરંકુશ બાળકો વિદ્યાનો લાભ બરાબર મેળવી શકતા નથી. કોકાસે તો એકચિત્તે શીખવામાંજ ધ્યાન રાખીને પોતાનું કાર્ય કરવા માંડયું.

અલ્પ દિવસમાં અનુક્રમે કોકાસ સકળ કળા કુશળ થયો. તે કાષ્ટની ગમે તે ચીજો હાથી ઘોડા વગેરે બનાવતો અને એવી કળ ગોઠવતો કે જેથી તેઓ આકાશમાં ચાલતા હતા. એવો એ કલાવિશારદ થયો. ગુરૂએ એને ચતુર અને વિનયવંત જોઇને ઉમંગથી બધું શીખવ્યું.

ગુરૂની રહેમ નજર હોય ને શિષ્ય ઉમંગી, વિનયવંત ને બુદ્ધિવંત હોય તો એને વિદ્યાકળા કાંઈ દૂર નથી. ભૂખથી પીડાયલા માણસને જમવામાં શું વાર લાગે? એમ તેણે અલ્પ કાળમાં ઘણી કળાઓ શીખી લીધી.

ધનવસુએ લક્ષ્મી પેદા કરી અને કોકાસે કળા શીખી લીધી. પછી બન્ને પોતપોતાનું કાર્ય પરિપૂર્ણ કરીને પોતાને વતન ત્રંબાવટી આવ્યા. કોકાસ પોતાને વતન આવીને શેઠની રજા લઈ પોતાને ઘેર ગયો; અને આજીવિકાના ઉપાય માટે કાષ્ટની કોઈ વસ્તુ બનાવી રાજાને ચમત્કાર બતાવી તેની મહેરબાની મેળવવાને ઈચ્છયું.

કોકાસે કાષ્ટનું કબુતર બનાવ્યું; તે જેમ જીવતું કબુતર આકાશમાં ઉડે તેમ કળસંચે કરીને આકાશમાં ઉડવા લાગ્યું. તે પ્રથમ તો દરિદ્રીના માથામાં જેમ શૂળ ઉત્પન્ન થાય, તેમ રાજાને શૂળ ઉત્પન્ન કરનારૂં થયું.

રાજાના શાલિ અગાસીમાં સુકવાતા હતા, તેમાંથી આ કપોતદ્વારાએ સૂત્રધાર પોતાને ઘેર મંગાવવા લાગ્યો, તેમજ બીજાં ખળાં ક્ષેત્ર આદિમાં રહેલાં ધાન્યનું પણ એવી રીતે હરણ કરવા લાગ્યો. અન્ય કાર્યો કરવામાં બેદરકાર રથકાર આ પ્રમાણે પોતાની આજીવિકા ચલાવવા લાગ્યો. રોજ રોજ શાલિ હરાતા હોવાથી રખેવાળોએ રાજા આગળ પોકાર કર્યો. રાજાએ પ્રધાનને કહ્યું.

પ્રધાને બીજે દિવસે અગાસી ઉપર શાલિ સુકવ્યા પછી ગુપ્ત માણસો રાખ્યા. તેમણે જોયું કે કાષ્ટનો કપોત શાલિને હરી જતો હતો. એ વૃત્તાંત એમણે રાજાને કહ્યો.

રાજા આવું વિજ્ઞાન જોઇને ચમત્કાર પામ્યો. 'આવું કોનામાં વિજ્ઞાન છે કે જે વિજ્ઞાનીઓમાં પણ રત્નસમાન હોઇ કાષ્ટનાં આવાં આવાં આકાશગમન કરનારાં રમકડાં બનાવે છે?' રાજાએ પ્રધાનને કહ્યું કે–" આવો કળાવિશારદ આપણા નગરમાં કોણ છે? તેની તપાસ કરાવો."

પ્રધાને તપાસ કરીને રથકાર કોકાસને બોલાવી રાજા આગળ હાજર કર્યો; એટલે રાજાએ એને હુકમ કર્યો. "કોકાસ! તારી

કળા જોઈને હું પ્રસન્ન થયો છું. કાષ્ટનું કપોત આકાશ ગમન કરીને રોજ મારા શાલિ લઇ જતું, પણ રક્ષકો બિચારા જાણી શકતા નહિ. એક દિવસ ગુપ્ત પુરૂષો અગાસીમાં રાખ્યા, ત્યારેજ કપોતની અમને ખબર પડી. દૂતનું કાર્ય કરવામાં ચતુર એવા ચરપુરૂષોને એ કપોતને અનુસારે મોકલીને અમે તારી તપાસ કરાવી તને તેડાવ્યો છે, તો તારૂં વિજ્ઞાન જાણવાની ખાતર તું ગગનગમન કરી શકે એવું એક યંત્ર બનાવી લાવ." રાજાએ સ્નેહસહિત એ પ્રમાણે કહી વસ્ત્રોથી સત્કારી એને ઘેર વિદાય કર્યો.

કોકાસે થોડા દિવસમાં બે માણસ બેસી શકે તેવું કાષ્ટનું એક અદ્ભૂત વિમાન તૈયાર કર્યું, જે ખરા વિમાનની શોભાનો પણ તિરસ્કાર કરે એવું સુંદર થયું. એવું મનમોહક કાષ્ટયંત્ર કરીને એણે રાજાને બતાવ્યું. પછી કોઇ પર્વને દિવસે રાજા અને એ કળાવિશારદ કોકાસ બન્ને તે કાષ્ટવિમાનમાં બેસીને વિદ્યાધરોની માફક આકાશની સહેલ કરી આવ્યા. જે જે દૂર હતું–દુઃખે કરીને ચઢી શકાય તેવું હતું, જે મુશ્કેલ હતું, તે સર્વે આ વિમાનની મદદવડે તેમને ક્રીડાગ્રહની માફક સરલ થયું; અર્થાત્ એ સર્વે તેમણે જોયું. રાજા અને કોકાસ બન્ને રોજ એ વિમાનદ્વારા એ પ્રમાણે સહેલ કરતા. કોઈ દિવસ નદીના કાંઠે તો કોઇ દિવસ પર્વતના શિખર ઉપર, વળી કોઇ દિવસ રમણીય વનમાં, એવી રીતે કુતુહળી રાજા હમેશાં ક્રીડા કરવા લાગ્યો.

રાજાને રોજ આવી રીતે આકાશની મુસાફરી કરતો જોઈ રાણી પ્રીતિમતી બોલી–"મહારાજ! મેં તમારો શું અપરાધ કર્યો છે કે નવા નવા દેશ દર્શન કરવાથી મને દૂર રાખો છો? પોતાના સ્નેહીજનને દૂર કરીને તમે એકલા જ કેમ આવી રીતે રોજ આનંદ કરો છો? આવી તમારી દૃષ્ટિ ક્યારની થઇ? તમે રોજ નવા નવા દેશ જુઓ, આકાશમાં ગમન કરો, પર્વતના શૃંગ ઉપર હરો ફરો ને કુવાના દેડકાની માફક અમે તો આખો દિવસ મહેલમાજ ભરાઇ રહીએ; માટે ગમે તેમ કરીને એકવાર મને લઇ જાઓ." રાણી પ્રીતિમતીની એવી મોહમુગ્ધ વાણી સાંભળીને રાજાએ તે માન્ય કરી અને રથકારને જણાવ્યું–"આજે

રાણી પણ આપણી સાથે આવશે." રાજાનું આ કથન સાંભળીને રથકાર ચમકયો.

"મહારાજ! વિમાન બે જણજ બેસી શકે તેવું છે. બે કરતાં જો વધારે બેસશે તો અધિક ભારથી વિમાન ભાંગી જશે, માટે આપની વાત યોગ્ય નથી." રથકારે ખુલાસો કર્યો.

રથકારે નિષેધ કર્યા છતાં પણ અરિદમન રાજાએ રાણીને વિમાનમાં બેસાડી. 'અહો! બળવાન પુરૂષો પણ એક અબળાનાં વચન માત્રથી બંધાઈ જાય છે.' કોકાસ ઘણો પસ્તાવો કરીને બોલ્યો— "રાજન્! સ્વચ્છંદતા એ મનુષ્યોને દુઃખ કરનારી થાય છે. આપને આગળ ઘણો પસ્તાવો કરવો પડશે, કેમકે વિમાન ભાંગશે તો મારી પાસે તેને સાંધવાની કળા નથી; માટે હજી પણ સમય હાથમાં છે, તો રાણીને મહેલમાં પાછા મોકલો." રથકારની શીખામણ રાજાએ ધ્યાનમાં લીધી નહિ.

આખરે વિમાન આકાશમાર્ગે ચાલ્યું. જ્યારે તે થોડે દૂર ગયું ત્યારે વિમાનમાં અધિક ભાર હોવાથી એની કળ એટલો ભાર જીરવી શકી નહિ. લગભગ સહસ્ત્ર કોશ ગયા પછી એના યંત્રની કીલિકા–ખીલીના તાર તુટી ગયા, અને યંત્ર પૃથ્વીતળ ઉપર પડયું.

રાજા અતિ ચિંતાતુર થયો. "અરે આપણે આ કયા દેશમાં આવ્યા? કોઈ શત્રુનો દેશ હશે તો મારૂં શું થશે?" એમ વિચારતાં કોકાસે એને ધીરજ આપીને કહ્યું–"મહારાજ! ખેદથી સર્યું! આપના શત્રુનોજ આ દેશ છે, માટે ગુપ્તપણે રહો, નહિતર મોટી વિપત્તિ આવશે. આપ આ તરૂવર નીચે બન્ને જણ આરામ લ્યો. હું નગરમાં જઇને યંત્રને સુધારવાનાં ઉપકરણ લઈ આવું." એમ કહીને રાજાને તરૂવર નીચે બેસાડી પોતે તોસલીપુર શહેરમાં ગયો. નગરમાં પૂછતાં પૂછતાં તે સૂત્રધાર કોઈ રથકારને ઘેર ગયો અને એની પાસે યંત્ર સુધારવાનાં નાનાં મોટાં હથિયાર માગવા લાગ્યો. ત્યારે સૂત્રધારે કહ્યું "ભાઈ! તોસલીપુરપતિ કાકજંઘ રાજાનો રથ સુધારૂં છું, જેથી આ ઓજાર રથ સુધાર્યા વગર તને આપી શકીશ નહિ."

"ઠીક, મને એ તારા રાજાનો રથ જોવા દે." કોકાસે એમ

કહીને એ સૂત્રધાર પાસેથી રથ લઇને એનું ચક્ર ચઢાવી સજ્જ કરીને પાછો સૂત્રધારને આપ્યો.

સૂત્રધાર એની કળા જોઇને આશ્ચર્ય પામ્યો અને ઓળખ્યો કે "આ તો ત્રંબાવટીનો કોકાસ જણાય છે." પછી તેણે કોકાસને કહ્યું. "ભાઈ! તમે ખરે કળાનિધિ છો. તમારે યોગ્ય સુંદર હથિયારો મારા ભંડારમાં છે તે ક્ષણમાત્રમાં લઇને આવું છું." એમ કહી તે સૂત્રધાર રાજા કાકજંઘની પાસે દોડ્યો અને તેની આગળ કલાનિધિ કોકાસના આગમનની વાત જણાવી.

રાજાએ તરતજ પોતાના સુભટોને મોકલીને કોકાસને પકડી મંગાવ્યો. જગતમાં એવું જણાય છે કે માણસોનું પુણ્ય ક્ષય પામે છે ત્યારેજ તેમને કુમતિ સૂઝે છે. પુણ્ય ક્ષય થતાં અનેક પ્રકારની આફતો પ્રસિદ્ધજ છે. કાકજંઘ રાજાએ કોપ કરીને તેને પૂછયું- "રે કોકાસ! બોલ, મારો શત્રુ અરિદમન રાજા કયાં છે? જ્યાં તું હોય ત્યાં તે હોવોજ જોઇએ. વાયુ અને અગ્નિની માફક તમારા બન્નેનો વિરહ હોયજ નહિ."

કાકજંઘના પૂછવાથી એણે જ્યાં રાજા રાણી બેઠેલાં હતાં એ સ્થાનક બતાવ્યું, એટલે રાજાના પ્રેરેલા સુભટો છુટયા. રાજા જ્યાં બેઠો હતો ત્યાં જઈ પ્રિયા સહિત એને પકડ્યો. જેમ મોહનીય કર્મ ચેતના યુકત એવા જીવને પકડીને સંસારરૂપી કારાગારમાં નાખે તેમ એને બાંધીને રાજા પાસે લાવ્યા અને રાજાએ એને કેદખાનામાં નાખ્યો અને તેની રાણીને અંતઃપુરમાં મોકલી દીધી.

હવે રાજા કાકજંઘ કોકાસની પાસે પ્રાર્થના કરવા લાગ્યો- "હે મહાનુભાવ! તું તારી આ અપૂર્વ કળાઓ મારા રાજ-કુમારોને શીખવ."

"હે રાજન્! રાજકુમારોએ આવી કળા શીખવી યોગ્ય નથી. જેમ સ્ત્રીઓને શરીરે રોમરાય-રૂવાંટી શોભે નહિ, તેમ રથકારને યોગ્ય આવી કળાઓ રાજકુમારોને શોભાસ્પદ નથી." કોકાસે કહ્યું.

છતાં રાજાએ બળાત્કારે રાજકુમારોને શીખડાવવાની ફરજ

પાડી, જેથી રહસ્ય વગર કોકાસે શીખવવા માંડી. પછી કોકાસે સુંદર કાષ્ટના બે અશ્વો તૈયાર કર્યા. રાજકુમારોએ કોકાસ પાસે પોતાને બેસવા સારૂ એ ઘોડાઓની માગણી કરી, જેથી કોકાસે હૃદયમાં તેમના ઉપર સ્નેહ લાવીને કહ્યું–" વત્સ! એ પ્રેતસરખા ઘોડા ઉપર બેસવાની તમારે માગણી કરવી નહિં." એમ કહીને તેમને નિવાર્યા.

એક દિવસ કોકાસ ભરઉંઘમાં હતો અને તે ઘોડાઓ સજ્જ હતા, એનો લાભ લઈને તે બન્ને રાજકુમારો અશ્વ ઉપર ચઢીને આકાશમાં ઉડ્યા.

થોડીવારમાં કોકાસ ઉઠ્યો અને એ અશ્વો નહિ જોવાથી બીજા કુમારોને પૂછયું કે–" અશ્વો કયાં ગયા ? "

" એ અશ્વો ઉપર બન્ને રાજકુમારો બેસીને આકાશમાં ઉડી ગયા. " બીજા રાજકુમારોએ જણાવ્યું.

" અહા ! માઠું થયુ ! ધિક્કાર છે એ બાલચાપલ્યને ! તમારા એ બન્ને બાંધવો હવે જીવતા પાછા ફરશે નહિ, કેમકે કળનું મૂળ તેઓ જાણુતા નથી; તેથી પાછા કેવી રીતે ફરશે ? અશ્વને ઉતારવાની કીલિકા તેઓ જાણુતા નથી જેથી તમારા બન્ને બાંધવો એમના બાળચાપલ્યથી હંમેશ માટે ગયા સમજવા!" કોકાસે ખરી વાત જણાવી દીધી.

પરિણામે આકાશમાં ઉડેલા એ બન્ને બાળકો ઉતારવાની કળા નહી જાણુવાથી કાળે કરીને પોતાની મેળેજ નાશ પામી ગયા.

કોકાસ વિચારમાં પડ્યો કે–"રાજા પૂછે તો શું ઉત્તર આપવો? નક્કી એ મને મોતની સજા કરશે. "

લોકોના મ્હોઢેથી રાજાને આ વાતની ખબર પડતાં કાકજંઘ રાજાએ કોકાસને શૂળીએ ચડાવવાનો હુકમ કર્યો. જગતમાં રાજાઓની મૈત્રી તો એવી ચંચળજ હોય છે.

ગુરૂવાત્સલ્યભાવને ધારણ કરતા એક રાજકુમાર પાસેથી કોકાસને આ વાતની ખબર પડતાં તરતજ એણે પોતાનો ભાવી વધ જાણીને એક મોટું ચક્રયંત્ર તૈયાર કર્યું; અને એના વચગાળે

સર્વે રાજકુમારોને બેસાડ્યા, ને તેમને જણાવ્યું કે–" જ્યારે હું શંખનાદ કરૂં ત્યારે મધ્યખીલીને ઠોકજો, એટલે તમે પણ વિમાનમાં જેમ દેવતાઓ વિહાર કરે તેમ આકાશમાં વિહાર કરનારા થશો. " કોકાસનું વચન અંગીકાર કરી રાજકુમારો શંખધ્વનિની રાહ જોતા ત્યાં બેઠા.

હવે રાજપુરૂષોએ આવીને કોકાસને પકડ્યો; અને તેનો વધ કરવાનો રાજાનો હુકમ તેને સંભળાવ્યો, એટલે નિઃશંકપણે કોકાસે શંખ પૂર્યો. એ શંખનો ધ્વનિ સાંભળીને રાજકુમારોએ વચલી ખીલી ઠોકી એટલે એ ચક્ર આકાશમાં ઉડ્યું તેમજ સંકોચાવા લાગ્યું; એથી બધા રાજકુમારો બૂમો પાડતા મરણ પામ્યા.

આ તરફ કોકાસને રાજપુરૂષોએ મારી નાખ્યો; અને તેઓએ રાજાપાસે આવીને પુત્ર મરણની વાત પણ કહી સંભળાવી. પોતાના સર્વે કુમારોનો નાશ થયો જાણી રાજા રૂદન કરતો મૂર્છા પામ્યો. પછી વૈરી રાજા અરિદમનનો નાશ કરી પોતે પણ પુત્રના શોકે આપઘાત કરી મરી ગયો.

જેવી રીતે અરિદમન રાજા, રાજકુમારો અને કાકજંઘ રાજા કોકાસની હિતશિક્ષા નહિ માનવાથી સ્વચ્છંદપણાને લીધે નાશ પામી ગયા, તેમ સ્વેચ્છાચાર મુજબ વર્તનારી તું પણ આવા સ્વચ્છંદીપણાથી સારૂં ફળ નહિ પામે. " કમલાએ અરિદમન રાજાનું એ પ્રમાણે દૃષ્ટાંત કહી સંભળાવ્યું.



## પ્રકરણ ૫૯ મું.

### ' વન ક્રીડા. '

" પુત્રી ! કળા, કૌશલ્ય, સૌભાગ્ય, રૂપ, લક્ષ્મી અને શૂરવીરતા–તેમાંથી આ ધમ્મિલમાં તને શું ન્યૂન દેખાય છે ? તે તો કહે. આવો ગુણવાન્ અને રૂપવાન્ બન્ને પ્રકારના ધર્મવાળો જો તને નથી ગમતો તો એનાથી સારા બીજા ક્યા વરને તું પરણીશ ! ખાતું

જાણતાં છતાં પણ સત્ય વાતની અવજ્ઞા કરીને તું અન્ય સાથે પરણુશે તો અહંકાર ભરેલી તારી ભવિષ્યમાં શી ગતિ થશે? પુરૂષોની સાથે સ્ત્રીઓનો અહંકાર નભી શકતો નથી." વૈદ્યના ઔષધથી ઘણા કાળનો જીર્ણજ્વર જેમ ક્ષય પામે તેમ કમલાનાં વચન વિમળાના હૃદયમાં આરપાર ઉતરી ગયાં. તેના રોષરૂપ રોગ ઉપર તે ઉત્તમ ઔષધ સમાન થયાં. વિમળા વિચારના ઉંડાણમાં ઉતરી ગઇ; અને તેનો સર્વ ગર્વ ગળી ગયો. તે બોલી–

"હે માત! તારૂં વચન મારે પ્રમાણ છે. હું એ વચનનું ઉલ્લંઘન કરવાને હવે શક્તિવાન નથી. આજથી સદાને માટે તારા વચનમાં મારી સંમતિ છે એમ સમજજે."

તે પછી કમલા ધમ્મિલ પાસે આવી ને તેને સર્વે હકીકત કહી સંભળાવી કે—"આવતી કાલથી વિમળા તારી થશે ને તારી સાથે ઉદ્યાનમાં પણ આવશે."

કમળાની વાણી સાંભળીને ધમ્મિલ બહુ ખુશી થયો. આજે ઘણા દિવસે તેની મનોભિલાષા સફળ થઈ જેથી તેના મનમાં ઉત્પન્ન થયેલું દુઃખ બધું શાંત થઇ ગયું. જોસભેર ચાલતા શ્વાસોશ્વાસ પણ શાંત થયા અને નિદ્રા જે તેની વેરણ થઇ હતી તે મિત્રની માફક બની ગઇ. નિશ્ચિંત મને સુખપૂર્વક તે નિદ્રાધિન થઈ ગયો.

તેજ રાત્રીએ કમળાએ વિમળા અને ધમ્મિલનાં ગાંધર્વ-લગ્ન કરી દીધાં; અને પ્રાતઃકાળે સુંદર વસ્ત્રાભૂષણો સજી ધમ્મિલ, કમળા અને વિમળાને રથમાં બેસાડીને લોકોની કુતુહળ-ભરી દ્રષ્ટિ વચ્ચે ઉદ્યાન તરફ ચાલ્યો. દિવસ ઘણો ચડી ગયો હતો, જેથી રાજકુમાર અને તેના મિત્રો પોતપોતાની પ્રિયાઓ સહિત આવી ગયા હતા; એટલામાં ધમ્મિલ પણ વિમળાની સાથે આવી પહોંચ્યો. રાજકુમાર સહિત સર્વે મિત્રોએ એને આવકાર આપી વધાવી લીધો. તેમજ કમળા–વિમળાને પણ રાણીઓએ સત્કારપૂર્વક બોલાવી.

રાજકુમાર સાથે કેટલાક સેવકજન હતા. ક્રીડા કરવાને માટે રથ, હાથી, ઘોડા વગેરે બીજાં પણ કેટલાંક સાધનો તેમની સાથે હતાં. રાજસેવકોને યોગ્ય કામકાજની સૂચના કરીને સમવયસ્ક મિત્રોની સાથે રાજકુમાર એ મનોહર વનમાં આનંદની લ્હાણ લેવા લાગ્યો; કે જ્યાં સેવકોએ પુષ્પોની લતાના જુદા જુદા ક્રીડામંડપો બનાવ્યા હતા. ગુલાબજળ મિશ્રિત જળ છાંટીને ભૂમિ પવિત્ર-શુદ્ધ કરી હતી. ચિત્ર વિચિત્ર ગાલિચાઓ પાથર્યા હતા; અને ગગનમાં ઉંચે ચંદરવા બાંધ્યા હતા. સ્ત્રીઓના માંડવા જુદા હતા. પુરૂષોના પણ જુદા હતા. બધાં ત્યાં આવીને થાક ખાતાં બેઠાં; એટલે જરા સંગીત ચાલ્યું. પછી જમવાનો સમય થવાથી ભોજન માટે સર્વને નિમંત્રણ થયું. તરત જ બધા નજીકના મંડપમાં જમવાને ગોઠવાયા, યુવરાજ અને ધમ્મિલ બન્ને જોડાજોડ બેઠા; એટલે મણિરત્ને જડેલા સુવર્ણના થાળ સર્વેની પાસે મૂકયા. સુંદર સુગંધી જળ ભરેલા કળશો ભરવામાં આવ્યા. રાણી અને વિમળાએ એ સર્વ ક્રિયા થઈ ગયા પછી ઉત્તમ ઉત્તમ જાતની રસવતી સર્વેને પીરસી; અને બીજા મિત્રોની પ્રિયાઓ પંખા લઇને જમનારાઓને પવન નાખવા લાગી. ઉદ્યાનમાં ભોજનખાતાની વ્યવસ્થા કરવામાં તેમજ પુરૂષોની સગવડ સાચવવામાં સર્વે સ્ત્રીઓમાં સરદાર કમળસેના-કમળા જ હતી, તેણીના હુકમ મુજબ જ સર્વે થતું હતું.

શાંતિથી રાજકુમાર સહિત સર્વે મિત્રો ઉત્તમ પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજન જમ્યા. રાજકુમાર ધમ્મિલ અને વિમળાને જોતો પોતાનું મસ્તક ધૂણાવતો વિચાર કરવા લાગ્યો. "ઓહો ! આ બન્નેનો પ્રેમ તો અલૌકિક-અદ્વિતીય છે. કોઇ ખળ પુરૂષોએ નકી મને ખોટું સમજાવ્યું હતું, આ ઉભય જોડાનો પ્રેમ તો સ્વર અને વ્યંજન એકરૂપ થયેલા હોય તેની માફક લાક્ષણિક છે."

ભોજનકાર્યથી પરવારી મંડપમાં બેઠા બેઠા તેઓ પાન બીડા ખાવા લાગ્યા; અને તે પછી પોતપોતાના પતિના આસન ઉપર સર્વે સ્ત્રીઓ ગોઠવાઇ ગઈ. હવે તેમનું જમણ ચાલ્યું. રાણી યુવરાજના આસને બેઠી હતી. વિમળા ધમ્મિલના આસન ઉપર બેસીને ભોજન કરતી હતી. એવી રીતે સર્વે સ્ત્રીઓનું ભો-

જનકાર્ય સમાપ્ત થયું કે તંબોળ ખાતી તેઓ પણ મંડપમાં આવી. સર્વે જણાં બે ઘડી જમ્યાનો આરામ લીધા પછી જળક્રીડા કરવાને ગયાં. સર્વે પુરૂષો પોતપોતાની પ્રિયાઓ સાથે જળક્રીડા કરવા લાગ્યા. ધમ્મિલ પણ વિમળાની સાથે જેમ હાથી રેવા સાથે ક્રીડા કરે તેમ ક્રીડાજળમાં ખેલવા લાગ્યો. બન્નેની વિલક્ષણ જળક્રીડા જોઈને સર્વે યુગલો એમની આ પ્રમાણે પ્રશંસા કરવા લાગ્યાં–"જગતમાં ધમ્મિલ મોટું પુણ્ય કરીને ઉત્પન્ન થયો છે કે વિમળા જેવી ચતુર સ્ત્રી સાથે એનો સંબંધ થયો છે. મહાદેવ અને પાર્વતી, ઇંદ્ર અને ઇંદ્રાણી, ચંદ્ર અને રોહિણી, કમળા અને વિષ્ણુ તથા સીતા અને રામ સરખી આ જોડી વિધાતાએ પણ ફુરસદે ઘડી જણાય છે."

જળક્રીડા કરીને જળમાંથી નીકળ્યા પછી સર્વે શુદ્ધ વસ્ત્ર પહેરી માંડવામાં આવ્યા; ને પોતપોતાની પ્રિયા સાથે હિંડોળે ઝુલવા લાગ્યા. સાથે સાથે આગળ થતો વેશ્યાનો નાટારંભ જોવા લાગ્યા. સર્વે જોનારાની એક નજર ધમ્મિલ તરફ હતી ને બીજી નાટક ઉપર હતી, છતાં એ નજરોને તૃપ્તિ થતી નહોતી.

આખો દિવસ ઉદ્યાનમાં એવી રીતે મોજશોખમાં પસાર કર્યો ને યુવરાજ અને તેના મિત્રોને જે શંકા હતી તે દૂર થઇ. ઉલટું તે યુગલના અદ્ભુત પ્રેમનું એ સર્વેને દર્શન થયું.

તેમની આગળ થતું વેશ્યાઓનું અદ્ભુત નાટક પૂર્ણ થયા પછી સર્વેને કુમારે રજા આપી. સૂર્ય પણ હવે રાતોપીળો થઇ ભમીભમીને થાકી ગયેલો જણાતો હતો, જેથી અસ્ત પામવાની–છુપાઇ જવાની–આરામ લેવાની તૈયારીઓ કરતો હતો. એટલે યુવરાજની સ્વારી મિત્રો સહિત નગર ભણી ચાલી. રાજકુમાર અને ધમ્મિલ હાથી ઉપર બેઠા. કોઇ ઘોડા ઉપર, કોઈ હાથી ઉપર, કોઇ રથમાં એવી રીતે પોતપોતાના વાહનમાં બેસીને સર્વે નગર ભણી ચાલ્યા, અને પોતપોતાના મંદિરે ગયા. ધમ્મિલ પણ કમળા અને વિમળાની સાથે પોતાના મહાલયમાં આવ્યો.

અત્યારે તેના દિલમાં અપૂર્વ આનંદ હતો. એ આનંદના વેગથી

શરીર ઉલ્લસાયમાન થતું હતું. વિમળાએ ઉદ્યાનમાં ધમ્મિલે નહિ ધારેલો એવો અપૂર્વ પ્રેમભાવ બતાવ્યો હતો. ગઇ કાલની સાંજે તો બન્નેનાં મન વૈમનસ્યભાવને પામેલાં હતાં, છતાં આજે એકદમ આવું વિમળાનું પરિવર્તન જોઇ તેણે ધાર્યું કે 'દૈવવાણી ભૂતકાળમાં જે થઇ હતી તેની શરૂઆત થઇ ચુકી હતી,' આજથી તેના પુણ્યનો ઉદય થયો હતો. આ ભવમાં જ કરેલું તપ તેને ફળવા માંડયું હતું, કે જેથી શત્રુમાં કે મિત્રમાં સર્વત્ર તેનો વિજય થતો હતો. દેશ-પરદેશમાં તે માન-સત્કાર પામતો હતો, સમર્થ રિપુને પણ પલકમાં રોળી નાખતો હતો અને છેવટે આ મનસ્વિની વિમળાનું દઢ દિલ પણ ભેદવાને સમર્થ થયો હતો. એ સર્વે કાર્યો પૂર્વે કરેલાં પુણ્યના ઉદયનાં સાક્ષીસ્વરૂપ હતાં.



# પ્રકરણ ૬૦ મું.

## નાગદત્તા.

જેવો સંયોગ વિયોગ થવાનો હોય છે તેવી જ રીતે માનવીના મગજમાં પણ ભિન્ન ભિન્ન પ્રકારનાં સંસારના વર્તમાન પ્રસ્તાવને અનુસારે પરિવર્તનો થયાં કરે છે. આજનો સ્નેહી મિત્ર આવતી કાલનો શત્રુ બને છે, ત્યારે એક વખતનો શત્રુ મિત્ર કરતાં પણ અધિકપણે આપણા હિતકાર્યમાં ભાગીદાર થાય છે. એક સુંદર મહેલમાં પુષ્પશય્યા ઉપર નિરાંતે શયન કરનારને-જગત ઉપર હુકમ ચલાવનારને ખાવાનો ટુકડો પણ મળતો નથી. ખાવાના ટુકડા માટે રખડતો ભિખારી પૂર્વના પ્રબળ પુણ્યના ઉદયવડે આલમની ઉપર ઠકુરાઇ ભોગવે છે. એવાં ઘણાં પરિવર્તનો ભવિષ્યના ઉદર સમયમાં પડેલાં હોય છે. અલ્પજ્ઞ માનવી હોનારી પ્રચ્છન્નપણે થતા ભાવીના પડકારને શું સમજી શકે? જગતની લીલાનો પાર તો એક સર્વજ્ઞ જ પામી શકે.

જે વિમળાને ધમ્મિલનું મુખ જોવું પણ નહોતું ગમતું, કદાચ

ભૂલેચુકે જોવાઇ જાય તો ઈર્ષ્યાની આગમાં એ બળીને ભસ્મ થઇ જતી; કેમકે એના હૃદયમાં ધમ્મિલ માટે દ્વેષ હતો–અસંતોષ હતો, જેથી એ બાળા એનાથી દૂર રહેતી હતી. ધમ્મિલને નહિ પરણવાનો એનો દૃઢ નિશ્ચય ફેરવવાની કોઇની તાકાત નહોતી. કમળા એને સમજાવીને થાકી ગઇ હતી ને આખરે તે નિરાશ થઇ ગઈ હતી. છતાં જગતમાં રહેલા એવા અસંખ્ય કદાગ્રહી ને માની જીવો ઉપર પણ વિધિ એવી સત્તા ચલાવે છે કે ગમે તેવાની પાસેથી પણ તે પોતાની ઇચ્છા મુજબ તે કાર્ય કરાવે છે–પ્રબળ સત્તા ચલાવે છે. એના કર્ત્તાને ભયંકર ગણો કે રમણીય કહો, પણ તે એક વિધિ–વિધાતાજ છે.

આખરે એવો સમય પણ આવી પહોંચ્યો કે વિમલા ધમ્મિલને પરણી ગઇ. શરીર જુદાં છતાં તેમના સ્નેહની એક ગાંઠ વજ્રની માફક અભેદ્ય થઇ ગઇ.

બન્નેનાં મન મળ્યાં પછી વચને કરીને વિનોદમાં પડ્યા. એ વચનનાં લગ્ન પછી તેઓનાં કાયિક લગ્ન થયાં. પ્રકૃતિ પ્રાણીની સાથે જેમ એકમેક થઇ જાય છે–જડાઈ જાય છે, જેમ દુધમાં પાણી કે સાકર પડતાં તે ઐક્યને પામી જાય છે તેમ તે બન્નેનો સંબંધ અક્યતાને પામી ગયો. આજનો દિવસ એમને માટે એવો આવ્યો કે જે બન્નેના અપાર સુખનો હતો. એવી રીતે સુખ ભોગવતાં કેટલાક દિવસ વહી ગયાં.

સંસારસુખ ભોગવતાં એક દિવસ એમને પ્રેમકળહ થયો. સ્નેહભીની મીઠી માઠી વાતો કરતાં આ યુગલ મોજની મસ્તીમાં બેઠું હતું, એવામાં કારણવશાત્ વિમળા રીસાણી. ધમ્મિલે એને અનેક પ્રકારનાં મીઠાં વચનોએ સમજાવી પણ મનસ્વિની વિમળા અત્યારે સંપૂર્ણ હઠમાં હતી. “ પ્રિયા ! ઉત્તમ સ્રીઓ પોતાના પતિ સાથે આવું સખ્ત રૂસણું કરતી નથી. રીસાય તોપણ તારી માફક એ કદાગ્રહમાં તો નજ પડે.” એવી રીતે અતિ મધુર શબ્દોએ પ્રિયાને મનાવવા માંડી, પણ એ મનસ્વિની માને એમ કયાં હતી ? હઠમાં ચઢેલી એ રમણીએ ધમ્મિલના એક પણ શબ્દની

પરવા કરી નહિ--એને કાંઇપણ દાદ આપી નહિ; કેમકે સ્ત્રી-હઠ એ દુઃખે તજવા યોગ્ય છે. રાજહઠ, જોગીહઠ ને બાળહઠની માફક સ્ત્રીઓ પણ હઠ ઉપર આવતાં ભવિષ્યમાં થતા ભાવી અનર્થનો લેશ પણ વિચાર કરતી નથી. એ કયા રસ્તે જાય છે અને સારૂં કરે છે કે ખોટું ? તેનો ખ્યાલ પણ કરતી નથી.

" હા ! ખરેખર સ્ત્રી તો એ વસંતતિલકાજ ! એની જેવી સ્ત્રીઓ તો જગતમાં ભાગ્યેજ મળી શકે, કે જે પ્રેમકલહમાં પોતે રીસાય જ નહિ ને કદાચ પતિ રીસાય તો એને મનાવવાને એ રમણી પ્રેમભર્યા શબ્દોથી એને મનાવે, રીઝવે, એજ સ્ત્રી ખરેખર સ્ત્રીઓમાં શિરોમણિ હતી. " ધમ્મિલના આ શબ્દો સાંભળતાં વિજળીનો ગોળો પોતાની ઉપર પડે અને તેની જેવી વેદના થાય એવી દુસ્સહ વેદના વિમળાને અકસ્માત થઇ પડી.

સ્વામીનો રાગ બીજી કોઇપણ સ્ત્રી ઉપર જોઇને એના હૃદયમાં ક્રોધ ઉત્પન્ન થયો. આંખમાં ખુન વ્યાપ્યું. અગ્નિથી તપેલાની માફક ક્રોધથી ધમધમતું એનું શરીર કંપવા લાગ્યું. વદન ઉપર કોપની ભયંકર છાયા છવાઇ ગઇ. એના અંતરમાં યુવાનીનો મદ હતો, પોતાના રૂપનું એને પૂર્ણ અભિમાન હતું, લક્ષ્મીનું અતિ ગૌરવ હતું, રાજવંશનું નૂર એનામાં તપી રહ્યું હતું. યૌવનના એ ગર્વે-સૌંદર્યના એ અભિમાને અને ધૈશલ્યના મદે એને ઝનુની બનાવી, સામાન્ય સ્ત્રીઓ પણ શોક્યનું નામ સાંભળી શકે નહિ તો આ તો વિમળકુળમાં જન્મેલી વિમળા હતી. સ્વામીનું અગ્નિની જ્વાળા-સમાન આઃકટુ વચન એ સાંભળી શકી નહિ. તિરસ્કારપૂર્ણ દૃષ્ટિએ સ્વામીને એણે પુષ્પાંજલિ આપવા માંડી. તે બોલી–" ધૂર્ત ! આ-ખરે તમારા હૃદયની વાત મારા જાણવામાં આવી. તમારા ચિત્તરૂપી ભૂમિમાં ઘણા કાળથી નિધાનની માફક રહેલી આ સ્ત્રીનું નામ આજે તમે બહાર કાઢયું એ ઠીક થયું અને મારી સાથે ઉપર ઉપરનો પ્યાર બતાવી કેવળ દંભથી જ દેખાવ બતાવો છો તેની આજે ખાતરી થઇ; કેમકે તત્ત્વથી તો તમારા હૃદયમાં વસંતતિલકાજ રહેલી છે. હા ! તમારી આવી લુચ્ચાઇ તો મેં આજેજ જાણી. જો વસંતતિલકા વહાલી

હતી, તો વ્યર્થ આવો ઉપરનો પ્રેમ બતાવીને તમે મને શા માટે ફસાવી ? શાસ્ત્રકારો વૃથા જ સ્ત્રીઓની નિંદા કરે છે; પણ તમારા સરખા અધમ પુરૂષોજ ખચીત એવી નિંદાને યોગ્ય છે. ઠીક છે, તો જાઓ, હવે એને જ ઘરે જઇને રહો ! હે દાંભિક ! મારૂં તમારે હવે શું કામ છે ? " એ પ્રમાણે બોલતી ને હૃદય ઉપર રહેલા હારને તોડતી, રોષથી હુંકાર કરતી ને અધર ડસતી, એ મનસ્વિની વિમળાએ પોતાના કોમળ ચરણની એક લાત ધમ્મિલની છાતીમાં લગાવી.

જગતનો ઉંધો કાયદો તો જુઓ ! જગતના માનનીય પુરૂષો, તેજવંત, ગૌરવવંત અને લોકમાં પૂજા સત્કારને પામેલા ઉત્તમ જનો, સદાચારવંત એવા સજ્જન જનો તેમજ ભૂમિનો ભાર ઉપાડવામાં સમર્થ એવા જગત ઉપર હકુમત ચલાવનાર બળવંત પુરૂષો પણ પ્રિયાઓથી પરાભવ પામે છે. એનાં તિરસ્કારભર્યાં વચન સાંભળતાં છતાં એને રીઝવવા માટે અનેક પ્રકારે ખુશામત કરે છે, એને આધિન રહે છે. શું સમર્થ ગજરાજો નાનાસરખા અંકુશને આધિન નથી રહેતા ? ગાઢ અંધકાર નાની સરખી દીપકની જ્યોતથી નાશ નથી પામતો ? અરે બળથી ઉદ્ધત એવા વૃષભો પણ રજ્જુથકી બંધાઈ જાય છે, લતાઓ તરૂને વીંટાતી ઠેઠ એના મસ્તક ઉપર પણ ચડી જાય છે, તેમ સ્ત્રી પણ લતાઓની પેઠે પતિને માથે ચઢી બેસે તો એમાં નવાઇ શું ? તે પુરૂષને વીંટાઇને એને પોતાને આધિન રાખે જ છે.

પ્રિયાના આવા અપમાનને સહન કરતો ને મીઠાશથી એની સાથે હસીને વાત કરતો ધમ્મિલ ઘરમાંથી બહાર નીકળ્યો. યુવરાજને ત્યાં ગયો, અસ્વસ્થ ચિત્તે એની સાથે વાતચિતમાં ભાગ લીધો, ભોજન સમય થતાં રાજકુંવરની સાથે જમ્યો પણ એનું ચિત્ત અત્યારે અપ્રસન્ન હતું, તનમાં તાપ હતો, અંતરમાં સંતાપ હતો, વિમળા ઉપર અતિ સ્નેહ છતાં આજે એનો ઉકળાટ હતો, જેથી ક્યાંય પણ એને ઠીક પડયું નહિ; એટલે ચિત્ત સ્વસ્થ કરવા સારૂં તે વનમાં ચાલ્યો ગયો. મનને પ્રસન્ન કરવાને તે એકલો નગર બહાર ગયો. ઉદ્યાનમાં ફરતાં અને ઉપવનની શોભા

જોતાં આખો દિવસ એણે વ્યતીત કર્યો. ઉપવનની મીઠી મોજમાંજ એણે સૂર્યને અસ્ત થવા દીધો. પછી અનુક્રમે ને નગર તરફ વળ્યો. અત્યારે એના મનમાં અનેક વિચારો ઉઠતા હતા. હૃદયમાં વિમલા માટે કાંઇ કાંઇ થતું હતું.

જગતમાં જેનું પુણ્ય જાગૃત હોય છે એને કોઇ વિઘ્ન ઉપસ્થિત થતું નથી. પડેલા ઉંધા દાવમાંથી પણ લાભ પ્રગટ થાય છે. કાંકરો લેવા જતાં રત્ન હાથમાં આવે છે. પાણી માગતાં દુધ હાજર થાય છે. જંગલમાં પણ મંગળ–લક્ષ્મી પ્રગટ થાય છે. સર્વે અગવડો સગવડોના રૂપમાં આવી મળે છે, કેમકે સારૂં થવાનું હોય છે તો એ ખોટામાંથી પણ પ્રગટ થાય છે. દુઃખમાંથી પણ સુખના અંકુરા ફુટે છે. નિરાશામાંજ આશા રહેલી હોય છે. સારૂં અથવા તો ખોટું માણસની જે કલ્પનામાં પણ નથી હોતું તે દૈવની મરજીથી નિમેષમાત્રમાં પ્રગટ થાય છે. કેમકે માણસ જે નથી કરી શકતું તે દૈવ સહેલાઇથી કરી શકે છે.

નગરમાં આવવાના માર્ગે ચાલતાં ધમ્મિલને એક અલૌકિક મંદિર જોવામાં આવ્યું. સાયંકાળના અસ્ત થતા સૂર્યના સુવર્ણમય કિરણો તે મંદિરની શોભામાં વધારો કરી રહ્યાં હતાં. એ મંદિર તે નાગનાથનું દેવળ હતું. મંદિરની અપૂર્વ રચના અને શોભાથી પ્રસન્ન થયેલા ધમ્મિલે અર્ધદ્વાર જેનું બંધ છે ને અર્ધ જેનું ઉઘાડું છે એવા તે મંદિરમાં દ્વાર ઉઘાડીને પ્રવેશ કર્યો. નાગદેવને નમીને એક બાજુએ તે ઉભો રહ્યો. પછી હૃદયમાં ગુસ્સે થયેલી પ્રિયાને ચિંતવતો તે મંદિરના અંદરના ભાગમાં ગયો.

એટલામાં એક નવયૌવન બાળા સખીઓ સાથે હાથમાં પૂજાપાનો સામાન લઇને નાગદેવને પૂજવાને આવી. પુષ્પધન્વાએ જેના સુંદર અંગની રગેરગમાં પોતાનું નિવાસસ્થાન બનાવ્યું છે એવી એ સ્મરવિહ્વળ બાળા પતિ મેળવવાને આતુર થયેલી સારો વર મળવા હમેશાં નાગદેવનું પૂજન કરતી હતી. સખીના હાથમાં પૂજાનો સામાન આપીને પોતે હાથપગ ધોઇ મુખશુદ્ધિ કરીને પવિત્ર થઈ વિવેક સહિત મંદિરમાં પેઠી. પૂજાની અભિનવ સામગ્રી

વડે નાગનાથને પૂજીને સંતોષ્યા. દ્રવ્યપૂજા કરીને તેમની આગળ ભાવપૂજા કરવાને એકાગ્ર ચિત્તે તેમની સ્તુતિ કરવા લાગી—" એ નાગનાથ! પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. મને મનગમતો વર આપી મારો એ મનોભિલાષ પૂર્ણ કરો."

" કલ્યાણિ! તારૂં મનોવાંચ્છિત આજે સિદ્ધ થશે. મારી પ્રસન્નતાથી આજે તને અહીંજ તારા ભાવી પતિનો મેળાપ થશે." નાગદેવે પ્રસન્ન થઇને અદશ્યપણે કહ્યું. નાગદેવના સ્વરૂપમાં બાળાને અભીષ્ટ વર આપનાર ધમ્મિલ પોતેજ હતો.

નાગદેવનું એ વચન સાંભળીને એ બાળા અતિ પ્રસન્ન થઇ. ઘણા દિવસની ભક્તિ આજે સફળ થઇ હતી, જેથી તેના દિલમાં હર્ષ ઉભરાતો હતો. હર્ષના પ્રવાહમાં એણે નાગદેવની સ્તુતિ કરી લીધી અને ત્યાંથી ઉઠીને સખીઓ પાસે જવા જાય છે તેટલામાં નજીક ઉભેલા એક સ્વરૂપવાન પુરૂષ ઉપર એની નજર પડી. મદનની સાક્ષાત્ મૂર્ત્તિ જાણે અકસ્માત્ પ્રલોભન કરવાને ત્યાં પ્રગટ થઈ હોય એવા એ નવયુવાનને જોઇને બાળાનાં વિહ્વળ ચક્ષુ એ રૂપનું પાન કરતાં અતૃપ્તપણેજ એને નિરખી રહ્યાં. આંખે આંખ મળી એટલે હૃદયે હૃદય પણ એક બીજાનો મર્મ સમજ્યાં; કેમકે બન્નેનો રસ્તો એકજ હતો. બન્નેને એકજ ઠેકાણે જવાનું હતું. બન્નેના અંતરના ઉંડાણમાં એકજ વાસના હતી. પુષ્પધન્વાનો પ્રતાપ બન્નેના ઉપર એક સરખોજ હતો. બન્નેને એકબીજાનો મેળાપ—સમાગમ વધારવાની તીવ્ર અભિલાષા હતી.

બાળા ક્ષણમાં ધમ્મિલની સામે જોતી, ક્ષણમાં પોતાનાં ચક્ષુ લજ્જાથી પૃથ્વી તરફ઼ ઢાળતી અને મનમાં અનેક સંકલ્પ વિકલ્પ કરતી હતી. આ તરફ઼ ધમ્મિલ અનિમેષ નયનોએ બાળાને નિહાળતો એના રૂપમાં, એના સૌભાગ્યમાં, વિધિએ ફુરસદે ઘડેલી એ અભિનવ પુતળીમાં અતૃપ્તપણે અને એકચિત્તે વિધાતાની કળાને પ્રશંસી રહ્યો હતો. પ્રિયાએ કરેલો તિરસ્કાર પણ તે પ્રશંસી રહ્યો હતો. 'પ્રિયા! વિમલા! તારા એ ચરણનું કલ્યાણ થજો કે જેના સંસર્ગથી હું બહાર નીકળ્યો અને આ ઉત્તમ ઘડીનો લાભ લેવાને સમર્થ થયો—તેને માટે

ભાગ્યશાળી થયો ! તેં જો મને લતાપ્રહાર કરીને બહાર ન કાઢયો હોત તો આવો સમય મને કયાંથી પ્રાપ્ત થાત ? તારો કોપ પણ મને તો લાભદાયક થયો. કેમકે ગ્રીષ્મઋતુનો સખ્ત તાપ પણ મેઘવૃષ્ટિનું આકર્ષણ કરે છે. " એ પ્રમાણે ચિંતવતા ધમ્મિલને બાળાએ ધીરજથી પૂછયું–" હે ઉત્તમ ! તમે કોણ છો ? અને કયાંથી આવો છો ? " એ ચંદ્રવદનમાંથી શબ્દોરૂપી અમૃત ઝરતાં તેને ઝીલવાનું ભાગ્ય તો ધમ્મિલનુંજ હતું. હૃદયના ઊંડાણમાં રહેલા કોઇ અપૂર્વ ભાવભર્યા એ શબ્દો હતા.

એવીજ મીઠાશવાળી વાણીથી પ્રત્યુત્તર આપતાં ધમ્મિલે કહ્યું–" મગધદેશમાં કુશાગ્રપુર નામનું નગર છે. ત્યાંથી તમારા સ્નેહથી ખેંચાઇને હું અહીં આવ્યો છું." ધમ્મિલની વાણી સાંભળીને તે બાળા વિસ્મય પામી.

" બાળા ! જરી તમારી ઓળખાણ આપશો ? " ફરીને ધમ્મિલે પૂછયું.

" આર્ય ! હું પણ આ નગરમાંજ રહું છું. આ નગરમાં નાગવસુ નામે ધનિક સાર્થવાહ રહે છે. તેની નાગશ્રી નામની વલ્લભાથકી ઉત્પન્ન થયેલી હું નાગદત્તા નામે કન્યા છું. આ નાગદેવની રોજ અભ્યર્ચના કરીને તેની પાસે ઉત્તમ વરની યાચના કરૂં છું. આજે એમણે પ્રસન્ન થઇને આપ મારા પતિ થશો એવી આશીષ આપી છે. માટે થોડો સમય આપ અહીં બેસોઃ એટલે આપને આમંત્રણ કરવા આવશે." એમ કહીને બાળા નાગદત્તા સખીઓ સાથે ઘેર ગઇ. માતાપિતાને સખીઓદ્વારા વાત જણાવી. તેમણે નાગદેવના મંદિરથી ધમ્મિલને પોતાને ત્યાં તેડાવી શુભ મુહૂર્ત્તે નાગદત્તા સાથે ધમ્મિલનું વિવાહકાર્ય કર્યું. તે નિમિત્તે શ્રેષ્ઠીએ મોટો મહોત્સવ આરંભ્યો. વિવાહમહોત્સવ સમાપ્ત કરીને નાગવસુએ એ નવ યુગલ વરવધુને રહેવાને સુંદર મકાન આપ્યું. તેમાં તેઓ સુખપૂર્વક રહેવા લાગ્યાં. શેઠે ધમ્મિલનું અતિ માન સન્માન સાચવવા માંડયું. એ નવીન મકાનમાં ખાન પાન ને વસ્ત્ર પાત્રની સઘળી સામગ્રી એણે પૂર્ણ ભરી દીધી હતી.

મુશ્કેલીમાં પણ પુરૂષનું ભાગ્ય જાગૃત હોય તો સત્વર વિજય મળે છે. એ તુષ્ટમાન ભાગ્ય દુઃખમાં પણ સુખ આપે છે.

अचिंतितानि दुःखानि, यथैवायांति देहिनाम्
सुखान्यपि तथा मन्ये, दैवमत्रातिरिच्यते ॥ १ ॥

**ભાવાર્થ**—" પ્રાણીઓને જેવી રીતે અણધારેલાં સંકટ આવે છે, તેમજ સુખો પણ આવે છે. આ બન્ને બાબતમાં ભાગ્ય એ એકજ મોટું કારણ છે."



# પ્રકરણ ૬૧ મું.

## ' ભાગ્યોદય. '

" નાગદત્તા મારી બ્હેનપણી મોટા મહોત્સવપૂર્વક પરણી ગઇ. એ બેનપણીનો જે વર એજ મારો વર. હું એનાથી નોખી તો રહુંજ નહિ. માટે એ વરનેજ વરૂં તો એનું ને મારૂં સૌહૃદપણું નિરંતર કાયમ રહે. માટે હવે વિશેષ ચિંતા કરવાથી શું ? પિતાને કહીને હું પણ એની સાથે લગ્નનો બંદોબસ્ત કરાવું." એમ વિચારતી એક યૌવનવયમાં આવેલી બાળા પોતાના રમણિય મહેલમાં હિંડોળે ઝુલી રહી હતી. પાસે રહેલી સખીઓ એને રીઝવવાના અનેક પ્રયત્નો કરી રહી હતી. એ બાળા તે ચંપાપતિ કપિલ ભૂપાલની વ્હાલસોઇ કપિલા નામે રાજકુમારી હતી. નાગવસુ શેઠની દીકરી નાગદત્તા સાથે એને સહીપણું હતું. બન્નેએ એકજ વરને વરવું ને સાથેજ જીવનનું નાવ ચલાવવું એવો નિશ્ચય કરેલો હતો. હમણાં રાજકુમારીએ બ્હેનપણીના લગ્નની વાત સાંભળી, જેથી તેનું મન પણ એનીજ સાથે પરણવાને આતુર થઇ ગયું.

સખીઓને કહીને એણે માતાપિતાને એ હકીકત જણાવી. કપિલભૂપાલે તો દીકરીને મનગમતો વર મળે ને એનો જીવનપ્રવાહ સુખપૂર્વક ચાલે એ માટે સ્વયંવરમંડપની તૈયારી કરાવી દેશપરદેશના રાજાઓ ને રાજકુમારોને આમંત્રણ મોકલ્યાં.

દેશ દેશાવરના રાજા અને રાજકુમારો ચંપાનગરના ચંપકવન નામના ઉદ્યાનમાં ઉતર્યા. યોગ્ય અવસરે સ્વયંવરમંડપના મંચ ઉપર સર્વે ગોઠવાયા. ઘણી લક્ષ્મી હોય છતાં માણસનું મન જેમ અતૃપ્ત જ હોય તેમ સ્ત્રીને વિષે અતૃપ્ત એવા સર્વ ક્ષત્રિય અને ઈભ્યના કુમારો કપિલા રાજકુમારીને વરવાની આશાએ આવ્યા અને તે મંડપમાં પોતપોતાને યોગ્ય આસને ગોઠવાયા. ધમ્મિલ પણ યુવરાજની સાથે એ સ્વયંવરમંડપમાં એની સાથે બેઠો. હવે સર્વેની આંખો કન્યાને જોવાને આતુર થઈ રહી.

રાજકુમારી કપિલા મનુષ્યકૃત વિમાનમાં-પાલખીમાં બેસીને આકાશમાંથી જેમ દેવબાળા ઉતરીને આવે તેમ સખીઓના પરિવારે વરમાળા કરકમળમાં ધારીને સ્વયંવરમંડપમાં આવી, એટલે સર્વે ચક્ષુઓ એ શોભાની અદ્દભૂત મૂર્ત્તિ ઉપર ઠરી. આશા, ઉત્સાહ, કન્યા મેળવવાનો લોભ એ સર્વને હતું; છતાં વિધિએ માત્ર એક જ જણને માટે એ વરમાળ પહેરવાનું ભાગ્ય નિર્મિત કર્યું હતું.

સર્વેના ગુણ દોષ જાણનારી પ્રતિહારિણીએ દરેકને ઉદ્દેશીને એમનાં ટુંક વૃત્તાંત રાજબાળાને જણાવવા માંડ્યાં; પણ એને સાંભળવાની કયાં પરવા હતી ? એ સર્વે જનમંડળમાં તેને તો ફક્ત એકજ વ્યક્તિ સાથે લગની લાગેલી હતી. જેથી સર્વે જનોની અવગણના કરતી તે આગળ ચાલી. અનુક્રમે ધમ્મિલ પાસે આવીને એના કંઠમાં કપિલા રાજકુમારીએ વરમાળા પહેરાવી.

મંડપમાં આવેલા સર્વે મહર્દ્ધિક જનોની સાક્ષીએ કપિલભૂપાળે રાજકુમારીનો મોટો વિવાહમહોત્સવ આરંભ્યો ને ધમ્મિલ સાથે એનું પાણિગ્રહણ કરાવ્યું. રાજાએ કન્યાદાનમાં હાથી, ઘોડા, સુભટો, રથ, ભૂષણ, ગામ વગેરે ઘણી સમૃદ્ધિ આપી. પોતાના જ સમાન સમૃદ્ધિથી ભરેલું એક મોટું વિશાળ મકાન રાજાએ એ નવલ વરવધુને રહેવાને આપ્યું. ત્યાં તે રાજાની માફક ઘણાજ ઠાઠમાઠથી રહેવા લાગ્યો. નાગદત્તાને પણ ધમ્મિલે પોતાને ત્યાં તેડાવી ને બન્ને સાહેલીઓ સાથે ને સુખમાં પોતાનો કાળ દેવતાની માફક વ્યતિત કરવા લાગ્યા; છતાં વિમળા ધમ્મિલના હૃદયમાં હતી,

આટઆટલી સુખ સમૃદ્ધિ છતાં એ વિમલાને ભૂલી ગયો નહોતો; કેમકે રાગનું બંધન છે એ પ્રાણીઓને જગતમાં દુર્નિવાર છે. સાતમી નરકના ગાઢ અંધકારમાં રહેલો બ્રહ્મદત્ત પણ રાગના બંધનવડે 'કુરૂમતિ' 'કુરૂમતિ' પોકારી રહ્યો છે. છઠ્ઠીમાં ગયેલી કુરૂમતિ બ્રહ્મદત્તને ઝંખી રહી છે; છતાં એ બંધન તે બંધનજ! એમાં સુખ તે કયાંથી હોય ? આ સંસારના ભવનાટકમાં ફરતાં એ લોકો પાછા ક્યારે ભેગા થશે એ તો જ્ઞાની જાણે, પણ વિયોગનું દુઃખ તો એ ભોગવી જ રહ્યા છે.

ઈંદ્રને પોતાને બાવીશ કોડાકોડી પંચાસી લાખકરોડ ઇકોતેર હજાર ક્રોડ, ચારસો ને અઠાવીશ ક્રોડ, સત્તાવન લાખ, ચૌદ હજાર બસો ને એંસી ઈંદ્રાણીઓ એક ભવમાં થાય છે. છતાં જો તેમાંથી એક પણ રીસાય તો શક્ર તેને ઝટ મનાવવા જાય અને એ જો મનાય તોજ ઈંદ્રને સુખ થાય એવું આ સંસારનું રાગબંધનરૂપી નાટક છે.

ધમ્મિલ ગૃહમાંથી બહાર નીકળ્યો, વિમલાએ એનો તીરસ્કાર કર્યો ને પૂર્ણપણે એના તરફ બેદરકારી બતાવી. ગુસ્સાના જુસ્સામાં એ પ્રમાણે એણે કર્યું તો ખરૂં પણ પતિના ગયા પછી એને બહુ પશ્ચાત્તાપ થયો. સ્ત્રીઓનાં હૃદય પ્રાયઃ સ્વભાવથકીજ કોમળ હોય છે. તેથી પછી એણે કેટલોક સમય અતિ કલેશથી વ્યતિત કર્યો, છતાં એને નિશ્ચય હતો કે પ્રાણપ્રિય પાછા સમય થતાં અવશ્ય ઘેર આવશેજ, પણ એનું ધાર્યું એના હૃદયમાંજ રહ્યું. કેમકે એ નિમિત્તો વિધિએ તો કયારનુંય ધમ્મિલનું ભાગ્ય જુદુંજ ઘડયું હતું. વિધિને આવી સારી કે ખોટી, મીઠી કે કડવી જીવોની મશ્કરી કરવી બહુ ગમે છે. વિમળાએ ઘણી રાહ જોઈ પણ પતિનું તો કયાંય દર્શન થયું નહિ, જેથી તેણી બહુ મુંઝાવા લાગી. બારીએ ઉભી ઊભી એનો આવવાનો માર્ગ જોતી, આંસુભરી આંખે પશ્ચાત્તાપ કરતી ને પતિની વાટ જોતી વિલાપ કરતી, પોતાની જાતને નિંદતી તે ઘણું કકળતી હતી. પણ ધનુષ્યમાંથી છુટેલું તીર હવે તો છુટી ગયું હતું. તે વિચારતી કે—"અહા! મારો અમૃતકુંભ ઢળી ગયો! અરે મારૂં કલ્પવૃક્ષ નષ્ટ થઈ ગયું! ચિંતામણિ રત્ન હાથમાં આવીને સરકી ગયું! હા! સ્વામી! તમારો તીરસ્કાર કરીને કેવી હું પસ્તાઉં છું, દુઃખી થાઉં

છું ? હું ક્ષણમાં પ્રસન્ન થતી, ક્ષણમાં રૂષ્ટ થતી છતાં તમે તો સદા મારી ઉપર પ્રસન્ન જ રહેતા હતા; કેમકે રાત્રી કાળો અને ધોળો બન્ને વેશ ધારણ કરે છે, પણ દિવસ તો એક સ્વરૂપવાળો જ હોય છે. એ કોપ આખરે તો મનેજ નુકશાન કરનારો નિવડ્યો. પૂર્વે એ કોપના જ પ્રતાપે હું નરદ્વેષિણી બની હતી. અત્યારે એ દુષ્ટ કોપાનળે મને સ્વામીનો વિયોગ કરાવ્યો. હા ! દુઃખી એવી મને સદા ધિક્કાર હો ! તમે જ્યારે પાસે હતા ત્યારે તમારી ઉપર હું રોષવાળી રહેતી હતી. તે રોષ ક્ષીણ થયો તોઃહવે તમારો વિયોગ થયો. હા ! આ દુષ્ટ પાદને છેદી નાખું, કે શું કરૂં ? હું વિષ ખાઉં ? કયાં જાઉં ? " ઈત્યાદિ વિલાપ કરતી વિમળા દુઃખમાં દિવસો વ્યતીત કરવા લાગી. ધમ્મિલના વિયોગે એણે સરસ આહાર છોડી દીધો. પોતાની કાયાને તે દમવા લાગી. તે સાદાં વસ્ત્ર પહેરતી અને અંતરમાં પતિનુંજ ધ્યાન કરતી. દિવસ જતાં તે શરીરે સુકાવા લાગી. વનમાં રહેલી રસભરી વેલ પણ જળના સિંચન વગર જેમ સુકાઇ જાય એમ તે કરમાવા લાગી. મેઘ વગરની પૃથ્વી સૂર્યના આતાપે તપતી જેમ બધા વિશ્વને ઉકળાટ આપે છે, તેમ પોતાની સ્વામિનીનું દુઃખ જોઇને સેવકો પણ ઓશિયાળા થઇ ગયા.

સ્રીને માતા, પિતા, સુત, બાંધવ, સાસુ, સસરો, નણંદ સર્વ કોઇ હોય, પણ પ્રિયતમ વગર એને આનંદ હોતો નથી. દાંત વગર જેમ હાથી શોભતો નથી, ચંદ્ર વિનાની રાત્રી શોભતી નથી, જળ વગર સરોવર શોભા પામતું નથી, તેમ પતિ વગર સ્રી પણ શોભતી નથી. કંથે તજેલી સ્રી ચિંતાની આગમાં બળે–જળે છે. ચંદ્રનાં અમી ઝરતાં કિરણો પણ એ વિરહિણીને તાપ ઉત્પન્ન કરનારાં થાય છે. મંદમંદ શિતળ વાયુની લહેરીઓ પણ એને બાળે છે. પુષ્પ-શય્યા કંટક સમાન થઇ પડે છે. રાત્રી તો સો યુગ જેવડી ભાસે છે. ચંદનનો લેપ અગ્નિની જ્વાળા સમાન શરીર તપાવે છે. એવી રીતે પતિએ તજેલી સ્રીને સંસારની સુખકર વસ્તુઓ પણ દુઃખરૂપજ થાય છે.

કેટલાક દિવસો વિમળાના એવી રીતે શોકમાં વ્યતીત થયા. આખરે વિધાતાને એની દયા આવી. એના તપશ્ચર્યા ફળી.

એક દિવસ રાજમાતા ધમ્મિલ શૃંગારસજ્જીત હાથી ઉપર બેસીને નગરની શોભા જોવાને પરિવાર સહિત નીકળ્યો. એની જોડે કપિલા અને નાગદત્તા બેઠેલી હતી. આગળ પાછળ સજ્જ થયેલા ઘોડેસ્વાર સેવકો ચાલતા હતા. ફરતાં ફરતાં તેઓ અનુક્રમે વિમલાના મકાન આગળ આવ્યા. ધમ્મિલના મનમાં તે સમયે અનેક વિચારો જાગ્યા. એટલે તે ત્યાં થોભાણો.

સ્વામીનું આગમન સેવકો મારફતે જાણીને વિમળા સ્નાન કરી, શુદ્ધ વસ્ત્રાભરણો પહેરી, જળ ભરેલો સુવર્ણ કળશ અને પૂજાપાનો સામાન લઇ પતિને પૂજવાને ઘરની બહાર નીકળી. પતિને પ્રથમ પ્રદક્ષિણા દઇને કુસુમવડે વધાવ્યા. એવી રીતે સ્વામીની પૂજા કરી. એની ભક્તિથી પ્રસન્ન થયેલા ધમ્મિલે એને હાથનું અવલંબન આપીને પોતાની પાસે ખેંચી લીધી. અને તેને લઇને ધમ્મિલ ત્રણે સ્ત્રીઓ સાથે રાજમહેલમાં આવ્યો. પછી નિરંતર એ ત્રણે સ્ત્રીઓની સાથે અપૂર્વ સુખ ભોગવવા લાગ્યો. નાગદત્તા અને કપિલા વિમલાને મોટી બ્હેન જાણી એને પગે પડી. એ સન્નારીઓ અરસ્પરસ વિનોદમાં પતિ સાથે પોતાનો કાળ વ્યતિત કરવા લાગી. એવા સુખમાં કેટલોક સમય પસાર થઇ ગયો.



# પ્રકરણ ૬૨ મું.

## અટવીમાં.

એક દિવસ ધમ્મિલ રાજસભામાં બેઠો હતો, સભામાં અનેક પ્રકારે વાણી વિનોદ ચાલી રહ્યો હતો, આનંદનો ઉત્સાહ છવાઇ રહ્યો હતો. એવામાં કોઇએ રાજાને ભેટ કરેલો અશ્વ રાજાની પાસે લાવવામાં આવ્યો. જે શરીરે સુંદર, ઉજ્વળ વર્ણયુક્ત, ઘાટીલો અને પવનના વેગ કરતાં પણ ત્વરિત ગતિવાળો હતો. બીજા અનેક શુભ લક્ષણવાળો એ અશ્વરત્ન હતો. અનભ્યાસ વશે આ અશ્વ મને ન જીતો એમ વિચારતો પવન નિત્ય એની આગળ દોડતો હતો.

છતાં એવા અનિલ કરતાં પણ વેગમાં આ અશ્વ આગળ જતો હતો. અશ્વને રમાડવાની કળા જાણનાર ધમ્મિલને એ નવા અશ્વ ઉપર બેસીને એની કસોટી કરવાનું મન થયું, જેથી અશ્વને બરાબર શૃંગાર સજાવી રાજાની આજ્ઞા મેળવી ધમ્મિલ એ ઘોડા ઉપર સ્વાર થઇને સુભટના પરિવાર સાથે નગર બહાર નીકળ્યો. નગર બહાર આવ્યા પછી ઉતાવળે ચલાવવાને ચાબુકનો પ્રહાર કર્યો. જેથી અશ્વ પૃથ્વીને અસ્પૃશતો ચારે પગે ઉછળ્યો–દોડ્યો. લગામ ખેંચવા છતાં પણ એ વેગ કાબુમાં રહી શકયો નહિ. સૈન્યના સુભટોથી એકલો પાડી તે ધમ્મિલને દૂર અરણ્યમાં ઉપાડી ગયો–શત્રુની માફક ધમ્મિલનું હરણ કરવાજ જાણે આવ્યો હોય તેમ એને ઉપાડીને તે ચાલતો જ થયો.

શત્રુરાજાએ અંતરના દ્વેષભાવથી–ધમ્મિલના સુખની ઇર્ષ્યા થવાથી એને સુખથી ભ્રષ્ટ કરવાનોજ ઉપાય શોધ્યો હોય તેમ ભયંકર જંગલમાં કુમારને ઉપાડી જઇ શત્રુ રાજાની મનોભિલાષા એ અશ્વે પરિપૂર્ણ કરી.

શત્રુનું કાર્ય પૂર્ણ કરીને એ અશ્વ હવે જાણે પોતાની ફરજ બરાબર અદા કરી રહ્યો હોય તેમ જંગલની મધ્યમાં આવેલી એક નદીને કીનારે પરિશ્રમથી હાંફતો હાંફતો થોભ્યો, એટલે એની લગામ છોડી દઇને ધમ્મિલ અશ્વ ઉપરથી નીચે કુદી પડ્યો અને હૃદયમાં પરમેષ્ઠી મંત્રનું સ્મરણ કરતો હાથમાં શસ્ત્ર ધારણ કરીને એ કનકવાલુકા નદીની આસપાસ વનનું કૌતુક જોતો જોતો ભમવા લાગ્યો. એવામાં એક વૃક્ષની ઘનરાજી નજીક આવતાં એક તરૂવરની ડાળે લટકતી ઉત્તમ લાંબી તલવાર જોઇને એને નવાઇ ઉપજી. એટલે એણે પોતાના હાથમાં એ ખડ્ગ લીધું, આમતેમ ફેરવી જોયું. પાણીદાર, તેજસ્વી, અને અપૂર્વ ખડ્ગ જોઇને એનો મહિમા જાણવા માટે એની પરીક્ષા કરવાનું એને મન થયું. રત્ને જડેલી સુવર્ણની એની મુઠ હતી. મણિધરની માફક એનું સુંદર મ્યાન હતું. એ જોઈ કુમારે ચિંતવ્યું કે "કોઇ ખેચર કે વિદ્યાધર કાર્યની વ્યગ્રતાવડે આ ખડ્ગને અહીં વિસરીને કદાચ ચાલ્યો ગયો હશે."

ધમ્મિલે ખડ્ગ મ્યાનમાંથી બહાર કાઢયું તો વીજળી જેમ ઝબુકે તેમ ઝગકવા લાગ્યું. એવું તેજસ્વી ખડ્ગ જોઇને તેની પરીક્ષા કરવાને માટે એક ઘનવંશ (ઘણા વાંસ એક સાથે મળેલા છે એવા) સાઠ વંશની ઘનરાજી ઉપર એણે વાપર્યું તો એક જ ઘાથી એ સાઠે વાંસ તૃણની માફક છેદાઈ ગયા. 'મદોન્મત્ત ગજયુથને ભેદવાને કેસરીસિંહને વાર લાગે ખરી કે?' પરંતુ આશ્ચર્ય એ થયું કે એ સાઠ વાંસ સમકાળે એણે છેદ્યા તો ખરા, પણ ખડ્ગ તરફ નજર કરી તો તે રૂધિરથી વ્યાપ્ત જોયું. તેથી એણે વંશજાલની પ્રદક્ષિણા કરીને ચારે બાજુ તપાસ કરી તો એક અગ્નિકુંડ આગળ ધૂપ દીપ, ને હોમહવન કરતો એક પુરૂષ હાથમાં જપમાળા લઇને બેઠો હતો. એનું કુંડળથી શોભતું મસ્તક કયાંય દૂર પડયું હતું અને એનુ રૂંડ એ પુરૂષ બેઠો હતો ત્યાંજ મસ્તક વગર પડયું હતું. વિનાકારણે આવા તપસ્વી પુરૂષની પોતાના પ્રમાદવડે હત્યા થયેલી જોઈ એને બહુ અફસોસ થયો. તે વિચારવા લાગ્યો કે—"અહો! આવા અરણ્યમાં તપ તપતા પુરૂષને મેં ખડ્ગવડે કાપી નાખ્યો. નિરાગી સરખા આ માણસનો મેં વૃથા ઘાત કર્યો. સર્પ, વ્યાઘ્ર, મગર અને ગૃદ્ધ કરતાં પણ હું અધમ થયો. આવા તીક્ષ્ણ અને તેજસ્વી ખડ્ગવડે કરીનેશું? અથવા તો આવા મારા પ્રાણવડે પણ શું કે જેથી આવા પ્રકારનો વધ મારાથી થઇ જાય? અર્હંતના ભકત એવા સુશ્રાવકને—ગૃહસ્થને આવો અનર્થ સર્વથા નિષિદ્ધ છે. મારાથી આવા અપૂર્વ માનવરત્નનો સંહાર થઇ ગયો તે બહુ ખોટું થયું અને કાલાશનો ડાઘ આ ભવ પર્યંતનો લાગ્યો. હા! હા! હવે મારે શું કરવું?" એ પ્રકારે એ મહાસત્વ આત્માને નિંદતો ને પોતાના પાપનો પશ્ચાત્તાપ કરતો ત્યાંથી આગળ ચાલ્યો, તો એ મહાવનમાં એક ઉત્તમ વાવ એના જોવામાં આવી. જેનાં ઉંડા જળ પાતાળમાં રહેલા સુધાકુંડ સમાન મીઠાશથી ભરેલાં હતાં. જ્યારે ધમ્મિલ એ વાપિકાની નજીક આવ્યો ત્યારે વાવમાંથી સ્નાન કરીને નીકળતી એક અપૂર્વ લાવણ્યમયી કન્યા એની નજરે પડી. કામદેવના આવાગમનના મંત્રોનું સ્મરણ કરતી અને પોતાની ભ્રૂલતાને આમતેમ

નચાવતી એ બાળા જાણે કાંઇ જોઇ રહી હોય અથવા તો કોઈના આવાગમનની રાહ જોતી હોય એમ વિહ્વળપણે ઉભી હતી. જાણે વિજયી પુષ્પધન્વાએ જગતને જીત્યું–બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એવા દુર્જય વીરોને પણ હરાવ્યા, તેથી વિજયોન્મત્ત બનીને જેમ ચક્રવર્તી ઋષભકૂટ ઉપર પોતાનું નામ લખીને રાજી થાય છે તેમ તેણે વિશેષ વિજયી બનવાને માટે જગતના મનુષ્યોને જીતવાને સારૂ આ સુંદર સાધન તૈયાર કર્યું હોય તેવી તે લાગતી હતી.

આવા ઘોર અરણ્યમાં આમ એકાકી નવોઢા સુંદર બાળાને જોઇ ધમ્મિલ વિચારમાં પડ્યો–"શું આ જળદેવી હશે કે વનદેવી હશે? અથવા કિન્નરી, વ્યંતરી કે વિદ્યાધરી હશે? મનુષ્યની બાળાનો તો આવા અરણ્યમાં ક્યાંથી સંચાર હોય?" એમ ચિંતવતો એ બાળાની નજીક આવ્યો. અને એ ઉત્તમ વર્ણવાળી, શોભાએ કરીને જેનું કાંતિમય ગૌરવ ઝળકી રહ્યું છે એવી તે બાળાને પૃછયું—"હે મુગ્ધે! તું કોણ છે? ક્યાંથી આવી છે? અને કેમ આવી છે?"

એના પ્રત્યુત્તરમાં એણે ન છુટકે પોતાનું વૃત્તાંત ટુંકમાં જણાવ્યું–"હે ઉત્તમ! સાંભળો. આ ભારતવર્ષમાં. થઇ ગયેલા જિનેશ્વરોનો મૂર્તિમંત યશપુંજ હોય એવો ભરતક્ષેત્રની મધ્યમાં વૈતાઢ્ય પર્વત આવેલો છે. ભારતમાં સર્વે શૈલોને વિષે મુખ્ય એવો એ વૈતાઢ્ય પોતે શરીરે અતિ ગૌરકાંતિને ધારણ કરી મસ્તકે સિદ્ધાયતનરૂપ રત્નને મુકુટની માફક રાખે છે. એની પહેલી મેખલાએ ઉત્તર દક્ષિણ શ્રેણિ ઉપર વિદ્યાધરોનાં પચાસ ને સાઠ નગરો આવેલાં છે, તેમાં દક્ષિણ શ્રેણિએ શંખ સદૃશ ઉજ્વલ યશવાળું શંખપુર નામે નગર છે. ઉદ્ધત પવનવડે જે નગરીના રમણીય પ્રાસાદોની ધ્વજાઓ ફરકી રહી છે એવા પ્રસાદોમાં વ્યોમચારી નરોનો–વિદ્યાધરોનો નિવાસ છે. આ નગરનો પુરૂષાનંદ નામે રાજા સમરાંગણમાં શત્રુઓને પોતાની અસિધારાથી વશ કરવામાં એવો તો પરાક્રમી છે કે મહાભારતનાં યુદ્ધમાં પ્રસિદ્ધ થયેલો ભારતનો અદ્વિતીય વિજયી વીર અર્જુન પણ એને મન હિસાબમાં નથી. શ્યામા એ નામની તે રાજાને મહારાણી છે અને નામ

પ્રમાણેજ ગુણવાળો કામોન્મત્ત નામે તેને પુત્ર છે. તેમજ વિદ્યુન્મતી અને વિદ્યુલ્લત્તા નામની બે પુત્રીઓ છે.

એક દિવસ એ નગરના ઉદ્યાનમાં આકાશગમન કરતા મૂર્તિમંત ધર્મી હોય એવા ધર્મઘોષ અણગાર આવ્યા. તેમના આગમનના સમાચાર જાણીને નગરજનો તેમને વાંદવાને ચાલ્યા. રાજા પણ પરિવાર સહિત મુનિને વંદન કરવાને ચાલ્યો. રાજા વાંદીને બેઠા, એટલે મુનિએ ભવના તાપને નાશ કરનારી ધર્મદેશના આપી—" હે ભવ્યો ! અનંતકાળ પર્યંત આનંદમય સુખને આપનારી મુક્તિવધુને વરવાની જો તમને ઉત્સુકતા હોય તો, અને જો આ ભવાટવીને ઉલ્લંઘવાની તમારી જીજ્ઞાસા હોય તો ભગવંતે કથેલા દાન શીલ તપ ને ભાવ એ ચાર પ્રકારના ધર્મનું શરણ આદરો." ઇત્યાદિક ધર્મદેશના આપીને મુનિ મૌન રહ્યા, એટલે રાણીએ પૂછ્યું–"હે પૂજ્ય ! મારી આ બન્ને દીકરીઓનો ભાવી પતિ કોણ થશે ? "

" જે તમારા પુત્રને હણશે તે તમારો જામાતા થશે. આ બન્ને બાળાનો એકજ પતિ થશે. " મુનિએ કહ્યું.

એ મહામુનિની વાણી સાંભળી પુત્રમરણથી શોક અને જમાઇ મળવાથી હર્ષ એમ રોષતોષ સાથે ધરતી રાણી રાજા સહિત પારવારયુક્ત મુનિને વાંદીને ઘેર આવી.

પિતાની રજા લઇને કામોન્મત્ત કેટલીક વિદ્યા સિદ્ધ કરવાને માટે પોતાની બ્હેનો સાથે આ વનમાં આવ્યો. અને નદીના કાંઠા ઉપર આ સુંદર મહેલ બંધાવીને તેણે તૈયાર કર્યો. તે મહેલ જાણે કૈલાસ પર્વતનુ સ્ફટિક રત્નમય શિખર શોભી રહ્યું હોય એવો શોભે છે. એમાં ખેચર અને ભૂચર રાજાઓના વંશમાં ઉત્પન્ન થયેલી સુંદર સોળ કન્યાઓને લાવીને તેણે રાખી છે. ચંદ્રા, શ્રી, ગાંધારી, સોમા, વિચક્ષણા, શ્યેના, વિજયા, સેના, શ્રીદેવી, સુમંગલા, મિત્રવતી, શ્રીમતી, યશોમતી, સુમિત્રા, વસુમિત્રા ને મિત્રસેના એ એમનાં નામ છે. એમાંથી મારૂં નામ મિત્રસેના છે. એ વિદ્યાધર ' કામોન્મત્ત ' અહીં જ આ નદીને કાંઠે ગહન વંશજાળમાં રહીને વિદ્યા સાધે છે. છમાસે વિદ્યા સિદ્ધ થતાં તે અમને સર્વને પરણીને પોતાને નગર લઇ જવાનો છે. હાલમાં અમે અમારી બન્ને નણદીની સાથે રહી આનંદ વિનોદમાં કાળ નિર્ગમન

કરીએ છીએ. તમારી આગળ હું જે આ વૃત્તાંત કહું છું તે સર્વે સત્ય છે. નણુદીની સાથે ગોષ્ઠી કરતાં જેવું મેં સાંભળ્યું છે તેવું તમને જણાવ્યું છે." એમ કહીને મિત્રસેનાએ પોતાની વાત પૂર્ણ કરી.

બાળાનું વૃત્તાંત સાંભળીને ધમ્મિલ વિચારમાં પડ્યો. "નક્કી તે એજ ખેચર કે જેને મેં આ ગાઢ વંશજાળમાં લીલા કરતાં હણ્યો. હા! દુષ્ટ હાથીની માફક મેં ખડ્ગરૂપ શુંડથકી આ રમણીઓરૂપ પક્ષીઓના વિશ્રામસ્થાન જેવા એ તરૂવરને હણ્યો એ ઠીક ન કર્યું. આ બાળાઓ એ વાત સાંભળશે એટલે એમની આશાલતા ઉપર કેવો વજ્ર પ્રહાર થશે?"



# પ્રકરણ ૬૩ મું.

## 'ભૂલ અને તેનું પરિણામ.'

પાછી તે બાળા બોલી કે—"અમારા મનોરથ તો સફળ થયા. હવે અલ્પ કાળમાં એની વિદ્યા સિદ્ધ થશે એટલે અમારાં લગ્ન તો થઇ જશે. કિંતુ એ જ્ઞાની ગુરૂએ કહેલું તો નજ થયું. અમને તો પતિ મળ્યો, પણ એ ખેચરકુમારીઓ રહી ગઇ. ન સમજાયું કે ગુરૂની વાણી કેમ અન્યથા થઇ? અમે પરણી જશું એટલે એ બન્ને બ્હેનો યોગ્ય વરની તપાસ કરીને વરશે. આજે એ વિદ્યાધરની વિદ્યા સિદ્ધ થવાની છે જેથી મને એમની ખબર લેવાને મોકલી છે. અરે! હું કેવી છું કે ક્વારની તમારી સાથે વાતોમાં લુબ્ધ થઇ ગઇ છું? સમયને પણ ભૂલી ગઇ છું." આ પ્રમાણે એ બાળા વાવને કાંઠે ઉભી ઉભી ધમ્મિલ સાથે ઉલ્લાસથી વાતો કરી રહી હતી; પણ તેને બિચારીને ક્યાં ખબર હતી કે વિધિએ પોતાનું કાર્ય એના આગમન પહેલાંજ પૂર્ણ કરી નાંખ્યું હતું. જ્ઞાનીએ જે સમયે જે પ્રમાણે બનવાનું કહેલું ભવિષ્ય તે તે પ્રમાણે થઇ ગયું હતું.

અહીં આસ્તેથી ધમ્મિલે એને દુઃખ ન થાય એવી મૃદુતાથી કહ્યું—"બાળા! જરી થોભ! ઉતાવળી ન થા! જતાં પહેલાં મારી એક વાત સાંભળ."

" કહો ! ઝટ કહો ! તમારી તે વાત ! મારી બ્હેનપણીઓ ત્વરાથી મારી રાહ જોતી હશે. "

" આટલી બધી ઉતાવળ, અને તે કોને માટે ?" ધમ્મિલે કહ્યું.

" કેમ કોને માટે ? મેં તમને કહ્યું એને માટે !" બાળાએ કહ્યું.

" બાળા ! કયારે પણ જ્ઞાનીનું કથન ખોટું પડે છે ખરૂં ? "

" પણ આ વખતે એમજ જણાય છે. "

" તારી ભૂલ થાય છે એમ ધારવામાં...."

" કેમ વારૂ ! "

" તને દુઃખ ન થાય તો એક વાત કહું ! "

" કહોને ! "

" બાળા ! આખરે જ્ઞાનીનું વચન સત્ય થયું છે, અજાણપણે મારાવડેજ એ કામોન્મત્તાનું મૃત્યુ થયું છે." ધમ્મિલે જણાવ્યું.

" હેં........" બાળા ચમકી.

" હા ! એ નિરપરાધીને હણીને મારા હાથ મેં કાળા કર્યા છે." નીશાનીમાં રૂધિર વ્યાપ્ત દિવ્ય ખડ્ગ તેણે બતાવ્યું.

એ સાંભળીને–એ ખડ્ગ જોઇને મસ્તક ધૂણાવતી અને કંપાયમાન થતી એ બાળા ગદ્ગદ્ કંઠે બોલી–" ખરેખર ભવિતવ્યતા બળવાન છે. ભવિષ્ય વાણી કદી અન્યથા થાય ખરી કે ? " એ બાળા હૃદયમાં અત્યંત દુઃખ ધરતી ખેદ કરવા લાગી.

" બાળા ! શા માટે ફોગટ ખેદ કરે છે ? જે કાર્યો દૈવને આધિન રહેલાં છે, એનો ગમ–શોક કરવાથી શું ? " ધમ્મિલે એને શાંતિ આપવા માંડી.

" હે સાહસિક ! મને એ માટે કાંઇ દુઃખ નથી, કેમકે મેરૂ પર્વતનાં શિખર કદાચ ચળાયમાન થાય, પરન્તુ જ્ઞાનવાન્ મુનિનું અમોઘ વચન કયારે પણ અન્યથા થતું નથી, પણ હે ઉત્તમ ! તમારૂં આ વૃતાંત હું એ ખેચર બાળાઓને જણાવું, ત્યાં લગી તમે

અહીંજ રહેજો; અને મહેલની ઉપર જોતા રહેજો. જો એ તમારા ઉપર રાગવાળી થશે તો રક્ત ધ્વજા ફરકાવીશ, અને તમારૂં આ વૃત્તાંત કહેવા છતાં પણ એ જો વિરકત થશે તો શ્વેત ધ્વજા હલાવીશ. રક્ત ધ્વજા ફરકે તો અહીં રોકાજો ને શ્વેત ધ્વજા ફરકે તો તમે અન્ય સ્થાનકે દૂર ચાલ્યા જજો." એમ કહીને તે બાળાએ પોતાનાં કદમ મહેલ તરફ લંબાવ્યાં. મંદમંદ ડગલાં ભરતી અનુક્રમે તે વિદ્યુન્મતિ આગળ આવીને હાજર થઈ.

મિત્રસેનાના સંકેત પ્રમાણે ધમ્મિલ બે ઘડી લગી ત્યાં રોકાઇને વારંવાર સૌધના અગ્રભાગ તરફ જોયા કરતો હતો. એટલે થોડી વાર પછી શ્વેતધ્વજા હાલતી ધમ્મિલે જોઇ. સમુદ્રના પાણી ઉપર જેમ ફીણ ચઢીને ઉતરી જાય તેમ એ ધ્વજાને હાલતી જોઇને પોતાની ઉપર તેમને વૈરાગ્યવંત ધારીને તે ત્યાંથી આગળ ચાલ્યો ગયો. તેણે ધાર્યું કે ખચીત જગતમાં એવું કોણ હોય કે જે પોતાના ભાઈને હણનાર ઉપર સ્નેહ ધારણ કરે ? જેથી મૃગલાની માફક વૃક્ષોનું ઓઠું લઇને તે પલાયન કરી ગયો. અનુક્રમે ઘણી પૃથ્વીનું ઉલ્લંઘન કરીને કરબટ નામે નગરની ભાગોળે આવ્યો, ત્યાં એક સુંદર સરોવર હતું, એનાં નિર્મળ જળનું પાન કરીને તેણે થાક દૂર કર્યો. પછી શુભ શુકન નિહાળીને નગરમાં પ્રવેશ કર્યો.

ચંપાપતિ કપિલરાજાનો અનુજ બંધુ રોષવડે ત્યાંથી નીકળી ગયેલો, તેણે અહીં આવીને રાજગાદી સ્થાપી હતી. કરબટ અને એની આજુબાજુનો પ્રદેશ કબજે કરીને તે એનો માલેક થઇ પડ્યો હતો. એ રાજા વસુદત્તને વસુમતી નામે પ્રિયા હતી. સંસારનું સુખ ભોગવતાં એમને પદ્માવતી નામે એક પુત્રી થઇ હતી. કર્મે કરીને વ્યાધિથી તે પીડા પામતી હતી. દેશી પરદેશી અનેક વૈદ્યોની દવા કરી પણ તેને કાંઇ ફાયદો થયો નહિ, જેથી રાજા રાણી હમેશાં દુઃખી રહેતાં હતાં.

ધમ્મિલ નગરમાં પ્રવેશ કરતો હતો તે સમયે કોઇ શૂલના રોગથી પીડાતી સ્ત્રીને જોઈ એની વ્યથાનું મૂળ કારણ તપાસી યોગ્ય દવાવડે એને અલ્પ સમયમાં તેણે નિરોગી કરી દીધી. આ વાર્તા લોકથી સાંભળીને રાજાએ એ વિજ્ઞાન અને ન્યાયથી

શોભતા ધમ્મિલને પોતાને મહેલે તેડાવી બહુમાન આપ્યું અને રોગથી પીડા પામતી પોતાની કન્યા બતાવી.

તે કન્યાને જોઇ રોગનું કારણ તપાસીને ધામ્મલે કહ્યું–"રાજન! આ રોગને હું દૂર કરી શકીશ. પાણી જેમ અગ્નિને શાંત કરે છે તેમ હું પણ એનો રોગ મટાડી દઇશ."

પછી એક શુભ દિવસે કન્યાના રોગની ચિકિત્સા કરવી એણે શરૂ કરી. જેમ વિદ્યા મંત્રથી સર્પનું વિષ ધીમેધીમે નાશ પામે છે, તેમ એનો રોગ–શોક, સંતાપ અનુક્રમે ક્ષય થતો થતો બીલકુલ નાબુદ થઇ ગયો. એટલે સમ્યક્ કળા જાણનાર ધમ્મિલને હારલતાની માફક પારિતોષિકમાં એ પદ્માવતી જ રાજાએ આપી દીધી. શુભ દિવસ જોઈ બન્નેનાં મહોત્સવ પૂર્વક લગ્ન થયાં. રાજાએ એ યુગલને વસવાને જુદું વાસભુવન આપ્યું. ત્યાં ધમ્મિલ પદ્માવતી સાથે રહેતો પંચવિષય સુખ ભોગવતો સુખમાં કાળ નિર્ગમન કરવા લાગ્યો. 'પુણ્યવંત માણસો જ્યાં જાય ત્યાં પદે પદે નિધાન પ્રાપ્ત કરે છે અને મનગમતા વૈભવ મેળવી ઠકુરાઇ ભોગવે છે.'

એક દિવસે રાજાએ ધમ્મિલને કહ્યું–" હે ઉત્તમ ! ચંપાપતિ મારા વડીલ સહોદર થાય છે; છતાં અમારા બંને વચ્ચે આજ ઘણાં વર્ષો થયાં કલેશ ચાલ્યા કરે છે. પણ એવો કોઈ પુરૂષ હું જોતો નથી કે એ બંધુ સાથે મને સંધી કરાવી દે. જગતમાં મિત્રતાને તોડનારા, પ્રીતિને ભેદનારા તો ઘણા છે, તેમજ પ્રીતિ કરનારા પણ અધિક જોવાય છે, પણ તુટેલી પ્રીતિને સાંધનારા જનો તો જગતમાં વિરલાજ હોય છે, છતાં તમે જો પ્રયત્ન કરો તો સંધી થઇ શકે. તમારા સિવાય કોઇ પણ એ તુટેલા તાર સાંધવાને સમર્થ થાય તેમ નથી. સ્વભાવથકી ભિન્ન એવા વસ્ત્રના બે ટુકડા જેમ કોઈ કલાવિદ્ ગુંથીને એક કરી શકે તેમ હે ગુણવાન્ ! અમારો ભિન્ન સંબંધ સાંધવાને તમેજ એક શકિતવાન્ લાગો છો ! "

ધમ્મિલે કહ્યું–" રાજન્ ! મને આજ્ઞા કરો કે તમારૂં સંધીકાર્ય હું યોગ્ય રીતે પરિપૂર્ણ કરૂં. "

રાજાએ એ સંધીનું બીડું ધમ્મિલને આપ્યું, ધમ્મિલે તે

લીધું પછી એને પોતાને મહેલે જવાની રાજાએ રજા આપી. કેટલાક દિવસ પછી શુભ શુકને ધમ્મિલ, રાજાની આજ્ઞાથી ચંપાનગરી તરફ પ્રયાણ કરી ગયો.

અનુક્રમે તે ચંપાનગરીના દરવાજા આગળ આવી પહોંચ્યો.



## પ્રકરણ ૬૪ મું.

### 'રામનું સ્વપ્નું ભરતને ફળ્યું.'

"ઓહો ! આ શું ! ચંપાનગરીના લોકો કેમ આટલી બધી દોડધામ કરી રહ્યાં છે? શું કયાંય આગ લાગી છે કે દાવાનલ સળગ્યો છે અથવા પરચક્રનો ભય આવી પડ્યો છે કે જલપ્રલય થયો છે?" ઇત્યાદિક વિચારતો એક પુરૂષ પોતાના સુભટાદિક પરિવાર સહિત ચંપાના દરવાજામાં પેઠો અને નાશ ભાગ કરતા દરવાનને એનું કારણ પૂછ્યું. દરવાન બોલ્યો—

"હે ભદ્ર ! રાજાનો પટ્ટહસ્તી વ્યસનીની માફક મદે ચઢીને આલાનસ્થંભ ભાંગી નગરમાં ચારેબાજુ દોડતો ઉત્પાત મચાવી રહ્યો છે, પણ કોઇ એને વશ કરવાને સમર્થ થતું નથી. નગરમાં ભમતાં એ ઘણાનાં ઘર પાડી નાખે છે, ઘણી દુકાનો જમીનદોસ્ત કરે છે, હડફેટે ચઢેલા માણસોની ખબરો લેવા પણ ભૂલતો નથી. તેથી જેમ પ્રચંડ વાયુથી સમુદ્ર ક્ષોભાયમાન થાય એમ બધું નગર હળમળી રહ્યું છે." એમ કહીને તે ત્વરાથી દોડી ગયો.

દરવાજામાં પેસનાર પુરૂષ તે ધમ્મિલ પોતેજ હતો. તે એવી હકીકત સાંભળીને ત્વરાથી નિર્ભયપણે બજારના મધ્ય ભાગમાં આવ્યો, ત્યાં પણ અનેક લોકોને આકુળવ્યાકુળ થયેલા જોયા. તેમાં પણ આઠ કન્યાઓ સાથે એક શ્રેષ્ઠીપુત્રને ઠાઠમાઠથી જતો જોઇને ધમ્મિલે કોઇને પૂછ્યું કે-"આ કોણ છે?"

"અહીં રહેનારા ઇંદ્રદત્ત સાર્થવાહનો સાગરદત્ત નામે આ પુત્ર

છે, આઠ દિશાકુમારીઓની માફક આઠ સ્ત્રીઓને મેળવીને રથમાં બેસાડી સ્નાત્ર મહોત્સવ કરવા માટે જાય છે. કુમુદા, કુમુદાનંદા, ધનશ્રી, વસુમતી, પદ્મશ્રી, વિમલા, દેવકી, ને ચંદ્રશ્રી એ આઠે કન્યાનાં નામ છે. એ આઠે કન્યાઓને એક સાથે પરણવાને સાગરદત્ત સ્વજન વર્ગ સાથે અહીં આવેલો છે, જેથી આ લોકમેળો ભરાયેલો છે." તે માણસ જેટલામાં આ પ્રમાણે કહે છે, એટલામાં તો આમતેમ દોડતો હાથી એ ટોળામાં આવી પહોંચ્યો. તેને રોકવાને કોઇ પણ સમર્થ થયું નહિ. તરતજ માણસોમાં ભંગાણ પડયું. એને ધસ્યો આવતો જોઇને જેને જેમ ફાવ્યું તેમ ભય પામતું લોક નાસવા લાગ્યું. એ સ્વજન વર્ગ ભય પામીને નાસી ગયો, સુભટો ભાગ્યા અને જીવિતવ્યનો નાશ નજીક જોતાં એ સાગરદત્ત પણ પ્રિયાઓને છોડીને નાસી ગયો. 'મરણભયની વાત આવે ત્યારે કોઇ કોઇનું સગું થતું નથી.' કિંકર્તવ્યમૂઢ થયેલી એ કન્યાઓ અશરણ્ય, અચૈતન્ય એવી ત્યાંજ ઉભી રહી—સ્થીર થઈ ગઇ. દશે દિશાએ જોતી ને રોતી, મૃગલીની માફક ભય પામતી, પાંદડાંની માફક કંપતી અને ચિતમાં મુંઝાતી તે દિઙ્‌મૂઢ થઇ ગઈ.

જ્યારે હાથી એ કમલિની સમાન કન્યાઓ ઉપર ધસ્યો ત્યારે વચમાં ધમ્મિલે પડકાર કરી હાથીને ખીજવ્યો અને પોતાની સામે યુદ્ધ કરવાને એને આમંત્રણ કર્યું. તે બોલ્યો—"રે મૂઢ ! એ દીન, અનાથ, ભયથી કંપતી નિર્બળ બાળકા ઉપર સુંઢ ઉલાળતો કેમ લાજતો નથી ? જો તારામાં કાંઇપણ શકિત હોય તો તારી સામે ઉભેલા આ બળવાનની સામે આવ."

કન્યાઓ ઉપર ધસી આવતા હાથીના કાનમાં આ શબ્દો અથડાયા અને તે ચમકયો. પોતાની નજર એણે ધમ્મિલ તરફ ફેરવી. અને રોષાયમાન થઇને એ કન્યાઓને છોડી તે ધમ્મિલ તરફ ધસ્યો.

ધમ્મિલ તરતજ ઘોડા ઉપરથી નીચે ઉતરી પડ્યો. એ લઘુ દેહધારી હતો, હાથી સ્થૂળ હતો. ધમ્મિલ શિક્ષિત હતો, ગજ અશિક્ષિત હતો. કુમાર આંટી ઘુંટી ખાઇ દોડતો હતો ને હાથી એની

પછવાડે એને પકડવાને દોડતો હતો. હાથીને એવી રીતે ચિરકાળ પર્યંત ખૂબ દોડાવ્યો, જેથી એ ખેદ પામી ગયો, એનો મદ ઉતરી ગયો, તે ચુપચુપ શાંત બનીને ઉભો રહ્યો, એટલે એના દંતુશળ પકડીને કુમાર તેની ઉપર ચડી ગયો. પછી ગજશિક્ષામાં કુશળ ધમ્મિલે અંકુશ મારીને એને ખૂબ ભમાવ્યો. આખરે તે ચીસેચીસ પાડતો નિર્વીર્ય થઇ ગયો, ત્યારે કુંવરે એને છોડી દીધો. તેણે હાથી ઉપરથી ઉતરી તેને મહાવતને સોંપ્યો મહાવતે એને આલાનસ્થંભ પાસે લાવીને બાંધ્યો.

ધમ્મિલનું આવું અપૂર્વ પરાક્રમ જોઇને નાગરિકો વિસ્મય પામી એની સ્તુતિ કરવા લાગ્યા. એ પ્રમાણે પોતાની કળા અજમાવીને ધમ્મિલ રાજદરબારમાં આવી આશ્ચર્ય પામેલા રાજાને નમ્યો. રાજાએ પોતાનો જામાતા જાણીને ગૌરવથી ઉભા થઈ પોતાની ભુજાઓથી એ મહાભુજને આલિંગન દઇ પ્રસન્નતાપૂર્વક પૂછયું. " વત્સ ! આજ ઘણે દિવસે તમે દેખાયા. તમને જોવાથી આજે અમને અતિ આનંદ થયો. અશ્વ તમને હરી ગયો, તે પછીનું તમારૂં વૃત્તાંત પ્રગટ કરો. "

રાજાના પૂછવાથી પોતાનું સમસ્ત વૃત્તાંત સભામાં કુમારે કહી સંભળાવ્યું. એનું વૃત્તાંત સાંભળીને રાજા આદિ સર્વે ખુશી થયા.

ધમ્મિલના આગમનનો નગરમાં કેટલાક દિવસ પર્યંત મહોત્સવ ચાલ્યો. રાજાએ માનસત્કારથી વિદાય કરેલો ધમ્મિલ પોતાને મંદિરે આવ્યો. ધમ્મિલના આગમનની વધામણી વિમલાને પ્રથમથીજ મળી ગઇ હતી, જેથી ઘેર આવતાંજ વિમલાએ અધિક ઉત્સાહપૂર્વક એને વધાવી લીધો. હાથી ઉપર વિજય મેળવી કુંવર આનંદ સહિત પ્રિયાઓને મળ્યો.

અશ્વક્રીડા કરતાં ધમ્મિલને એકાએક અશ્વ ઉપાડી જવાથી તેની વિમલા, નાગદત્તા અને કપિલા ત્રણે સ્ત્રીઓ શોકમાં સમય વ્યતીત કરતી હતી, આજે તેમનો એ શોક દૂર થયો.

હાથીનો ઉપદ્રવ શાંત થતાંજ નગરમાં શાંતિ ફેલાણી, તરતજ

બંધ પડેલો વ્યવહાર શરૂ થયો. સૌ કોઇ પોતપોતાના કામધંધે લાગ્યા. સાગરદત્ત પણ કન્યાઓ મૂકીને નાશી ગયેલો તે હવે એ આઠેને પરણવાને તત્પર થયો, જેથી એ આઠે કન્યાઓને તેડું કર્યું. એટલે તેણીઓએ કહેવરાવ્યું કે–" હવે અમારી આશા છોડી દ્યો. વાનર ફાળ ચૂકી ગયો. અમને તો તેં યમરાજના મુખમાં નાખી હતી તે શું ભૂલી ગયો, કે જેથી પુનઃ તેડું કરતાં લાજતો નથી? એ મહાભાગ્યવંત ધમ્મિલકુમારના પરાક્રમથી અમે જીવતી રહી. તારી એ આઠે સ્ત્રીઓ તો મરી ગઇ છે એમજ તું સમજજે. તું જંબુકની પેઠે અમને મૂકીને નાસી ગયો. અરે! દુઃખના સમયમાં પશુઓ પણ પોતાની સ્ત્રીને તજતાં નથી; તો મનુષ્ય જેવો મનુષ્ય થઇને અમને મૃત્યુના મુખમાં નાખીને ભાગી જનાર તું અમને પરણવા આવતાં લાજતો નથી? એ તો જે થયું તે સારૂંજ થયું કે જેથી તારા જેવા રાંકડાના પંજામાંથી અમે છુટા થયા. શૂળીનું વિઘ્ન સોયથી ટળી ગયું. માટે અમારી આશા છોડીને તું નિરંતર ઘરમાં ભરાઇ રહે. આકૃતિમાં જો કે તું પુરૂષ જેવો છે, છતાં સ્ત્રીથી પણ હીનસત્વ છો. તારા જેવા હીનસત્વને પરણ્યા કરતાં જીવિતપર્યંત કુમારા રહેવું એ વધારે સારૂં છે."

આઠે સ્ત્રીઓની કહેવરાવેલી આવી કટુક વાણી સાંભળીને સાગરદત્તે રાજા આગળ ફરિયાદ કરી. રાજાએ બાળાઓને બોલાવી સાગરદત્તને પરણવાને સમજાવ્યું, પણ એ આઠે જણીએ પોતાનો અભિપ્રાય રાજા આગળ જાહેર કર્યો કે–" એણે તો અમને યમના મ્હોડામાં નાખી હતી, હવે શા માટે એ પરણવા આવે છે? અમે મરણ પામી હોત તો તે શું કરત? આ ધમ્મિલકુંવરના પસાયે સર્વે સારૂં થયું, નહિતર એ તો પોતાનો જીવ સંભાળવાને નાઠો હતો, માટે એ રાંકને અમે કદાપિ વરનાર નથી. અમે આઠ જણી અણીશુદ્ધ સતીઓ છીએ. અમારાં માતાપિતા અને જ્ઞાની એના સાક્ષીભૂત છે. ચોરીમાં ચોથું મંગળ ફરતાં પણ જો પતિ મરી જાય તો ફરીને પરણવાની એને છુટ છે તો અમારો એમાં શું વાંક છે કે એ રાંક આટલો બધો અમને દબાવે છે? જુઓ! કૃષ્ણજી રૂક્મણિને હરીને લાવ્યા હતા છતાં એ સતીમાં શિરોમણિ કહેવાણી, શિશુપાલ સાથે એનો વિવાહ થયો હતો છતાં કૃષ્ણ એને હરણ કરી

દ્વારિકામાં લઇ ગયા. સત્યભામાના કુંવર ભીરૂ માટે નવાણુ કન્યાઓ એકઠી કરી હતી, છતાં શાંબકુંવર એ નવાણુની સાથે પરણીને પોતાને મહેલે તેડી ગયો. તેથી અમને બચાવનાર અમારો ઉપકારી ધમ્મિલ કુમાર એજ આ ભવમાં તો અમારો ભરથાર થાઓ! હે રાજન્! તેમ છતાં જો અમારા ઉપર ફરજ પાડશો તો અમે આઠે જણીઓ આપઘાત કરશું, પણ એ ખારાસાગરને તો અમે નહિ વરશું તે નિશ્ચય છે." કન્યાઓની એવી વાણી સાંભળીને રાજાએ સાગરદત્તને કહ્યું કે—"તું આ કન્યા માટેની હઠ છોડી દે."

રાજાનું વચન સાંભળીને સાગરદત્ત મનમાં બડબડતો ત્યાંથી ચાલ્યો ગયો. રાજાએ એનાં માબાપને બોલાવી મોટા મહોત્સવપૂર્વક એ આઠ કન્યાઓને ધમ્મિલ સાથે પરણાવી દીધી. કન્યાદાનમાં એ આઠેના માબાપે ધમ્મિલને પુષ્કળ ઋદ્ધિ આપી

જગતમાં સામાન્ય એવો નિયમ છે કે ભરતીમાં ભરતી જ થાય છે. લક્ષ્મી પ્રસન્ન થાય છે ત્યારે ચારે બાજુથી આવવા માંડે છે. ભરેલા વિશાળ સમુદ્રમાંજ નદીઓનું પાણી પણ સમાઇ જાય છે. આઠે કન્યાઓને લઇને ધમ્મિલ વિમલાને ઘેર આવ્યો ને સુખભર દિવસો વ્યતીત કરવા લાગ્યો.

એક દિવસ ધમ્મિલ ચંપાપતિ પાસે બેઠો હતો, તે વખતે અનેક પ્રકારે જ્ઞાનગોષ્ટી કરતાં એને પ્રસન્ન કરી સંબાહપતિ વસુદત્તની સાથે સંધી કરાવી દીધી. એ ખબર કુંવરે સંબાહપતિને મોકલ્યા. સંબાહપતિએ પોતાની પુત્રી પદ્માવતીને ઋદ્ધિ સમૃદ્ધિ સાથે ચંપાનગરીએ મોકલી. ને પોતાના પ્રિયતમ પાસે આવી. એવી રીતે સર્વે સ્ત્રીઓની સાથે સંસારસુખ ભોગવતો ધમ્મિલ પૂર્ણ સુખમાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યો.



# પ્રકરણ ૬૫ મું.

## ' ખેચરબાળા વિદ્યન્મતિ ને વિદ્યુલ્લતા. '

એક દિવસ ધમ્મિલકુમાર પોતાના મહેલમાં શાંતિથી જમીને હિંડાળે આરામ લેતો બેઠો હતો, મનમાં પોતાના સુખી સંસારની અનેક ગડમથલો કરી રહ્યો હતો. એવામાં આકાશમાંથી વિજળી જેમ ચમકારા કરતી પૃથ્વી ઉપર ઉતરે તેમ વિદ્યુતના સરખી કાંતિમાન એક કન્યા એ મહેલમાં ઉતરી. સુખમાં બેઠેલા કુંવરની આગળ અકસ્માત્ વિદ્યુત્‌ની જેમ તે પ્રગટ થઇ અને કહેવા લાગી. (એ કન્યા તે વિદ્યુલ્લતા નામની ખેચરકન્યા હતી, કે જેના ભાઇને વનની લીલા જોતાં કુંવરે વંશજાળ છેદવા જતાં હણ્યો હતો અને જેણે બતાવેલી શ્વેત ધ્વજાથી કુમાર ત્યાંથી ચાલ્યો ગયો હતો.)

" તે દિવસે કનકવાલુકા નદીના તટ ઉપર તપ કરતા મારા બંધુને ખડ્ગપ્રહારે તમેજ હણ્યો હતો કે ? હે પરોપકાર રસિક ! આવું કાર્ય કરવું તમને શું યોગ્ય હતું ? વળી મારી બેન તથા બીજી સોળ કન્યાઓનાં મનહરણ કરીને તમે ત્યાંથી નાસી ગયા એ તો બહુ સારૂં કર્યું ? " ખેચર કન્યાએ આ પ્રમાણે કુંવરને પૂછયું.

ધમ્મિલે કહ્યું–" તારૂં કહેવું સર્વથા સત્ય છે. અજ્ઞાનથી મારા વડે એ પાપ થઇ ગયું છે, જેથી હું તારા ઠપકાને યોગ્ય છું. ખડ્ગની ધારાની પરીક્ષા કરવા માટે હું એ વાંસનું આંટીઘુંટીવાળું જાળું છેદવા ગયો, તેમાં અજ્ઞાનવશે તારો બંધુ હણાઇ ગયો. એ અજ્ઞાનજન્ય ચેષ્ટિત છે. એ અપરાધ મારાથી થયો છે, તો હવે તુંજ કહે કે મારે એનું શું પ્રાયશ્ચિત્ત કરવું ? "

" એ માટે તમારે પ્રાયશ્ચિત્ત તો કરવુંજ પડશે, પણ કહો તો ખરા કે ત્યાંથી નાશી જવાનું તમારે શું કારણ હતું ? " ખેચરબાળા વિદ્યુલ્લતાએ પૂછયું.

"ત્યાંથી ચાલ્યા જવાનું કારણ તો મિત્રસેનાનો સંકેત હતો. તેની સાથેની મુલાકાતમાં મને એણે જણાવ્યું હતું કે–જો સર્વે બાળાઓ

તમારી ઉપર સ્નેહવાળી થશે તો લાલ ધ્વજા હલાવીશ, જેથી તમે રોકાજો ને વિરક્ત થશે તો શ્વેત ધ્વજા હલાવીશ એટલે તમે જતા રહેજો. બાળાએ શ્વેત ધ્વજા હલાવી જેથી બંધુના હણુનાર તરફ તમારો અભાવ જોઈ હું ત્યાંથી સત્વર ચાલી નીકળ્યો." ધમ્મિલે કહ્યું.

વિદ્યુલ્લતા બોલી કે—"એમાં એની ભયંકર ભૂલ થઇ છે. તમારૂં વૃત્તાંત મિત્રસેનાના મુખથકી સાંભળીને અમોને પ્રથમ ક્ષણ માત્ર શોક થયો. પછી અમે વિચાર્યું કે-આખરે જ્ઞાનીનું વચન સત્ય થયું. કયારે પણ ભવિતવ્યતા અન્યથા થતી નથી. એમ ચિંતવી શોકનો ત્યાગ કરીને અમે એને જણાવ્યું કે તું ઝટ જા અને તેમને અહીં તેડી લાવ ! અમારો મનોભાવ જાણી મિત્રસેના મહેલની ઉપર અગાશીમાં ગઇ અને હર્ષોન્મત્તતાથી રક્ત ધ્વજાને બદલે એણે શ્વેત ધ્વજા હલાવી. ઘણો સમય થવા છતાં જ્યારે તમે ન આવ્યા ત્યારે અમે અરસપરસ વાતચિતો કરતી વિચારમાં પડી કે—આ શું ? પતાકા જોયા છતાં તે કેમ આવ્યા નહિ હોય ? પછી મિત્રસેનાને અમે તપાસ કરવા મોકલી પણ એ રોતી રોતી પાછી ફરી અને એણે જાણ્યું કે આ બધું એની ભૂલનું પરિણામ હતું. અમારા પૂછવાથી એણે સત્ય હકીકત કહી સંભળાવી. પછી 'હવે અમારે શું કરવું?' એ માટે અમે સર્વે વિચારમાં પડયાં. અનુક્રમે અમે એક નિર્ણય કર્યો અને મારી બ્હેનના હુકમથી હું તમને શોધવાને દેશવિદેશ ફરવા નીકળી. સૂર્યને જેમ ઉલ્લુક-ઘુવડ જોઇ શકે નહિ, તેમ ઘણી પૃથ્વી ભમ્યા છતાં મને તમારી શોધ જડી નહી, તોપણ તમને શોધવાની આશા મેં છોડી નહિ, કારણકે સ્નેહ છે તે દુઃખે કરીને તજવા યોગ્ય છે. આખરે આજે ચંપામાં આવીને મેં તમને પકડ્યા છે—શોધી કાઢ્યા છે. મારી બ્હેન અને એ સોળે કન્યાઓ રાત દિવસ તમારૂં સ્મરણ કરતી મનમાં અતિ સંતાપ કરતી હશે તો હવે તમારો શું હુકમ છે તે કહો." વિદ્યુલ્લતાએ એમ કહીને પોતાની વાત પૂરી કરી.

"એ સર્વેને તમે અહીંના ઉદ્યાનમાં તેડી લાવો." કુમારે આજ્ઞા આપી.

વિદ્યુલ્લતા તેપછી વિજળીની માફક જેમ અકસ્માત્ પ્રગટ થઈ હતી એવીજ રીતે અદૃશ્ય થઇ તરતજ આકાશમાર્ગે ચાલી ગઇ. તેણે પોતાને સ્થાનકે પહોંચીને સર્વેને આ વાત કહી સંભળાવી, જેથી સર્વએ ચંપા જવાની તૈયારી કરવા માંડી.

થોડા સમયમાં તો એ અઢારે કન્યાઓ ચંપાના વનમાં આવીને પ્રગટ થઇ. ત્યાં કનકમય મહેલ બનાવીને એમાં પોતાનો ઉતારો કર્યો. ખેચરકન્યાનાં માતાપિતાઓ પણ પોતાની કન્યાઓને પરણાવવાને માટે ત્યાં આવ્યાં.

નગરની બહાર ઉદ્યાનમાં વિદ્યાધરકુંવરીઓની આવી અપૂર્વ રચના જોઇને આખું નગર જોવાને ઉલટયું. "શું આ તે દેવાંગનાઓ ચંપાના ઉદ્યાનમાં ક્રીડા કરવાને આવી હશે કે શું હશે ?" એમ અનેક પ્રકારની વાતો કરતાં લાખો માણસો ત્યાં જોવા આવવા લાગ્યાં.

ધમ્મિલ મોટા વિવાહમહોત્સવથી એ અઢાર કન્યાઓ સાથે પરણ્યો. 'કામી પુરૂષોને ગમે તેટલી સ્ત્રીઓ છતાં તૃપ્તિ થતી નથી, કેમકે અનેક નદીઓ પોતાનામાં પડવા છતાં સમુદ્ર કદિ સંતોષ પામતો નથી.' રાત્રીએ ઉદ્યાનમાં રહીને પ્રભાત સમયે એ અઢારે કન્યાઓને લઇ વાજતે ગાજતે કુંવર પોતાને ઘેર આવ્યો.

પછી સર્વે સ્ત્રીઓની સાથે દેવની માફક તે પોતાનો કાળ વ્યતીત કરવા લાગ્યો. અઢાર ખેચરકન્યાઓ, આઠ સાગરદત્તવાળી કન્યાઓ, એક સંખાહપતિ વસુદત્તની કુંવરી પદ્માવતી, નાગદત્તા, ચંપાપતિની કુમારી કપિલાદેવી ને વિમલા—એ ત્રીશે રમણીઓ પરસ્પર પ્યાર ધરતી રંગે રમવા લાગી; કેમકે જ્યાં ભાગ્યનું પૂર્ણ જોર હોય છે ત્યાં કલેશનો સંભવ હોતો નથી. જેનું પુણ્ય પરવાર્યું હોય ત્યાંજ વેર ઝેરનાં બીજ વવાય છે—કલેશ કંકાસ ઉત્પન્ન થાય છે. અહીં તો એક બીજી નાના મોટાનો વિવેક સાચવતી આનંદભર રહેતી હતી.

જ્યાં એક બીજામાં એક બીજાની નજર ચોર થાય છે, જે ઘરમાં વ્યભિચાર જણાય છે, ત્યાંથી લક્ષ્મી ગુસ્સો કરીને ચાલી જાય છે. જ્યાં સ્ત્રીપુરૂષમાં નિરંતર કંકાસ ચાલતો હોય છે ને સ્ત્રી ઉપર પુરૂષ રોષે ભરાણો રહે છે ત્યાં એવા રોષવાળા પુરૂષનું મુખ લક્ષ્મી કદિ પણ જોતી નથી.

ત્રીશ સ્ત્રીઓની સાથે ધમ્મિલ સુખમાં રહેતો હતો. ચંપાના સર્વે નગરવાસી જનો એનાં અદ્દભૂત ભાગ્યને પ્રશંસી રહ્યા હતા. "અહો ! એણે શું પુણ્ય કર્યું હશે કે જેથી આવી સમૃદ્ધિ પ્રાપ્ત થઈ ? એનું અદ્દભુત ને અતિ ઉત્તમ ભાગ્ય તો જુઓ કે એ ભૂચર મનુષ્ય છતાં વિદ્યાધરીઓ સાથે દેવતાનાં સુખ ભોગવે છે."

મનુષ્ય અને વિદ્યાધરની બાળાઓ સાથે લગ્ન કરીને ધમ્મિલને સંસારસુખ ભોગવતાં કેટલોક કાળ સુખમાં વ્યતીત થયો.

એક દિવસ અન્યોઅન્ય વાણી વિનોદ કરતાં વિદ્યુન્મતિએ વિમલાને પૂછયું–"સખી ! પતિ એ સ્ત્રીનો પ્રભુ કહેવાય છે, છતાં જે ગરીબની સ્ત્રી પણ ન કરે એવું સાહસ તમે કેમ કર્યું ? નિર્ધન હોય, કુરૂપ હોય, વ્યસની હોય છતાં એવા પતિને પણ દેવ માનીને સતી સેવા કરે."

"ખચીત એ મારી ભુલ થઇ ગઇ છે, છતાં પણ સ્વામીને શું એમ કરવું યોગ્ય હતું કે ?" વિમલાએ એના જવાબમાં જણાવ્યું.

"શું વારૂ ?" ખેચરબાળાએ પૂછયું.

"રતિસુખની સંધીએ પત્નીની આગળ શોકયનાં વખાણ કરવાં યોગ્ય છે ? કેમકે સ્વાભાવિક રીતે પણ શોકયનું નામ આને શસ્ત્રવગર ઘા કરનારૂં, અગ્નિ વગર દહન કરનારૂં અને અતિ ઉચાટ કરનારૂં હોય છે. જો કે બ્હેનને નામે એને બોલાવાય છે, છતાં એ શોકય સુખકારી થતી નથી. શર્કરાના નામે પ્રસિદ્ધ થયેલી વાલુકા–રેતી શું ગુણ કરનારી હોય છે ? સ્ત્રીઓને મરી જવું એ અતિ ઉત્તમ છે, પણ શોક્યનું દુઃખ ભોગવતાં જીવવું એ સારૂં નથી." વિમળાએ જણાવ્યું.

"ભદ્રે ! પુરૂષ એ તો પ્રભુ કહેવાય, જેથી અંતરની ઇષ્ટ વસ્તુનું નામ ગ્રહણ કરતા કાંઇ એનો અપરાધ ગણાતો નથી. પણ પ્રિયતમની અવજ્ઞા કરનારા આ તમારા ચરણને તો અમારે અવશ્ય શિક્ષા કરવી જોઇએ." ખેચરકન્યા વિદ્યુન્મતિ બોલી અને સર્વે જણીઓ એક બીજી સાથે તાળી દેતી હસી પડી.'

"બરાબર છે, મારી એક વાત સાંભળો. પ્રથમ તમે સર્વે

ઉઠીને મારે પગે પડો અને કળશમાં જળ લાવી એનાથી સ્નાત્ર કરી ચંદનથી આ ચરણની પૂજા કરો. ”

“ એનું શું કારણ ! ” સર્વેએ પૂછયું.

“ જો મેં પ્રિયતમને આ પગે કરીને પ્રહાર ન કર્યો હોત, તો તમે બધી કુમારિકાઓ કયા ભરથારને પરણત ? મારા ચરણના પસાયથીજ તમે બધીએ મારો પતિ પડાવી લીધો છે, માટે કહો, હવે આ પાદને તમારે પૂજવો જોઇએ કે તાડવો જોઇએ ? ” વિમળાની આવી યુક્તિવાળી વાણી સાંભળીને સર્વે બહુ ખુશી થઇ.

એ વાતચિતને અંતે વિદ્યુન્મતિએ પતિને પૂછયું-“ સ્વામી ! મૂર્ત્તિએ કરીને ભિન્ન છતાં આપણામાં કાંઇ ભેદભાવ નથી, માટે આપ એનું સ્વરૂપ યથાતથ્ય રીતે મને કહો કે જેનું નામ તમારી જીહ્વા ઉપર નિરંતર રમ્યા કરે છે, તો એ મહાભાગ વસંતતિલકા કોણ છે?”

“ હા ! હા ! સુંદરી ! એવું બોલ મા ! આ બધીમાંથી વળી કોઇકને રીસ ચડશે. એકથી જ ભય પામીને ઘરાઈ ગયો છું, હવે તો તમે ત્રીશ જણીઓ મળી છો. અનાયાસે પૂર્વે તેનું નામ ગ્રહણ કરતાં જેને કોપ થયો તે હમણાં સાંભળીને વળી શું ય કરે ? ” ધમ્મિલે કૃત્રિમ ભય બતાવતાં ખેચરબાળાને કહ્યું.

“ નાથ ! શા માટે એવો ભય રાખો છો ? સ્વસ્થ થઇને તમારા હૈયામાં રહેલી એને આજે બહાર તો કાઢો. અમે સર્વે તેની વાત સાંભળીએ, તો વળી કોઈક દિવસ તેને જોશું પણ ખરાં. ” વિમળાએ હસીને કહ્યું. અને સ્રીઓ બધી એનું વર્ણન સાંભળવાને કૌતુકથી ઉત્સુક ચિત્તવાળી થઈ.

“ મગધદેશની અંદર આવેલું વિશાળ કુશાગ્રપુર નામે નગર છે. ત્યાં મણિમાણિક્ય સમાન વસંતતિલકા નામે એક વેશ્યા રહેતી હતી. હું લગભગ બાર વર્ષ પર્યંત એના ઘરમાં રહ્યો છું. એના લાવણ્યાબ્ધિમાં હું એવો તો ડુબી ગયો હતો કે ઘરબાર માતાપિતાદિક કુટુંબ પરિવાર પણ ભૂલી ગયો હતો. અરે ! એની શું વાત કહું ? નહિ સાંભળેલી, નહિ જોયેલી અને નહિ અનુભવેલી એવી ભોગ-

વિલાસ સંબંધી કળાની એ કળાવિશારદા–પંડિતા હતી. સમુદ્રના જળમાં જેમ ઉદ્દભવેલો કલ્લોલ આવે એમ એના સૌહાર્દવડે આજે પણ મારૂં મન એની પછવાડે દોડે છે." ધમ્મિલે વસંતતિલકાનું ટુંક ખ્યાન કહી સંભળાવ્યું.

"જો આપની આજ્ઞા હોય તો હું પ્રથમ ખાનગી રીતે એની તપાસ કરી આવું અને ત્યાં જઇને એને લેઇ આવું?" વિદ્યુન્મતિએ કહ્યું.

"આ સર્વે સ્ત્રીઓની અનુમતિ લઇને જેમ ઠીક લાગે તેમ કરો, અને તેમાં પણ જે ગુસ્સે થતું હોય એની રજા તો પહેલાં લેવી જોઇએ." એમ બોલતાં ધમ્મિલે વિમળા તરફ જોયું ને હસ્યો.

"કેમ સખી! તારી શી ઇચ્છા છે? વસંતતિલકાની તપાસ કરવા જાઉં?" એ ખેચરબાળાએ વિમળાની અનુમતિ માગી.

જવાબમાં વિમળા હસીને બોલી–"સખી! પ્રિયતમના દિલને સુખ થાય તેમ કર! વળી જો તો ખરી કે એ વેશ્યાની પતિભક્તિ કેવીક છે?"

"હા! તે માટે તો હું જાઉં છું. જોજે તો ખરી કે પુરૂષનો સ્વાંગ ધરીને કેવી રીતે હું એને લલચાવું છું અને કેવી કસોટી ઉપર ચઢાવું છું?"

"કાર્ય કરીને સત્વર વહેલાં પધારજો." વિમળાએ અનુમતિ આપી.

સર્વેની અનુમતિ મેળવીને એ ખેચરબાળા વિદ્યુન્મતિ સર્વેની આંખો સમક્ષ ઉડતી આકાશમાર્ગે અદૃશ્ય થઇ ગઇ.



## પ્રકરણ ૬૬ મું.

### 'સ્વદેશ સ્મરણ.'

"દીકરી! તારા શરીર સારૂં તો જો? ક્યાંસુધી તું આવું તપ આચરીશ? અરે! આપણો ધંધો, આપણું કુળ, આપણો રિવાજ, એ બધું તું કાં ભૂલી જાય છે? બનનાર વાત બની ગઈ, એનો હવે કાંઇ ઉપાય થાય છે?" એક વૃદ્ધા તુટેલે હૈયે ઉપસ્ના સબ્દો બોલી.

"આ બધું તારા પરાક્રમનું પરિણામ છે. માતા! તારો રિવાજ, તારૂં કુળ એ બધું તનેજ મુબારક! તું જાણે છે કે જે ગતિ યશોમતીની તે જ મારી ?" એક તરૂણ બાળા-લલનાએ જણાવ્યું.

"પણ યશોમતી તો એની પરણેલી પત્ની છે, ને જગતમાં તું તો સુખ ભોગવવાનેજ સરજાયેલી છે, એ કયાં ભૂલી જાય છે ?" ડોશી બોલી.

"સુખ ! એ સુખમાંથી તો તેં મને દુઃખમાં ધકેલી દીધી છે! મારૂં સુખ જોઇને તો તું અદેખી બની છે !"

"હશે, હવે એ ગઇ વાતને ભૂલી જા. આજે એ વાતને ઘણા વરસોના પડ વળી ગયાં છે. ધમ્મિલ ગયો પણ કાંઇ આખું કુશાગ્રનગર તો સાથે નથી લઇ ગયો ને ?"

"ચૂપ ! માતા ! રોજ રોજ તું આ એકજ વાત કરે છે. તું જાણે છે કે જગતમાં સતી એકજ પતિને વરે છે. મારે મન ધમ્મિલ એકજ છે. તું જાણ કે તારી બધી મહેનત ફોકટ છે."

"પણ આજે વર્ષો થયાં તારા ધમ્મિલનો તો પત્તો નથી. આખા કુશાગ્રપુરમાથી એની સિવાય બીજો કોઇ તને જડતો નથી?"

"બસ ! ચૂપ કર ! જીવનના અંતપર્યંત હું એના સિવાય બીજાની સામું જોનાર નથી. મારી મરજી વગર તું કાંઇ કરાવી શકનાર નથી. ધમ્મિલને કાઢી મૂકયો, મને જીવતી મારી નાખી, અરે ! તેં મને હેરાન કરવામાં શી બાકી રાખી છે ?" તરૂણીએ કહ્યું.

"આમને આમ મરી જઇશ તોપણ ધમ્મિલ તને મળે તેમ નથી. નાહક શામાટે દુઃખી થાય છે ? આશાભર્યા ઘણા અમીરો તારે માટે આવી આવીને પાછા જાય છે-ધકકા ખાય છે."

"તો એ બ્હાને કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત થાય છે. એમાં તારૂં શું જાય છે ? આ ઝેરી દુનિયા તો હવે મને ખાવા ધાય છે."

"ત્યારે શું તારો-આવોજ નિશ્ચય છે? બધી જીંદગી તું આમજ દુઃખમાં પસાર કરીશ? કોઈ દિવસ બરાબર ખાવું નહિ; પીવું નહિ અને ખાવું તો કેવળ નિરસ અન્ન જમવું. સારાં લુગડાં પહેરવાં નહિ.

આભુષણુ સજવાં નહિ, આનંદમાં ભાગ લેવો નહિ, એ બધું શું તું સારૂં કરે છે? નાહક તારા જીવને તું શામાટે કલેશ કરી સંતાપે છે?"

"મારે નશીએ તો હવે એજ રહેલું છે. જે દોલતના લોભે તેં મારા પતિને-ધમ્મિલને કાઢી મૂકયો, તે આ દોલતને પરભવમાં હવે તું સાથે લઈ જજે, એ તારી સાથે આવશે, તને દુઃખથી બચાવશે!!"

"ઠીક છે. જેમ તને સુખ ઉપજે તેમ કર. હઠીલી છોકરી! મને ખાત્રી છે કે મરતાં સુધી પણ તું ધમ્મિલને ભૂલશે નહિ. આજ વર્ષો થયાં પણ તું તેને ભૂલતી નથી; દ્રવ્ય સંબંધી કંગાલિયત તારે નશીએ લખેલી છે. દુઃખ ભોગવવા માટેજ તું મનુષ્યલોકમાં આવેલી છે, તેથીજ સુખ તને ગમતું નથી." ડોશીએ દુઃખી દિલે કહ્યું.

એક મકાનમાં વાત કરનારી આ મા-દીકરીના વિચારો એક બીજાથી તદ્દન ભિન્ન હતા. કુશાગ્રનગરના વેશ્યાઓના લતામાં આપણું પૂર્વપરિચિત વસંતસેનાનું આ મંદિર હતું. અત્યારે વસંતસેના વસંતતિલકાને સમજાવતી હતી આવી હઠ છોડવાને આજ સુધીમાં એણે ઘણો પ્રયત્ન કર્યો હતો; પણ વસતતિલકાએ એક સતી કરતાં પણ અધિક પતિભક્તિ બતાવી આપી હતી; જેથી ગરીબ બિચારી અક્કા-ડોશીની મહેનત બરબાદ ગઈ હતી.

વસંતતિલકા ધમ્મિલને પ્રપંચથી ડોશીએ બહાર કાઢ્યો, ત્યારથી અન્ય પુરૂષની સાથે વાતચિત તો શું પણ એનું મુખ પણ જોતી નહીં, એણે સ્ત્રીઓ સિવાય પુરૂષ સાથે ન બોલવાનો નિયમ કર્યો હતો. સાદા વસ્ત્રોમાં નિરંતર પ્રભુનું સ્મરણ કરતી અને નિરસ આહાર જમતી તેણી પોતાના દિવસો આશામાં ને આશામાં વ્યતીત કરતી હતી.

બન્ને મા દીકરી વાતો કરતાં હતાં તે સમયે એક વ્યકિત પ્રચ્છન્ન રહીને તેમની વાર્તા સાંભળતી હતી. ડોશીના ગયા પછી એ વ્યકિત અકસ્માત ત્યાં પ્રગટ થઇ. વસંતતિલકાની એની ઉપર દ્રષ્ટિ પડી, તો અન્ય પુરૂષ જોઈ એણે પોતાની આંખો બંધ કરી દીધી. પોતે સુંદર યુવાન હોવાથી ને આભૂષણોથી એનું શરીર ભરેલ

હોવાથી તેમજ તેની પાસે બીજું દ્રવ્ય પણ પુષ્કળ હોવાથી વસંતતિલકા તેના સામું જોશે એમ ધાર્યું હતું પણ એ મનસ્વિનીએ એના સામું પણ જોયું નહિ. એણે મનમાં ચિંતવ્યું કે–" આ પણ અક્કાનોજ કાંઇ પ્રપંચ હશે."

તરતજ એ વ્યક્તિ પોતાની ધારણામાં નિષ્ફળ જવાથી એણે પુરૂષનું રૂપ બદલી નાંખ્યું અને પોતાનું સ્ત્રીરૂપ પ્રગટ કરી વસંતતિલકા આગળ હાજર થઈ અને બોલી–" બ્હેન ! હું તને વધામણી દેવા આવી છું. તારા સ્વામી ધમ્મિલના સમાચાર આપવા આવી છું. તારી પાસે મને ધમ્મિલકુમારે મોકલી છે. હું તેની દાસી છું. એનો સંદેશો લાવી છું, તો તું મને શું કહે છે ?" સુંદર સ્ત્રીના વદનમાંથી પુષ્પની માફક ખરતા આ શબ્દો ઝીલતી વસંતતિલકા સહસા ઉભી થઇ ગઈ. એને ગાઢ આલિંગન દીધું. સ્નેહના આદરથી એને પોતાની પાસે બેસાડી. એના કુશળવર્તમાન પૂછી પતિના સમાચાર પૂછવા લાગી–" કહો, મારા પ્રિયતમ ધમ્મિલ હાલમાં ક્યાં છે ? કેમ છે ? શું કરે છે ?"

" સખી ! હાલ એ ચંપાનગરીમાં રહેલા છે, અતુલ્ય રાજસંપદા પામ્યા છે, બત્રીશ લલનાઓ સાથે દેવની માફક સુખ ભોગવતા ગયેલા કાળને પણ જાણતા નથી." એ બાળાએ કહ્યું. એ બાળા તે ધમ્મિલ પાસેથી વસંતતિલકાની ખબર લેવાને આવેલી વિદ્યાધરકુમારી વિદ્યુન્માલા હતી.

" હા ! એ પ્રિયતમ મને છોડીને પરદેશમાં મ્હાલે છે. અરે ! પોતાની પ્રથમ પ્રિયાને છોડીને એને ભોજન પણ કેમ ભાવે છે ? જેમ કૂપની છાયા કૂપમાંજ સમાય એમ અમારી તો મનની મનમાંજ રહી ગઈ. પતિ વિનાની સ્ત્રીની તે જગતમાં કાંઈ ગતિ છે ?" આમ બોલતાં બોલતાં વસંતતિલકા નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાંખતી હતી, અંતરમાં થતું દુઃખ એ પોતેજ સમજી શકતી હતી. આંખમાંથી ટપકતાં આંસુઓ એની સાક્ષી પૂરતાં હતાં.

" સખી ! ખેદ ના કર ! દુઃખનો સમય હવે વહી ગયો એમ સમજ. થોડા દિવસમાં જ હવે તારો પતિ સાથે મેળાપ થશે; પણ તારે ને એને આવી પ્રીતિ ક્યાંથી લાગી ? કે બત્રીશ સ્ત્રીઓ છતાં

એ તને યાદ કર્યા કરે છે અને સુખમા છતા તારા વિયોગે એ દુ ખ સહન કરે છે ' ખેચરકુમારી બોલી

એના જવાબમા વસતતિલકાએ ટુકમા પોતાનુ પૂર્વ ચરિત્ર કહી સભળાવી છેવટે કહ્યુ કે–" જ્યારથી મારી માતાએ કપટ કરીને એમને ઘરમાથી બહાર કઢાવ્યા છે, ત્યારથી મે સરસ તબોળ, સ્નિગ્ધ આહાર, સારા વસ્ત્રાભરણુ, સુખશય્યા વગેરે સર્વે તજી દીધા છે ને તપસ્વીની માફક કાયાનુ દમન કરીને તીવ્ર વ્રત પાળુ છુ અરે! આજે આશામા ને આશામા ઘણા વરસોના વરસો વહી ગયા, છતા પતિના દર્શન મને થતા જ નથી જેમ હુ અહીં રડુ છુ તેવીજ રીતે તેના પિયરમા મારી સખી યશોમતી રડે છે અમારૂ એમકુશળ છે અમારો સદેશો તમે પતિને કહેજો કે જેમ પ્રથમ પરણેલીને છ ડી એમ હવે બીજી નવી પરણેલીને છ ડશો નહીં અમારી માફક એમને દુ ખી કરશો નહીં "

" યશોમતી કોણુ ? " વિદ્યુન્મતિએ પૂછયુ

" એ સતી યશોમતી, જેની તમને શુ વાત કહુ ? પોતાના ઘર ઘરેણા વેચીને એણે પ્રિયતમ પાછળ કુરબાન કર્યા અને પ્રિયના સુખની ખાતર એ સર્વે ધન એણે વેશ્યાને આપ્યુ છેલ્લામા છેલ્લી ઘડી સુધી એણે એ પ્રિયતમના સુખની ખાતર પોતાના અગના ઘરેણા પણ વેશ્યાને–મારી અક્કાને મોકલી આપ્યા હાય! એ સતી સાધ્વા સ્ત્રી અત્યારે પિયરમા ટુકડા માગીને ખાય છે આ નશ્વર કાયાને એમજ નભાવે છે ભાભીઓના મ્હેણાટુણા, પિયરીયાની કટુતા, સગા સબધીઓની વિષમતા એ બધુ એ ગરીબ સ્ત્રી અત્યારે સહન કરે છે આજ ઘણા વર્ષો એવા દુ ખમા એના વહી ગયા, અને એનો પરણેલો પતિ એને ભૂલી જઈને અત્યારે પરદેશમા અપૂર્વ વૈભવ ભોગવે છે શાબાશ છે એવા પતિને! એવા પતિને અમે વિશેષ શુ કહીએ? પતિએ છ ડેલી સતીનો તો જગતમા એક પ્રભુજ બેલી છે એ પ્રભુના ભરોસે યશોમતી દુ ખમા પલ દિવસો ગુજારે છે આશામા જ એ જીવે છે બ્હેન મારો સદેશો એમને બરાબર પહોચાડજો ને કહેજો કે મને–આ વસતતિલકાને ભૂલી ગયા તો ભલે પણ શું, આ સતીઓના

શિરોમણિ યશોમતીને પણ ભૂલી ગયા ? એની એકાંત પતિભકિતનું શું આ પરિણામ ? " વસંતતિલકાનું લાગણીભર્યું કથન સાંભળીને વિદ્યુન્મતિનું હૃદય પીગળી ગયું તેથી એણે કહ્યું કે-" સખી ! ધીરજ ધર. જેમ બનશે તેમ જલદીથી ધમ્મિલકુમારને તારી પાસે હું હાજર કરીશ. અને એ યશોમતીને પણ સુખી કરીશ. હવે હું રજા લઉં છું. " એમ કહીને વિદ્યુન્મતિ ગગનમાર્ગે ચાલી, ને શીઘ્ર ચંપાનગરીએ આવી પહોંચી.

વિદ્યુન્મતિને આવેલી જોઇને સર્વે સ્ત્રીઓ એના આસપાસ ફરી વળી. વિદ્યુન્મતિએ ધમ્મિલકુમારની આગળ આવીને સર્વે હકીકત કહી સંભળાવી, જે સાંભળવાથી ધમ્મિલનું શાંત હૃદય અતિ ખળભળી ઉઠયું. વિદ્યુન્મતિ બોલી-" સ્વામિન્ ! તે બિચારી આશામાં ને આશામાં દિવસો ગુજારે છે, હવે યશોમતી અને વસંતતિલકાની તમારે તાકીદે ખબર લેવી જોઇએ, માટે જો તમારી આજ્ઞા હોય તો જેમ બને તેમ જલદીથી આપણે કુશાગ્રપુર જઇએ." ખેચરીનાં આ વચનને ધમ્મિલે અને સર્વેએ અનુમતિ આપી.

વિદ્યુન્મતિનાં વચન સાંભળીને ધમ્મિલને પૂર્વની સ્મૃતિ તાજી થઇ, જેથી એની આંખમાંથી પણ આંસુ પડવા લાગ્યાં. પોતાનું વતન, યશોમતી, વસંતતિલકા એ સર્વે એની આંખો આગળ ખડું થવા લાગ્યું. "અહા ! એ વફાદાર યશોમતીને એણે કેવો દગો દીધો હતો ? પરણીને થોડા જ માસમાં એની સાથેનો સંબંધ એણે તોડી નાંખ્યો હતો, છતાં એ સતી ભવિષ્યની આશાનાં સ્વપ્નાં જોતી હજી દુઃખમાં જીવતી હતી." ઇત્યાદિ વિચારોનાં એના હૈયામાં ઘણા ઘણા ગુંચવાડા વળતાં હતાં, જેથી સ્વદેશ તરફ જવાની અભિલાષા એના હૃદયમાં અતિ ઉત્સુકપણે જાગૃત થઇ હતી, તેથી તરતજ રાજાની રજા મેળવીને પોતાને વતન જવાની તેણે તૈયારી કરી.



# પ્રકરણ ૬૭ મું.

## વતનમાં.

કુશાગ્રપુર નગરની બહારના ઉદ્યાનમાં વિશાળ તંબુઓ જગતને આશ્ચર્ય કરતા ઉભા હતા. નાના મોટા અનેક તંબુઓ, તેની ચિત્ર વિચિત્ર શોભાઓ, એને શોભાવનારા સુભટો તેમજ ધમ્મિલ અને એની સ્ત્રીઓ વગેરેથી નાનકડા શહેર જેવો દેખાવ ત્યાં થઇ રહ્યો હતો. લોકો વિચારતા હતા કે-' આ કોણ હશે ? '

ધમ્મિલે રાજાને પોતાના આગમનની ખબર મોકલાવી, એટલે રાજા એની ઋદ્ધિથી આશ્ચર્ય પામતો, તેમજ રાજકુમારી અને વિદ્યાધરીઓથી વરાયેલો અદ્ભુત ભાગ્યવાળો જાણી ખુશી થતો એને મળવા આવ્યો. નગરમાં પણ વાત ફેલાઇ ગઇ કે-'સુરેંદ્રદત્તનો કુમાર ધમ્મિલ પરદેશમાંથી રાજ્યલક્ષ્મી લઇને બહુ વર્ષે પોતાના વતનમાં આવ્યો છે. ' એના મિત્રો ખુશી થયા. લોકો પણ એના અદ્ભૂત ભાગ્યથી આશ્ચર્યચકિત થયા. જેમ ફાવે તેમ વખાણના શબ્દો બોલવા લાગ્યા-" જોયું, એ રાજકન્યાઓ પરણી લાવ્યો છે, વિદ્યાધરીઓ પણ સાથે લાવ્યો છે, આવી તો ઘણીએ સ્ત્રીઓ પરણી લાવ્યો છે. એની ઋદ્ધિનો તો પારજ નથી. આ તો બાપ કરતાં બેટો સવાયો જાગ્યો. "

રાજા અમિત્રદમન વાજતે ગાજતે ધમ્મિલકુમારને નગરમાં તેડી ગયો. હર્ષથી રાજાએ આખું નગર શણગારી મોટો પ્રવેશમહોત્સવ કર્યો. રાજા પણ ધમ્મિલની સમૃદ્ધિ જોઇને આશ્ચર્ય પામ્યો. એક રત્નનું વિમાન એમણે આકાશમાં રાખ્યું હતું. એની રચના ને શોભા જોઇને લોકો આશ્ચર્ય પામતા હતા.

રાજા અમિત્રદમને પ્રવેશમહોત્સવ પૂર્વક ધમ્મિલને નગરમાં લાવીને પોતાનું મકાન રહેવાને અર્પણ કર્યું; ને થોડા વખતમાં ધમ્મિલ માટે નવું મંદિર તૈયાર કરાવવામાં આવ્યું. એ નવા મકાનમાં ધમ્મિલ પોતાની પ્રિયાઓ સાથે રહેવાને ગયો.

પછી તરતજ એ વસંતસેનાને ઘેર ગયો. વસંતસેનાએ પણ એનો આદરસત્કાર કર્યો. પોતાની પુત્રીને ધમ્મિલકુમારના આગમનની ખબર પહોંચાડી ને અક્કાએ કુંવરનાં ઓવારણાં–દુખણાં લીધાં. "વત્સ ! આજે ઘણે વર્ષે પણ તારાં પનોતાં પગલાં અમારે ત્યાં થયાં, એથી અમારૂં ઘર પવિત્ર થયું. તારા વિયોગે વસંતતિલકાએ પતિભક્તિ કેવી સાચવી છે તે તો એનો આત્માજ જાણે છે ને મારૂં મન જાણે છે. પતિના વિયોગે એક સતી સ્ત્રી જેટલું કરી શકે એ સર્વે એણે કર્યું છે, કઠીણ વ્રત પાળ્યું છે. એણે તારા સિવાય કોઈની સામે નજર પણ કરી નથી. તારા જવા પછી કોઈ દિવસે એનું મુખ પણ હસતું મેં જોયું નથી. વિયોગમાં, શોકમાં, વફાદારીમાં, તારી ભક્તિમાં અને પાપના પ્રાયશ્ચિત્તમાં તપશ્ચર્યાજ એણીએ કરી છે. આખરે વિધિએ એની અરજ સાંભળી અને તારા આવવાથી આજે એની તપશ્ચર્યા પૂર્ણ થઈ છે. જેવું એણે વ્રત કર્યું છે તેવુંજ એને સુખ આપજે. એ તારી છે, જીવનના અંત પર્યંત એ હવે તારીજ રહેશે. હું તને એને અર્પણ કરૂં છું. એના સુખમાંજ હું મારૂં સર્વસ્વ સમજુ છું ને મારા થયેલા અપરાધની હું તારી આગળ ક્ષમા માગું છું." અક્કા ડોશીએ ધમ્મિલને માન સત્કારથી વધાવી અંતરની વાત કહેતાં વસંતતિલકાની સ્થિતિ કહી સંભળાવી.

"માતા ! જે થાય છે તે સારાનેજ માટે ! જો તમે મને ન કાઢ્યો હોત તો મારા ભાગ્યની મને શું ખબર પડત ? આવી અપૂર્વ ઋદ્ધિઓ હું ક્યાંથી મેળવત ?" ધમ્મિલે એના દિલને શાંતિ થાય એવા મીઠા શબ્દો કહ્યા.

"ગુણવાન પુરૂષોની જગતમાં એવી સ્થિતિ છે કે તેઓ બીજાના દોષમાંથી પણ ગુણ જ જુએ છે. વત્સ ! જગતમાં તેં તો તારા તાતના કુળને ઉજ્વળ કર્યું છે. માણસ ન મેળવી શકે એવી ઋદ્ધિ સમૃદ્ધિથી તારૂં મહાત્મ્ય વધાર્યું ને શત્રુઓને પણ મિત્રસમા કર્યા." ડોશી બોલી.

"માતા ! તમારે પસાયે સર્વે સારૂં થયું. મારૂં મનોવાંછિત બધું પરિપૂર્ણ થયું."

" વત્સ ! અંદર જા ! વસંતતિલકા ઉત્સુકતાથી તારી રાહ જોતી હશે. આજે ઘણા વરસે તે તને જોવાને આતુર થઇ રહી હશે."

વસંતસેનાના કહેવાથી ધમ્મિલ હર્ષભરેલે હૈયે–ઉછળતે હૈયે વસંતતિલકાને મળવા ચાલ્યો.

પ્રિયના આગમનની વાત સાંભળીને મેઘના આગમનથી જેમ મયુરીને હર્ષ થાય, ચંદ્રના દર્શન થતાં જેમ ચકોરી પ્રસન્ન થાય એમ વસંતતિલકાના હૈયામાં મંદ પડી ગયેલા પ્રેમના ઉછાળા ઉછળવા લાગ્યા. આજે ઘણે વર્ષે નાહી સુંદર વસ્ત્રો ધારણ કરી સજ્જ થઈ એણે મનગમતા અલંકારો ધારણ કર્યા. હર્ષ ભરેલા હૈયાથી જેના કંચુકીના બંધ તડતડ તુટી રહ્યા હતા એવી એ વસ્ત્રાભરણુથી, નવલવધુ જેમ પતિના આગમનની રાહ જોતી સમય વ્યતીત કરે તેમ તૈયાર થઇને પોતાનું સ્વરૂપ નિરખવા આયનામાં જોતી ઉભી હતી. અત્યારે એનું દિલ હસી રહ્યું હતું. પ્રિયના આગમનની અધીરતાથી રાહ જોઇ રહ્યું હતું. જેટલામાં વસંતતિલકા પોતાનાં વસ્ત્રા સરખા કરતી હતી, ત્યાં તો ધમ્મિલ સામેજ ચાલ્યો આવતો એની નજરે પડ્યો. પોતે પણ પ્રિયને આવતા જોઇને સામી ચાલી આવી. બન્ને જણાં ઘણે વર્ષે એક બીજાને સ્નેહથી બાઝી પડયાં, મન મેળવીને મળ્યાં, તન મનનાં દુઃખ ટળ્યાં.

લાંબે કાળે પણ ધામ્મલને એ વસંતતિલકા એવીને એવીજ નવોઢા લાગી. એની ચતુરાઇ, એનું યૌવન, એનું લાલિત્ય, એનું પાંડિત્ય સર્વે તેને તાજુંજ લાગ્યું. કેમકે બધી સ્ત્રીઓ કરતાં એની ભોગકળા, ચતુરાઇ, સૌંદર્ય અદ્‌ભૂતજ હતાં.

રાજા અમિત્રદમને પણ વસંતતિલકાને પુત્રી સમાન ગણીને મહોત્સવપૂર્વક ધમ્મિલને આપી. તેમજ પોતાના રાજ્યનો ત્રીજો ભાગ આપીને ધમ્મિલનું ગૌરવ વધાર્યું.

સમયનું કાર્ય સમયજ કરી શકે છે. માણસ ગમે તેટલો પ્રયત્ન કરે છતાં કાળ, સ્વભાવ, નિયતિ, ઉદ્યમ અને કર્મ એ પાંચ

કાર્યસિદ્ધિનાં કારણો જયાંસુધી એકઠાં થાય નહિ ત્યાં સુધી કાર્યસિદ્ધિ થતી નથી. એ પાંચેમાં એકની મુખ્યતા હોય છે, ત્યારે બીજાં ગૌણપણે પણ પોતાને પાઠ ભજવે છે.



# પ્રકરણ ૬૮ મું.

## 'સતીની ધીરજ.'

કુશાગ્રપુરના એક સુંદર મકાનમાં સાદાં અને જીર્ણ વસ્ત્રોથી વિભુષિત એક તરૂણી વાદળથી આચ્છાદિત ચાંદનીની પેઠે સુંદર છતાં ગ્લાનિ પામેલી વિચારમાં બેઠેલી હતી. એનું શરીર સુંદર ને નાજુક છતાં કરમાયેલું હતું. તરૂવરનો આશ્રય લઈને એના અવલંબનથી શોભતી નાજુક લતા આશ્રયભ્રષ્ટ થતાં ને ઉપરથી સૂર્યનાં પ્રચંડ તાપનો માર પડતાં જેવી દશાને પ્રાપ્ત થાય એવી સ્થિતિ આ તરૂણીની હતી. પતિથી ભ્રષ્ટ થયેલી સ્ત્રીનો આશ્રય પિયર કહેવાય છે, છતાં એ પિયરમાં એને અનેક પ્રકારનાં કલેશ, સંતાપ, આતાપો સહન કરવા પડતાં હતાં. નાની મોટી ભાભીનાં મ્હેણાં એને હમેશાં સાંભળવાં પડતાં હતાં. આડોશી પાડોશી સગાં સંબંધીજનો સ્વજનવર્ગ એને હીણભાગી, દુર્ભાગી આદિ અનેક વિશેષણોથી વધાવતાં હતાં. બીજાના દુઃખને નહિ સમજનારાં સંસારી જનો ક્યાંથી સમજે કે એના દિલમાં એને કેટલું દુઃખ થતું હશે? સ્ત્રી માટે તો જેને પતિએ તજી એને દુનિયાએ તજી એમ સમજવું. જે પતિની માનીતી હોય તે બધે માન પામે છે, બાકી તો પિતૃવાસમાં દુઃખે દિવસો કાઢતી અને જગતના ઓલંભા—મ્હેણાં સાંભળતી ને એકાંતમાં રડીને દુઃખના ઉભરા ઠલવતી તેને રહેવું પડે છે. એનો પ્રભુજ બેલી હોય છે. સંકટના સમયમાં એજ એની વ્હાર કરી પૂર્વના કરેલ પાપનું પ્રાયશ્ચિત્ત કરાવે છે. દુઃખમાં અણીને સમયે સહાય પણ એજ આપે છે, માણસના સત્યની કસોટી બરાબર કરે છે.

આ તરૂણી તે આપણી પૂર્વપરિચિત યશોમતી હતી. જેની

પ્રાત તરફ વફાદારી અપૂર્વ હતી તે વિચારતી હતી કે–" અહા ! પ્રાતને સ્વદેશમા પધાર્યે પણ આજે ઘણા દિવસો વ્યતીત થયા છતા એટલી બધી સ્ત્રીઓમા એને મારી શી ગરજ હોય? અરે પૂર્વના મારા કોઇ પાપના ઉદયે એણે પરણીને મને તો તરતજ છોડી દીધી હતી પ્રાણીઓએ કરેલુ કર્મ કાળાતરે પણ અવશ્ય ભોગવવુ જ પડે છે એમા બીજાને શુ દોષ આપવો? વમ તતિલકાને તરતજ મનાવી લાવ્યા ને એના કોડ પૂરા કર્યા, પણ આ દુ ખ ભોગવવાને સરજાયેલીના તો નશીબજ કાઇ જુદા છે હવે તો એ રાજ્યખટપ ટમા પડ્યા હશે ત્રીશ ત્રીશ રમણીઓમા લુબ્ધ બન્યા હશે, ત્યા મારા જેવી કગાળની જગ્યા કયાથી હોય ? " આમ વિચારે છે તે વામા " કેમ શુ કરો છો ? ઘરમા કેટલુ બધુ કામ પડ્યુ છે, તેની કઇ તમને ખબર નહિ હોય ખાવા જોઈએ સૌથી વધારે ને કામ કરવા ટાણે ચિ તામગ્ન ! " આ શબ્દો સાભળીને યશોમતીના ચિત્તમા ચાલતી વિચારમાળા એકદમ તુટી. એણે બોલનારના સામે જોયુ ને બોલી–"આવુ હુ ભાભી ! શામાટે અધીરા બનો છો? હજી તો હમણાજ આવીને બેઠી છુ, એટલામા તમે મારી પાછળજ આવી પહોચ્યા છો "

" એટલે શુ ! અમે તમારી પાછળ પડયા છીએ એમ તમે કહો છો? બોલતા જરી વિચાર રાખો છો કે એમજ બોલે જાઓ છો? તમને ઠીક લાગે તો કરોને? મને શુ કામ દુભો છો?" ભાભીએ કહ્યુ

" ભાભી ! હુ તો સહેજ તમને કહુ છુ એમા ખોટુ શાને લગાડો છો?" યશોમતી બોલી "ખોટુ તે ન લાગે ! તમારા બોલ તો અસિની ધારા સમા છે પતિએ તજ્યા તોય અમગાર કયા ઓછા છે? કોની ઉપર આટલુ બધુ બોલો છો ? " ભાભીએ કહ્યુ

ભાભીના એવા કડવા વેણ સાભળવાનો એને અભ્યાસ હતો વારાફરતી બીજી ભાભીઓ પણ અવસર મેળવીને આ દીણ ભાગી નણદની નણદ થવાને ભૂલતી નહિ નણદ ભોજાઈની આ વાત એક ત્રીજી વ્યક્તિ પણ અચાનક ત્યા આવીને પ્રચ્છન્નપણે સાભળતી હતી

" ભાભી ! કહો, કહો, જે કંઈ મનમાં હોય તે કહો, આજે હું સાંભળવા યોગ્ય છું, તમે કહેવાને યોગ્ય છો ! " યશોમતીએ નિ:શ્વાસ નાખતાં કહ્યું.

" બોલી કરતાં કેવી આવડે છે ? મફતનું ખાવું ને મશીદે સુવું ! સુતાં સુતાં ખાવાનું હોય તો ઠીક પડે, કેમ ખરૂં ને ? " એમ બોલીને અભિમાની ભાભી ચાલતી થઇ.

જો કે ધનવસુશેઠ—યશોમતીનો પિતા અને માતા એની તરફ મમતાળુ હતાં છતાં ભાભીઓ એને શાંતિથી રહેવા દે એમ નહોતું. તે તો વારંવાર એની ખબર અવારનવાર લેતીજ હતી—એને પજવતી હતી; છતાં યશોમતી પોતાનાં માતાપિતા કે ભાઈની આગળ એક શબ્દ માત્ર પણ એમની ફરિયાદ કરતી નહિ. કેમકે એ સર્વ કંઇ ધીરજથી સહન કરવાની, કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવાની એણે ટેવ પાડી હતી.

ભાભીના ચાલી જવા પછી એણે એક દીર્ઘ નિ:શ્વાસ મૂકયો અને ધીરેથી બોલી—" પાપીઓને આથકી વધારે દુ:ખ જગતમાં બીજું શું હોય ?" આમ બોલતી વેળા આંખમાં આંસુ હતાં. અંતર દુ:ખથી ભરેલું હતું.

એટલામાં " પાપનો નાશ થતાં ભાગ્યનો ઉદય થાય છે." આ શબ્દો એને કાને પડ્યા ને એ ચમકી. " કોણ બોલ્યું એ ? કોણ છે અહીં ?" ચારે બાજુ એણે જોયું તો તરતજ એક પ્રાભાવિક પુરૂષ એની નજરે પડ્યો. એ શબ્દો બોલતો એ પુરૂષ એની આગળ પ્રગટ થયો.

ચિત્તવિહ્વળ તરૂણી હાંફળી ફાંફળી બની એકદમ ઉભી થઇ ગઇ. અણધારેલું આ પુરૂષનું અહીં આવાગમન જોઇ તે શું કરવું ને શું ન કરવું ? એ બધું એ ભૂલી ગઇ.

એ પુરૂષ તે બીજો કોણ હોય ? એને પરણીને છોડી દેનારો આજ વર્ષો થયાં એની સારસંભાળ નહિ લેનારો એનો પરણેલો પતિ જ હતો. બંનેએ ભાવભર્યા હૃદયે ક્ષણવાર પર્યંત એક બીજા સામે જોયા કર્યું. એટલામાં તો એ હૃદયમાં અનેક ઉર્મિઓ પસાર થઈ ગઇ, અનેક ભાવો ઉત્પન્ન થયા ને એમાંજ સમાઇ ગયા. શ્યામ

વાદળીમાં છુપાયેલા પૂર્ણિમાના ચંદ્ર સમું એ ગૌરવ કાંતિવાળું યશોમતીનું વદન કરમાઈ ગયું હતું, કેળના ગર્ભ સમું નવયુવાન શરીર પ્રેમરૂપ જળસિંચન વગર મ્લાન પડી ગયું હતું, નિસ્તેજ વસ્ત્રોથી એ મલિનતામાં વધારો કરી રહ્યું હતું, એવી અનેક આફતો પોતાની ઉપર આવવા છતાં એ સૌંદર્યે પોતાનો મૂળ સ્વભાવ તજ્યો નહોતો, કેમકે દુઃખમાં પણ ઉત્તમ જનોના સ્વભાવ વિકારપણાને પામતા નથી.

દુઃખથી ભરેલા હૈયાવાળી યશોમતીને જોઇને ધમ્મિલને અનેક વિચારો આવી ગયા. "ઓહો! માણસના સત્યની કસોટી તો દુઃખના સમયમાંજ થાય છે. મારા વિયોગે આ બિચારી દુઃખમાં–આશામાં જીવન વીતાડે છે. પુરૂષે તજેલી પ્રિયાને દુનિયા કેવી રીબાવે છે? એના સત્યની કેવી કસોટી કરે છે? અરે! આવી સતીને મેં સંતાપી એ ઠીક ન કર્યું! મારા માતાપિતાના મરણ પછી જેણે પોતાની પાસે રહેલું દ્રવ્ય પણ મારા સુખની ખાતર અક્કાને મોકલી આપ્યું, અરે! છેવટે એક સૌભાગ્યચિન્હ રહેવા દઈ પોતાનાં સર્વે આભૂષણો પણ એણે વેશ્યાની દાસીને આપ્યાં, આવી એની વફાદારીનો મેં દુષ્ટે તેને કેવો બદલો આપ્યો? પિયરમાં માતપિતાનો આશ્રય છતાં એ દુઃખમાં દિવસો ગુજારે છે. દુનિયામાં ભાભીઓનાં કડવાં વચનો વિષના ઘુંટડાની માફક પેટમાં ઉતારે છે. શી એની ગંભીરતા? શી એની સહનશીલતા? મારો દોષ ન જોતાં પોતાના પૂર્વકૃત પાપોનેજ જુએ છે. આવી સતીઓ તો જગતમાં પૂજવાને યોગ્ય છે." ઇત્યાદિક વિચાર કરતો ધમ્મિલ યશોમતીની પાસે આવ્યો. એનો મૃદુ અને કરમાયેલો નાજુક હાથ પોતાના હાથમાં લઇ તે બોલ્યો–"વહાલી! ખચીત તારો હું ગુન્હેગાર છું; તેથીજ ડરતાં ડરતાં આજે તારી ક્ષમા માગીને તને મનાવવાને હું આવ્યો છું." એ શબ્દો તુટક તુટક અને ગદ્‌ગદિત હૈયામાંથી નીકળતા હતા, અત્યંત ભાવથી ભરેલા હતા. બોલનાર અને સાંભળનાર બન્ને એના અંદરનો ભાવ સમજી શકતા હતા.

બન્નેની ભાવભરી આંખો એક બીજા ઉપર ઠરી હતી. સ્વામીના શબ્દો સાંભળીને સતીએ જાણ્યું કે એની તપશ્ચર્યા આખરે

આજ ફળીભૂત થઇ હતી. પછી "એ બધા મારા પૂર્વકર્મનો દોષ હતો. એમાં તમે શું કરો ? એકજ બાપના બે દીકરાં છતાં એક અમીર હોય છે, બીજો ફકીર હોય છે. એકજ ગુરૂના બે ચેલાઓમાં એક વિદ્વાન ને બીજો મૂર્ખ હોય છે. એકજ સમયે જન્મેલા બે પુરૂષોમાં એક દુનિયાની ઠકુરાઇ મેળવે છે, બીજો ખાવાના ટુકડા મેળવવાને રખડે છે. પ્રાણીઓને સુખ તો પૂર્વના પોતપોતાના પુણ્યને અનુસારેજ મળે છે. તે બાબત ગમે તેટલી હાય વરાળ કાઢવાથી શું વળે ? " આ પ્રમાણે યશોમતી બોલી; કેમકે પતિભક્તિ એના હૃદયમાં જાગૃતજ હતી. તપશ્ચર્યાની આ એની અંતિમ ઘટિકા હતી.

" પ્રિયે ! તારૂં દુઃખ મેં જોયું છે, સાંભળ્યું છે. મારા જેવા બેકદર સ્વામીને પામી તેં જીંદગીભર દુઃખ જ મેળવ્યું છે. એ મારા સર્વે અપરાધો તું ક્ષમા કર. "

" સ્વામી! વહાલા! મારો કાંઈ અવિનય થયો હોય તો ઉલટી તમારી ક્ષમા મારે માગવી જોઇએ, પુરૂષ તો હંમેશ સ્વતંત્ર છે, તમારી મહેરબાનીની મેળવવાનો તો અમારો હક્ક છે. "

" મારાં માતાપિતા સ્વર્ગે સિધાવ્યાં તેપછી અહીં મારૂં કોણ હતું ? પણ તારી હયાતી થકીજ મારૂં નામ અહીં જાગૃત હતું. ધીરજથી દુઃખો સહન કરીને તેં ઉભય કુળને અજવાળ્યું છે. સંસારમાં મારૂં નામ ઉજ્વળ કર્યું છે. "

" જેવી ભવિતવ્યતા હતી તેમજ બન્યું છે, માણસને તો ફક્ત વિધિએ હથિયાર ગણ્યું છે. આપને સુખી જોઇ મારે મન તો સર્વસ્વ મળ્યું છે. "

" એ સુખમાં એક ખામી રહેવાથી તે અધુરૂં રહ્યું છે ! "

" અને તે ખામી ? "

" તું પોતે ? "

" એટલે ? "

" તારા આવવાથી એ ખામી દૂર થઈ જશે સુખમાં ખુંચતી એટલી અગવડ તારા પ્રિય મેળાપથી દૂર થઇ જશે. "

"આજે ઘણે વર્ષે મારૂં ભાગ્ય અનુકૂળ થયું !" યશોમતીએ ઉદ્ગાર કાઢ્યા.

પછી સાસુસસરાએ જમાઇને આદરમાન દઇ મહોત્સવપૂર્વક પુત્રીને એને ઘેર વળાવી, ધમ્મિલ વાજતે ગાજતે મોટી ધામધુમથી યશોમતીને પોતાને ઘેર તેડી લાવ્યો. સર્વે સ્ત્રીઓમાં એ મુખ્ય હતી; તેથી સર્વે એને પગે પડી. એનાં દુખણાં લીધાં. વસંતતિલકા સહિત એકત્રીશ સ્ત્રીઓમાં ધમ્મિલે એને મોટી–પટ્ટરાણી કરીને સ્થાપી. મોટી બ્હેનની માફક સર્વે એની આમન્યા–મર્યાદા સાચવવા લાગી.

અમિત્રદમને પોતાના રાજ્યનો ત્રીજો ભાગ ધમ્મિલને આપ્યો હતો, ઉપરાંત લશ્કર વગેરે ઋદ્ધિ સિદ્ધિ સમૃદ્ધિ પણ આપી, જેથી રાજાપણે એનો અભિષેક રાજરિવાજ પ્રમાણે થયો. યશોમતીને મુખ્ય પટ્ટરાણી કરીને સ્થાપી, બીજી વિમળા, ત્રીજી વિદ્યુન્મતિ ને ચોથી વિદ્યુલ્લતા એ ચારેને પટરાણીનો અભિષેક કર્યો.

વિમળાનાં માતાપિતાને પોતાની પુત્રીની ખબર પડવાથી તેઓ કુશાગ્રપુર આવી પુત્રી અને જમાઇને મળ્યા. અને દીકરીને સંપત્તિવડે સંતોષ પમાડી રજા લઇને સ્વદેશ ગયાં.

પોતાની શકિતવડે ધમ્મિલે બીજાપણ અનેક દેશોના રાજાઓને નમાવ્યા. ધર્મ અર્થ અને કામને એવી રીતે અવ્યાબાધપણે સાધતો પોતાનો કાળ તે દેવતાની માફક એવા તો સુખમાં વ્યતીત કરવા લાગ્યો કે જતા કાળની પણ એને ખબર પડી નહિ.



## પ્રકરણ ૬૯ મું.

### વિદ્યાધર બાળા મેઘમાળા.

એક દિવસ ધમ્મિલ પોતાના રમણીય મહેલમાંના એક ભવ્ય દિવાનખાનામાં હિંડોળે ઝુલતો હતો. તેવામાં વસંતતિલકા એની પાસે આવી એના પડખામાં બેસીને બોલી–"સ્વામિન !

ગઈ રાત્રીએ તમે વેશ બદલીને મારી સાથે કેમ રમ્યા ? પણ ભોગ ભોગવતાંજ મેં તમને જાણી લીધા." વસંતતિલકાની આવી વાણી સાંભળીને ધમ્મિલ દિઙ્મુઢ થઇ ગયો, છતાં એ સરલ આશયવાળીને એણે સમજાવ્યું-"પ્રિયે ! ફક્ત તારા મનની ગમત ખાતર એમાં બીજું કાંઇ કારણ નથી." એમ કહીને તે વિચારમાં પડ્યો. "નક્કી મારૂં સ્વરૂપ ધારણ કરીને કોઇક દુષ્ટ વિદ્યાધર મારી સ્ત્રીની અભિલાષા કરતો આવે છે; માટે એ દુષ્ટને મારવાને મારે હવે ઝટ ઉપાય કરવો જોઇએ, કેમકે વિદ્યાધર વગર મનુષ્યની તો કોઇની તાકાત નથી કે મારી સ્ત્રીઓ તરફ નજર પણ નાખી શકે." આ પ્રમાણે વિચાર કરતાં એણે એક ઉપાય શોધી કાઢ્યો. પોતાના મહેલની પછવાડે એણે ચારે તરફ સિંદુર પથરાવ્યો; અને પોતે હાથમાં ખડ્ગ ધારણ કરીને છુપાઇને ઉભો રહ્યો.

કેટલોક સમય જવા પછી રાત્રી સમયે એ દુષ્ટ વિદ્યાધર આવ્યો, એટલે એ ચતુર ધમ્મિલે પગલાં પડતાં જોયાં, એ પદપંક્તિને અનુસારે તે તેની પાછળ ચાલ્યો. તરતજ ધમ્મિલે પ્રચ્છન્ન રહેલા એ વિદ્યાધર ઉપર પદપંક્તિને અનુસારે ખડ્ગનો પ્રહાર કર્યો કે એના બે વિભાગ થઇ ગયા ને તે જમીન ઉપર પડ્યો. એ દુષ્ટ ખેચર વ્યભિચારને લોભે યમપુરીમાં ગયો. પછી રોષવડે જાણે પૃથ્વીને શિક્ષા કરતો હોય એમ કોદાળીથી પૃથ્વી ખોદીને "આ પ્રાણી પોતાના નીચ કાર્યવડે નીચો ગયો છે, તો એનું શરીર પણ એની પાછળ નીચેજ જાઓ." એમ કહીને એ શરીર ખાડામાં નાખ્યું ને ઉપર માટી નાખી પૂરી દીધું. તે પછી સ્નાન કરી શુદ્ધ થઇને તે પોતાના કામે લાગ્યો. ત્યારપછી એના હૃદયમાં પુરૂષવધની શંકા નિરંતર થયા કરતી હતી, જેથી એનું ચિત્ત ઉદાસ રહેતું હતું. જગતમાં બળવાનને પરાક્રમી પુરૂષોના ચિત્તને વૈર અસ્થિર કરી નાખે છે. શત્રુઓથકી પણ એનું મન હંમેશાં શંકાવાળું રહે છે. ચંદ્ર:નિર્મળ છતાં રાહુવડે શું ગ્રસાતો નથી ?

એક દિવસ પોતાના ગૃહના ઉદ્યાનમાં એક શિલા ઉપર પોતાના ચિત્તની શાંતિને માટે બેઠો બેઠો તે આરામની લીલા જોઈ

રહ્યો હતો, અનેક પ્રકારની લતાઓના જુદા જુદા માંડવાઓની ચિત્ર વિચિત્ર રચના નિરખી રહ્યો હતો, પંખીઓનાં કિલ કિલ થતા શબ્દો એના તનના તાપને હરી રહ્યા હતા, એટલામાં આકાશમાર્ગેથી ઉતરીને એક સર્વાંગ સુદર અપ્સરા સમી નવયૌવના બાળા એની આગળ પ્રગટ થઇ. એ કુંવરને શિલા ઉપર બેઠેલો જોઈને એની પાસે આવી. ત્યારે એને જોઇને ધમ્મિલ ચમકયો. " કોણ છે તું ? " એને પૂછયું.

પ્રત્યુત્તરમાં એ વિદ્યાધરીએ પોતાનું વૃત્તાંત ટુંકમાં જણાવ્યું. " વૈતાઢ્ય પર્વત ઉપરની દક્ષિણ શ્રેણિએ અશોકપુર નામે નગર છે. મેઘસેન નામે એ નગરનો રાજા અને શશિપ્રભા નામે એની રાણી છે. એમને સંસારસુખ ભોગવતાં અનુક્રમે મેઘજય નામે પુત્ર થયો અને મેઘમાળા નામે હું પુત્રી થઈ. પુત્ર પરદારાલંપટી, કુળાંગાર હતો અને પુત્રી પોતાની કુળરીતિ પ્રમાણે ચાલનારી સુશિલા હતી. જેથી એક દિવસ રાજા રાણી રાજપુત્રનો વિચાર કરતાં હતાં કે " આપણી પછી આ કુળાંગાર પુત્ર રાજ્યનું શું કરી નાખશે ? " એમ વિચારી ભવિષ્ય જાણવાને માટે પ્રજ્ઞપ્તિ વિદ્યાને રાજાએ પૂછયું —" હે દેવી ! આ અમારા કુળાંગાર પુત્રનું ભવિષ્ય કેવું છે ? "

" તારો પુત્ર સાતે વ્યસન સેવનારો છે એની ઉપર તને શું પ્રેમ છે ? તારી મેઘમાળા કન્યાનો જે પતિ થશે એજ એને મારી નાખશે અને તારી રાજ્યલક્ષ્મી બીજાને હાથ જશે. " એમ કહીને દેવી અદૃશ્ય થઇ ગઇ.

રાજાએ રાણીને આ હકીકત કહી સંભળાવી, જેથી મારી માવાને ઘણું દુઃખ થયું. " હા ! હા ! રાજ્ય પણ જશે ને પુત્ર પણ જશે. " આવા શોક સંતાપમાં રાણી પોતાના દિવસો કાઢતી હતી.

મારો બંધુ મેઘજય કોઇ રમણીય વનમાં ગિરિ ઉપર સુંદર મકાન રચીને ત્યાં રહેતો હતો ને હું પણ એની સાથે રહેતી હતી. અમે ભાઈબ્હેન ઘણા સ્નેહથી સાથે રહેતાં હતાં. તે જ્યાં જ્યાં જતો તે મને કહીને જતો હતો, જે જે કરીને આવતો તે મને જણાવતો હતો. એક ક્ષણ પણ અળગો રહેતો નહિ. અમે બન્ને હાર-

ણુવગર ક્ષણુ માત્રપણુ જુદાં પડતાં નહિ. એવો અમારો ભાઇ બ્હેનનો સ્નેહ હતો. હે સૌમ્ય! આજથી ત્રીજે દિવસે રાતના એણે મને કહ્યું કે–" આજે હું કુશાગ્રપુર જાઉ છું, ત્યાં એક જણુની સાથે મારે સ્નેહ છે." એમ કહીને એ ગયો તે ગયોજ, આજ લગી પાછો આવ્યો નથી; તેથી એના સ્નેહથી ખેંચાઇને આજે હું અહીં આવી છું. અહીં ભમતાં ભમતાં જનશ્રુતિએ મેં સાંભળ્યું કે–" મારા ભાઇનો વધ તમારાથી થયો છે, જેથી હું તમારા ઉપર ગુસ્સે થયેલી તમને શોધતી ફરૂં છું. જેણે મારા બંધુનો નાશ કર્યો છે, તેનું આયુષ્ય નિશ્ચય ક્ષય થયેલું જાણવું. સર્પનું પુચ્છ છેદીને કોણુ માણુસ સુખે રહી શકે છે? જેથી તમને હણુવાને હું સત્વર અહીં આવી. પરન્તુ કોણ જાણે તમારી પાસે આવતાં પાણીથી જેમ અગ્નિ શાંત થાય એમ મારો રોષ શમી ગયો છે ને મારા અંગોપાંગમાં જાણે અમૃત વરસ્યું હોય એમ આનંદ પ્રસરી રહ્યો છે, તો આ પરદેશી મેમાનની યોગ્ય મેમાનગતિ કરો." બાળાએ એ પ્રમાણે સ્વવૃત્તાંત જણાવ્યું.

પ્રથમ રોષપૂર્ણ ને પાછળથી સ્નેહભરેલી એની વાણી સાંભળીને એ દાક્ષિણ્યની સ્વયંપ્રતિમા સાથે ધમ્મિલે ગાંધર્વવિધિએ ત્યાંજ લગ્ન કર્યાં ને પોતાના મંદિરમાં લાવ્યો. એ પ્રમાણે બત્રીશ પત્નીઓ સાથે સંસારસુખ ભોગવતાં દેવતાની માફક કેટલાંક વર્ષો વ્યતીત થયાં. તપરૂપી કલ્પવૃક્ષનાં પકવ ફળોની માફક અનાસકતપણે તેમજ નિશ્ચિંતપણે તે સ્ત્રીઓની સાથે ધમ્મિલ ભોગોને ભોગવતો હતો.

કેટલેક કાળે સરોવરમાં જેમ કમળ ઉત્પન્ન થાય એમ લક્ષ્મીને ક્રીડા કરવાના સ્થાન જેવો વિમળાને પુત્ર થયો. સર્વાંગ સુંદર, ગંભીર ધ્વનિવાળા, તેમજ કુંટુબનો ભાર ઉપાડવામાં સમર્થ એવા તે પુત્રનો ધમ્મિલે મોટો જન્મઉત્સવ કર્યો. સગાંવ્હાલાંને આમંત્રણ કરી જમાડીને તેમને સંતોષ્યા ને બારમે દિવસે પુત્રનું પદ્મનાભ નામ પાડ્યું.

એ પુત્ર અનુક્રમે આઠ વર્ષનો થયો એટલે માતાપિતાએ એને અભ્યાસ કરવા માટે નિશાળે મૂકયો. તે પોતાની હોંશિયારીથી અને

ગુરૂની અમી નજરથી સકળ વિદ્યાનો પારગામી થયો. અનેક પ્રકારની કળાઓનો એણે અભ્યાસ કર્યો. અનેક શાસ્ત્રો પઠન કર્યાં. તે ભણી ગણીને યૌવનવયમાં આવ્યો, એટલે માતાપિતાએ એને પરણાવ્યો. પ્રિયાની સાથે એ પણ પોતાનો કાળ સુખમાં ગાળવા લાગ્યો.

પ્રબળ પુણ્યપ્રભાવી ધમ્મિલને સ્ત્રીઓ, પુત્ર, મિત્ર આદિ સકળ પરિવાર વિનયવંત હતો. સજ્જનો એના ભાગ્યને પ્રશંસી રહ્યા હતા; કેમકે આ ભવમાં જ કરેલી તપશ્ચર્યાનું એ બધું ફળ હતું, એમ ધમ્મિલ સારી રીતે જાણતો હતો. તેથી જેણે ધર્મનો પ્રગટ મહિમા જાણ્યો છે એવા ધામ્મલે હવે ધર્મમાર્ગ તરફ ખાસ ધ્યાન આપવા માંડયું. એવા સુખમાં પણ તે પરમેષ્ટી મંત્રને જપતો, સુગુરૂનું ધ્યાન કરતો ને ધર્મમાંજ ચિત્ત રાખતો હતો. અન્યદા હૃદયમાં વિચાર થયો કે—" કોઇ સદ્ગુરૂ આવે તો તીર્થંકર ભગવંતની વાણી રૂપ સુધાનું પાન કરીને હું સંસારના બળતા દાવાનળમાંથી થોડી ઘણી પણ શાંતિ મેળવું."

## પ્રકરણ ૭૦ મું.

### ધર્મદેશના.

એક દિવસ ચાર જ્ઞાનને ધારણ કરનારા ધર્મરૂચિ નામના અણગાર કેટલાક શિષ્યોને પરિવારે પરવર્યા સતા કુશાગ્રપુરીનાં ઉદ્યાનમાં વૈભારગિરિ ઉપર સમવસર્યા. જેમનું જ્ઞાન નિરંતર પ્રકાશવાળું છે અને જેઓ લોકમાં રહેલા પ્રગટ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનારા છે એવા એ સૂરીશ્વરને અનેક સુવિહિત સાધુઓ સેવી રહ્યા હતા. તપ કરવાથી વિકારોને જેમણે હણ્યા હતા, એવા ઉત્તમ ગુણોયુક્ત સાધુ સમુદાયને જોઇને વનપાલકે રાજાને વધામણી આપી, એટલે રાજા અને ધમ્મિલ ખુશી થયા. મંગળ ભેરી વગડાવતા ને નગરના લોકને જણાવતા તેઓ ગુરૂનાં દર્શન કરવાને જવાની તૈયારી કરવા લાગ્યા. આડંબરથી મહોત્સવપૂર્વક તે ગુરૂને વંદન કરવાને ચાલ્યા. સાધુઓના સ્થાન નજીક આવતાં વાહનઉપરથી ઉતરી રાજ્યચિન્હોનો

ત્યાગ કરીને રાજા અને ધમ્મિલ પરિવાર સાથે શાંતિરૂપ અંભોધિમાં ક્રીડા કરનારા, ઇંદ્રિયોને દમનારા, વિકાર રહિત એવું જેમનું વદનકમળ હમેશાં પ્રસન્ન છે એવા મુનિઓને નમ્યા. તેમના ચરણકમળની રજ પોતાના ભાલસ્થળે લગાડી; અને તેમની આગળ હાથ જોડીને દેશના સાંભળવાને બેઠા. જેમ જેમ નગરમાં ખબર પડતી ગઈ તેમ તેમ લોકો મુનિઓને વંદન કરવાને આવવા લાગ્યા. સૂરીશ્વર ભવ્યજીવોને ઉપદેશ કરવાને પોતાની સુધાસમી વાણીથી બોલ્યા—" હે ભવ્યો ! આ પારાવાર સંસારમાં જિનેશ્વરોએ કહેલો ધર્મજ એક સારરૂપ છે. અગાધ જળના ઉંડા ઉદરમાં રહેલાં રત્નો જેમ કોઈ ભાગ્યવંતજ મેળવી શકે છે, તેમ આ ચોરાશી લાખ જીવાયોનિમાં મનુષ્યજન્મ પ્રાણીને ભાગ્યથીજ—પૂર્વના પુણ્યવડેજ મળી શકે છે. એવા માનવભવને પ્રાણી પ્રમાદવશે વ્યર્થ ગુમાવી નાખે છે. સંસારના ભોગવિલાસોમાં અને લક્ષ્મી મેળવવાના પ્રયત્નોમાં તેને હારી જાય છે. તત્ત્વજ્ઞોએ વિષય, કષાય, મદ્ય, નિદ્રા ને વિકથા—એ પાંચ પ્રકારનો પ્રમાદ કહ્યો છે તે, અને ક્રોધાદિક ચાર કષાયો કે જે પ્રાણીઓને દુર્ગતિ આપનારા છે તે ત્યજવા યોગ્ય છે. દાવાનળની માફક ક્રોધ સુકૃતરૂપ વનને ભસ્મ કરી નાખે છે, મદ્યપાનની ઉપમાસરખો માન મનુષ્યને માન્ય કરવા લાયક નથી; ભયંકર સર્પિણી સમી માયાને કોણ પુરૂષ ધારણ કરે ? મનરૂપી ગુફાનો આશ્રય લઈને પ્રાણીઓ ઉપર તે પ્રબળ સત્તા ચલાવે છે, અને લોભ તો પ્રાણીઓના સકળ ગુણોનો નાશ કરે છે, માટે ચિત્તનો ક્ષોભ કરનાર લોભ પણ છોડવા યોગ્ય છે.

શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચ પ્રકારના વિષયો જગતપ્રસિદ્ધ છે. જીહ્વાના સ્વાદથી આકાશમાં વિહરનારા પક્ષીઓ પણ સપડાય છે, સુગંધમાં આસક્ત થયેલો ભોગી ભ્રમર સૂર્યાસ્ત સમયે કમળ સંકોચાતાં અંદર કેદ પકડાઈ જેમ પ્રાણત્યાગ કરે છે, સ્પર્શસુખમાં આસક્ત મદોદ્ધત ગજરાજ ખાડામાં પડી જીવિતને ગુમાવે છે, રૂપ જોવામાં લુબ્ધ પતંગીઉં દીપકની જ્યોતમાં પડી બળીને ભસ્મ થઈ જાય છે અને સંગીતના મધુરા આલાપસંલાપથી મૃગ જાળમાં સપડાઈ જાય

સુનંદે કહ્યું—" મારા હૃદયમાં દયા આવવાથી મેં એમને જળમાં છોડી દીધાં. હે તાત ! જેમ તમને, મને ને તમારા મિત્રને પોતપોતાના પ્રાણ વ્હાલા છે, તેમ સર્વે જંતુઓ જીવવાને ચાહે છે, એ શું તમે જાણતા નથી ? જેને માટે પાપ કરવામાં આવે છે એવું કુટુંબ અને આ વિનશ્વર શરીર તો પાપ કરી–કરાવીને દૂર થાય છે, પરન્તુ જીવવધનું એ ભયંકર પ્રાયશ્ચિત્ત પરભવમાં પણ આત્માનેજ ભોગવવું–સહન કરવું પડે છે." એનાં આવાં અમૃતની જેવાં શીતળ વચનો સાંભળ્યા છતાં જ્વર આવ્યો હોય એની માફક અધિક તાપથી તપેલો એનો પિતા બોલ્યો—" રે દુષ્ટ ! શું આપણે જૈન છીએ કે આવી દયાનું તું વર્ણન કરે છે ? આપણા પિતા પિતામહ આદિ વડીલ જનોના પરંપરાએ ચાલતો આવતો માર્ગ લોપવાને તું નિશ્ચય અમારે ત્યાં કુપુત્રરૂપે ઉત્પન્ન થયો છે ! જેમ વડલાના વૃક્ષને કિંપાકનું ફળ લાગે, તેમ તું અમારા કુળમાં કુળાંગાર ઉત્પન્ન થયો છું ! ઘણા કાળે આવેલા મિત્રોનું તો પોતાના પ્રાણોવડે પણ પોષણ કરીએ તો પછી પારકા પ્રાણોવડે કરીને પોષવામાં તને શું શંકા થાય છે ? " એ પ્રમાણે કહીને નિર્દય પિતાએ લાકડીવડે મારી દયાવાન એ બાળકને ઘરમાંથી બહાર કાઢી મૂક્યો. લોકોએ એને ઘણો સમજાવ્યો પણ કોપનો ત્યાગ નહી કરતાં એને એથી પણ વધારે શિક્ષા કરવાનો વિચાર કર્યો. 'જગતમાં પ્રાયઃ એવું જોવાય છે કે અતિ રોષવાળા પુરૂષો સર્પોની સરખા ભયંકર હોય છે' આવી રીતે વેદના સહન કર્યા છતાં પણ સુનંદ હૃદયમાં મલિનતાને ન પામ્યો. પોતાના પૂર્વકર્મનો પશ્ચાત્તાપ કરતો તે જેમ તેમ આજીવિકા ચલાવવા લાગ્યો. સ્વભાવથીજ દયાવાળો અને સરલ પ્રકૃતિવાળો હોવાથી એણે મધ્યમભાવે મનુષ્યનું આયુષ્ય બાંધ્યું. એક દિવસ ક્રોધથી ધમધમતા એના પિતાએ દંડના પ્રહારે કરીને એને મારી નાખ્યો

કોઇ વિષમ ગિરિમાં વિષમ કંદરા નામે એક ભિલ્લલોકોની પલ્લી હતી. ત્યાં અમંદ રોષવાળો અને નિર્દય એવો મંદર નામે રાજા હતો. સ્વામીના જેવાજ ગુણવાળી વનમાલા નામની એને રાણી હતી. સુનંદનો જીવ અહીંથી મરણ પામીને તે વનમાલાની કુક્ષિમાં ઉત્પન્ન થયો

પૂર્ણ કાળે એનો પ્રસવ થયો. ગુણ પ્રમાણેજ 'સરલ' એવું એનું નામ રાખવામાં આવ્યું. સ્વકુળને ઉચિત ક્રીડાને કરતો એ બાળક શિશુપણામાં પણ સ્ત્રીઓના નેત્રને આનંદજનક થયો.

યૌવનવયમાં આવતાંજ રોગવશે કરી મંદરરાજા અકસ્માત પરલોકમાં પ્રયાણ કરી ગયો; એટલે પલ્લીના મુખ્ય પુરૂષોએ, સ્વજનોએ ને સજ્જનોએ એના પિતાના પદ ઉપર એનો-સરલનો અભિષેક કર્યો. પોતાની પ્રજાને પાળતો તે સરલ પરિજનવર્ગની સાથે પોતાનો કાળ સુખમાં વ્યતીત કરવા લાગ્યો. પિતા કરતાં પુત્ર બીજી રીતે સવાયો હતો, છતાં સ્વભાવે એ પિતા કરતાં જુદોજ હતો. પિતા ક્રોધથી ધમધમતો હતો અને પુત્ર પલ્લીનો નાયક છતાં મંદ કષાયવાળો હતો.

—※—

# પ્રકરણ ૭૧ મું.

## 'ધમ્મિલ્લનો પૂર્વ ભવ. (ચાલુ)'

સરલ પોતાના સુભટોની સાથે એક દિવસ પલ્લીની નજીકના જંગલમાં આમતેમ ભમતો હતો, એટલામાં દૂરથી આવતું મનુષ્યોનું એક ટોળું એની નજરે પડયું. "ઓહો ! આયુધ વગરના કેટલાક પુરૂષો ભૂમિ ઉપર દૃષ્ટિ રાખતા ને શરીરે દુર્બળ જણાતા આ તરફ ચાલ્યા આવે છે. આપણી નગરીમાં જે માણસો છે તે કરતાં આ વિચિત્ર પહેરવેશવાળા માણસોને જોઇ મને અજાયબી થાય છે કે એ ક્યા નગરના હશે ?" સરલે-પલ્લીપતિએ પોતાના માણસોને પૂછયું, તેમને નજીક આવેલા જોઈ તે પાછો બોલ્યો-"હું, જાણ્યું એ તો પોતાનું નાશ પામેલું-ખોવાયલું ધન શોધતા જણાય છે, તેથીજ એમની નીચી નજર છે. એની ચિંતાથી શરીરે પણ તેઓ દુર્બળ થઇ ગયા છે. એજ કારણથી એ મંદમંદ ડગલાં ભરતા આવે છે. આયુધ વગરના તેઓ પલ્લીની ચારેકોર ભમતા જણાય છે એ નવાઇ જેવી વાત છે, કેમકે આ પલ્લીમાં આયુધ વગર-

નો કોઇપણ પુરૂષ નથી જોવાતો, તો પછી આ કોણ હશે ? " એ ચિંતવતો પલ્લીપતિ તેમની પાસે ગયો. સરલને પાસે આવે જાણીને એ નિરાયુધ પુરૂષોએ ' ધર્મલાભ ' એ પ્રમ આશિષ આપી.

" આપ કોણ છો ? ને કયાંથી આવો છો ?." પલ્લીપ એ પૂછયું.

મધુર વાણીએ એમાંથી એક પુરૂષે કહ્યું–" મહાનુભાવ ! અ બધા ધર્મને જાણનારા, ધર્મતત્ત્વનો ઉપદેશ કરનારા, શ્રમણ એ નામથી પ્રસિદ્ધ થયેલા, ધર્મમાર્ગને જ અનુસરનારા છીએ. સાર્થન સાથે ચાલતાં આ ગિરિસ્થળ નજીક આવ્યા, એટલામાં ગફલતથ સાર્થ અમારી આગળ ચાલ્યો ગયો. અમે આ અટવીના માર્ગ નહિ જાણવાથી ભૂલા પડ્યા, તેથી અહીં તહીં ભટકીએ છીએ. હે સુંદર ! અમારી આ હકીકત છે. "

સાધુ સંતનો સમાગમ થવાથી જેને અતિ હર્ષ ઉત્પન્ન થયો છે ને જેનું હૃદય પુણ્યથી પવિત્ર થયું છે એવો સરલ બોલ્યો–" ધર્મ એ શું વસ્તુ છે ? "

સરલ સ્વભાવે પૂછાયેલા આવા પ્રશ્નથી એને ભદ્રક પરિણામવાળો જાણીને એક મુખ્ય સાધુએ કહ્યું–" વત્સ ! તું નિર્મળ બુદ્ધિવાળો છે કે જેથી ધર્મનો જીજ્ઞાસુ થઇને તે જાણવાને ઇચ્છે છે; માટે ટુંકાણમાં હું ધર્મનું રહસ્ય કહું છું તે સાંભળ. ધર્માર્થી પુરૂષ બીજાના જીવને કયારે પણ કષ્ટ આપે નહિ. ઠકુરાઇ હોય તોપણ ધર્મી જન અન્યાય કરે નહિ, દાંભિકપણું ચલાવી કોઇને ઠગે નહિ. દયાથી રહિત એવા ધર્મનો ત્યાગ કરે. જે જડપુરૂષો જાળની સહાયથી ઉંડા જળમાં વિહાર કરતાં માછલાંને પકડે છે તે મત્સ્યરૂપે પોતે જાળમાં સપડાઇ પોતાના જીવિતવ્યનો નાશ કરે છે. જે માણસો શિકારના શો. ીન બનીને અનેક જીવોનો ઘાત કરે છે, જીવહિંસાનોજ વ્યાપાર કરે છે, એવા જનો નરકલોકમાં જાય છે અને ત્યાં યમના પ્રહારે કરીને ઘણા કાળપર્યંત વિંધાય છે. જે પંખીની પાંખનો છેદ કરે છે એ નરાધમો પોતાની સુગતિનો પણ છેદ કરે છે. ઉત્તમ જીવો કુંથુઆ

જેવા સૂક્ષ્મ જીવોની પણ રક્ષા કરે છે. એવો દયામય ધર્મજ સજ્જન પુરૂષોને ઇષ્ટ છે; કેમકે દુષ્કર્મના મર્મને એજ ભેદી શકે છે." ઇત્યાદિક ધર્મના મર્મવડે મુનિએ સરલનું ચિત્ત ધર્મમાર્ગે વાળ્યું. મુનિના ઉપદેશથી એનું ચિત્ત દયાથકી આર્દ્ર પરિણામવાળું થયું. મુનિઓ તો તેણે બતાવેલે માર્ગે તરતજ અન્યત્ર વિહાર કરી ગયા. પલ્લીપતિ પોતાના પરિવાર સાથે પોતાને સ્થાનકે ગયો. પછી નિરંતર તે ધર્મમાર્ગમાં રહીને દયાનું તત્ત્વ ચિંતવવા લાગ્યો.

એક દિવસ પોતાના ભિલ્લોની સાથે ભિલ્લપતિએ એક ગામ ઉપર ધાડ પાડી. ગામમાં એના માણસોએ લુંટફાટ ને મારામારી કરવા માંડી. આ વખતે પલ્લીપતિને મુનિનું વચન સાંભર્યું. "અરે! આજીવિકાને માટે આ કેવું ઘોર પાપ કરવું પડે છે? લુંટફાટ કરીને માલ તો જેના હાથમાં આવશે એનાજ ઘરમાં રહેશે અને પાપનો ભાર તો મારે શિર ચોંટશે, માટે આવો વ્યવસાય મારે આજથીજ છોડી દેવો અને આ લોકોની સંગતિ પણ મારે તજી દેવી. એ મહાપુરૂષોએ જે પ્રવૃત્તિનો નિષેધ કર્યો હતો એમાંજ મારી પ્રવૃત્તિ આજે તો લાગેલી છે. એમનાં વચનનું ઉલ્લંઘન કરનારા એવા મને ધિક્કાર થાઓ! માણસોને હણીને, પારકાનાં ધન હરીને, એવા પાપકૃત્ય કરીને હું ક્યાં સુધી જીવી શકીશ? મૃગલાં અને સર્પોની આજીવિકા તૃણ અને વાયુવડે કરીને નિર્માણ થઇ છે, છતાં શું મનુષ્યોને વિધિએ દુઃખે કરીને પૂરી શકાય એવા ઉદરવાળા બનાવ્યા છે કે તેવા જીવોને મારવાનું અઘોર પાપ કરવાથી પણ તેઓ અચકાતા નથી? ભુખનું દુઃખ સહન કરીને ગહનવનમાં પડી રહેવું એ સારૂં છે, પણ પાપથી ઉપાર્જેલી લક્ષ્મીમાં રાચવું એ સારૂં નથી. જીવોની હત્યા કરનારાં આ મલીન આયુધોવડે કરીને શું? અથવા તો ઇચ્છા મુજબ વર્તનારા, સ્વેચ્છાચારી આ સૈનિકોવડે કરીને પણ શું?" એ પ્રમાણે વિચાર કરી સમતારૂપી અમૃતસમુદ્રમાં સ્નાન કરીને શુદ્ધ થયેલા આશયવાળો સરલ સર્વ આયુધોનો ત્યાગ કરી પરિવારને પૂછ્યા વગર એકાકી ચાલી નીકળ્યો; કેમકે એના હૃદયમાં દયા હતી, એ પાપથી ડરતો હતો, તે મત્સર રહિત હતો. તે પાપરહિત આજીવિકા કરીને પોતાનું જીવન વ્યતીત કરવા લાગ્યો.

અને જો તું દુઃખી હો તો હે દુઃખી માણસ! જૈનધર્મ જેવ કલ્પવૃક્ષનું અવલંબન લઇને ધમ્મિલની માફક તુ તારૂં કાર્ય સત્વ સિદ્ધ કર. એમ ન સમજતો કે આજે જૈનધર્મમાં કંઇ પણ હૈવત નથી તારૂં મન જો દ્રઢ હોય તો આજે પણ એ ચિંતામણિરત્નસમા જૈનધર્મના આરાધનથી જે ધારે-જે ઇચ્છે તે મળી શકે તેમ છે તેથી સદ્‌ગુરૂનો યોગ મેળવી, ધર્મ સાંભળી, ધર્મને ઓળખી, તેનુ યથાર્થ આરાધન કર. તેમાં આ લોક સંબંધી સુખની આશા રાખીશ નહીં. તારી ઇચ્છા નહીં છતાં પણ ધર્મ તને આ ભવમાં પણ ધમ્મિલની જેમ સુખી કરશે અને પરભવમાં પણ દેવાદિકના સુખ આપશે. શુદ્ધ ધર્મનુ નિસ્પૃહભાવે કરેલું આરાધન નિષ્ફળ જતું જ નથી. જેવો તારો પ્રયાસ હશે તેવુ તને ફળ મળશે. તેથી શુદ્ધ અંતઃકરણથી તેના આરાધનમાં તત્પર થઇ જા. હાલ તો આટલી શિક્ષા જ બસ છે. વધારેના ઇચ્છકને આ ચરિત્ર વાંચવાથી વધારે પણ મળી શકે તેમ છે. ઇત્યલમ્.

વાંચક લેખક સર્વનુ કલ્યાણ થાઓ! તથાસ્તુ.

